નામ : **અહો ! જિનશાસનનમ્**

લેખક : પૂ. પં. શ્રી **ભવ્યસુંદરવિ.** ગણિ

સંશોધક : પ.પૂ.આ.ભ.શ્રી વિજય
**મુક્તિવલ્લભસૂરીશ્વરજી** મ.સા.ના શિષ્ય
પ.મુ.શ્રી **વીતરાગવલ્લભવિ.** મ.સા.

પ.પૂ.આ.ભ.શ્રી વિજય
**ભવ્યકીર્તિસૂરીશ્વરજી** મ.સા.ના શિષ્ય
પૂ.મુ.શ્રી **મહર્ષિવિ.** મ.સા.

પ્રકાશક : **શ્રમણોપાસક પરિવાર**
books@shramanopasak.in

ભાષા : ગુજરાતી

વિષય : જિનશાસન, ઉત્સર્ગ–અપવાદ,
નિશ્ચય–વ્યવહાર, કામરાગ–સ્નેહરાગ–દૃષ્ટિરાગ,
ક્રોધ–માન–માયા–લોભ, સુખ વગેરે

કિંમત : પઠન
(પ્રભાવના માટે વધુ નકલો જોઈએ તો
પડતર કિંમત રૂ. ૬૦/– લેખે
આપવામાં આવશે.)

પ્રકાશન વર્ષ : વિ.સં. ૨૦૭૬



**JSBN : SPARI**0009

---

## ઋણ સ્વીકાર

- જેમની પાસેથી જિનશાસનના અનેક રહસ્યો
  અને અનેક શાસ્ત્રવચનોના તાત્પર્યો સમજવા મળ્યા છે તે
  સિદ્ધાંત દિવાકર, સુવિશાલ ગચ્છાધિપતિ
  (હવે સ્વ.) પૂ. આ. ભ. શ્રી વિજય
  **જયઘોષસૂરીશ્વરજી** મ.સા.
- સંયમના દાતા, ગ્રહણ-આસેવન શિક્ષા પ્રદાતા
  ભવોદધિતારક ગુરૂદેવશ્રી
  રાજપ્રતિબોધક પૂ. આ. ભ. શ્રી વિજય
  **રત્નસુંદરસૂરીશ્વરજી** મ.સા.
- જેમના ગ્રંથો/પુસ્તકોના વાંચન શ્રવણ,
  પ્રશ્નોત્તરી આદિથી શાસ્ત્રોના તાત્પર્યો સમજાયા છે, તેવા
  **પ્રાચીન-વર્તમાન મહાપુરૂષો**
- સંપૂર્ણ મેટરનું સંશોધન કરીને અનેક ભૂલોને સુધારનાર,
  સુંદર સૂચનો કરનાર
  પૂ. મુ. શ્રી **વીતરાગવલ્લભવિ**. મ.સા.
  પૂ. મુ. શ્રી **મહર્ષિવિ**. મ.સા.
- પ્રવચનનું અવતરણ કરનાર, અને સહાયક બનનાર
  મારા સહુ **સહવર્તી મુનિવરો**
- પ્રવચનને જિજ્ઞાસાપૂર્વક શ્રવણ કરનાર,
  પ્રશ્નો ઊભા કરીને પદાર્થને સ્પષ્ટ કરવામાં
  સહાયક બનનાર **શ્રોતાવર્ગ...**

આ સહુની કૃપા-પ્રોત્સાહન-સહાયતાદિથી જ
આ પ્રવચનો થયા અને લખાયા છે.
તે સહુનો અંતઃકરણથી, કૃતજ્ઞતાપૂર્વક ઋણસ્વીકાર કરું છું.

દ.
ભવ્યસુંદરવિ.

## લાભાર્થી

| | |
|---|---|
| ૫૦૦ નકલ | માતુશ્રી કપૂરબહેન અમૃતલાલ દોશી મુલુંડ–મલાડ |
| ૨૫૦ નકલ | માતુશ્રી નિર્મળાબહેન મનસુખલાલ પારેખ – સાંતાક્રુઝ |
| ૨૫૦ નકલ | એક સદ્ગૃહસ્થ – ઘાટકોપર |
| ૨૫૦ નકલ | ગુરૂભક્ત પરિવાર – મલાડ |
| ૨૫૦ નકલ | શ્રી વિનયચંદ બાવચંદ પારેખ બોરલા–બોરીવલી |
| ૨૧૦ નકલ | ગુરૂભક્ત પરિવાર – અમદાવાદ |
| ૧૧૦ નકલ | માતુશ્રી જશુમતીબહેન ચંકપલાલ દોશી પાલિતાણા–મુલુંડ |
| ૧૦૦ નકલ | શ્રીમતી પલ્લવીબહેન સુબોધભાઇ મહેતા હ્યુસ્ટન–USA |
| ૫૦ નકલ | સોહમ્–સંયમ હ. ઈશ્વરલાલ વોરા – મુલુંડ |

પૂજ્યશ્રીનું સાહિત્ય વિનામૂલ્યે જ જિજ્ઞાસુઓને આપવામાં આવે છે.

આપ શ્રુતજ્ઞાન–પ્રસારમાં લાભ લેવા ઈચ્છતા હો, તો કિશોરભાઇ (9869148094) નો સંપર્ક કરી શકો છો. અથવા www.shramanoparak.in/donation પર ક્રેડિટ કાર્ડ વગેરેથી ઓનલાઇન પણ દાન કરી શકાશે.

# પ્રાક્કથન

સુખ દુનિયામાં સહુને જોઈએ છે.
પણ તેનો સાચો માર્ગ માત્ર જિનશાસન જ બતાવે છે.

જિનશાસન જન્મથી મળ્યું હોવા છતાં, તેની વિશેષતાઓના અજ્ઞાનના કારણે, તેની મહાનતા આપણને સમજાઈ નથી હોતી.

તે મહાનતા સમજવા–સમજાવવાનો પ્રયાસ, વિ.સં.૨૦૭૫ના – સિદ્ધાંત દિવાકર સુવિશાલ ગચ્છાધિપતિ પૂ. આ. શ્રી વિજય **જયઘોષસૂરીશ્વરજી** મ. સા. તથા રાજપ્રતિબોધક પૂ. આ. શ્રી વિજય **રત્નસુંદરસૂરીશ્વરજી** મ.સા. ની આજ્ઞાથી થયેલા – અમદાવાદ–**વાસણા(નવકાર)** જૈન સંઘના ચાતુર્માસના પ્રવચનોમાં કર્યો.

સાંભળનાર મહાત્માઓ તેનું અવતરણ કરતા હતા. તેને વ્યવસ્થિત સ્વરૂપ આપીને પુસ્તક રૂપે પ્રકાશિત થઈ રહ્યું છે.

જિજ્ઞાસુ વાચકો આના વાંચનથી સમ્યગ્દર્શનાદિની પ્રાપ્તિ–નિર્મળતા વગેરે કરે, તે જ શુભેચ્છા.

જિનાજ્ઞા વિરુદ્ધ કાંઈ પણ લખાયું હોય તો મિચ્છા મિ દુક્કડમ્.

દ.
ભવ્યસુંદરવિ.
પોષ વદ ૫, વિ.સં. ૨૦૭૬
તપોવન, અમીચાપુર

## પ્રાપ્તિસ્થાન

1. શ્રમણ ભગવંતોને મંગાવવા માટે
   બાબુલાલ સરેમલજી – 9426585904 (Whatsapp/SMS કરાવવો.)
2. ગૃહસ્થોને V.P.P. Post થી મંગાવવા માટે
   ભાવેશભાઈ – 9428832660 (Whatsapp/SMS કરાવવો.)
3. પ્રભાવનાદિ માટે વધુ નકલો મેળવવા માટે
   કમલ શાહ (મુંબઈ માટે) 8080830240
   જૈનમ પટવા (ગુજરાત માટે) 9574946471
4. જિજ્ઞાસુ વાચકોને વિના મૂલ્યો મેળવવા માટે

(નોંધ : જે પણ પ્રાપ્તિસ્થાનો છે, તે સહુ શ્રુતજ્ઞાનના પ્રચારાર્થે સેવા કરે છે. તેમનો પ્રકાશકો આભાર માને છે. જિજ્ઞાસુઓને વિનંતી કે તેમની અનુકૂળતા જોઇ–વિચારી–સાચવીને પુસ્તક લેવા જવું.)

### મુંબઇ

| | |
|---|---|
| અક્ષય શાહ<br>અર્હમ્ એન્ટરપ્રાઇઝ, 20/48, જય મહલ એસ્ટેટ, બીજે માળે, રૂમ નં. 7, બાદશાહ કોલ્ડ્રીંક્સ પાસે, **લોહાર ચાલ**<br>સમય : 1 થી 6 મો. 9594555505 | સંકેતભાઈ<br>વર્ધમાન જૈન મોલ, શોપ નં. 4, હરિ ભુવન, વાસુપૂજ્ય સ્વામી દેરાસરની બાજુમાં, ઝવેર રોડ, **મુલુંડ (વેસ્ટ)**<br>સમય : 2 થી 5 મો. 9820583337 |
| ઉમેશભાઇ<br>કશ્યપ ઉમેશ એન્ડ એસોસિએટ્સ, 208, મલાડ શોપિંગ સેન્ટર, સાઉથ વિંગ, બીજે માળે, એસ.વી.રોડ, **મલાડ (વેસ્ટ)**<br>સમય : 10 થી 8 મો. 9821685251 | મયૂરભાઇ શાહ<br>નવજીવન સો., બીલ્ડીંગ નં. 4, ફ્લેટ નં. 8, ત્રીજે માળે, લેમિંગ્ટન રોડ, **મુંબઈ સેન્ટ્રલ**<br>સમય : ફોન કરીને જવું.<br>મો.9821967635, 9821482755 |
| અલકાબેન જિજ્ઞેશભાઈ શાહ<br>302, ૐ શાંતિ સોસાયટી, પ્લોટ નં.125, રોડ નં. 8, હવેલી માર્ગ, જવાહરનગર, **ગોરેગામ (વેસ્ટ)**<br>સમય : ફોન કરીને જવું<br>મો. 9801146888 | રાકેશભાઈ શાહ<br>601, લા વિસ્તા, GST ભવન સામે, લાઠીવાલા એપાર્ટમેન્ટની પાછળ, **મઝગાંવ**<br>સમયઃ 10 થી 12, 4 થી 8<br>મો. 9820860086 |

| | |
|---|---|
| નીતાબહેન ગિરીશભાઈ ગડા<br>2A/3 જવાન નગર, ભાનુશાળી લેન<br>**ઘાટકોપર (ઈસ્ટ)**<br>સમયઃ 11 થી 1<br>મો. 9372205205 | ચિંતનભાઈ શાહ<br>105, સત્યદીપ બિલ્ડીંગ, ફિનિક્ષ હોસ્પિટલ સામે, પદ્મનગર, ચીકુવાડી, **બોરીવલી (વેસ્ટ)**<br>સમય : 9 થી 9 મો. 9819742242 |
| મુકેશભાઈ વોરા<br>ફ્લેટ નં. 3, શ્રીનાથ કુટિર, લજપતરાય રોડ, **વિલેપાર્લે (વેસ્ટ)**<br>સમયઃ 9 થી 11, 4 થી 6<br>મો. 9324244034 | |

## અમદાવાદ

| | |
|---|---|
| વિરલ સુરેશભાઈ ગાંધી<br>328/એ, ત્રીજે માળે, અનમોલ લક્ષ્મી માર્કેટ, વૈભવલક્ષ્મી માર્કેટની સામે, **ઘીકાંટા**<br>સમય : 11–30 થી 7.00<br>મો. 9428995096 | અમિતભાઈ<br>જૈન ટેલિકોમ એન્ડ મોબાઈલ<br>રેવા ભુવન, પોલીસ ચોકીની પાછળ, ફતેહપુરા, **પાલડી**<br>સમય : 10 થી 1, 4–30 થી 8.00<br>મો. 9376240634 |
| કૌશિકભાઈ<br>હેલો કોપિયર્સ, અનુપમ–1, ફેરડીલ હાઉસની સામે, જૈન ડેરી પાસે, સ્વસ્તિક ચાર રસ્તા, **સી.જી. રોડ**<br>સમય : 11 થી 8<br>મો. 9879168530 | સમકિતભાઈ<br>શાલિભદ્ર પૂજા સ્ટોર, સોમેશ્વર દેરાસરની બાજુમાં, મેડિલિંક હોસ્પિટલની સામે, શ્યામલ ક્રોસ રોડની બાજુમાં, 132 ફૂટ રિંગ રોડ, **સેટેલાઇટ**<br>સમય : 11 થી 7 મો. 9998898809 |
| નમનભાઈ એચ. શાહ<br>Hibiscus Securities, સી–527, સિદ્ધિ વિનાયક ટાવર, કટારિયા હાઉસની બાજુમાં, **પ્રહલાદનગર** એક્સટેન્સન રોડ<br>સમય : 10 થી 5 મો. 9033453080 | બાબુલાલ સરેમલજી<br>સિદ્ધાચલ, 13, હીરા જૈન સોસાયટી, રામનગર, **સાબરમતી**<br>સમય : 11 થી 1<br>મો. 9426585904 |

# સુરત

| | |
|---|---|
| ડૉ. ભરતભાઈ શાહ – ખેરાળુવાળા<br>અપૂર્વ હોસ્પિટલ, 101, સિદ્ધગિરિ રેસિડેન્સી, નિશાળ સર્કલ પાસે, **પાલ**<br>સમય : 10.30 થી 1, 6–30 થી 9.00<br>મો. 9426282919 | નરેન્દ્રભાઈ શાહ<br>301, રતનરેખા એપા, બાબુનિવાસની ગલી, નાનપુરા, **ટીમલીયાવાડ**<br>સમય : 10 થી 5<br>મો. 9377615587 |
| સ્નેહલભાઈ શાહ<br>402, આકાશગંગા એપા., ન્યૂ સિવિલ રોડ, **ભટાર**<br>સમયઃ 9 થી 11, 7 થી 9.30<br>મો. 9825253513 | પારસભાઈ દોશી<br>એ/103, આગમ રેસિડેન્સી, આસ્થા એપા. ની સામે, **વેસુ**<br>સમયઃ 2 થી 5, 9 થી 10 (રાત્રે)<br>મો. 9774167448 |
| શૈલેશભાઈ શાહ<br>201, ગુલાબચંદ નગર, અઠવા ગેટ, **ગજ્જર વાડી**<br>સમયઃ 9 થી 11, 7 થી 9.30<br>મો. 9376544780 | શ્રીપાળભાઈ શાહ<br>703, પન્ના ટાવર, નવો **રાંદેર રોડ**, અમિધરા વાડીની બાજુમાં.<br>સમયઃ 9 થી 11, 7 થી 8.30<br>મો. 9427825753 |
| પરેશભાઈ કાંતિલાલ શાહ<br>E–1/403, નીલકંઠ રેસિડેન્સિ, ન્યુ ક્રોસ રોડ, **અમરોલી**<br>સમયઃ 9 થી 12, 4 થી 8<br>મો. 9323559466 | હસમુખભાઈ<br>પી. એસ. ક્રિએશન એન્ડ સ્ટેશનરી માર્ટ, અજબાણી સ્વીટ એન્ડ નમકીન<br>સી/2/2, **કૈલાશનગર** ફ્લેટ્સ, શાક માર્કેટ, સગરામપુરા<br>સમયઃ 11 થી 1, 4 થી 9 (રવિવાર સિવાય)<br>મો. 9586241192, 9558346825 |

| **વડોદરા** | **રાજકોટ** |
|---|---|
| રાજુભાઈ – જિનેન્દ્ર ઉપકરણ ભંડાર – ધન્ય નિવાસ, બી. કોલા ખાડી, ઘડીયાળી પોળ મો. 9427444884<br>સમય : 10 થી 1, 4 થી 8 | હરેશભાઈ શાહ – 1005, ધ ઇમ્પીરીયા, 10 મે માળે, લીમડા ચોક, શાસ્ત્રી મેદાનની સામે મો. 9427220110<br>સમય : 11 થી 6 |

| | |
|---|---|
| **ભાવનગર**<br>તુષારભાઈ વોરા – ફ્લેટ નં. 33, 'બી' વિંગ, શિલ્પી એપાર્ટમેન્ટ, શિલ્પીનગર, કાળાનાળા મો. 9428856162<br>સમય : ફોન કરીને જવું. | **જામનગર**<br>હેમાંગભાઈ શાહ – 2, કામદાર કોલોની, ડો. ભાલોડિયા હાઉસ સામે.<br>મો. 8866587572<br>સમયઃ રાતના 8 સુધી |
| **મહેસાણા**<br>અમિતભાઈ પટવા – પટવા સેલ્સ એજન્સી, પદ્માવતી સો. ના નાકે, ઉપનગર જૈન દેરાસર પાસે, ગાયત્રી મંદિર રોડ,<br>મો. 9825500791 સમયઃ 10 થી 7 | **હિંમતનગર**<br>ભાવેશભાઈ શાહ – જૈન એલર્ટ ગ્રુપ ઓફ હિંમતનગર, કે.ડી. કોમ્પ્લેક્ષ, મોટાભાઈ માર્કેટની સામે, ગાયત્રી મંદિર રોડ, મહાવીરનગર<br>મો. 9428832660 સમયઃ 10 થી 7 |
| **વલસાડ**<br>વિપુલભાઈ શાહ – વાત્સલ્ય, એમ. જી રોડ મો. 9173787895<br>સમયઃ 10 થી 8.30 | **નવસારી**<br>જેસલ વિનોદભાઈ શાહ – 7, સોનલ એપાર્ટમેનન્ટ, શાંતાદેવી રોડ<br>મો. 9601813476 સમયઃ ક્યારેય પણ |
| **ગાંધીધામ**<br>પ્રકાશભાઈ ચૌધરી – દિવ્યા સોલ્ટ પ્રા. લિ., T–C–X – SOUTH – 23, ઓરિએન્ટલ બેંક પાછળ<br>મો. 942621717819 સમયઃ 10 થી 7 | **સુરેન્દ્રનગર**<br>ડો. રાજેશ સંઘવી – પ્રશમ બંગલો, બ્લોક નં–1 પાસે, સંસ્કાર સો., 'ઘર હો તો એૈસા' ની સામે, જીનતાન રોડ<br>મો. 9772348391 સમયઃ ફોન કરીને |
| **પુણે**<br>ચિરાગભાઈ છેડા – અર્હમ્ ટ્રેડિંગ, પ્રભાસ કોન્ડોનિયમ, બીજે માળે, 711, નારાયણ પેઠ, 'પેટલ્સ' ની ઉપર, શગુન ચોક, બેંક ઓફ ઈન્ડિયાની સામે<br>મો. 735030024<br>સમયઃ રવિવાર સિવાય–ફોન કરીને | **પોરબંદર**<br>ડો. રશ્મિન એમ. પુરોહિત – શ્રુતદેવી મંદિર – જ્ઞાનભંડાર, 5, જલારામ કોલોની, એચ. એમ. પી ગેટ સામે. હાઈવે મો. 9428287275<br>સમયઃ સાંજે 4 થી 7 |

જણાવેલ પ્રાપ્તિસ્થાનો સિવાયના ક્ષેત્રોમાં કોઈને પણ પુસ્તકો રાખવાની ભાવના અને અનુકૂળતા હોય, તો જૈનમ (મો. 9574946471) નો સંપર્ક કરવા વિનંતી.

## પૂ. મુ. શ્રી ભવ્યસુંદરવિ. મ.સા.

## લિખિત/સંપાદિત સાહિત્ય

1. **સમકિતનું મૂળ જાણીએ જી**
   સમ્યક્ત્વ પરના પ્રવચનના પદાર્થોનો સંગ્રહ
   (ગુજરાતી અને હિંદીમાં ઉપલબ્ધ)

2. **જૈન ફૂડ રેડી રેકનર**
   ભક્ષ્યાભક્ષ્યની સંક્ષિપ્ત જાણકારી
   (ગુજરાતી અને હિંદીમાં ઉપલબ્ધ)

3. **સુપાત્રદાન**
   ગોચરી વહોરાવવા સંબંધી વિધિ–વિવેક
   (ગુજરાતી અને હિંદીમાં ઉપલબ્ધ)

4. **પચ્ચક્ખાણ**
   પચ્ચક્ખાણ સંબંધી સરળ વિસ્તૃત સમજણ

5. **પાઠશાળા–સંચાલન**
   પાઠશાળાનાં સંચાલન માટે સુંદર માર્ગદર્શન

6. **પાઠશાળા**
   વિધિ–સ્તવન–સ્તુતિ–પદાર્થ વગેરેનો સંગ્રહ

7. **પંચ પ્રતિક્રમણ–નવસ્મરણ** કિંમત રૂા. 50/–
   રોમન (અંગ્રેજી) અને દેવનાગરી (હિંદી) લિપિમાં

## અનુક્રમણિકા

## સફળતાનું રહસ્ય

- જગતના **સર્વ જીવોની, સર્વ સ્થાને, સર્વ કાળે થતી પ્રવૃત્તિનું લક્ષ્ય એક જ હોય છે- સુખની પ્રાપ્તિ - દુઃખનો નાશ...**
- **પ્રભુ સર્વ જીવોને સુખી કરવા માટે જ શાસનની સ્થાપના કરે છે -** ઉપદેશ આપે છે..
  જ્ઞાની ભગવંતોએ આપણને સુખી કરવા માટે જ શાસ્ત્રોની રચના કરી છે.
  **અમે પણ તમને સુખી કરવા જ વ્યાખ્યાન કરીએ છીએ...**
- કેવો સરસ સંયોગ રચાયો છે ?
  તમારે સુખી થવું છે.
  અમારે તમને સુખી કરવા છે.
  પણ ખાટલે મોટી ખોડ એ છે કે - તમે સુખ જુદી વસ્તુમાં માનો છો - અમે જુદી વસ્તુમાં માનીએ છીએ..
  **અમારે જેવું સુખ આપવું છે, તેવું તમારે જોઈતું નથી...**
  **તમારે જેવું સુખ જોઈએ છે, તેમાં અમને સુખ લાગતું જ નથી !**
- પ્રભુ કયું સુખ આપવા માગે છે ? શેમાં સુખ માને છે ? તેની વાત હું પછી કરીશ..
  પહેલાં તમારે જે સુખ જોઈએ છે; તેની વાત કરીશ.. બોલો, તમે શેમાં સુખ માનો છો ? તમારે કયું સુખ જોઈએ ?
- ઘણીવાર એવું લાગે છે કે, તમારે કયું સુખ જોઈએ - તેની તમને પણ ખબર નથી ! તમે પણ મૂંઝવણમાં છો !
  **તમે જેમાં સુખ માનો છો - તે બધાનો સમાવેશ ત્રણ ચીજમાં થઇ જાય છે - સંપત્તિ, સામગ્રી અને સ્ટેટસ..**
- તમે સુખ શેમાં માનો છો ? તે પ્રશ્નનો જવાબ જુદો જુદો મળે, પણ તમે સુખી કોને માનો ? એમ પૂછું તો નિર્વિવાદપણે સંપત્તિવાળાનું નામ સાંભળવા મળે..
  એ બતાવે છે કે **તમે 'સુખ' નો અર્થ 'સંપત્તિ' કરો છો...**
- કોઈના માટે તમે એમ કહો કે 'સુખી' છે - તેનો અર્થ શું થાય ?
  તેના શરીરમાં ડાયાબિટીસ બ્લડપ્રેશર-કોલેસ્ટ્રોલ-વા વગેરે કોઈ રોગ નથી - તંદુરસ્ત છે - એ?
  કે પરિવાર સંસ્કારી છે, કુટુંબમાં સંપ છે...... તે ?
  કે જીવનમાં કોઈ ટેન્શન નથી - ચિંતા નથી તે.. ?
  *સભા : ના... તે પૈસાવાળો છે - એટલો જ...*
  તો નક્કી થયું ને, કે તમે 'સુખ' નો અર્થ 'સંપત્તિ' કરો છો ?
- જો 'સુખ' નો અર્થ 'પૈસા' જ થતો હોય, તો જૈન સાધુ તો જગતમાં સૌથી દુઃખી હોવા જોઈએ, કારણકે તેમની પાસે એક પણ પૈસો હોતો નથી...
  પણ તેવું નથી. (ઊલટું જૈન સાધુ જગતમાં સૌથી સુખી છે !) એ બતાવે છે કે ખરેખર, 'પૈસો' તે 'સુખ' નથી.
- ખરેખર તો અમારે, વાસ્તવિક સુખ જે છે, તે જ તમને આપવું છે. પણ તે તમારે જોઈતું નથી.. (કારણકે તેમાં તમને સુખ દેખાતું નથી). એટલે તેની વાત હું પછી કરીશ.. પણ તમારે જે સુખ જોઈએ છે (સંપત્તિ વગેરે) તે કેવી રીતે મળે ? તેની વાત મારે પહેલા કરવી છે.

- સાધુ - સંપત્તિ વગેરે સુખ મેળવવાનો માર્ગ દેખાડે ?
*સભા : ના..*
તમને - 'તમારે શું કરાય ? શું નહીં ?' તેની ખબર નથી...
'સાધુએ શું કરાય ? શું નહીં ?' તેની ખબર છે.. !
- ઉપમિતિ ભવપ્રપંચા કથામાં એક વાત આવે છે.
શેઠનો દીકરો નાસ્તિક હતો... કશો ધર્મ ન કરે. શેઠને તેના પરલોકની ચિંતા ઘણી થતી...
એકવાર ગામમાં એક આચાર્ય ભગવંત પધાર્યા. શેઠ મહાપરાણે દીકરાને તેમની પાસે લઈ ગયા. આચાર્ય ભગવંતે ૧ કલાક ઉપદેશ આપ્યો... પછી પૂછ્યું – 'શું સમજ્યો... ?' તો કહે – 'મેં આ દરમાંથી ૧૦૦ કીડી નીકળી અને પાછી ગઈ તે જોયું !'
બીજી વાર બીજા આચાર્ય ભગવંત પધાર્યા. તેમને વાત કરીને શેઠ દીકરાને લઈ ગયા... આચાર્ય ભગવંતે કહ્યું - 'મારી સામે જોવાનું...' પછી ઉપદેશ આપ્યો... પછી પૂછ્યું – 'શું સાંભળ્યું ?' તો કહે – 'તમારા ગળાનું હાડકું ૫૦ વાર ઉપર-નીચે થયું - તે જોયું.'
ત્રીજા આચાર્ય ભગવંત પધાર્યા - મહાગીતાર્થ હતા... શેઠ તેમને વાત કરીને દીકરાને લઈ ગયા... આચાર્ય ભગવંતે પૂછ્યું – 'પૈસા શી રીતે કમાવાય ? તે ખબર છે ?' દીકરાને લાગ્યું કે 'આ વાત મારા કામની છે...' રોજ આવતો થઈ ગયો...!
આચાર્ય ભગવંતે ધીરે ધીરે તેને ધર્મમાં ચડાવી દીધો !
બોલો હવે - આવો ઉપદેશ કરાય?
- **અમારું લક્ષ્ય તમને ધર્મ પમાડવાનું - સ્થિર કરવાનું હોય...** શરૂઆતમાં તેના માટે, તમને ગમે તેવી વાતો પણ અમારે કરવી પડે - તો કરીએ... શાસ્ત્રકારોએ એને આક્ષેપિણી કથા કહી છે !
- સંપત્તિ વગેરે સુખ શેનાથી મળે ? પુણ્યથી કે પુરુષાર્થથી ?
*સભા : પુણ્યથી......*
જુઓ - ગોખેલું નહી બોલતા... તમારા અંતરમાં જે હોય તે બોલજો...
- બજારમાં સંપત્તિ વધારે મેળવવા પુરુષાર્થ જ વધારે કરતા હો, તો 'પુણ્યથી મળે' એવું બોલવું - તે પોપટપાઠ છે..
- Information (માહિતી), Knowledge (જ્ઞાન) અને Wisdom (ડહાપણ) ત્રણેય માં ફરક હોય છે.
દૃષ્ટાંત દ્વારા સમજાવું...
- રોજ તમે બોલો છો - સાત લાખ પૃથ્વીકાય, સાત લાખ અપ્કાય... આમાં અપ્કાય એટલે શું ?
*સભા : પાણી..*
પાણી જેનું શરીર છે - એવા જીવો તે અપ્કાય છે.
એટલે તમને ખબર તો છે કે, પાણીમાં જીવ છે... પણ જ્યારે હાથ ધુઓ, નહાવ, પાણીમાં પગ મૂકો, ત્યારે તમને યાદ આવે ખરું, કે 'આ પાણીમાં જીવ છે... હું તેની હિંસા કરું છું... ?'
*સભા : ના...*
એટલે 'પાણીમાં જીવ છે' એ 'માહિતી' છે, પણ 'જ્ઞાન' નથી..
- તેમ **'સંપત્તિ પુણ્યથી મળે' તે માહિતી તો છે. જ્ઞાન ખરું ?**
મને તો એક વ્યાખ્યાનમાં સરસ જવાબ મળેલો.
૮ થી ૯ માં પૂછો તો 'પુણ્યથી મળે' ..... (વ્યાખ્યાનનો સમય ૮ થી ૯ હતો) અને ૯ થી ૮ માં પૂછો તો 'પુરુષાર્થથી મળે....'

અહીં, 'પુણ્યથી મળે છે' એમ કહેનારા તમે, બજારમાં ગયા પછી 'પુરુષાર્થથી મળે' તેમ જ માનો છો...

- *સભા : પુણ્યથી મળે, પણ પુરુષાર્થ તો જોઈએ ને?*

દૂધમાં સાકર નાખીને હલાવીએ તો ગળ્યું થાય..

હું પૂછું છું કે 'દૂધ શેનાથી ગળ્યું થાય ? સાકરથી કે હલાવવાથી ?' તો બધા એમ જ કહેશે 'સાકરથી..' કોઈ એમ નહીં કહે કે 'હલાવવાથી...' કારણકે ગળ્યું થવામાં સાકર મુખ્ય કારણ છે, હલાવવું ગૌણ છે.

સાકર નાખ્યા વગર આખી જિંદગી હલાવો, તો પણ ગળ્યું ન થાય.

સાકર નાખીને હલાવો નહીં તો પણ કલાકમાં ગળ્યું થઇ જાય.

સાકરનો ઝીણો ભૂકો હોય તો વગર હલાવે તરત ગળ્યું થઈ જાય.

દૂધ ઉકળતું ગરમ હોય તો પણ વગર હલાવે તરત ગળ્યું થઈ જાય.

તેમ - **સંસારના ક્ષેત્રની કોઈપણ ક્ષેત્રની સફળતાનું મુખ્ય કારણ પુણ્ય છે...**

- *સભા : પણ પુરુષાર્થ જોઈએ તો ખરાને ?*

પરમાત્મા પોતાની માતાની કુક્ષિમાં પધારે ત્યારે તિર્યગ્જૃંભક દેવો, પરમાત્માના પિતાનો ભંડાર રત્ન વગેરેથી ભરી દે છે... બોલો પરમાત્માના પિતાએ કયો પુરુષાર્થ કર્યો ?

શાલિભદ્રને પુણ્યથી ૯૯ પેટી ઉતરતી હતી. શો પુરુષાર્થ હતો ? પુણ્ય પ્રબળ હોય તો પુરુષાર્થની જરૂર નથી પડતી.

- **પુરુષાર્થ ગમે તેટલો કરવામાં આવે, પુણ્ય ન હોય તો સફળતા ન જ મળે...** એ નિયમ છે.
- શાસ્ત્રોમાં એક કાલ્પનિક કથા આવે છે,

શંકર-પાર્વતી આકાશમાંથી જતા હતા. નીચે શંકરના પરમ ભક્ત એક બ્રાહ્મણનું કુટુંબ દેખાયું.. અત્યંત ગરીબ હતું. પાર્વતીએ શંકરનો ઉધડો લીધો – 'તમે તમારા ભક્તોનું ધ્યાન નથી રાખતા.'

શંકર કહે 'તેનું પુણ્ય નથી... તેમાં હું શું કરું ?'

પાર્વતી કહે, 'તમારે આપવું નથી .. અને બહાના કાઢો છો.'

શંકર કહે, 'તો જુઓ...' નીચે આવ્યા.

કુટુંબમાં પતિ-પત્ની અને દીકરો હતા... શંકરે કહ્યું - 'ત્રણેને એક એક વરદાન આપું છું... જે જોઈએ એ માંગી લો...'

પહેલા પત્નીએ માંગ્યું - 'મને રાજાની રાણી બનાવી દો.'

શંકર કહે - 'તથાસ્તુ...' અને ત્યાંથી અલોપ થઈ ગઈ... રાણી થઈ ગઈ.

બ્રાહ્મણને ગુસ્સો આવ્યો - 'મારી ભક્તિથી પ્રસન્ન થઈને શંકરે મને વરદાન આપ્યું અને મને છોડીને રાણી બની ગઇ ? દેખાડી દઉં...' અને માંગ્યું - 'મારી પત્નીને ભૂંડણ બનાવી દો..'

શંકર કહે - 'તથાસ્તુ...' અને ત્યાં જ ભૂંડણ રૂપે આંટા મારવા લાગી.

દીકરાને થયું - 'મા વિના રસોઈ કોણ બનાવશે ? શું ખાઈશું ?' એટલે માગ્યું - 'આ (ભૂંડણ)ને ફરી મારી મા બનાવી દો.'

શંકર કહે - 'તથાસ્તુ...'

જ્યાં હતા ત્યાં ના ત્યાં આવીને ઊભા રહ્યા. !

- શાસ્ત્રોમાં ચક્રવર્તીના બળનું વર્ણન કરતા લખ્યું છે... ચક્રવર્તીનું આખું ૯૬ કરોડનું સૈન્ય એકબાજુ ઊભું રહે... બીજી બાજુ ચક્રવર્તી એકલા ઉભા રહે... સાંકળના એક છેડાને પકડી

રાખે... સામેથી ૯૬ કરોડ ભેગા થઈને સાંકળને ખેંચે, તો પણ ચક્રવર્તીને એક તસુભાર પણ હલાવી શકે નહીં ! અને ચક્રવર્તી સાંકળ ખેંચે તો ૯૬ કરોડ તેની પાછળ ખેંચાઈને આવે !

{તીર્થંકરના શરીરમાં તેના કરતા પણ અનંતગણું બળ હોય છે. શાસ્રકાર લખે છે.. આપણે રહીએ છીએ તે પૃથ્વી ૧,૮૦,૦૦૦ યોજન જાડી છે. (૧ યોજન=૩૨૦૦ માઈલ). અસંખ્ય યોજન પહોળી છે. તેની વચ્ચે ૧ લાખ યોજન ઊંચો મેરૂ પર્વત છે. તીર્થંકરનું શરીર ૭ હાથનું હોય તો પણ, મેરુ પર્વતને દાંડાની જેમ પકડીને, પૃથ્વીને છત્રની જેમ ઊંધી કરી શકે - તેવી તાકાત તેમના શરીરમાં હોય.}

વાસુદેવનું બળ ચક્રવર્તી કરતા અડધું હોય... આવા કૃષ્ણ વાસુદેવની પરિસ્થિતિ શું થઈ ? ત્રિષષ્ઠિશલાકાપુરુષ ચરિત્રમાં શાસ્ત્રકાર લખે છે - દ્વૈપાયને દ્વારિકા નગરીને બાળી ત્યારે કૃષ્ણ અને બળરામ, પોતાના માતા-પિતાને લઈને રથમાં બેસીને બહાર જવા નીકળ્યા. {બંને સાવકા ભાઈ છે. બંનેના પિતા એક છે–વસુદેવ. માતા જુદી જુદી છે. }

નગરના દરવાજે રથ ખૂંપી ગયો. કૃષ્ણ જેવો સારથિ રથ હંકારે છે-પણ ઘોડા રથને કાઢી શકતા નથી. કૃષ્ણ અને બળરામ નીચે ઊતરીને ઘોડાના સ્થાને જોડાયા... રથ ખેંચે છે. પણ નીકળતો નથી !

બોલો... વાસુદેવનું બળ ક્યાં ગયું ? એક કરોડ મણ વજનની કોટિશિલાને એકલા હાથે ઉપાડનાર વાસુદેવ - રથને કેમ ખેંચી શકતા નથી ? કહો કે પુણ્ય પરવારી ગયું છે...

છેવટે માતા-પિતાના કહેવાથી, તેમને જીવતા સળગતા મૂકીને, જાન બચાવવા કૃષ્ણ અને બળરામ ભાગી નીકળ્યા !!

- ચક્રવર્તીના પુણ્યનું વર્ણન સાંભળ્યું છે ?

૬૪૦૦૦ રાણી હોય ! (એટલીને સાચવી શકે !) ૧૪ રત્નો હોય. તેમાં ચર્મરત્ન એવું છે કે – તેમાં સવારે વાવો તે સાંજે ઊગી જાય... ! આખી ૯૬ કરોડની સેનાને ખવડાવી શકે. ૧૬૦૦૦ દેવતા ચક્રીની સેવા કરે.

આવા સુભૂમ ચક્રીની પાલખી ઊંચકીને ૧૬૦૦૦ દેવો લવણસમુદ્ર પરથી જઈ રહ્યા છે... એક દેવને વિચાર આવ્યો – 'આને ઊંચકવા એક દેવ પૂરતો છે... બધાની શું જરૂર? હું છોડી દઉં તો શું થવાનું... ?'

શાસ્ત્રકાર કહે છે - સોળે હજાર દેવોને એકસાથે આવો વિચાર આવ્યો - અને બધાએ એકસાથે પાલખી છોડી દીધી ! સુભૂમ લવણસમુદ્રમાં પડ્યો - મરીને ૭મી નરકે ગયો !

બધા દેવોના મનમાં એકસાથે કેમ આવો વિચાર આવ્યો ?

કહો કે - સુભૂમનું પુણ્ય પરવારી ગયું... !!

- પુણ્ય પરવારે ત્યારે શું થાય છે ? તે તમે જોયું જ છે...

શેરબજારને પોતાના ઈશારે નચાવનાર હર્ષદ મહેતા - નજરકેદમાં આત્મહત્યા કરીને મરી ગયો.. કેમ ? બુદ્ધિ તો એ જ હતી ; પણ પુણ્ય પરવાર્યું...

મગધનો (એટલે ભારતવર્ષનો) રાજા શ્રેણિક - જેલમાં પૂરાયો - રોજના ૧૦૦ ફટકા ખાતો હતો..

વિશ્વ-સમ્રાટ બનવાના ખ્વાબ જોનારો નેપોલિયન એકલો અટૂલો મરી ગયો

- **પુણ્ય ન હોય, તો તમારા પર પ્રસન્ન થયેલો દેવ પણ તમને આપી શકે નહીં.**

વિમલશાહ મંત્રીએ અંબિકા દેવીને પ્રત્યક્ષ કરીને બે ચીજ માંગી - 'આબુના પર્વત પર દેરાસર બંધાવવા છે - અને સંતાન જોઈએ છે.'

ત્યારે દેવીએ તેમને કહ્યું – 'તમારા પુણ્યમાં બેમાંથી એક જ છે !'
એનો સ્પષ્ટ અર્થ છે કે, જે આપણા પુણ્યમાં ન હોય, તે દેવ પણ આપી શકે નહીં.

- હરિભદ્રસૂરિજી મ. ના બંને શિષ્યો હંસ-પરમહંસ બૌદ્ધો સાથેના વાદના કારણે સ્વર્ગસ્થ થયા, પછી એક પણ શિષ્ય ન હોવાથી તેમને અફસોસ રહેતો હતો.
ત્યારે શાસનદેવે તેમને એ જ કહેલું – 'તમારા પુણ્યમાં શિષ્ય નથી !'
- કેશિયર, તમારી જ બેલેન્સમાંથી પૈસા આપે છે..
તેમ, **તમારા પુણ્યમાં જે હોય, તે જ દેવ આપી શકે છે - તેનાથી વધુ નહીં !**
- અરિહંત પરમાત્મા દીક્ષા પૂર્વે એક વર્ષ વરસીદાન આપે છે. રોજના ૧ કરોડ ૮ લાખ સોનૈયા આપે છે. ત્યારે ઇન્દ્ર તેમના ખભા પર બેસે છે. માંગનારના પુણ્ય કરતા, (ગૃહસ્થપણામાં રહેલા) ભગવાન આપવા માટે વધુ ઉપાડે, તો ઇન્દ્ર તેમાંથી ઓછું કરી નાખે છે !
અર્થાત્ આપણા પુણ્યમાં ન હોય - તો ભગવાન પણ આપી શકે નહીં !
(ભગવાનની ભક્તિ દ્વારા પુણ્ય વધીને મળે - તે વાત જુદી...)
- **પુણ્ય ન હોય, તો કોઈ આપે- મળે- હોય - તે ટકે પણ નહીં...**
શ્રીપાળ - મયણાની કથામાં સાંભળીએ છીએ કે મહેનત કરીને ધવલ શેઠ જે કંઈ મેળવે - તે છેલ્લે શ્રીપાળ પાસે ચાલ્યું જતું... કારણ ? પુણ્ય શ્રીપાળનું હતું - ધવલનું નહીં..
મોતીશાહ શેઠ અબજોની સંપત્તિ જેમને વારસામાં આપી ગયા - તે ખીમચંદ શેઠે દેવાળું ફૂંક્યું... કેમ ? પુણ્ય નહોતું......
અર્ણિકાપુત્ર આચાર્યની કથામાં આવે છે... અતિ શ્રીમંત શેઠના દેખતાં જ તેમની તિજોરીમાંથી બધી સંપત્તિ આકાશમાં ચાલી ગઈ...... કારણ ? પુણ્ય પરવાર્યું..
- એક કથા આવે છે.
અતિ શ્રીમંત શેઠનું ભાગ્ય પલટાયું - ખાવાના સાંસા પડ્યા. જિંદગીભર આપ્યું હોવાથી માંગવા હાથ નથી ઉપડતો. શેઠાણીએ અતિ આગ્રહ કર્યો – 'તમે ઘણીવાર રાજાને સહાય કરી છે. રાજા પાસે જાવ તો ખરા... માંગતા નહીં - રાજા સ્વયં આપશે.'
(શ્રેષ્ઠિઓ રાજાઓ કરતાં પણ શ્રીમંત હતા... આણંદજી કલ્યાણજી પેઢીનો ઇતિહાસ વાંચશો તો ખબર પડશે - પાલિતાણાના ઠાકોરે પાલિતાણાનું રાજ્ય અમદાવાદના શેઠ પ્રેમાભાઈને ત્યાં ગીરવે મૂકેલું... મરાઠા સૈન્ય અમદાવાદ પર ચડી આવ્યું ત્યારે નગરશેઠે માંગ્યા પૈસા આપીને અમદાવાદને બચાવી લીધેલું... જેના માનમાં અમદાવાદની બજારમાં થતા દરેક સોદા પર નગરશેઠને કમિશન અપાતું હતું.)
શેઠ ગયા. શેઠને જોઈને રાજાએ બકરી અપાવી. થોડો વખત તેનાથી નિર્વાહ ચાલ્યો. બકરી મરી ગઈ. ફરીવાર શેઠ રાજા પાસે ગયા. રાજાએ ઘોડી અપાવી. થોડો વધુ વખત નિર્વાહ ચાલ્યો. પછી ઘોડી પણ મરી ગઈ. ફરીવાર શેઠ ગયા. રાજાએ ગાય અપાવી. ઘણો વખત નિર્વાહ ચાલ્યો. ગાયે વાછરડાને જન્મ આપ્યો. શેઠને માંગવાની જરૂર ન રહી. એક દિવસ રાજાનું કહેણ આવ્યું. શેઠને બોલાવ્યા... તિજોરી ખોલાવીને કહે – 'જોઈએ તેટલું લઈ જાવ...' શેઠને આશ્ચર્ય થયું – 'જોઈતું હતું ત્યારે ન આપ્યું... હવે જરૂર નથી, ત્યારે આપે છે.'
રાજા તેમના ભાવ કળી ગયા અને સમજાવ્યું - 'હું તમારા પુણ્યની પરીક્ષા કરતો હતો. બકરી અને ઘોડી મરી ગઈ - તે બતાવતું હતું કે તમારું પુણ્ય નથી કે તમને આપેલું ટકે. તે વખતે તમને જરઝવેરાત આપ્યું હોત તો પણ ચાલ્યું જાત... ગાય જીવી ગઈ - વાછરડાને જન્મ આપ્યો - તેથી નક્કી થયું કે હવે તમારી પાસે સંપત્તિ ટકે- વધે તેવું પુણ્ય છે - તેથી આપું છું.'

- આ બધાનો સાર એક જ છે - **પુણ્ય વિના મળતું નથી કે ટકતું નથી...**
- તમને બધાને એક પ્રશ્ન થાય છે - પુણ્યથી જ મળતું હોય, તો વર્તમાનમાં તો અનીતિ વગેરે પાપ કરનારા જ સફળ થતા દેખાય છે - તેનું શું?

  તેના જવાબમાં મારે પ્રશ્ન કરવો છે -

  અનીતિ કરનારા બધા જ સફળ થાય છે, કે તેમાંના કેટલાક જ ?

  બધા સફળ થતા હોય તેવું કદી બનતું નથી.

  તો કેટલાક સફળ થાય છે, કેટલાક નહીં - તેનું કારણ શું ?

  તમારે માનવું જ પડશે કે - **જેની પાસે પુણ્યની મૂડી છે - તેની જ અનીતિ સફળ થાય છે. જેનું પુણ્ય નથી, તેની અનીતિ પણ નિષ્ફળ જાય છે.**

  તેનો સ્પષ્ટ અર્થ છે કે પુણ્યથી જ મળે છે, અનીતિથી નહીં.
- પંચતંત્રમાં એક સરસ કથા છે.

  શિયાળને સિંહ સાથે દોસ્તી થઈ ગઈ. રોજ સાથે લટાર મારવા નીકળે. બધા સિંહને જગ્યા આપે - સલામ ભરે. પાછળ ચાલતું શિયાળ પણ રોફ મારે.. બધા ગિન્નાયા; પણ સિંહ સાથે હોવાથી કંઈ કરી શકતા નથી.

  એક દિવસ લટાર મારવાના સમયે સિંહ કહે – 'મારું માથું દુખે છે.. આજે તું એકલો જઈ આવ..' અને શિયાળ એકલું નીકળ્યું... શું થાય ? વાઘે ઘડોલાડવો કરી નાખ્યો..

  શિયાળના સ્થાને વર્તમાનનું પાપ છે, સિંહના સ્થાને પૂર્વમાં બાંધેલું પુણ્ય છે.

  **જ્યાં સુધી પૂર્વનું પુણ્ય છે, ત્યાં સુધી પાપ પણ સફળ થતું દેખાય છે. હકીકતમાં તે પુણ્યનો જ પ્રભાવ છે.**

  **જેવું પુણ્ય પરવારે કે પાપ પણ સફળ થતું નથી..**
- ધાર્મિકતાનો પાયો આસ્તિકતા છે.

  **જે આસ્તિક જ ન હોય; આત્મા-કર્મ-પરલોક-પુણ્ય-પાપને જ ન માને - તેના માટે ધર્મનો ઉપદેશ નિરર્થક બને.**

  મારે તમને પહેલા દઢ આસ્તિક બનાવવા છે.
- **જે કંઈ સફળતા મળે છે, તે પૂર્વના પુણ્યના પ્રભાવે જ મળે છે,** તે વાત આજે ઘૂંટાવી છે.

## ભાગ્યશાળીને ભૂત રળે

- **જેનું પુણ્ય પ્રચંડ છે, તેને પુરૂષાર્થ પણ કરવો પડતો નથી.**

  પરમાત્માનું માતાની કુક્ષિમાં ચ્યવન થાય એટલે તિર્યગ્જૃંભક દેવો પ્રભુના પિતાનો ભંડાર ધન-ધાન્યથી ભરે છે, એટલું જ નહીં, આસપાસના રાજાઓ પણ પ્રભુના પિતાને શરણે આવે છે.

  શાલિભદ્રને કોઇ પુરૂષાર્થ વિના ૯૯ પેટી ઊતરતી હતી.

  વસ્તુપાળ ધન દાટવા ગયા અને ધરતીમાંથી ધન નીકળ્યું.

  જગડૂશાહને ૧૨ વર્ષનો દુકાળ ફેડવાનું ધન ક્યાંથી મળેલું ? તેના માટે ૨-૩ કથા છે. એક કથા એવી છે કે પરદેશ વેપાર કરવા ગયેલા જગડૂશાહના મુનીમ, ત્યાંથી જે પથ્થર લઈ આવેલા, તેને તોડતાં તેમાંથી કરોડો રૂપિયાના રત્નો નીકળેલા.

  શ્રીપાળને લગભગ કોઇ પુરૂષાર્થ વિના (ધવલે મહેનત કરીને મેળવેલ) ધન અને રાજ્ય-રાણીઓ મળતા હતા.
- ઉપદેશ પ્રાસાદમાં કથા આવે છે :

શેઠને પુણ્ય પર ભરોસો... પુણ્ય હોય તો બધું સીધું જ પડે – તેવું જ માને અને કહે... મિત્રોએ પડકાર કર્યો – 'કાલે રાજાને લાફો મારવાનો – જુઓ તમારું પુણ્ય શું કરે છે..' શેઠે પડકાર ઉપાડી લીધો.. બીજે દિવસે ભરસભામાં રાજાને લાફો માર્યો – રાજાનો મુગટ દૂર જઈને પડ્યો.. તરત જ તેમાંથી સર્પ નીકળીને ભાગ્યો. રાજાને થયું - 'શેઠે લાફો ન માર્યો હોત તો મારા રામ રમી જાત..' અને શેઠને ઈનામ આપ્યું... ! મિત્રો કહે 'આ તો કાગનું બેસવું અને ડાળનું પડવું' થયું.. ફરી પરીક્ષા કરીએ... 'કાલે રાજાના પગ ખેંચીને પાડી નાંખવાના...' બીજે દિવસે શેઠે રાજાના પગ ખેંચ્યા. રાજા નીચે પડ્યા. તે સાથે જ છતમાંથી એક મોટો પથ્થર રાજાના સિંહાસન પર પડ્યો.. રાજાને થયું – 'શેઠે મને પાડ્યો ન હોત તો મરી ગયો હોત' ... અને ફરી શેઠને ઈનામ આપ્યું. !

- પુણ્ય હોય તો રેતીમાં વહાણ ચાલે, ધૂળમાં ધાન પાકે, હવામાં હાથ વીંઝે ને મોતી મળે..
- **પુણ્ય હોય તેને સાચી દિશામાં પુરૂષાર્થ કરવાનું – પુણ્ય જ સૂઝાડે...**
  દુનિયા જેને સૂંઘતી ન હોય – તેવા શેર ખરીદવાની બુદ્ધિ પેદા કરે.. અને શેરના ભાવ ઊંચકાઈ જાય !.. જેનું પુણ્ય ન હોય તેને એવા સમયે એવા શેર લેવાની બુદ્ધિ જાગે કે કાગળીયા થઈ જાય !
  એન્જીનિયરીંગમાં દરેક વિષયનું પેપર ૫૦ માર્કનું હોય. પાંચમાંથી ત્રણ પ્રશ્નના જવાબ આપવાના હોય.. કુલ દસેક પ્રકરણ હોય. તેમાંથી કોઈપણ પાંચ પ્રકરણમાંથી પાંચ પ્રશ્ન પૂછાતા હોય. જેનું પુણ્ય હોય, તે દસમાંથી ત્રણ જ પ્રકરણ તૈયાર કરે – પણ તે એવા પ્રકરણ તૈયાર કરવાની બુદ્ધિ થાય કે જેના દરેકમાંથી ૧-૧ પ્રશ્ન પૂછાય અને પૂરું પેપર લખીને આવે.. જેનું પુણ્ય ન હોય – તે પાંચ પ્રકરણ તૈયાર કરે તો ય એ સિવાયના પાંચમાંથી જ ૧-૧ પ્રશ્ન પૂછાય - બિચારો એકેય જવાબ લખી ન શકે.. શૂન્ય માર્ક મળે ! તેને જેમાંથી પ્રશ્ન પૂછાવાના હતા – તે પ્રકરણ છોડી દેવાની બુદ્ધિ સૂઝી – તે જ તેના પુણ્યનો અભાવ છે.
- કેટલાક મહાત્માઓ લબ્ધિધારી હોય છે.. બીજા મહાત્મા ગોચરી જાય તો ખાલી હાથે પાછા આવે – ત્યાં પણ - તેઓ જાય તો પાત્રા ભરીને લાવે – એવું પુણ્ય હોય ! આવું કેમ થાય ? તે પૂ. આ. ભ. શ્રી અભયશેખરસૂરિજી મ. એ અમને એકવાર સરસ સમજાવેલું. નવકારશીમાં ચા લાવવાની હોય.. ઉપાશ્રયની ડાબી બાજુના ઘરે ૮ વાગે ચા થતી હોય, જમણી બાજુના ઘરે ૮.૧૫ વાગે થતી હોય... જેનું પુણ્ય ન હોય, તે ૭.૪૫ ગોચરી જવા નીકળે... જમણી બાજુના ઘરે જાય, ત્યાં ચા થઈ ન હોય... ફરીને ડાબી બાજુના ઘરે પહોંચે ત્યારે ૮.૧૫ થયા હોય, ચા પતી ગઈ હોય ! ખાલી હાથે આવે. જેનું પુણ્ય હોય તેનું પુણ્ય જ – પહેલા ડાબી બાજુના ઘરે જવાનું સૂઝાડે... ત્યાં ચા તૈયાર હોય.. વહોરીને ફરીને જમણી બાજુના ઘરે જાય ત્યારે ૮.૧૫ થાય – ત્યાં પણ ચા તૈયાર હોય. બંને ઘરે મળે... !
- જેનું પુણ્ય ન હોય તે તમારે ત્યાં વહોરવા આવે ત્યારે તમારા ઘરે મૈસૂર હોવા છતાં – તમને યાદ જ ન આવે - વિનંતી જ ન કરો... જેનું પુણ્ય હોય તે તમારા ઘરે આવે – ત્યારે તેમને જે જોઈતું હોય તે તમને યાદ આવે !
- **એક વ્યક્તિનું પ્રબળ પુણ્ય બીજાના પાપને દૂર કરી શકે.** ડોક્ટરનું યશ નામકર્મ જોરદાર હોય તો, દર્દીની અશાતા દૂર થઈ જાય !
- **એક વ્યક્તિનું પ્રબળ પાપ, બીજાના પુણ્યને રોકી શકે.** દર્દીની અશાતા જોરદાર હોય તો હોંશિયાર ડોક્ટર પણ થાપ ખાઈ જાય !
- ઢંઢણકુમારને દ્વારિકામાં ગોચરી નહોતી મળતી – તેનું કારણ તેમનું પાપકર્મ હતું.. લોકોના પાપનો ઉદય નહોતો – કારણ કે બીજા મહાત્માઓને વહોરાવવાનો લાભ તો તેમને મળતો

હતો...

- પુણ્ય હોય તો પુરૂષાર્થ વિના પણ સફળતા મળે – તે વાત સંસારના ક્ષેત્રની છે, ધર્મના ક્ષેત્રની નહીં...

  **ધર્મના ક્ષેત્રે પુણ્યથી માત્ર સંયોગ-અનુકૂળતા મળે છે... પુરૂષાર્થ તો આપણે જ કરવાનો હોય છે - કરવો પડે છે !**
- તમે લોકો વાતને ઘણીવાર ઊંધી રીતે લઇ લો છો... 'દીક્ષા કેમ નથી લેતા ?' તેવું પૂછીએ – તો કહો – 'પુણ્યમાં નથી .. ઉદયમાં આવશે ત્યારે લઇશું...' ધર્મ, પુરૂષાર્થથી જીવનમાં આવે, પુણ્યથી નહીં... જે જિનવચનથી આત્માને ભાવિત કરે, ગુરૂ ભગવંતનો સત્સંગ કરે તેને દીક્ષા લેવાની ઇચ્છા થાય .. કોઈને પોતાની મેળે (પુણ્યના ઉદયે) દીક્ષા લેવાની ઇચ્છા થતી નથી... કોઈને જન્મજાત વૈરાગ્ય હોય, તો તે પૂર્વભવના પુરૂષાર્થના પ્રભાવે હોય છે...

  પૈસા માટે પુણ્યને બદલે પુરૂષાર્થ કરનારા તમે, ધર્મ માટે પુણ્યની રાહ જુઓ છો. છે ને કરૂણતા!
- *સભા : પુણ્ય બાંધવા માટે પુરૂષાર્થ કરવો પડે ને ?*

  ચોક્કસ... પણ તે ધર્મના ક્ષેત્રનો હોય... અને ત્યાં પુરૂષાર્થ જ પ્રધાન છે.

  કમાવા માટે બજારમાં મહેનત કરો – તે સંસારના ક્ષેત્રનો પુરૂષાર્થ છે. પ્રભુની ભક્તિ કરો તે પુણ્ય માટેનો – ધર્મક્ષેત્રનો પુરૂષાર્થ છે.

  ધર્મની સામગ્રી પુણ્યથી મળે. તે પણ પૂર્વભવમાં કરેલા પુરૂષાર્થથી જ બંધાયું હોય છે. એટલે ધર્મક્ષેત્રમાં પુરૂષાર્થ જ પ્રધાન છે.
- આપણી મૂળ વાત એ ચાલે છે કે **સંસારના ક્ષેત્રે પુણ્ય હોય તો સફળતા સામે ચડીને મળે છે.**
- શાસ્ત્રોમાં કથા છે...

  નિમિત્તિયાએ ૧૨ વર્ષના દુકાળની આગાહી કરી... રાજાએ ધાન્યનો સંગ્રહ કરાવી રાખ્યો... ચોમાસું બેસતા વરસાદ જોરદાર વરસ્યો... જ્ઞાની ગુરૂભગવંતને પૂછતાં જવાબ મળ્યો – 'નિમિત્તિયાની આગાહી સાચી હતી, કારણકે ગ્રહો તો એવા જ હતા. પણ આ નગરમાં એક પુણ્યશાળી આત્માનો જન્મ થયો – તેનાથી દુકાળ દૂર થયો છે – વરસાદ વરસ્યો છે...' એક આત્માનું પુણ્ય - કોઈ પુરૂષાર્થ વિના – આખા નગરના દુકાળને દૂર કરી શકે છે.
- ગુજરાતમાં છાસવારે દુકાળ પડતા હતા. પચીસેક વર્ષ પહેલા સત્તાપલટો થયા પછી ગુજરાતમાં લગભગ દુકાળ પડ્યો નથી... ક્યારેક રાજાનું પુણ્ય પણ રાજ્યને સમૃદ્ધ કરે છે !
- ઘણીવાર એવો અનુભવ થાય કે સભામાં ઘણી ચર્ચા થતી હોય, પણ એક વ્યક્તિ બોલે પછી કોઈ બોલી જ ન શકે... એ તેનું પુણ્ય હોય છે.
- પુણ્ય તત્કાળ પણ ઉદયમાં આવી શકે છે.

  ભીમા કુંડલીયાએ શત્રુંજયના જિર્ણોદ્ધારમાં ૭ કોડીનું દાન કર્યું – અને ઘરે જતાં જ સોનાનો ચરૂ નીકળ્યો ! ઝઘડાળુ પત્નીનો સ્વભાવ બદલાઈ ગયો... !

  શાસ્ત્રોમાં ભીમસેનનું ચરિત્ર આવે છે... રાજા હતો. નાના ભાઈએ ખટપટ કરતાં પત્ની અને બાળકોને લઈને રાતોરાત ભાગવું પડ્યું... જે રત્નોની પોટલી લઈને ભાગેલો, તેને વાંદરો લઈ ગયો. બાળકોને ભૂખ્યા સૂવાનો, પોતાની પત્નીને લોકોના વાસણ માંજવાનો વારો આવ્યો... ! પત્ની-બાળકોને છોડીને પરદેશ જવા નીકળ્યો. જંગલમાં આત્મહત્યા કરવાનું નક્કી કર્યું. મરતાં પહેલાં પત્નીએ આપેલ ભાથું લઈને જમવા બેઠો. જમતાં પહેલાં વિચારે છે – 'મહાત્માનો લાભ મળી જાય તો કેવું સારું !' અને જંગલમાં સાધના કરી રહેલ મહાત્મા – માસક્ષમણના પારણે વહોરવા પધાર્યા... ઉલ્લાસથી વહોરાવ્યું. એવું પુણ્ય બાંધ્યું કે – તત્કાળ ઉદયમાં આવ્યું – વાંદરો રત્નની પોટલી પાછી નાંખી ગયો... બીજા દિવસની સવારે તો બાજુના નગરનો રાજા

બની ગયો !

એટલે **પુણ્ય તત્કાળ પણ ઉદયમાં આવી શકે !**

- તમને આજે બજારમાં જે કમાણી થાય, તેમાં આજે સવારે કરેલી પ્રભુપૂજાથી બંધાયેલું પુણ્ય જ કામ કરતું હોય, તેવું પણ બની જ શકે છે ! શ્રદ્ધા હોય તે આવું સ્વીકારી શકે, બાકી કોઈ કહેવા થોડું આવવાનું છે ?
- પૂ. આ. ભ. શ્રી અભયશેખરસૂરીશ્વરજી મ. સા. એ એક સરસ વાત કરેલી. પરીક્ષામાં એવા પ્રશ્નો હોય છે – સાચો વિકલ્પ પસંદ કરો... તમને કોઈ પ્રશ્ન પૂછે...

  પ્રભુ વીરના કાનમાં ખીલા ઠોકાયા, કારણકે

  ૧) ગોવાળિયો બદમાશ હતો.

  ૨,૩) કોઈપણ વિકલ્પો.

  ૪) પ્રભુ વીરે અઢારમા ભવે શય્યાપાલકના કાનમાં સીસું રેડેલું.

  તો શું જવાબ આપો ?

  *સભા : શય્યાપાલકના કાનમાં સીસું રેડેલું......*
- હવે તમને કોઇ પ્રશ્ન કરે... તમારા પૈસા XYZ પાર્ટીએ દબાવી દીધા કારણકે

  ૧) XYZ બદમાશ છે.

  ૨,૩) કોઈપણ વિકલ્પો.

  ૪) તમે પૂર્વે કોઇકના દબાવ્યા હશે...

  તો શું જવાબ આપો ???

  આશ્ચર્ય છે ને ? ભગવાનના પૂર્વભવના પાપ આપણને દેખાય છે; આપણે તો પૂર્વભવમાં કોઇ પાપ જાણે કર્યા જ નથી.
- કચ્છમાં ભૂકંપ આવ્યો... હજારો મરી ગયા... તે વખતે કેટલાય લોકો એવા હતા કે ૨૫-૫૦ વર્ષે કચ્છની બહાર નીકળેલા – બચી ગયા... આખો પરિવાર ચાલ્યો ગયો... તેમને કચ્છની બહાર જવા કોણે પ્રેર્યા ? ... પુણ્યએ.
- ભૂકંપ વખતે અમે મોતને લગભગ નજર સામે જોયું... હારીજમાં હતા... અત્યંત નજીકમાંથી હેલિકોપ્ટર જતું હોય તેવી ઘરઘરાટી થઇ... પાટ ડોલવા લાગી... નવકારશી વાપરનારાનું દૂધ ઢોળાઇ ગયું... કાપ કાઢનારાની પરાતો હાલવા લાગી... 'ધરતીકંપ' ની બૂમ પડી – અમે સહુ નીચે ઉતરવા દોડ્યા... મારી આગળ મારા ગુરૂદેવ – 'નમો અરિહંતાણં' રટણ કરતા ઉતરતા હતા... ઊતરતા દાદરાની એક દીવાલેથી બીજી દીવાલે અથડાતા હતા – એટલું મકાન ડોલતું હતું... એક ક્ષણ માટે તો લાગ્યું કે અમે નીચે પહોંચી નહીં શકીએ ... મકાન પડશે... અમે બધા દટાઇ જશું... પણ દેવ-ગુરૂ કૃપાથી બધા હેમખેમ ઊગરી ગયા...
- **પુણ્ય ઉદયમાં આવે તેની ક્યારેક રાહ જોવી પડે – ધીરજ ધરવી પડે... જાણે ધર્મ આપણી પરીક્ષા કરતો હોય...**

  મુંબઈમાં એસ. એસ. સી. માં મેરીટ લીસ્ટમાં હતો. મુંબઇની શ્રેષ્ઠ ગણાતી એન્જીનીયરીંગ કોલેજ VJTI માં ભણ્યો... એન્જીનીયરીંગના ચારે વર્ષમાં Distinction (70%) હોય, તેવો ક્લાસના ૬૬ વિદ્યાર્થીમાં હું એકલો હતો... સાતમા સેમીસ્ટરમાં કંપનીઓ નોકરી આપવા આવે... સાતમું સેમીસ્ટર પૂરું થતાં સુધીમાં ક્લાસના ૬૬ માંથી જેને નોકરી ન મળી હોય, તેવો પણ હું એકલો જ હતો ! કારણ ? વિદેશ જવું નહોતું... કોમ્પ્યુટરની મોટા ભાગની કંપનીઓ વિદેશની હતી... ભારતમાં હોય તે બેંગ્લોર-પુણે... ત્યાં જવું નહોતું કારણકે – પૂજા, નવકારશી,

રાત્રિભોજન ત્યાગ, અભક્ષ્ય ત્યાગ કશું છોડવાની ઇચ્છા નહોતી ... મુંબઇમાં પણ બધું સચવાય તેવી નોકરી મળતી નહોતી ! એન્જીનીયરીંગ પૂરું થયા પછી ૯ મહિના સુધી બેકાર રહ્યો ! ધર્મની પરીક્ષા થઇ. પણ પાર ઉતર્યો - તો પુણ્યે શું આપ્યું ? નોકરીમાં લાગ્યા પછી ૧૨ મહિનાની અંદર – ૨૪ વર્ષની ઉંમરે, ૨૫૦ કરોડના ટર્ન-ઓવરની (ઇ. સ. ૧૯૯૫ માં) કંપનીમાં હું વાઇસ-પ્રેસિડેન્ટ હતો... !

- **પુણ્ય હોય તો સફળતા ગોતતી આવે...**
- શાસ્ત્રોમાં કથા છે. શેઠ ધંધામાં અનીતિ કરતા... કમાયેલું ચાલ્યું જતું... ધર્મિષ્ઠ વહુની સલાહથી ૧ દિવસ નીતિથી ૧ સોનામહોર કમાયા... પુણ્યની પરીક્ષા કરવા માટે દરિયામાં ફેંકી દીધી... સોનામહોર ફરતી ફરતી બીજે દિવસે શેઠ પાસે પાછી આવી ગઇ !
- મહેસાણામાં એક શ્રાવક મળેલા... કહે – 'પિતાશ્રી ગુજરી ગયાને ૫૦ વર્ષ થયા... હમણાં એક ગામનો તલાટી અમને ગોતતો ગોતતો આવ્યો – અને કહે – 'તમારા પિતાજીએ ખરીદેલી જમીન ગામમાં છે'... અને ૫૦ વર્ષથી ખાલી પડી હોવા છતાં, તે જમીન પર કોઇએ ઝૂંપડું પણ બાંધ્યું નહોતું !' શેનો પ્રભાવ ? પુણ્યનો જ.
- આ વાત આટલી વિસ્તારથી કહેવાનો આશય એક જ છે...
  **સફળતા મેળવવા આડીઅવળી મહેનત ન કરો... પુણ્યથી મળે છે, તે શ્રદ્ધા રાખો... પુરૂષાર્થ કરવો હોય, તો પુણ્યના ક્ષેત્રે કરો.**
- **તમારા પુણ્યમાં જે હોય – તેને કોઇ આંચકી પણ શકતું નથી.** લોકમાં કહેવાય છે ને – 'દાને દાને પે લિખા હૈ – ખાનેવાલા કા નામ.'

---

## પુણ્ય કે સફળતા ?

- અમારે તમને જે સુખ આપવું છે, તે તમારે જોઈતું નથી... એટલે હવે અમે નીચે ઉતરીએ છીએ.. તમારે જે સુખ જોઈએ છે, તેનો માર્ગ બતાવીએ છીએ... પણ અમારું લક્ષ્ય તો તમને ધર્મમાર્ગે ચડાવીને સાચું સુખ આપવાનું જ છે.
- ઉપમિતિમાં સરસ વાત છે.
  ગુરૂ, અમૃત આપવા માંગે છે. ભિખારી પાસે એંઠવાડ છે, તેને ફેંકી દેવા ગુરૂ કહે છે. ભિખારી એંઠવાડ ફેંકવા તૈયાર નથી.. ગુરૂને કહે છે - 'અમૃત આપવું હોય તો આની અંદર આપો ... !'
  અમે તમને ચારિત્ર રૂપી અમૃત આપવા માંગીએ છીએ.. તમે કહો છો –' ધર્મ આપવો હોય તો સંસારમાં રહીને થાય તેવો આપો !'
  ગુરૂ પરમ કરુણાવંત છે... એંઠવાડમાં ય અમૃત આપે છે. એકવાર ચાખશે, સ્વાદ વળગશે તો પછી માગશે - એવી ગણતરીથી જ...
- બે વાત કરી..
  ૧) પુણ્ય વિના સફળતા મળતી નથી.
  ૨) પુણ્ય હોય તો સફળતા મળ્યા વિના રહેતી નથી.
- આજે એ વાત થોડી બદલાવીને કહેવી છે.
  **પુણ્ય હોવા માત્રથી સફળતા નથી મળતી..**
  **સફળતા મેળવવા માટે પુણ્ય ખરચવું પડે છે.**
  અર્થાત્, **જેમ જેમ સફળતા મળતી જાય - તેમ તેમ પુણ્ય ઘટતું જાય છે. !**
- પુણ્યથી સફળતા મળે, તે કદાચ તમે જાણતા હતા, માનતા હતા.. પણ જેમ સફળતા મળે,

તેમ પુણ્ય ઘટે – એ જાણો છો ?

- બજારમાં માલની ખરીદી કરવા જાવ, ત્યારે પૈસા દેખાડો તો કોઈ માલ આપે, કે પૈસા આપવા પડે?

*સભા : પૈસા આપવા પડે.*

બસ, તે જ રીતે પુણ્ય હોવાથી સફળતા નથી મળી જતી. પુણ્ય ખર્ચી નાખવું પડે છે...

- જે સમજતો હોય કે સફળતા મેળવવા પુણ્ય ખરચવું પડે, તે વ્યક્તિ – જે સફળતાથી જીવનમાં કોઈ ફાયદો ન થતો હોય - તેવી સફળતા મેળવવા માટે – પુણ્ય ખર્ચે ખરા ... ?

જેમ કે - તમારી જિંદગી સુખે ચાલે, તેટલી પર્યાપ્ત મૂડી છે. હવે વધારાની જે કમાણી થશે - તે તમને કામ તો લાગવાની નથી... તો પછી – તેના માટે પુણ્ય શા માટે ખર્ચી નાખવાનું ?

*સભા : પણ પુણ્યથી મળતું હોય તો શી રીતે અટકાવાય ?*

તે પછી બતાવીશ.. પહેલા નક્કી કરો કે - અટકાવવું છે... પહેલાં ભૂખ લાગે, પછી ભોજન અપાય... જવાની ઈચ્છા હોય, તેને રસ્તો બતાવાય......

- ઘણીવાર લોકો પ્રશ્ન કરે છે – 'મળતું હોય તો શા માટે જવા દઈએ ?'

હું પ્રશ્ન કરું છું - 'મેળવવામાં મહામૂલું પુણ્ય ચાલ્યુ જતું હોય, તો શા માટે જવા દેવું ?'

- તમારી બેંકમાં ૫૦ લાખની બેલેન્સ હોય, એટલે તમે ઉપાડી લો ખરા... ?

*સભા : ના, જરૂર હોય તેટલા જ ઉપાડીએ...*

બધા કેમ નહીં ?

*સભા : હાથમાં હોય તો વપરાઈ જાય... બેંકમાં સુરક્ષિત રહે, જરૂર પડે ત્યારે કામ લાગે... વ્યાજ પણ મળે...*

**જો પૈસા જરૂર ન હોય તો નથી ઉપાડતા...**

**તો પુણ્ય જરૂર વિના શા માટે ખર્ચો છો ? સુરક્ષિત કેમ નથી રાખતા ?**

- તમને જોઈતા સુખ (સંપત્તિ, સામગ્રી, સ્ટેટસ...) પુણ્ય વિના નથી મળતા, એ તમે સ્વીકાર્યું છે...

એ સુખ આ ભવમાં જ જોઈએ, કે પરભવમાં પણ ? અને પરભવમાં જોઈએ, તો ત્યારે પુણ્ય જોઈશે ને? તેના માટે કેમ સાચવી નથી રાખતા ?

- બેંકમાંથી ૧૦ લાખ ઉપાડવા જાવ ... બેરર ચેક આપો... કેશિયર તમને ૧૦ લાખ આપે, તો '૧૦ લાખ મળ્યા' એમ ખુશ થાવ ?

*સભા : ના... અમારા હતા ને આપ્યા – તેમાં ખુશ શું થવાનું ?*

તો **બજારમાં સોદો કરો ને ૧૦ લાખની કમાણી થાય, ત્યારે તમારા પુણ્યમાં જે છે, તે ખાલી રોકડું થાય છે... તેમાં હરખ શેનો ?**

*સભા : બેંકની બેલેન્સ વધે-ઘટે તે દેખાય છે.. પુણ્યની બેલેન્સ દેખાતી નથી.*

તો તમે નાસ્તિક છો .. ? બે રવિવારના પ્રવચન એના માટે તો કર્યા છે..

બેન્કની બેલેન્સનું સ્ટેટમેંટ મળે, પાસબુક મળે, હવે તો મોબાઈલ પર SMS પણ આવે...

પુણ્યની બેલેન્સનું સ્ટેટમેંટ મળતું નથી... જયારે બેલેન્સ Nil (શૂન્ય) થાય, ત્યારે કર્મસત્તા નરક-તિર્યંચ ગતિમાં કે મનુષ્ય ગતિમાં ભિખારીપણામાં મોકલી દે – ત્યારે ખબર પડે છે કે બેલેન્સ નથી !

કોઈ કારણે બેંકમાંથી ૧૦ લાખ ઉપાડવા પડે, તો દુઃખ થાય કે – બેલેન્સ ઘટી... તેમ કો' ક કારણે કમાવું પડતું હોય તો દુઃખ થવું જોઈએ કે પુણ્ય ઘટે છે... !

- અમેરિકા જનાર માણસ પાસે ૫૦ લાખ રૂપિયા હોય અને ૧ લાખ ડોલર હોય તો રૂપિયાના ડોલર કરે, કે ડોલરના રૂપિયા ?

  *સભા : રૂપિયાના ડોલર ......*

  કેમ ? કારણકે ખબર છે - અમેરિકામાં ડોલરની જ કિંમત છે. રૂપિયાની નહીં......
- તો **પરભવમાં પુણ્યની જ કિંમત છે; આ ભવમાં મળેલી સફળતા પરભવમાં સાથે આવતી નથી... તો પુણ્ય સાચવવાનું કે સફળતા મેળવવાની ?**
- તમે સહુ આસ્તિક તો છો જ. મરીને ક્યાંક જવાનું છે – તે માનો જ છો. તો ત્યાં પુણ્ય નહીં જોઈએ?
- ૧ કરોડની બેલેન્સ હોય અને ૧ લાખ બીજા કમાય, તો ખાલી બેંકની બેલેન્સ વધે છે... બાકી કંઈ કામ લગતી નથી... તેમાં ખર્ચેલું પુણ્ય જો સાચવી રાખ્યું હોય, તો જયારે એક રૂપિયો પણ ન હોય ત્યારે તે ૧ લાખ, ૧ અબજ જેવા લાગશે... ત્યારે ૧૦૦ રૂા. ની પણ કિંમત હશે...
- વર્તમાનમાં બહુ ઓછા શ્રાવકો એવા હશે, જેમને બે છેડા ભેગા કરવા માટે દોડવું પડતું હોય.. મોટા ભાગે શ્રાવકો સુખી-સંપન્ન છે... છતાં જેની જરૂર નથી, જે કદાચ ઉપયોગમાં પણ નથી આવવાનું; તેને મેળવવા દોડી રહ્યા છે.
- **પૈસા તો વપરાઈ જાય, ચાલ્યા જાય, લૂંટાઈ જાય... તે શક્ય છે. ભવાંતરમાં સાથે આવવાના નથી.**

  **પુણ્ય લૂંટી શકાતું નથી, ચાલ્યું જતું નથી, ભવાંતરમાં સાથે આવે છે.**

  તો પુણ્યને પૈસામાં ફેરવી નાખવા – તે મૂર્ખાઈ છે કે બીજું કાંઈ ?
- અમારા સમુદાયમાં પૂ. પં. શ્રી જયતિલકવિ. મ. થઈ ગયા. તેમની સેવા કરનારા મહાત્માએ અમને જણાવેલું – 'તેમને માથું દુઃખતું હોય – અને દબાવવાનું કહીએ તો ના જ પાડે. એકવાર પૂછ્યું – 'કેમ ના પાડો છો ?' ત્યારે તેમણે કહ્યું 'આજે તો એટલું જ દુખે છે કે સહન થઈ શકે... ત્યારે તમારી સેવા લઈને જો પુણ્ય ખર્ચી નાખું; તો જયારે એવું દુઃખતું હશે કે સહન ન થાય – ત્યારે દબાવનાર કોઈ નહીં હોય !'
- લોજમાં બે પ્રકારની ડીશ હોય - લિમિટેડ - જેમાં ૪-૫ રોટલી મળે.. અનલિમિટેડ - જેમાં ખાવું હોય તેટલું ખવાય.

  તમે લોજમાં જમવા ગયા હો... લિમિટેડ થાળી ૫૦ રૂા. ની હોય, અનલિમિટેડ ૧૦૦ રૂા. ની... લિમિટેડ થાળીમાં ૫ રોટલી આવતી હોય,અને તમારો ખોરાક ૪ રોટલીનો હોય, તો કઈ થાળી લો?

  *સભા : લિમિટેડ જ ..*

  કેમ ? કારણકે 'જે નથી જ ખાવાનું – તેના માટે વધારાના પૈસા શા માટે ખર્ચવા ?' એમ વિચારો છો - ત્યાં સ્ટેટસ લાવતા નથી કે 'આપણે તો અનલિમિટેડ જ લેવાય...' તો જે સફળતા ઉપયોગમાં નથી જ આવવાની, તેના માટે શા માટે પુણ્ય ખર્ચી નાખવાનું?
- **પૈસા વધે એટલે સુખ વધે – એ તમારો ભ્રમ છે. પણ તેની ખબર તમને પૈસા આવ્યા પછી જ પડે છે !**

  શ્રીમંતાઈ પણ પેલા 'લકડે કા લડ્ડુ' જેવી છે.. ખાય તે પણ પછતાય, ન ખાય તે પણ પછતાય!
- પાંચ-છ વર્ષ પૂર્વે મુલુંડમાં યુવાન મળેલો – ૩૫ વર્ષની ઉંમર – C.A. હતો. મારો ભૂતપૂર્વ વિદ્યાર્થી... મેં પૂછ્યું 'શું કરે છે ?' - મને કહે – 'બેડરેસ્ટ પર છું !' ૩૫ વર્ષની ઉંમરે બેડરેસ્ટ !... કારણ પૂછતાં કહે - 'C.A. થયો.. મલ્ટી નેશનલ કંપનીમાં નોકરી મળી – ૧૪-૧૫ લાખનો

વાર્ષિક પગાર... પણ કોઈ કંપની સખાવત કરવા તો નથી બેઠી !... ૩0 લાખનું કામ કરાવે ...... ૧૪-૧૪ કલાક કામ કરવાનું... મુંબઈ આવવા – જવાના બે કલાક... ૮-૧0 વર્ષમાં એક - દોઢ કરોડ કમાઈ લીધા... ફ્લેટ લીધો.. પણ કમર ખલાસ થઈ ગઈ !'

હવે એ દોઢ કરોડથી કમર પાછી આવશે ?

- બીજો એક યુવાન મળેલો... C.A...... ધીકતી પ્રેક્ટીસ... ઉંમર તેની પણ ૩૫... મને કહે – 'શરૂઆતમાં કમરતોડ કામ કર્યું.. ઉજાગરા... ખાવાની અનિયમિતતા ... આજે એવી હાઈપર–એસીડીટી છે કે બે ભાખરી પણ ખાઈ શકતો નથી.'

*સભા : એ તો કર્મના ઉદયથી થયું ને ?*

વાહ ! તમારું ગણિત ! ૧0મા માળેથી કૂદકો મારે, અને ફ્રેક્ચર થાય – તે કર્મનો ઉદય આવ્યો નથી... લાવ્યો છે.

પૈસા - મહેનતથી મળ્યા એમ માનો ... રોગ - કર્મના ઉદયથી આવ્યો – એમ માનો... શું તમારા ગણિત છે !

- મુ. શ્રી મૃદુસુંદરવિ. નો સંસારી મિત્ર મળેલો... અપાર પૈસો...... મને કહે – '૧ પૈસાનો ૧ રૂપિયો થાય – તેવી કમાણી છે.' ગોરેગામમાં એસ. વી. રોડની બાજુના કોમ્પ્લેક્ષમાં ઑફિસ, રોડની સામેની સોસાયટીમાં ઘર... છતાં ટિફિન મંગાવીને ખાય.. અને તે પણ સમયના ઠેકાણાં નહીં... બે – અઢી વાગે જમે... ! મેં પૂછ્યું – 'તારા દીકરાને સમય આપે છે ?' તો કહે – 'ના..' મેં કહ્યું – 'ધૂળ પડી- તારા કરોડો રૂપિયામાં... નથી ખાવાનાં ઠેકાણા, નથી પરિવાર માટે સમય... એ રૂપિયાને શું કરવાના ?'
- આ બધું સમજાવીએ ત્યારે યુવાનો કહે છે- 'આપની બધી વાત સાચી... સમજાય પણ છે.. પણ અહીંથી બહાર જઈએ – એટલે ભૂલી જવાના છીએ...' એ જ પાગલ દોડ ચાલે છે... !
- હું ગોચરી વહોરવા જાઉં...... ૧૫ રોટલીનો ખપ હોય – મળી જાય... પછી પણ કોઈ વિનંતી કરે, તો શું કરું ? ના જ પાડું...... બહુ આગ્રહ કરે – તો એકાદ-બે વધારે લઉં... પણ પછી તો પાછો જ આવી જાઉં...

તમે બજારે જાવ... એક દિવસના ૫00 કમાવાનું ટાર્ગેટ હોય... બે કલાકમાં તેટલા મળી જાય... તો ઘરે આવી જાવ ... ?

*સભા : એ રીતે દુકાન બંધ કરીએ, તો બીજે દિવસે કોઈ આવે નહીં...*

ચાલો, તમારી વાત માની લઉં.. પણ તો પછી જે ઘરાક આવે - તેને ભાવોભાવ – વગર કમાણીએ આપી દો ને ?

*સભા : તો બીજા ઘરાકને એમ થાય કે 'મારી પાસે વધારે લીધા...'*

તે તમારો ભ્રમ છે... તમે કહો કે દિવસની કમાણી પૂરી થઈ જાય એટલે હું પડતર કિંમતે આપી દઉં છું – તો તમારી ગુડવિલ વધવાની છે... ઘટવાની નથી..

- એક જાણીતા લેખક – જે ડોક્ટર છે – તેમણે પોતાના જીવનનો અનુભવ વર્ણવ્યો છે. ભાવનગરમાં ઈન્ટર્નશીપ કરતી વખતે રોજ સાંજે બગીચામાં લટાર મારવા જતા. એક મોચી પાસે બૂટપોલિશ કરાવતા ... રોજના આઠ આના લેતો.

એક દિવસ પહોંચ્યા ત્યારે મોચી ધંધો સમેટતો હતો. બૂટ પોલિશ કરવા કહ્યું તો પહેલાં તો ના પડી.. પછી રોજના ઘરાકને જોઈને કરી આપ્યું ... આઠ આના આપ્યા – તો ચાર આના પાછા આપ્યા... કારણ પૂછ્યું.. તો કહ્યું – 'બાજુના ગામમાં રહું છું.. પોતાનું ખેતર છે.. તેમાં જરૂરી વસ્તુઓ ઉગાડી લઉં છું.. બીજા ખર્ચ માટે થોડા પૈસાની જરૂર પડે માટે આ કામ કરું છું.. પણ રોજની જરૂર પૂરતી કમાણી થઈ જાય એટલે ધંધો બંધ કરીને ચાલ્યો જાઉં. આજે કમાણી થઈ

ગયેલી એટલે ધંધો બંધ કરતો હતો ... તમે આવ્યા એટલે પોલિશ કરી દીધો...... પણ ખર્ચ પૂરતા ચાર આના જ લીધા ... નફાની રકમ ન લીધી...'

તમારી દષ્ટિએ - 'ગરીબ' ગણાતો માણસ કેટલો સંતોષી છે... ? અને 'અમીર' કહેવાતા તમે – કેટલા દોડો છો ... ?

- *સભા : માંદગી વગેરે આવે તો ખર્ચ થઈ જાય ને ?*

  **જે આવું વિચારીને પૈસા કમાય – પુણ્ય ઘટાડે (અને પાપ બાંધે) તેને જ માંદગી આવે. જે પુણ્ય સાચવે તેને માંદગી આવે જ નહીં..**

- **આજે કેટલાય માતા – પિતા પોતાના એકમાત્ર દીકરાને ઉલ્લાસથી દીક્ષા આપે છે.** તે કેવી રીતે આપે છે ? 'ભવિષ્યમાં મારું કોણ ?' તે વિચાર તેમને નહીં આવતો હોય ... ? **'દીકરો શાસનને સોંપુ છું – તેનું પુણ્ય જ એવું બંધાશે – કે જિંદગીમાં કોઈ તકલીફ નહીં પડે...' એ ભરોસાથી જ આપે છે ને ?** અમારા ૧૧ માંથી ૬ મહાત્મા એવા છે, જેના માતા-પિતાને બીજો દીકરો નથી. અને તેમના માતા-પિતાએ સામેથી અમારી પાસે મોકલ્યા છે !

- *સભા : દીકરાઓ માટે કમાવું પડે ને ?*

  દીકરાનું પુણ્ય હશે, તો તમે નહીં આપ્યું હોય તો પોતે કમાશે.. પુણ્ય નહીં હોય, તો તમે આપેલું પણ ખોઈ બેસશે. કોઈ બીજાના પુણ્યને ભોગવી શકતું નથી.

  તમારામાંથી કેટલા પાસે બાપની મૂડી છે ? બધા પોતાના પુણ્યનું જ કમાયા છો ને ?

- આ બહેનો ઉનાળામાં અથાણું બનાવે. બીજા વર્ષ સુધી ચલાવવાનું હોય - તે ચમચી-ચમચી લો કે ચમચા ભરીને ... ?

  તો પછી પુણ્યને કેમ ઉલેચતા જાવ છો ? શું કુબેરના ભંડાર ભર્યા છે ? ખાલી થશે ત્યારે શું કરશો?

  ૧૦ વર્ષ પહેલા Black Monday (પ્રાયઃ ૨૧ સપ્ટેમ્બર) - શેરબજાર ગગડ્યું ત્યારે કરોડપતિઓ રોડપતિ થઈ ગયા હતા...

- તમારું રોજનું સરવૈયું બનાવીએ -

  એક બાજુ – કેટલું પુણ્ય બાંધો છો - તે લખીએ...

  બીજી બાજુ – કેટલું પુણ્ય ખર્ચો છો - તે લખીએ..

  તો કયું પલ્લું નમે ... ?

  જો આવક કરતા ખર્ચ વધારે જ છે, તો ક્યારેક ખાલી થવાનું જ છે ને ?

- જેને પુણ્ય પર ભરોસો હોય તેને – પુણ્ય કેવું સાથ આપે છે ? જુઓ...

  અમારા મુ. શ્રી નિર્મળસુંદરવિ. ના સંસારી પિતાશ્રી મુલુંડ રહે છે - ત્રણ ભાઈઓ ... મુંબઈ-બજારમાં ધંધો – મુલુંડ રહેવાનું...

  પૂ. પં ચંદ્રશેખરવિ. મ. ના પ્રવચનોથી પામીને રાત્રિભોજન છોડવાનો સંકલ્પ કર્યો.

  તે કાળે મુંબઈમાં ચોવિહાર હાઉસ નહોતા... શિયાળામાં ૫.૫૦ વાગે સૂર્યાસ્ત થાય.. ચોવિહાર કરવા ૫.૩૦ પહેલા ઘરે પહોંચવું પડે... તે માટે ૪.૩૦ ની ટ્રેન પકડવી પડે ... તે માટે ૪.૧૫ તો ઓફિસથી નીકળી જવું પડે...

  તેમની બજાર એવી હતી કે ૪ વાગે શરૂ થાય ! (ઘરેથી જમીને ૨-૨.૩૦ વાગે નીકળતા હતા !) છતાં ચોવિહાર કરવાનું નક્કી કર્યું. વહેલા બજારથી નીકળી જતા. અનુભવ શું ? તેમના મોટાભાઈએ કહેલું – 'બજારમાં બધાને ખબર પડી ગઈ કે અમે વહેલા નીકળી જઈએ છીએ – એટલે સૌથી પહેલા અમારી ઓફિસે આવી જતા ...... એક રૂપિયાનો ધંધો ઓછો નથી થયો' .

- અમે જયપુરમાં ચોમાસું કર્યું ... તમને આશ્ચર્ય થશે કે જે સંઘમાં સ્વામીવાત્સલ્યમાં ૩૫૦ માણસ જમતું હતું – ત્યાં પર્યુષણમાં વ્યાખ્યાનમાં ૫૫૦ માણસ આવતું હતું ! સ્વામીવાત્સલ્ય કરતાં વ્યાખ્યાનમાં વધુ માણસ આવતું હોય તે કદાચ વિશ્વવિક્રમ હશે !

  ત્યાં એક યુવાન હતો. નોકરી કરતો હતો. પર્યુષણમાં આખો દિવસ ઉપાશ્રયમાં રહેતો. મહાત્માએ પૂછ્યું 'રજા છે ?' તો કહે – 'નોકરી છોડી દીધી ! ... પર્યુષણમાં પ્રતિક્રમણ કરવા વહેલી રજા માંગી તો શેઠે ના પાડી... એટલે માતુશ્રીને વાત કરી તો માતા કહે – આવી નોકરી ન જોઈએ...'

  તેના પિતાશ્રી નાનપણમાં ગુજરી ગયેલા... માએ ખાખરા વણીને દીકરાને મોટા કરેલા - ભણાવેલા... ખાખરાવાળા બહેન તરીકે જ જાણીતા હતા... છતાં આટલી ખુમારી... !

  અને જુઓ... અમારા પ્રવચન સાંભળવા આવનાર બીજા ૩૦ વર્ષના યુવાનને ખબર પડી. રત્નોના વેપારની પેઢીમાં પાર્ટનર હતો.. બીજા પાર્ટનરને વાત કરી.. બંનેએ નક્કી કરીને તે યુવાનને નોકરીએ રાખી લીધો. પગાર સીધો ડબલ !

- હું નોકરી કરતો હતો ત્યારે હીરાના વેપારની મોટી પેઢીના શેઠે મને ઓફર કરેલી – ડબલ પગારની!

  મેં કહેલું – 'મુલુંડ રહું છું.. ઓફિસ મુલુંડમાં છે. બપોરે જમવા ઘરે આવું છું... સાંજે ઘરે આવીને ચોવિહાર કરું છું. તમારે ત્યાં આવવા (પંચરત્ન – ઓપેરા હાઉસ) – સવારે નીકળી જવું પડે ... લોકલ ટ્રેનમાં ભીંસાવું પડે... બપોરે ટિફિનનું જમવું પડે ... સાંજે ઘરે પહોંચી ન શકાય ... બહારનું ખાવું પડે.. તેવા વધારાના પૈસાને કરવાના શું... ?'

  મને તેઓ કહે – '૨૫૦ કરોડના ટર્નઓવરની (ઈ. સ. ૧૯૯૪માં) કંપનીનો માલિક છું... પંચરત્નમાં ઓફિસ છે. ચંદનબાળા એપાર્ટમેન્ટ (વાલકેશ્વર) રહું છું... છતાં બપોરે ટિફિન મંગાવીને ખાઉં છું અને રાત્રે જમું છું – ચોવિહાર નથી કરતો... ખરેખર તું મારા કરતાં સુખી છે...!'

- પુણ્ય ઉદયમાં આવતું હોય તો શી રીતે અટકાવવું ? તેનો ઉપાય બતાવ્યો... અને છતાં ઉદયમાં આવે જ, તો જે મળે – તેનો સદ્વ્યય કરી નાખો...

- અમને મળેલી બુદ્ધિ-વાણીની શક્તિનો સદુપયોગ કરીએ છીએ – તમને ધર્મ પમાડવા માટે ... (અમારી પ્રસિદ્ધિ માટે કરીએ – તો દુરૂપયોગ કહેવાય.. )

  જો કે પ્રવચન અમારા માટે side-business છે. અમારું મુખ્ય કામ તો સાધુઓને ભણાવવાનું છે...

- **પુણ્ય ઉદયમાં આવી જતા – જે સગવડ મળે છે – તે તમને તેના વ્યસની બનાવે છે - પછી તેના વિના ચાલતું નથી...**

- ૨૫ વર્ષ પહેલા કોને ત્યાં A. C. હતું ?

  આજે ઘરમાં આવ્યું... ઓફિસમાં આવ્યું...... ગાડીમાં આવ્યું ...

  ટ્રેનમાં પણ A. C. class પહેલા full થાય છે.

  મહેસાણાના એક શ્રાવક રોજ ચોવિહાર કરવા ઘરે આવી જાય. પ્રતિક્રમણ પછી સત્સંગ કરવા આવે.

  ૩ વર્ષ પૂર્વે ૫૦ ડિગ્રી ગરમી થઈ ગઈ – તે ઉનાળામાં – આવે ખરા, પણ બેસે નહીં ... કહે – 'A. C. વિના રહેવાતું નથી !'

- ૨૦ વર્ષ પહેલા મોબાઈલ નહોતા... હવે ૧ ક્ષણ ચાલતું નથી.

  વિહાર કરતાં અમે અડાલજ આવેલા... એક ભાગ્યશાળી પૂજાના કપડામાં વંદન કરવા આવ્યા.. ધોતિયામાં ભરાવેલો મોબાઈલ રણક્યો !

મુંબઈના એક દેરાસરમાં પ્રદક્ષિણા ફરી રહ્યો હતો. એક ભાઈ ભગવાનની સામે બેસીને નવકારવાળી ગણતા હતા.. ત્રીજી પ્રદક્ષિણામાં જોયું – તો ૧ હાથમાં નવકારવાળી સાથે મોબાઈલ પર વાત કરી રહ્યા હતા !

ગોરેગામ દીક્ષા પર પૂ. આ. શ્રી ઉદયવલ્લભસૂ. મ. એ પ્રેરણા કરેલી – 'આ યુવતીઓ આખો સંસાર છોડે છે... તમે ૨૪ કલાક માટે – મોબાઈલ છોડો..' બોલો કેટલા તૈયાર થાવ ?

મુ. શ્રી મૃદુસુંદરવિ. પાસે આવેલા ૧ યુવાનને મેં પૂછ્યું – 'તારી પાસે મોબાઈલ છે ?' (એક મહાત્મા બિમાર પડ્યા હોવાથી ડોક્ટરને તાત્કાલિક બોલાવવા પડે તેમ હતા...)

મને મુ. શ્રી મૃદુસુંદરવિ. કહે – '૧૮ વર્ષના યુવાનને આવું પૂછવું – તે તેનું અપમાન છે !'

- મારા ઉપદેશની અસર કેટલી થશે ?

  *સભા : ૧0% તો લઈશું...*

  ૧0% નહીં લો તો ચાલશે ... પણ ૧00% લેવા જેવી છે, એવું લાગે તો ય મારું પ્રવચન સફળ છે.

  **હું તમારા જીવનમાં પરિવર્તન ન પણ કરી શકું... પણ તમારા વિચારોમાં પરિવર્તન કરી શકું – તો ય ઘણું !**

## સફળતામાં સુખ નથી

- **પૈસા પોતે સાક્ષાત્ સુખ આપતા નથી.** તેમાં સ્વાદ નથી, સુગંધ નથી..

  હા, પૈસા દ્વારા કહેવાતી સુખની સામગ્રી – ગાડી–બંગલા વગેરે ખરીદી શકાય છે..
- *સભા : પૈસા હોય એટલે અમે અમને સુખી માનીએ છીએ.*

  માનવું જ હોય તો – પૈસા ન હોય તો ય જાતને સુખી માની શકાય – શું ફરક પડે ?
- તમે સામગ્રીમાં સુખ માનો છો, તે ખરેખર છે કે નહીં ? તે આજે વિચારવું છે.
- તમે કાળઝાળ ગરમીમાં ૨ કલાક ફરીને ઘરે આવ્યા, સખત તરસ લાગી છે. ઠંડાગાર પાણીનો ગ્લાસ પીધો...... સુખ મળે ?

  *સભા : હા.*

  હજુ તરસ છે... બીજો ગ્લાસ પીધો... સુખ મળે ?

  *સભા : હા...*

  તે પહેલાં ગ્લાસ કરતા વધારે કે ઓછું ?

  *સભા : ઓછું.*

  હજુ તરસ છે. ત્રીજો ગ્લાસ પીધો... સુખ મળશે – પણ બીજા ગ્લાસ કરતાં ઓછું... બરાબર ?

  *સભા : હા.*

  હવે તરસ સંપૂર્ણ છીપાઈ ગઈ. પેટ ભરાઈ ગયું. કોઈ ચોથો ગ્લાસ આપે – વધારે ઠંડું પાણી હોય – તો તેમાં સુખ મળે ?

  *સભા : ના......*

  પરાણે કોઈ પીવડાવે, તો પેટ તણાવાથી દુઃખ થશે.
- મારો પ્રશ્ન એ છે – પાણી એ નું એ, છતાં સુખ ઘટ્યું કેમ ?

  જવાબ એ છે કે તરસ ઘટી છે. જેમ તરસ ઘટે, તેમ પાણીમાં થતો સુખનો અનુભવ ઘટે છે. અને તરસ હોય જ નહીં, તો પાણી સુખ આપતું નથી. આનાથી એ નિશ્ચિત છે કે સુખનો સંબંધ પાણી કરતાં, તરસ સાથે વધારે છે.

- તમે સવારે Morning walk માટે નીકળ્યા. ઠેસ વાગી... જોયું તો ૧૦ ગ્રામની સોનાની લગડી.. આજુબાજુ કોઈ નથી – તે ખાતરી કરો. પછી લઈ લો ?

  *સભા : હા ...*

  એટલે અદત્તાદાનનો ત્યાગ તો છે જ નહીં ને ?

  તેમાં તમને આનંદ થાય...... આજે મફતમાં ૩૫,000 મળી ગયા...

  હું સવારે વિહાર કરું – ઠેસ વાગે.. લગડી નીકળે... લઉં પણ નહીં ; આનંદ પણ ન થાય... કેમ?

  *સભા : તમારા કામની નથી.*

  એમ તો તમારે પણ કદાચ કામ ન આવે – એટલા પૈસા તમારી પાસે હોય. એના કરતાં એમ કહો – તમારા મનમાં ઊંડે ઊંડે પણ 'પૈસા મળે તો સારું...' એવી ઇચ્છા પડી છે... એટલે પૈસા મળે તો આનંદ થાય છે.

  અમે દીક્ષા લીધી – પૈસા ત્યાગ્યા... તેની ઈચ્છા પણ ગઈ... એટલે મળે તો પણ આનંદ નથી થતો..

  અર્થાત્ **આનંદનો સંબંધ – પૈસા સાથે નહીં – ઈચ્છા સાથે છે.**
- તમારે અમદાવાદથી મુંબઈ જવાનું છે. ટ્રેન ટાઈમસર હોય તો સુખી કે લેટ હોય તો ?

  *સભા : ટાઈમસર...*

  સ્ટેશનેથી ઉપડવાનો સમય ૧૦.00 નો છે. તમને નીકળતા ૯.૪૦ થઈ ગઈ છે. અડધો કલાકનો રસ્તો છે... હવે ?

  *સભા : લેટ હોય તો સુખી...*

  તમે પહોંચ્યા... ટ્રેન લેટ હતી.. તમે બેસી ગયા... ઊપડી... હવે મુંબઈ પહોંચીને તરત ૧ કલાકમાં સામે બીજી ટ્રેન પકડવાની છે. તો ત્યાં ટાઈમસર પહોંચે તેવું ઈચ્છશો - અને તો સુખી થશો...... તમારા સુખનો સંબંધ - તમારી ઈચ્છા સાથે છે; ટ્રેનના ટાઈમસર કે લેટ હોવા સાથે નહીં – એ જ નક્કી થયું.
- ઉનાળામાં યાત્રા કરવા ગયા છો... સારી ભોજનશાળામાં જમવાનું નક્કી કર્યું છે. પણ ટ્રાફિક નડ્યો, ત્યાં પહોંચી શકાય તેમ નથી. રસ્તામાં બીજે જમવા ગયા. ત્યાંનો તમારો અનુભવ સારો નથી... રોટલી કાચી, દાળમાં સ્વાદ નહીં, શાક ફિક્કું... એવું ભૂતકાળમાં અનુભવ્યું હોવાથી કેવું મળશે ? તે શંકા છે. પણ ગરમાગરમ ફૂલકા રોટલી આવે... દાળ-ભાત-શાક સ્વાદિષ્ટ આવે.. તો મજા આવે કે કંટાળો ?

  *સભા : મજા આવે..*

  હવે બીજો પ્રસંગ વિચારો. ઉનાળામાં તમને મિત્રએ જમવા બોલાવ્યા છે. તમે ગયા... ગરમાગરમ રોટલી-દાળ-ભાત-શાક.. આગ્રહ કરીને જમાડે... શું થાય ?

  *સભા : કેરી કે રસ નહોતો, તેથી મજા ન આવે.*

  કેમ ? જે રોટલી-દાળ-ભાત-શાક ભોજંનશાળામાં સુખ આપે, તેના કરતાં સારાં રોટલી-દાળ-ભાત-શાક મિત્રના ઘરે હોવા છતાં સુખ કેમ ન આપે?

  *સભા : કેરીની અપેક્ષા હતી...*

  એટલે નક્કી થયું કે **- તમને સુખી કે દુઃખી કરનાર સામગ્રી નથી – તમારી અપેક્ષા છે.**
- **અપેક્ષા ઓછી હોય તો નબળી સામગ્રી પણ સુખ આપી શકે. અપેક્ષા વધુ હોય તો સારી સામગ્રી પણ સુખ ન આપે.**

- તમને ભીંડાનું શાક નથી ભાવતું... તમારા શ્રીમતીજીને ખબર છે. છતાં બનાવે.. બીજું શાક હોય નહીં... તો શું થાય ?
  અકળામણ તો થાય જ... બીજું કંઈ થાય કે નહીં..
  અને કોઈને ત્યાં મહેમાન બનીને જમવા ગયા હો. ભીંડાનું શાક હોય... અને એક જ શાક હોય. અકળામણ થાય ?
  સજ્જન માણસ અકળાય નહીં, અને તમને અકળામણ થાય તો પણ ઘર જેવી નહીં... કારણ? શ્રીમતીજી પાસે અપેક્ષા છે કે - તેમણે ભીંડાનું શાક બનાવવું ન જોઈએ... તે તૂટવાથી અકળાવ છો. બીજા પાસે તેવી અપેક્ષા ન હોવાથી અકળાતા નથી. એટલે તમારી અકળામણનું કારણ અપેક્ષા છે, ભીંડાનું શાક નહીં..
- શેરબજારમાં પડવા જેવું નથી... પણ તમે પડ્યા છો.
  એક દિવસ શેરબજાર ઊંચકાય... તમે બે લાખ કમાવ... ખુશ થઈ જાવ... સાંજે ૪-૫ શેરબજારિયા ભેગા થાય... એક ૨૫ લાખ, બીજો ૫૦, ત્રીજો ૧૫ કમાયો હોય... તો શું થાય ?
  *સભા : 'અમે રહી ગયા' – એવો અફસોસ...*
  એક દિવસ શેરબજાર ગગડે.. તમે ૧ લાખ ગુમાવો... દુઃખ થાય, સાંજે ખબર પડે કે એકે ૧૦, બીજાએ ૧૫, ત્રીજાએ ૨૦ ગુમાવ્યા... હવે ?
  *સભા : 'બચી ગયા' નો આનંદ થાય...*
  એટલે – **પૈસા જાય તો પણ આનંદ થઈ શકે, કમાવ તો પણ દુઃખ થઈ શકે... જો અપેક્ષા જુદી હોય તો...**
- દર વખતે પરીક્ષામાં પ્રથમ નંબરે આવનારને ૨-૫ માર્ક ઓછા આવે - બીજો નંબર આવે તો પણ દુઃખી થાય. અને દર વખતે પચીસમા નંબરે આવનારને ૫૦ માર્ક ઓછા આવે, ૩૫મો નંબર આવે – તો ય કદાચ ફરક ન પડે... કારણ ? મનની અપેક્ષા નથી...
- બધા દૃષ્ટાંતોનો સાર એક જ છે –
  **સુખ-દુઃખનું કારણ અપેક્ષા છે, સામગ્રી નહીં... અને એટલે સામગ્રી વધે – તેમ સુખ વધે – તેવો કોઈ નિયમ નથી.**
- ૫૦ વર્ષ પહેલાં તમારા બાપદાદા પાસે ટી. વી. નહોતું - મોબાઈલ નહોતો - ફ્રીજ નહોતું – કાર નહોતી – લગભગ કોઈ સામગ્રી નહોતી. છતાં તમારામાંના મોટાં ભાગના લોકો કબૂલ કરશે કે તેઓ જેટલા સુખી હતા – તેટલા તમે નથી.
- દેવલોકમાં ઉપર ઉપર જઈએ તેમ સામગ્રી ઘટે છે. પહેલા દેવલોકમાં ૩૨ લાખ વિમાન છે.. ૧૧-૧૨મા દેવલોકમાં થઈને ૩૦૦ જ છે. અને દેવીઓ તો બીજા દેવલોક પછી હોતી જ નથી... છતાં, ઉપર ઉપરના દેવો વધુને વધુ સુખી હોય છે.
- તમે જેમને સુખી માનો છો – જેમની પાસે અપાર સામગ્રી છે - તેવા લોકો આત્મહત્યા કરીને મરી જતા હોય છે.. સુખી હોય તો શા માટે આત્મહત્યા કરે ? અબજોપતિઓને અનિદ્રાનો રોગ હોય છે.. આખી રાત ઊંઘ ન આવે... ત્યારે તેમને ફૂટપાથ પર ઘસઘસાટ સૂઈ જતો માણસ સુખી લાગતો હશે !
- હકીકતમાં સામગ્રીમાં સુખ છે જ નહીં... તો તમને કેમ તેમાં સુખ દેખાય છે ?
  સૌ પહેલું પાણીનું જે દૃષ્ટાંત આપ્યું – તેનાથી એ વાત સમજાશે...
  તમે ગરમીમાં ફર્યા - તરસ લાગી – તે દુઃખ છે... પાણી પીવાથી તે દુઃખ ઘટે છે, તે તમને સુખ રૂપે લાગે છે. જો તરસનું દુઃખ ન હોય તો પાણીમાં સુખ લાગતું નથી...

એટલે - હકીકતમાં, **સામગ્રીની ઈચ્છાનું દુઃખ હોય, તો સામગ્રી મળવાથી તે દુઃખમાં જે ઘટાડો થાય છે – તેને તમે સુખ માની લો છો !**

- માથું સખત દુઃખતું હોય અને પેઈન કિલર ગોળી લો - તો સુખી થઈ જાવ – તે ખરું સુખ નથી; દુઃખ ચાલ્યું જાય – તેમાં સુખનો ભ્રમ થાય છે... ખરો સુખી તો - માથું દુઃખતું જ ન હોય – દવા લેવી જ ન પડે - તે છે...

  તેમ, **સામગ્રીની ઈચ્છાનું દુઃખ હોય, સામગ્રી મળવાથી દુઃખ દૂર થાય – તે ખરું સુખ નથી. ખરું સુખ તો સામગ્રીની ઈચ્છા જ ન હોય તે છે !**
- શાસ્ત્રોમાં એક સરસ વાત આવે છે. એક માણસને ખુજલીનો રોગ થયો... સખત ખણજ આવે.. સળીથી ઘસે ત્યારે કંઈક રાહત થાય... હંમેશા સળી ખીસામાં રાખે... એક વાર રસ્તામાં જતાં ખણજ ઉપડી... ખણવા માટે સળી લેવા ખીસામાં હાથ નાખ્યો તો ખબર પડી કે સળી રહી ગઈ છે... હવે શું કરવું ? ચેન નથી પડતું. ચારે બાજુ સળી ગોતે છે – ક્યાંય દેખાતી નથી. સામેથી એક માણસ આવ્યો. તેની પાસે સળી માંગી.. તે કહે – 'છે. આપું... પણ શું કામ છે ?' પેલાએ કહ્યું – 'ખણવું છે.' સામેવાળો કહે - 'હું વૈદ છું... મારી પાસે એક ફાકી છે – તે આપું તો તારી ખણજ મટી જાય...' પેલો કહે – 'ખણજ મટી જાય, તો પછી ખણવામાં જે સુખ મળે છે, તે કેવી રીતે મળશે ?'
- આપણને હાસ્યાપદ લાગે તેવી આ કથા આપણી જ છે.

  સામગ્રીની ઈચ્છા એ ખણજ છે. સામગ્રી એ સળી છે. જ્ઞાની ભગવંતો કહે છે – 'એવો ધર્મ આપીએ કે તમારી ખણજ મટી જાય...' પણ આપણે સળી જ માંગીએ છીએ.

  ખણજ મટી જાય તો ખણવાના સુખનું શું ? એ ચિંતાથી જ...
- શાસ્ત્રકાર કહે છે, **ઈચ્છા હોય જ નહીં – એ સુખ છે. તારે સુખી થવું હોય તો ઈચ્છાને ઘટાડવા પ્રયાસ કર, ખતમ કરવા મહેનત કર... આપણે ઈચ્છાને પૂરી કરવા મહેનત કરીએ છીએ. છે ને કરૂણતા ... ?**
- એક બાળક પહેલો નંબર લાવવાનું નક્કી કરે... એટલે દુઃખ શરૂ થઈ જાય – ચિંતાનું... આખું વર્ષ મહેનત કરે, ઉજાગરા કરે, ટેન્શનમાં પરીક્ષા આપે... પછી કદાચ પુણ્ય સાથ આપે તો પહેલો નંબર લાવવાનું સુખ મળે... (અને એ પણ કેટલું ટકે ? બીજું વર્ષ શરૂ થાય ત્યાં સુધી – થોડા દિવસ...)

  બીજો નક્કી કરે – 'મારે ભણવું જ નથી...' તે હમણાં જ સુખી થઈ જાય... અને તેના સુખને કોઈ આંચકી ન શકે...
- ઈચ્છા પૂરી કરવાનું સુખ અને ઈચ્છા ખતમ કરવાનું સુખ કેવું હોય ? તે જણાવવા તમને આ દૃષ્ટાંત આપ્યું......
- તમે નક્કી કરો – 'આ વર્ષે ૧ કરોડ કમાવા છે...' પછી આખું વર્ષ તનતોડ મહેનત કરો... પુણ્ય હોય તો કમાવ... સુખી થાવ... તે પાછું કેટલું ટકે ? નવા વર્ષનો ટારગેટ નક્કી કરો ત્યાં સુધી..

  બીજો માણસ નક્કી કરે – 'મારી પાસે પૂરતું છે.. મારે કમાવું નથી...' તો તે હમણાં જ સુખી થઈ જાય... તે સુખ કાયમ ટકે...
- એક કાલ્પનિક કથા છે...

  શેઠ અતિ શ્રીમંત... પણ સદા ટેન્શનમાં રહે... તેમનો એક પ્યુન – સદા હસતો હોય – પ્રસન્ન હોય...

  શેઠને તેની ઈર્ષ્યા આવી... થયું – 'લાવ, તપાસ કરું... તે આટલો સુખી કેમ છે ?'

  તેના ઘરે ગયા... પ્યુન તો આભો જ થઈ ગયો – આગતા-સ્વાગતા કરી... ચા-પાણીનું પૂછ્યું...

શેઠ કહે - 'ઘરવાળી નથી ?'

પ્યુન કહે –'પરણ્યો જ નથી..' પ્રસન્નતાનું અડધું કારણ તો ત્યાં જ સમજાઈ ગયું.

શેઠે નિરીક્ષણ કર્યું - ઝૂંપડા જેવું ખોરડું હતું.. આજુબાજુ નાના ખેતર જેવી જમીન... પ્યુનને પૂછ્યું - 'આ જમીન કોની છે ?' પ્યુન કહે – 'મારી... બાપદાદાના વખતની છે.'

શેઠ કહે – 'શહેરની વચ્ચે આવી જમીન ? સોનાનો ટૂકડો કહેવાય... ડેવલપ કરીએ તો કરોડો રૂપિયા મળે...'

પ્યુન કહે – 'પણ કરોડો રૂપિયાનું શું કરવાનું ?' શેઠને તે મૂરખ લાગ્યો... કહે - 'પછી આ ખોરડાના બદલે બંગલો બનાવવાનો...' પ્યુન કહે – 'પછી ?'

શેઠ કહે.. - 'તને કોઈ છોકરી આપશે... પરણવાનું......' પ્યુન 'પછી – પછી' પૂછતો ગયો... શેઠ જવાબ આપતા ગયા. છેવટે કંટાળીને શેઠે કહ્યું - 'પછી શાંતિથી રહેવાનું... બીજુ શું ?' પ્યુન કહે - 'આ બધું કરીને છેવટે શાંતિથી રહેવાનું જ હોય, તો હું અત્યારે પણ શાંતિથી જ રહું છું... આ બધું કરવાની જરૂર શું ?'

- આપણી આંખ ઉઘાડી નાખે તેવી આ કથા છે... ગાડરિયા પ્રવાહની જેમ – બધાની સાથે તમે દોડી રહ્યા છો - સામગ્રી માટે... પણ ખબર નથી કે છેવટે કરવાનું શું ? ઇચ્છા પૂરી થવાનું સુખ કદી કાયમી હોતું નથી.. બીજી ઈચ્છાનું દુઃખ ઊભું થાય – ત્યાં સુધીનું જ હોય છે...
- યોગદૃષ્ટિ સમુચ્ચયમાં એક સરસ વાત આવે છે.. જમણા હાથમાં વજન ઊંચક્યું હોય.. હાથ દુઃખવા આવે એટલે માણસ ડાબા હાથમાં લઈ લે... ત્યારે જમણા હાથના દુઃખાવામાં રાહત થાય – તે સુખ લાગે...... (હકીકતમાં સુખ નથી.. દુઃખમાં ઘટાડો છે... ) પણ તે સુખ ક્યાં સુધી ટકે ? ડાબો હાથ દુઃખવાનો શરૂ થાય ત્યાં સુધી જ...

  એ રીતે **ઈચ્છાપૂર્તિનું સુખ- એ નવી ઈચ્છા ઊભી થાય ત્યાં સુધી જ રહે છે !...**
- સાર એ જ છે કે,

  **સામગ્રીની ઈચ્છા હોય જ નહીં – એ શ્રેષ્ઠ સુખ છે – સાચું સુખ છે......**

  **ઈચ્છા એ દુઃખ છે – ઈચ્છા પૂરી થવાથી દુઃખ ઘટે – તેમાં તમને સુખનો ભ્રમ થાય છે... તેથી તમને 'સામગ્રીમાં સુખ છે' તેવું લાગે છે – તે હકીકતમાં સુખ નથી...**

  **ખરેખર સુખી થવું હોય તો ઈચ્છા પૂરી કરવા નહીં – ઈચ્છાને ઘટાડવાનો પ્રયાસ કરવો જોઈએ!**

## સ્ટેટસમાં સુખ છે ?

- આપણે એ વાત જોઈ ગયા કે, અનંતકાળથી આપણને ઇચ્છાની પૂર્તિમાં જ સુખ દેખાય છે, અને એટલે આપણે ઈચ્છા પૂરી કરવા દોડીએ છીએ. પરમાત્મા કહે છે કે - ખરેખર તો ઈચ્છા એ જ દુઃખ છે. ઇચ્છા પૂરી થાય ત્યારે એ દુઃખ ઘટવાથી તને સુખનો ભ્રમ થાય છે. સાચું સુખ – ઇચ્છા હોય જ નહીં – તેમાં છે.

  એટલે સુખી થવું હોય તો ઈચ્છા ખતમ કરવી જોઈએ.

  આપણી દિશા જ ખોટી છે – **ઈચ્છા પૂરી કરવાથી અનંત કાળે પણ સુખી થવાના નથી, કારણકે કોઈને કોઈ અધૂરી ઈચ્છાનું દુઃખ ઊભું જ રહેવાનું છે.**
- તમે ત્રણ વસ્તુમાં સુખ માનો છો – સંપત્તિ, સામગ્રી અને સ્ટેટસ.

  આજે સ્ટેટસમાં ખરેખર સુખ છે ? એ વિચારવું છે.
- તે પહેલા તમને પૂછવું છે - સ્ટેટસ એટલે શું ?

  દૃષ્ટાંતથી આ વાત સમજાવું.

હું સમજણો થયો ત્યારે – ૭૦ ના દાયકામાં આ ભારત દેશમાં બે જ કાર હતી – એમ્બેસેડર અને ફિયાટ.
એમાં ય એમ્બેસેડર તો સરકારી અમલદારો વાપરતા હતા.. લોકો પાસે મોટા ભાગે ફિયાટ હતી. ત્યારે જેની પાસે એ ફિયાટ ગાડી હોય – તે સુખી ગણાતો હતો. 'ગાડી' એ મોટું સ્ટેટસ હતી... 'એની પાસે ગાડી છે.' એમ લોકો કહેતા.
આજે એ જ ફિયાટ કોઈની પાસે હોય તો ?
*સભા : ખટારો છે – એમ કહેવાય.*
એટલે હવે ફિયાટ ગાડી – એ સ્ટેટસ નથી.. એનું કારણ શું ?
*સભા : પૂર્વેના કાળે બીજી ગાડીઓ નહોતી.*
એવું નથી. ફોર્ડ, રોલ્સ રોઈસ, વોક્સવેગન વગેરે ફિયાટથી પણ જૂની ગાડીઓ છે. ત્યારે પણ તે દુનિયામાં હતી જ.. તમે એમ કહો કે - તે વખતે આજુબાજુવાળા પાસે સારી ગાડીઓ નહોતી એટલે ફિયાટ એ સ્ટેટસ હતી. આજે આજુબાજુવાળા ઘણાં બધા પાસે તેના કરતા પણ સારી ગાડી છે, એટલે ફિયાટ એ સ્ટેટસ નથી..

- એટલે 'સ્ટેટસ' નો અર્થ થયો –
  **એ ચીજ કે જેના કરતા સારી ચીજ આજુબાજુવાળા પાસે ન હોય, પોતાની પાસે હોય – તેનું નામ સ્ટેટસ..**
- બીજું દૃષ્ટાંત જોઈએ.
  મારી દીક્ષા પૂર્વે જ મોબાઈલ ફોન આવ્યા.
  ત્યારે Motorola નું મોડલ હતું – ૧ લાખ રૂપિયાનું. એક Incoming call ના ૧૬ રૂ. નો ચાર્જ હતો. ત્યારે જેની પાસે તે મોડલ હોય તે વટથી ફરતા.. સ્ટેટસ ગણાતું. આજે તે મોડલ હોય તો? સ્માર્ટ ફોનની સામે રમકડું લાગે.. કારણકે તેના કરતા ઘણાં સારાં મોડલ આજુબાજુવાળા પાસે આવી ગયા..
- તમે હોન્ડાની નવા મોડલની કાર લઈ આવો તો વટથી ફરો.. પણ તમારી સોસાયટીના ૨૦ બંગલામાંથી ૧૫ પાસે તેવી કે તેના કરતાં સારી ગાડી આવી જાય તો ? તમારો વટ હવાઈ જ જાય ને ?
- ૧૯૮૨માં એશિયાડ વખતે ભારતમાં કલર ટી. વી. આવ્યા. ત્યારે જેના ઘરે કલર ટી. વી. હોય, તેના ઘરે બધા મેચ જોવા ભેગાં થતાં – તેનો વટ પડતો. તે કલર ટી. વી. ડબ્બા જેવા હતા.. ટેકનિકલ ભાષામાં તેને C.R.T. (કેથોડ રે ટ્યૂબ) કહેવાય. હવે આજે તે જોવા ય ન મળે.. કોઈને ત્યાં હોય તો 'ડબ્બો' જ કહેવાય.. શું વટ પડે ? કારણકે તેના કરતાં ઘણાં મોટા-સારાં LCD અને LED ટી. વી. આવી ગયા..
- આ બધાનો સાર એ જ છે કે –
  **સ્ટેટસ – ત્યાં સુધી જ ટકે છે – જ્યાં સુધી પોતાની પાસે જે હોય તે કે તેનાથી વધુ સારી ચીજ - બીજાની પાસે ન હોય.**
- તમે ઊંડાણથી વિચારશો તો સમજાશે, કે સ્ટેટસ હકીકતમાં સુખ છે જ નહીં. પણ, બીજા પોતાને જોઈને સળગી જાય – 'આની પાસે છે, મારી પાસે નથી..' એમ દુઃખી થાય – તેને પોતાનું સુખ માની લેવાય છે !
- મારું વચન તમને આકરું લાગશે, પણ એ કડવી વાસ્તવિકતા છે. એટલેસ્તો બીજાની પાસે એ આવી જાય તો સુખ ચાલ્યું જાય છે. જો એ વસ્તુમાં સુખ હોય, તો પોતાની પાસે પણ છે જ, તો સુખ ક્યાં ગયું ?

- વરસો પૂર્વે એક જાહેરખબર આવતી –
  NEIGHBOURS' ENVY, OWNER' S PRIDE. એ જ સ્ટેટસની વ્યાખ્યા છે.
  **તમારો પાડોશી જેને જોઈને ઈર્ષ્યાથી સળગી ઊઠે, એનું નામ સ્ટેટસ..**
- **ક્યાં આપણા પરમાત્માની ભાવના ? 'મને જે સુખ મળ્યું – તે જગતના સર્વ જીવોને મળો..'**
  કયાં જ્ઞાની ભગવંતોની ભાવના ? 'અમને મળ્યું; તે બધાને મળો...'
  **અને કયાં સ્ટેટસ માટે દોડતા તમારી ભાવના ? 'મને જ મળો.. બીજા કોઈને ન મળો !..'**
  આ તમને – પ્રભુ વીરના વારસદારોને શોભે ખરું ?
- જગતનો સનાતન નિયમ છે – **'વાવો તેવું લણો – કરો તેવું પામો..'** તમે જો બીજાને દુઃખી કરીને સુખી થશો (માનશો), તો ભવાંતરમાં તમે દુઃખી થશો જ.. કદાચ પુણ્યના પ્રભાવે દેવલોકમાં ગયા - તો પરમાધામી બનીને – બીજાને દુઃખી કરીને સુખ માનશો.. અને ત્યાંથી મરીને અંડગોલિક મનુષ્ય બનશો – જ્યાં ૧ વર્ષ સુધી જીવતાં ઘંટીમાં પીલાવું પડશે.. !
- હું તો કહીશ – **સ્ટેટસ એ અધમ કક્ષાનું સુખ છે – બીજાને દુઃખી કરીને જ મેળવાય છે.**
  *સભા : સારી વસ્તુ મળ્યાનો આનંદ હોય ને ?*
  જે વસ્તુ બધાને મળી હોય તે ગમે તેટલી સારી હોય, તેમાં સ્ટેટસ અનુભવાતું નથી.
  હવા – પાણીની કિંમત કેટલી ? અમૂલ્ય છે. છતાં તેમાં કોઈને સ્ટેટસ લાગે છે ? ના. કારણકે બધાને મળ્યા છે.
- મારા વ્યાખ્યાનમાં ૪૦૦ માણસ આવે – તે મને સ્ટેટસ લાગતું હોય તો બીજાના વ્યાખ્યાનમાં ન આવતા હોય – તેના કારણે જ..
  મારા ૧૦ શિષ્યો હોય તે સ્ટેટસ લાગતું હોય તો બીજાના તેટલા નથી – તેના કારણે જ..
  ગણિતમાં ૧૦૦ માંથી ૯૯ આવે, તે સ્ટેટસ ક્યારે લાગે ? બીજા ૨૫ને ૧૦૦માંથી ૧૦૦ આવ્યા તેવી ખબર પડે તો લાગે ખરા.. ?
- **હકીકતમાં જેને સ્ટેટસ મનાય છે, તેમાં સુખ છે કે નહીં ? તે પ્રશ્ન છે.**
  અત્યારે સ્ટેટસ ગણાતી ગાડી – મર્સીડિઝ કે બીએમડબલ્યુ – ૫૦ લાખમાં આવતી હશે. અને પાંચ લાખમાં પણ ગાડી મળે. પાંચ લાખની ગાડી કરતા ૫૦ લાખની ગાડીમાં સગવડ દસ ગણી હોય છે ? પેટ્રોલ-મેઈન્ટેનન્સ ખર્ચ તો વધુ હોય છે. કદાચ થોડી સગવડ વધારે હોય તો પણ મોટે ભાગે 'બ્રાન્ડ' ના પૈસા હોય છે.
  તમને ખબર હશે જ – રોલ્સ રોઈસ ગાડીની નિયત સંખ્યા જ બનાવાય છે, વધુ નહીં.. નહીં તો તે 'સ્ટેટસ' ના રહે.. ઓર્ડર મુજબ બધાને અપાતી નથી..
  વસ્તુતઃ સ્ટેટસ ગણાતી ગાડી – સુખ આપે કે નહીં ? તે પ્રશ્ન છે. પાંચ લાખની ગાડીવાળો ગમે ત્યાં પાર્ક કરીને આવી જાય. પચાસ લાખની ગાડીવાળો હોય તો કોઈ પથ્થર નહીં વાગી જાય ને ? ઘસરકો નહીં થઈ જાય ને ? તેનો ફડકો સતત મનમાં રહે.. ટેન્શન રહે.. તેમાં સુખ ક્યાંથી?
- હું દાદર હતો. મારા સંસારી પિતરાઈ બહેન – તેના દીકરાને લઈને વંદન કરવા આવી. પછી કહે – 'શ્રાવક આવ્યા છે, પણ પાર્કિંગ મળતું નથી – એટલે ગાડીમાં બેઠા છે !' આવી ગાડીને સુખ કહેવું? આના કરતા ટ્રેન-બસમાં આવ્યા હોય તો નિશ્ચિંત મને મળી શકત !
- હું મલાડ હતો. એક કામ હોવાથી ગોરેગામથી એક યુવાનને બોલાવેલો. રાતના બહુ મોડો આવ્યો. કારણ પૂછ્યું તો કહે – દોઢ કલાકથી નીકળ્યો છું. ટ્રાફિકમાં અટવાઈ ગયો. ગાડી મૂકવી ક્યાં ? ચાલતો આવ્યો હોત તોય અડધો કલાક જ થાત ! (ગોરેગામથી મલાડ ૩ કિ. મી છે.)
  બોલો, આવી ગાડી – એ સુખ કે દુઃખ ?

- તમને પૂછું – રેંકડી પર ચા કેટલાની મળે ?
  *સભા : ૨૦ રૂપિયા.*
  અને 'તાજ' માં ? (ફાઈવ સ્ટાર હોટલમાં ?)
  *સભા : ૨૦૦ રૂપિયા હશે.*
  હવે બોલો, સ્વાદ કઈ ચામાં આવે ? ચૂસકી લેવાની મજા ક્યાં આવે ?
  *સભા : એ તો રેંકડી પર જ આવે..*
  એટલે નક્કી થયું ને કે 'સ્ટેટસ' ગણાતી ચીજમાં સુખ નથી હોતું ?
- બોલો, દાળ-ભાત ખાવાની મજા ક્યાં આવે ? ફાઈવ સ્ટાર હોટલમાં કે ઘરે – સબડકાં લેતાં લેતાં?
  *સભા : ઘરે જ આવે !*
- ૫૦૦૦ ના Nike કે Adidas ના બૂટ પહેર્યા હોય, 'સ્ટેટસ' નો વટ પડતો હોય..
  પણ અંદરથી ડંખતા હોય.. ક્યારે ઘરે જઈને કાઢી નાખું – એમ થતું હોય.. આ છે 'સ્ટેટસ' ! તેમાં ખરેખર સુખ ક્યાં છે ?
- વૈશાખ મહિનાની કાળઝાળ ગરમીમાં લગનમાં ગયા હો.. સ્ટેટસ ખાતર 'સફારી' પહેર્યું હોય.. મનમાં તો એમ થતું હોય – ક્યારે ઘરે જઈને લેંઘો – ખમીસ પહેરી લઉં – આનું નામ સ્ટેટસ ! આમાં સુખ શેનું ?
- ગોરેગામ – જવાહરનગર ચાતુર્માસમાં અમારે કેટલાક ડોક્ટર–વૈદ–લેબોરેટરી વગેરેની સેવા લેવાની થયેલી.
  ચાતુર્માસ પછી એક ભાગ્યશાળીએ લાભ લેવાની ભાવના જણાવતા, એ બધા ડોક્ટરનું બહુમાન કરવા જેવું છે – તે જણાવ્યું. તેમને આનંદ થયો. થોડા દિવસ પછી મને એક પેન બતાવીને કહ્યું. 'આ ભેટ આપીએ.' પહેલાં તો મને થયું - 'આ તો કંજૂસ નીકળ્યા..' પણ તેઓએ કહ્યું - 'આ CROSS ની પેન છે. સિલ્વર પ્લેટેડ છે. એકની કિંમત – રૂ. ૨૦૦૦ છે.' ત્યારે ખબર પડી !
  હું પૂછું – લખાય શેનાથી સારું ? ૨૦૦૦ ની પેનથી કે ૨૦ રૂ. ની પેનથી !
  *સભા : ૨૦ રૂ. ની પેનથી જ !*
  એટલે ૨૦૦૦ ની પેન ખાલી ખિસ્સામાં રાખીને દેખાડવાની જ ને ? તેનાથી સહી જ થાય ! લખવા જાવ તો હાથ દુ:ખી જાય.. એનું નામ સ્ટેટસ !
- રવિશંકર મહારાજનો એક પ્રસંગ છે.
  ટ્રેનમાં જતા હતા.. સામેની સીટ પર બેઠેલા એક બહેન સાથે ઘણી વાતો થઈ. સ્ટેશન પર ઉતરીને બહેને એક વેણી ખરીદી.. તેમને રવિશંકર મહારાજે એક પ્રશ્ન પૂછ્યો – જે તમારા 'સ્ટેટસ' ની વ્યાખ્યા કરી દેશે – 'બહેન ! આ વેણી માથામાં નાખ્યા પછી તને દેખાવાની ખરી ?'
  જે દેખાવાની નથી, જેની સુગંધ પોતાને આવવાની નથી – તેનું વજન ઊંચકીને ફરવું – તેનું નામ 'સ્ટેટસ' !
- અમારા ગુરૂદેવ એક વાત કરે છે.
  સં. ૨૦૪૨ – મુલુંડ ચોમાસું – જાહેર પ્રવચન – અઢી-ત્રણ હજાર માણસ – પ્રવચન કરીને ઉપર આવ્યા ત્યારે પરસેવાથી રેબઝેબ હતા.. એક યુવાન નાના દીકરાને લઈને આવ્યો.. ગુરૂદેવે પૂછ્યું. – 'દીક્ષા લેવી છે ?' પેલાએ ના પાડી. ગુરૂદેવે કહ્યું – 'દીક્ષા લઈએ તો પાટ પર બેસવા મળે.. સામૈયા થાય.. બેંડ વાગે..' પેલો દીકરો કહે – 'પણ પસીનો કેટલો થાય?'

તમે જેને સ્ટેટસ માનો, તે વ્યાખ્યાનની સંખ્યા અમારા શરીરને નીચોવી નાખે છે, દુઃખી કરે છે – એ સમજાવવું છે.

- *સભા : બધા કરે તે કરવું પડે ને ?*

  એને ઘેટાં કહેવાય.. ગાડરિયો પ્રવાહ ખબર છે ને ?

  **સાચું-ખોટું, સારું-ખરાબ, હિત-અહિત, લાભ-નુકસાન વિચાર્યા વિના - બધા કરે તે કરવું – તે માણસનું લક્ષણ નથી, પશુનું છે.**
- દશવૈકાલિક સૂત્રની ચૂલિકા – જે સીમંધર સ્વામી ભગવાને સ્થૂલભદ્રજીના બહેન યક્ષા સાધ્વીને કહેલી છે – તેમાં કહ્યું છે –

  **લોકો કરતાં હોય તે કરવું – તે જ સંસાર છે. સંસાર તરવો હોય તો લોકો કરતાં વિરૂદ્ધ દિશામાં – સામા પૂરે તરવું પડે..**
- અને એક વાત કરી દઉં..

  તમે સત્ત્વ ફોરવીને લોકો કરતા જુદું કરશો, તો પહેલા લોકો તમને પાડવા પ્રયત્ન કરશે; {કદાચ તેઓ એમ વિચારે છે – અમે બધા નરકમાં જઈએ, અને આ એકલો સ્વર્ગમાં જાય – તે કેમ ચાલે?} મજાક-મશ્કરી કરશે... પછી પણ તમે મક્કમ રહેશો તો તમારી ઉપેક્ષા-અવગણના કરશે.. તે પછી પણ તમે અડગ રહ્યા – તો તમારી પૂજા કરશે – પ્રશંસા કરશે.. 'ખરો મર્દનો દીકરો છે, સત્ત્વશાળી છે, ખુમારીવાળો છે.' એમ કહીને..

  પણ એ માટે પહેલા બે તબક્કા પાર કરવા પડશે..
- **સ્ટેટસ દિવસે દિવસે બદલાય છે. તેના માટે દોડતા જ રહેવું પડે.. સાદાઈથી જીવનાર જ શાંતિથી જીવી શકે. સાદાઈ કદી બદલાતી નથી.**
- **ખરું સ્ટેટસ પુણ્યને આધીન છે, બાહ્ય સામગ્રીને નહીં..**

  પોતડી પહેરનારા મોહનદાસ ગાંધીને આખી દુનિયા માન આપે છે – પુણ્યના કારણે..

  એવા વર્તમાનમાં પણ પ્રતિષ્ઠિત શ્રાવકો છે – જે સાવ સાદાઈથી રહેતા હોય – લાખો - કરોડોના દાન કરતા હોય – સમસ્ત સંઘ તેનો પડ્યો બોલ ઝીલતો હોય – સભામાં તેમની આમન્યા જળવાતી હોય.. એ બધું પુણ્યથી થાય છે.
- તમે **માનેલી સ્ટેટસની ચીજો ઘણીવાર કંઈ કામની નથી હોતી..** ચશ્મામાં કાચ જ કામના છે. ફ્રેમ કાચ ટકાવવા સિવાય કોઈ કામની નથી.. પણ 'સ્ટેટસ' માટે ૨૫૦૦૦ ની ફ્રેમ પણ પહેરનારા મળશે !

  મોબાઈલ ૫૦,૦૦૦ નો હોય તેથી તેનાથી ડાયલ કરીએ તો બીજાની લાઈન કાપીને નંબર લાગતો નથી.. !
- **સ્ટેટસની દોડ બંધ કરો. સરખામણી ન કરો.**

  **તમને જે મળ્યું છે – તેમાં સંતોષથી જીવો – તો સુખી થશો !**

---

## ઈચ્છા એ જ દુઃખ

- સુખ માટે ઘણો વિચાર કર્યો.

  હવે દુઃખ માટે કરીએ...
- તમે દુઃખી ક્યારે થાવ ? અથવા દુઃખ ક્યારે લાગે ?

  જ્યારે તમારી કોઈ ઇચ્છા પૂરી નથી થતી – તમારી અપેક્ષાથી વિરૂદ્ધ કંઇ બને છે, ત્યારે તમે દુઃખી થાવ છો.

**તમે માનો છો – 'ઇચ્છા પૂરી ન થઇ એટલે તમે દુઃખી છો.'**
**શાસ્ત્રકાર કહે છે – 'ઇચ્છા છે, એટલે જ તું દુઃખી છે.'**
*સભા : ઈચ્છા હોય જ નહીં – તે કેવી રીતે બને ?*
એકપણ ઇચ્છા ન હોય, તેવું તો વીતરાગમાં જ બને. પણ આપણે અમુક ઇચ્છાઓને તો ખતમ કરી શકીએ... જેમ કે, અમને પૈસા કમાવા, ટી.વી. જોવા વગેરેની ઇચ્છા હોય જ નહીં...

- **જેટલી ઇચ્છા વધારે, તેટલું દુઃખ વધારે...**
**જેટલી ઇચ્છા ઓછી... તેટલું દુઃખ ઓછું... એટલે કે સુખ વધારે...**
- આપણે અનંતકાળથી એમ માનતા આવ્યા છીએ કે - 'ઇચ્છા પૂરી નથી થઇ – એટલે દુઃખી છીએ...' અને ઇચ્છા પૂરી કરવા માટે જ મહેનત કરીએ છીએ. શાસ્ત્રકાર કહે છે - 'તારે સમજ બદલવી પડશે. ઇચ્છા છે, એટલે જ તું દુઃખી છે. ઇચ્છાને પૂરી કરવાથી તું સુખી નહીં થાય, ઇચ્છાને ઘટાડવી પડશે – ખતમ કરવી પડશે. તો જ તું સુખી થઇશ.'
પંચસૂત્રકાર તો ઇચ્છાને જ દુઃખ કહે છે - 'અવિક્ખા અણાણંદે...'
**ઇચ્છા સિવાય બીજું કોઇ દુઃખ જ નથી.**
- આ વાતને કેટલાક દષ્ટાંતથી સમજવા પ્રયત્ન કરીએ.
- તમારા દીકરાને ૮મા ધોરણમાં ૭0% આવે તો તમે સુખી કે દુઃખી ?
*સભા : ૯0%ની ગણતરી હોય અને ૭0% આવે, તો દુઃખી થઇએ.*
એટલે એ નક્કી થયું ને કે ૭0% ની જ ગણતરી હોય અને ૭0% આવે, તો દુઃખી નથી થતા. એટલે દુઃખી થાવ છો તેનું કારણ - ૭0% આવ્યા તે નથી; ૯0% ની ગણતરી હતી (અને તે ન આવ્યા) તે છે. દુઃખનું મૂળ તમારી ગણતરીમાં છે.
પડોશીના દીકરાને ૭0% આવે તો તમને શું થાય ?
*સભા : કાંઇ નહીં... અમારે શું લેવા દેવા ?*
એટલે, ત્યાં તમારી કોઇ ગણતરી ન હોવાથી – તમે સ્હેજ પણ દુઃખી થતા નથી, બરાબર ?
- તમે રસ્તા પર ખુલ્લા પગે ચાલતા જતા હો, અને પગમાં સળગતી બીડીનું ઠૂંઠું ચંપાઇ જાય, પાંચ-દસ સેકંડ બળતરા થાય, ત્યારે શું થાય ?
*સભા : કોણે બેદરકારીથી નાખ્યું ? એવો તેના પર ગુસ્સો આવે.*
અને રસ્તા પર ચાલતાં પથ્થરની ઠેસ લાગે તો ?
*સભા : કાંઇ ન થાય, કારણકે ભૂલ અમારી છે – જોયા વગર ચાલ્યા તે.*
તો બીડી ચંપાઇ – તે પણ જોયા વગર ચાલ્યા તો જ ને ?
હકીકત એ છે કુદરત પાસે તમે એવી અપેક્ષા નથી રાખી કે તેણે રસ્તા સીધા જ બનાવવા જોઇએ. કુદરતી રસ્તા ખાડા-ટેકરાવાળા જ હોય, આપણે જોઇને ચાલવું જોઇએ – એ તમે સમજો છો. એટલે પથ્થરની ઠેસ વાગે, તો ગુસ્સો નથી આવતો. (જો મ્યુનિસિપાલિટીએ બનાવેલ રસ્તો ખાડા-ટેકરાવાળો હોય, તો ગુસ્સો આવે પણ ખરો !) અને માણસો પાસે અપેક્ષા હોય છે કે તેમણે સળગતી બીડી રસ્તા પર ન નાંખવી જોઇએ. એટલે તમને ગુસ્સો આવે છે – અકળામણ થાય છે.
- સાર એ જ છે, કે બહારની પરિસ્થિતિ તમને દુઃખી નથી કરતી, તમારી અપેક્ષા જ તમને દુઃખી કરે છે.
- શાસ્ત્રમાં દષ્ટાંત આવે છે.
કપિલ નામનો ગરીબ બ્રાહ્મણનો દીકરો પરદેશ ભણવા ગયો કોઇ બ્રાહ્મણને ત્યાં રહે છે –

ભણે છે. તેને જમવાનું આપનારી દાસી સાથે પ્રેમ થઇ ગયો. એક દિવસ કોઇ મહોત્સવમાં પહેરવા સારા કપડા લાવવા માટે દાસીએ પૈસા માગ્યા. તેની પાસે કાંઇ જ નહોતું. એટલે દાસીએ કહ્યું 'આ નગરનો રાજા, સવારમાં સૌ પહેલો જે યાચક હોય તેને બે માસા સોનું આપે છે. જાવ, માંગી આવો.' પોતાની પહેલા બીજું કોઇ ન પહોંચે, તે માટે રાતના જ રાજમહેલે ગયો. રક્ષકોએ ચોર માનીને પકડ્યો. સવારે રાજા પાસે હાજર કર્યો. તેણે સાચી વાત કરી દીધી. રાજાને દયા આવી – કહે 'જેટલું જોઇએ તે માગી લે...' પેલો વિચારમાં પડ્યો. વિચારવા સમય માંગ્યો... બે-ચાર-આઠ માસા... વધતાં વધતાં અડધું રાજ્ય માંગી લેવાના વિચાર આવી ગયા ! પણ પછી ત્રાસ થયો. ઘટાડવા લાગ્યો... એમ કરતાં કેવળજ્ઞાન થઇ ગયું !

- ઉત્તરાધ્યયન સૂત્રમાં લખ્યું છે - **'ઇચ્છા તો આકાશ જેટલી અનંત છે.'** એનો ક્યાંય અંત આવતો નથી.

  **જેમ જેમ ઇચ્છા પૂરી થાય, તેમ નવી મોટી ઇચ્છા ઊભી થતી જાય.**
- ગામડામાંથી શહેરમાં આવનાર પહેલા ભાડાના ઘરમાં રહે... પછી પોતાનો નાનો ફ્લેટ-દૂરના વિસ્તારમાં લે... પછી સારા વિસ્તારમાં આવે... પછી બંગલો લે... એમ ઇચ્છા વધતી જ જાય...
- શાસ્ત્રકાર કહે છે - **'જેમ જેમ લાભ થતો જાય, તેમ તેમ લોભ વધતો જાય...'**
- ઇચ્છા પૂરી કરીને સુખી થવા માંગતા – ઇચ્છા પૂરી કરવા - દોડનારે - યાદ રાખવું કે **ઇચ્છાની પૂર્તિ પુણ્યને આધીન છે – ગમે તેટલી મહેનત કરો તો પણ પૂરી ન થાય – તેવું બની શકે.** પાંચ કરોડ કમાવાની ઇચ્છા થાય અને મહેનત કરે – પણ પુણ્ય ન હોય તો પૂરી ન પણ થાય. અને તો તેને કદી સુખ ન મળે – સદા માટે દુઃખી રહે.
- બીજી વાત એ કે ઇચ્છા પૂરી થવા જેટલું પુણ્ય હોય, તો પણ તરત પૂરી નથી થતી... તેમાં સમય લાગે છે, અને તેટલો સમય તો દુઃખ જ રહેવાનું છે...
- *સભા : આવી સમજ પણ પુણ્યથી જ મળે ને ?*

  એ તમારો ભ્રમ છે.

  સમજ આપનાર સદ્ગુરૂનો સંયોગ પુણ્યથી મળે; પણ સમજ તો જાતે જ લાવવી પડે... સાંભળેલા ઉપદેશ પર ચિંતન-મનન કરવાથી આવે. ધર્મની સામગ્રી પુણ્યથી મળે, પણ ધર્મ પોતાના પુરૂષાર્થથી જ થાય, પુણ્યથી નહીં.
- દેવને એવું પુણ્ય હોય છે કે ઇચ્છા થાય અને તરત પૂરી થાય. ખાવાની ઇચ્છા થાય અને મોઢામાં આવી જાય. એટલે જ દેવ કોઇ પચ્ચક્ખાણ કરી શકતા નથી. આપણે ઉપવાસનું પચ્ચક્ખાણ કરીએ, પછી ભૂખ લાગે – ખાવાનું મન થાય તો પણ મનને વારીએ – ખાઇએ નહીં – પચ્ચક્ખાણ પાળીએ. દેવને ભૂખ લાગે – ખાવાનું મન થાય એટલે સીધું મોઢામાં આવી જાય – મનને વારી શકે નહીં. તેથી તેઓ પચ્ચક્ખાણ પાળી શકે નહીં. જો કે દેવની પણ બધી ઇચ્છા પૂરી થતી નથી. તેમને જન્મથી જે સમૃદ્ધિ મળી હોય, તે જ રહે. ઇચ્છા થાય તો પણ વધારી શકે નહીં.
- તમે ઇચ્છા પૂરી કરવા માંગો છો. જ્ઞાની ભગવંત કહે છે – ઇચ્છા ખતમ કરો. ફરક નાનો છે, પણ બંનેની દિશા તદ્દન વિરોધી છે.
- **સાધુ કેમ સુખી ? કારણકે ઇચ્છાઓ નથી-ઓછી છે.**

  ગરમીમાં પંખા-એ. સી. ની ઇચ્છા નથી, ઠંડીમાં હીટરની નથી, વાહન(કાર)ની નથી, વાપરવા માટે કોઇ દ્રવ્યની ઇચ્છા નથી – જે મળે તે ચાલે છે. ક્ષુધા(ભૂખ) હોવાથી ખાવાનું જોઇએ – તે શરીરની માંગ છે. તેટલી ઇચ્છા હોય. પણ 'આ જોઇએ જ, આવું જ જોઇએ...' આવી કોઇ ઇચ્છા નથી હોતી...

કોઈ વંદન કરવા ન આવે તો પણ સાધુ દુઃખી થતો નથી.
ગોચરી માટે કોઈ બોલાવવા ન આવે તો પણ સાધુ દુઃખી થતો નથી.
પ્રવચન સાંભળવા કોઈ ન આવે તો પણ સાધુ દુઃખી થતો નથી.
એટલે, ઈચ્છા ન હોવાથી જ સાધુ સુખી છે.

- તમને કેટલી ઈચ્છાઓ છે ? એક લિસ્ટ બનાવો.

  *સભા : પૂરું જ ન થાય...*

  તો પછી કઈ રીતે સુખી થવાના ?

  ઈચ્છા કદાચ ખતમ ન કરી શકો, પણ ઘટાડશો તો ય દુઃખ ઘટશે, સુખી થશો. બાકી બધી ઈચ્છા તો ચક્રવર્તીની પણ પૂરી થતી નથી. અરે ! ઈન્દ્રની પણ પૂરી થતી નથી.

  હજારો ઈચ્છાઓ લઈને બેઠા છો. પરિવાર પાસે, નોકર પાસે, સરકાર પાસે... પાવર જાય તો તમારો ય પાવર ચાલ્યો જાય. મોબાઈલનું નેટવર્ક જાય તો તમારો મૂડ-આઉટ થઈ જાય. તમને દુઃખી કરવા, એ તો જાણે રમત વાત છે ! અમને મળવા આવનાર સંસારીઓમાં કોઈ એમ કહેતું નથી કે - 'સુખી છીએ...' દરેકને કાંઈને કાંઈ દુઃખ છે – કોઈને શરીરમાં રોગ છે, કોઈને આર્થિક આપત્તિ છે, કોઈને પરિવારમાં પ્રશ્નો છે...

- એક અપેક્ષાએ તમે દેવો કરતાં સુખી છો... ૧ કરોડની મૂડી સાથે જન્મેલો માણસ ૧૦ કરોડ કમાઈ શકે... દેવને તો જેટલું મળ્યું હોય તેટલું જ રહે !

  એટલે જ ઉપદેશમાળામાં દેવોના દુઃખનું વર્ણન કરતાં શાસ્ત્રકારે સૌ પહેલા ઈર્ષ્યા બતાવી છે. બીજાને વધારે મળ્યું હોય – તે જોઈને સળગી જાય ! વર્ષો પહેલા ટી. વી. માં જાહેરખબર આવતી હતી - 'ઉસકી સાડી – મેરી સાડીસે જ્યાદા સફેદ ક્યૂં ?' બસ... એમાં દુઃખી થઈ જાય...

- જગતમાં સૌથી સુખી સિદ્ધ પરમાત્મા...

  ત્યાર પછી વીતરાગ એવા કેવલિ ભગવંતો – તેમને ઈચ્છાનું દુઃખ નથી... પણ શરીરમાં અશાતા હોઈ શકે...

  ત્યાર પછી સાધુ ભગવંતો સુખી છે... કારણકે નિઃસ્પૃહ છે.

  જ્ઞાનસારમાં શાસ્ત્રકાર લખે છે - **'ધરતી પર સૂવાનું, માંગીને ખાવાનું, જીર્ણ કપડાં, ઘરનાં ઠેકાણાં નહીં... તો પણ સાધુ ચક્રવર્તી કરતાં પણ વધુ સુખી છે – કારણકે નિઃસ્પૃહ છે !'**

- **જ્યાં સુધી તમને સમજાશે નહીં કે - 'દુઃખનું મૂળ ઈચ્છા છે...' ત્યાં સુધી તમે દુઃખથી મુક્ત થવાના નથી.**

- *સભા : ઈચ્છા ઘટાડવી શી રીતે ?*

  'હું ઈચ્છાના કારણે જ દુઃખી થાઉં છું' – એ સમજાય, તો ઈચ્છા ઘટાડવાનું મન થાય.

  સુદર્શન ચૂર્ણ ફાકે – કડવું લાગે, તો બીજી વાર નથી ફાકવાનો...

  મને પૂ. ગચ્છાધિપતિશ્રીએ ચાતુર્માસ કરવા મોકલ્યો. હું એવી ઈચ્છા રાખું કે બે-ત્રણ શિષ્ય મળવા જોઈએ... પછી ન મળવાથી દુઃખી થાઉં... ત્યારે તમારા પર આક્રોશ કરું તો દુઃખી જ થવાનો. પણ આત્મનિરીક્ષણ કરું કે 'મેં ઈચ્છા રાખી હતી, એટલે દુઃખી થયો... આવી ગણતરી વિના ચાતુર્માસ કર્યું હોત, તો દુઃખી જ ન થાત... એટલે હવે આવી ગણતરી ન રાખવી...' તો સુખી થાઉં...

  પ્રવચનમાં ૮૦૦ માણસ આવે એવી ઈચ્છા રાખું... અને ૪૦૦ થાય...... તો દુઃખી થાઉં – તેવું બને...... ત્યારે વિચારું કે 'ગણતરી રાખી તો દુઃખી થયો... હવેથી ગણતરી રાખવી જ નહીં..' તો દુઃખી થાઉં જ નહીં.

*સભા : લક્ષ્ય રાખીએ તો પ્રગતિ થાય ને ?*
તમારે સુખી થવું છે કે પ્રગતિ કરવી છે ? એ પહેલા નક્કી કરો.
**પ્રગતિ પાછળ પડનારા સફળ થાય, તો પણ સુખી થતા નથી. સુખી થવું હોય તો સંતોષ જોઇશે – પ્રગતિ નહીં.**

- *સભા : દીક્ષાની ઇચ્છા હોય તો ?*
એ ઇચ્છા એવી છે કે પૂરી થાય તો નવી ઇચ્છા ઊભી થતી નથી; પણ અનેક ઇચ્છાઓને ખતમ કરે છે... તેથી તે પ્રશસ્ત ઇચ્છા છે... દુઃખનું નહીં – સુખનું કારણ છે...
*સભા : પૂરી ન થાય તો ?*
તો તત્કાળ કદાચ દુઃખ થાય, તો પણ તેની ભાવના જે ક્ષયોપશમ કરાવે છે, તેનાથી ભવાંતરમાં પણ સંયમ મળે – જે સુખી કરે.
- મેં જે ઇચ્છાઓ ખતમ કરવા કહ્યું – તે સંસારની વાત છે. સુકૃતોની ઇચ્છા તો પ્રશસ્ત છે... તેની વાત નથી.
તેમ તો 'ઇચ્છાને ઘટાડવાની ઇચ્છા' પણ એક ઇચ્છા છે. પણ તે પ્રશસ્ત છે. તેને ખતમ કરવાની વાત નથી... પ્રશસ્ત ઇચ્છા પૂરી ન થાય તો પણ, તે ઇચ્છા પણ પુણ્ય બંધાવે, દોષને ઘટાડે – જે કાળાંતરે સુખી કરે છે.
- ઘણાં કહે - 'દીકરા-દીકરી ન માને, તો દુઃખી જ થઇએ ને ?'
તેમને કહેવાનું – ત્યારે વિચારવાનું - '૨૦ વર્ષના થયા... મારે સમજણ આપવાની હતી, તે આપી દીધી. હવે પોતાના હિત-અહિતને વિચારવા સમર્થ છે... જે કરવું હોય તે કરે... મારે જોયા કરવાનું... પૂછે-ગમે તો સલાહસૂચન કરવાના... નહીં તો જોયા કરવાનું......' તો હમણાં સુખી થઇ જશો...
- જ્યારે કોઇ ઇચ્છા પૂરી ન થવાના કારણે દુઃખ થાય – ત્યારે એવું પણ વિચારી શકાય કે - 'ભવિષ્યમાં કોઇ મોટો લાભ થવાનો હશે તે માટે જ આ ઇચ્છા પૂરી ન થઇ...' અથવા 'ઘણાં મોટા દુઃખથી બચાવવા માટે જ આ દુઃખ આવ્યું.' તો પણ તમે સુખી થઇ શકો.
આના માટે આપણે ત્યાં કહેવત છે - **'જે થાય, તે સારા માટે...'**
- એક રાજાનો મંત્રી હતો. તેના હૃદયમાં આ વાત બેઠેલી - 'જે થાય, તે સારા માટે...' અને વારંવાર એ વાક્ય બોલ્યા કરે. રાજદરબારમાં એકવાર તલવાર વેચવા કોઇ આવ્યું. તલવારની ધાર તપાસતાં રાજાની આંગળી કપાઇ ગઇ – લોહી નીકળ્યું. તરત મંત્રી બોલ્યો - 'જે થાય તે સારા માટે...' રાજાને ગુસ્સો આવ્યો... મંત્રીને બરતરફ કરી દીધો... મંત્રી ફરી બોલ્યા - 'જે થાય, તે સારા માટે...'
થોડા દિવસ પછી ઘોડેસવારી કરતા રાજા જંગલમાં ભૂલો પડ્યો. ભીલોએ પકડી લીધો. આવા બત્રીસલક્ષણા પુરૂષનું પોતાના કુળદેવતાને બલિદાન આપવાનું નક્કી કર્યું. બલિદાન પૂર્વે સ્નાન કરાવ્યું – તો ખબર પડી – આંગળી કપાયેલી હતી... અખંડ પુરૂષનું જ બલિદાન અપાય – એટલે રાજાને છોડી મૂક્યો... રાજાને થયું – મંત્રીની વાત સાચી પડી – આંગળી ન કપાઇ હોત તો હું આખેઆખો કપાઇ ગયો હોત ! મહેલે આવીને મંત્રીને બોલાવ્યો. સત્કાર કર્યો. ફરી મંત્રીપદ આપ્યું. પછી પૂછ્યું - 'મારી આંગળી કપાઇ, તે તો સારા માટે થયું. પણ તમને બરતરફ કર્યા, તે શું સારા માટે થયું ?' મંત્રી હસતા હસતા કહે - 'રાજન્ ! મને બરતરફ ન કર્યો હોત, તો ઘોડેસવારીમાં હું તમારી સાથે જ હોત... અને તો તમારા બદલે મારું બલિદાન અપાઇ ગયું હોત! મને બરતરફ કર્યો, તો હું બચ્યો !'
- અંગ્રેજીમાં આના માટે શબ્દ છે – **Blessings in Disguise.** ક્યારેક વરદાન પણ

અભિશાપના રૂપમાં આવતું હોય છે.

- અમેરિકાના યુવાને નોકરી માટે ઈન્ટરવ્યૂ આપ્યો. ટાઈપિંગ ન આવડતું હોવાના કારણે નાપાસ થયો. ત્યારે ટાઈપિંગ ન આવડવા માટે ભારે દુઃખ થયું...... પછી લાઈન બદલી... આગળ જતાં અમેરિકાનો પ્રમુખ બન્યો ! ત્યારે થયું, ‘જો ટાઈપિંગ આવડતું હોત, તો અત્યારે પણ ટાઈપિંગ જ કરતો હોત...’
- વઢવાણના રતિભાઈ જીવણ પ્રખ્યાત સુશ્રાવક હતા. ભારે જીવદયાપ્રેમી... એકવાર કોઈ ગામડે જીવદયાનું કામ કરીને પાછા આવતા હતા. વઢવાણની છેલ્લી બસ હતી, પણ કંડક્ટરે ઊભી ન રાખી. ત્યારે તો ગુસ્સો જ આવે ને ? ચાલતા-ચાલતા વઢવાણ જવાનું નક્કી કર્યું... થોડીવારે ફાટક આવ્યું ત્યારે જોયું તો બસ-ટ્રેન સાથે અથડાઈ ગયેલી... ત્યારે થયું કે ‘બસ ઊભી ન રહી, તો બચી ગયો !’
- ટાઈટેનિકનું નામ જાણીતું છે. ‘કદી નહી ડૂબે’ તેવું મનાતી એ સ્ટીમર પહેલી જ મુસાફરીમાં ડૂબી ગયેલી... ઘણાં શ્રીમંત માણસો તેમાં હતા. એક માણસે તેમાં મુસાફરી માટે ટિકિટ બુક કરાવેલી - પરિવાર સાથે... જવાના આગલે દિવસે જ દીકરાને તાવ આવ્યો... ટિકિટ રદ કરાવવી પડી... ત્યારે તો દીકરા પર ઘણો ગુસ્સો આવ્યો - ‘જીવનનું સપનું રોળાઈ ગયું...’ પણ જ્યારે ટાઈટેનિક ડૂબી જવાના સમાચાર આવ્યા ત્યારે... ? લાગ્યું કે ‘જે થાય, તે સારા માટે !’
- બે વર્ષ પૂર્વે અમે મર્ચન્ટ સો. (પાલડી) ચોમાસું હતા. તે પછીનું (ગયા વર્ષનું) ચોમાસું મુંબઈ નક્કી થઈ ગયેલું. પણ અમારા મહાત્મા બિમાર પડવાથી રદ્ધ થયું. જો કે મુંબઈ જવાનો કોઈ શોખ નહોતો – એટલે અફસોસ થવાનું કોઈ કારણ નહોતું. પણ મહાત્મા બિમાર પડ્યા – તેનું દુઃખ તો થાય જ... પણ તેના કારણે અમદાવાદ રહેવાનું થયું; તો ૧ વર્ષમાં ૩ દીક્ષા થઈ... મુંબઈ ગયા હોત, તો કદાચ ન પણ થાત !
- કર્મસત્તા ઈનામ આપતાં પૂર્વે ક્યારેક કઠોર પરીક્ષા કરે છે. અને સહન કર્યા વિના તો સિદ્ધિ કદી મળતી નથી.
- જાપાનમાં જન્મેલા એક બાળકને નાનપણથી જુડોના ચેમ્પિયન બનવાની ઈચ્છા હતી. નાનપણમાં એક્સિડન્ટ થતા ડાબો હાથ કાપી નાખવો પડ્યો. ખૂબ અફસોસ કર્યો. મોટો થયા પછી જુડો શીખવાના ક્લાસમાં ગયો. એક હાથ કપાયેલો જોઈને પહેલા તો શિક્ષકે ના જ પાડી. પણ ખૂબ આગ્રહ કરવાથી રાખ્યો. શીખવાડ્યું... જુડોની સ્પર્ધામાં ભાગ લેતો થયો. જીતતો પણ થયો. નેશનલ ચેમ્પિયનશિપમાં તેનું નામ શિક્ષકે લખાવ્યું. તેને એક ખાસ દાવ શીખવાડ્યો. અને તે દાવ રમે એટલે જીતી જ જતો. છેક ફાઈનલમાં પણ જીત્યો. તેને સમજાયું નહીં કે કેમ આમ થાય છે ? ત્યારે તેને શિક્ષકે સમજાવ્યું - ‘તને જે દાવ શીખવાડ્યો છે, તે તું રમે, ત્યારે તને હરાવવાનો એક જ રસ્તો છે – તારો ડાબો હાથ પકડવો... પણ તારો કોઈ પ્રતિસ્પર્ધી તેમ કરી શકે તેમ નહોતો – કારણકે તને ડાબો હાથ જ નથી ! અને એટલે જ તું જીત્યો – અજેય રહ્યો !’
- દરિયામાં વહાણ તૂટી પડ્યું... એક માણસને પાટિયું મળી ગયું... તરતાં તરતાં કોઈ ટાપુ પર આવી ચડ્યો. સાવ નિર્જન - એક પણ માણસ નહીં... ચારે બાજુ પાણી... અને કોઈ વહાણ પણ ન દેખાય... ત્યાંના વૃક્ષના ફળ ખાઈને દિવસો વીતાવવા લાગ્યો... ઘાસની ઝૂંપડી બનાવી... શિયાળામાં રાત્રે તાપણું કરીને સૂતો હતો. સવારે બહાર ગયો. રાત્રે આવીને જોયું તો તાપણાંથી આખી ઝૂંપડી સળગી ગયેલી. હતાશ થઈ ગયો. મરી જવાના વિચારમાં સૂઈ ગયો. સવારમાં કોઈએ ઢંઢોળીને જગાડ્યો. કિનારે હોડી લાંગરેલી હતી. દૂર સ્ટીમર દેખાતી હતી. (સ્ટીમર કિનારા સુધી ન આવી શકે.) તેણે તે માણસોને પૂછ્યું - ‘કેમ અહીં આવ્યા ?’ તેમણે

કહ્યું - 'સ્મોક સિગ્નલ (દરિયામાં કોઇ આપત્તિમાં હોય, તો બચાવવાનો સંદેશો મોકલવા ધૂમાડો છોડે તેને સ્મોક સિગ્નલ કહેવાય.) જોઇને અમને થયું કે કોઇ અહીં આપત્તિમાં છે...' ત્યારે ખબર પડી કે - 'ઝૂંપડી સળગી ગઇ તો મને લઇ જવા કોઇ આવ્યું.'

- **દુઃખની ઘટનામાં પણ જોતાં આવડે તો કંઇ ને કંઇ સુખ મળી શકે.**
  હર્ષદભાઇ ઉદાર દાનવીર હતા. પોલિયો હોવાથી હાથ-પગ ચાલતા ન હતા. પણ કહેતા - 'બીજા બધાને કદાચ થાળીમાં ભોજન મળે – તેટલું પુણ્ય હશે... મારું એટલું પુણ્ય છે કે – મને મોઢામાં કોઇ મૂકી આપે છે !'
- **જેને સુખી થવું છે, તે રસ્તો ગોતી શકે. જેને દુઃખી જ થવું છે, તેને કોઇ સુખી ન કરી શકે.**
  પ્રભુ વીરના ચરિત્રમાં આવે છે ને, ચમરેન્દ્ર તરીકે ઉત્પન્ન થયેલા જીવને, બધી સામગ્રી સુખની મળી... તો ય, 'મારા માથા પર સૌધર્મેન્દ્રના પગ આવે છે...' તે વિચારે દુઃખી થઇ ગયો...
- **જો આપણે દુઃખી થવા ન માગતા હોઇએ, તો જગતમાં કોઇની તાકાત નથી કે આપણને દુઃખી કરી શકે.**
  **સુખ-દુઃખ આપણા મનમાં જ છે !**

## સમતામાં સુખ

- સુખ આપણને બધાને જોઇએ છે. પણ તે ક્યાં મળે ? તેની આપણને ખબર નથી. તેથી ખોટી દિશામાં પુરૂષાર્થ કરીને આપણે દુઃખ જ પામીએ છીએ. તે જોઇને પરમાત્માએ સુખી થવાનો જે માર્ગ બતાવ્યો, તેનું નામ જ જિનશાસન..
- પ્રભુ કહે છે, **સુખ 'સમતા' માં છે.**
  **સમતા એટલે રાગ પણ નહીં, દ્વેષ પણ નહીં.. કોઇ ઇચ્છા જ ન હોય તે...**
- સંપત્તિ, સફળતા, સ્ટેટસના સુખ કોઇ છીનવી શકે, ચાલ્યા જાય... કરોડ રૂપિયા કમાયા પછી ચાલ્યા જાય તેવું બને, કોઇ લૂંટી લે તેવું બને; રૂપ ચાલ્યું જાય તેવું બને, શક્તિ ચાલી જાય તેમ બને...
  **'સમતા' એવી ચીજ છે, જે કોઇ છીનવી ન શકે... સંપૂર્ણપણે પોતાને આધીન છે.**
- **'મારે કાંઇ જોઇતું જ નથી... હું જે-જ્યાં છું ત્યાં સુખી છું...' એવું માનનારનું સુખ કોઇ શી રીતે આંચકી શકે ?**
- સંપત્તિ વગેરે – મળશે કે નહીં ? તે નક્કી નથી.
  મળે તો પણ તેમાં સુખ મળશે કે નહીં ? તેની ખાતરી નથી..
  મળે તો પણ તે ટકશે કે નહીં ? તેની ગેરંટી નથી.
  **સમતાનું સુખ જોઇતું હોય તો મળે જ, તેની ૧૦૦% ખાતરી છે.**
  **વળી તે હમણાં જ મળી શકે, અને કાયમી હોય છે...**
- કયું સુખ મેળવવું સહેલું ?
  અપેક્ષાએ સમતાનું સુખ મેળવવું સહેલું છે – કારણકે તેના માટે કોઇ સામગ્રી-સંયોગ-પુણ્યની જરૂર પડતી નથી. સંપૂર્ણપણે આપણા હાથમાં છે. પણ અપેક્ષાએ તે કઠિન છે – કારણકે તેના માટે મનને જીતવું પડે... મોહનીય કર્મને પરાસ્ત કરવું પડે... તે સરળ નથી.. જાત સાથેની લડાઇ જ સૌથી મુશ્કેલ છે. જાતને જીતવી જ અઘરી છે.
- દાન-શીલ-તપ કે પરિષહને સહન કરવા... વગેરે ધર્મ પણ, સમતાને પ્રાપ્ત કરવા કરશો તો જ સફળ થશે. જો તે બધો ધર્મ, ઇચ્છાને પૂરી કરવા જ કરશો, તો સમતા ન મળવાથી પરિણામે

દુઃખ જ આવશે !

- સામગ્રીનું કોઈપણ સુખ મેળવવા કેટલીય ચીજની જરૂર પડી શકે.
  એક ચા બનાવવા માટે દૂધ, પાણી, ચા, ખાંડ, તપેલી, ગેસનું સિલિન્ડર, ચૂલો, લાઈટર, સાણસી, ગળણી, કપ-રકાબી, ચા બનાવનાર... કેટલી વસ્તુની જરૂર પડે ? તે પછી ય જો જીભ દાઝી ગઈ હોય તો ચાનો સ્વાદ ન માણી શકો – સુખ ગાયબ થઈ જાય... 'સમતા' નું સુખ મેળવવા કશી જરૂર ન પડે...
- જરૂરિયાત બે પ્રકારની હોય છે, શરીરની અને મનની..
  સંસારમાં રહેલ વ્યક્તિને શરીરની જરૂરિયાત પૂરી કરવી પડે... નહીં તો શરીર બળવો પોકારે.. આર્તધ્યાન થાય...
  પણ તેમાં ય 'સમતા' ધરાવનાર વ્યક્તિ – જે મળે તે ચલાવી લે..
  અને મનની જરૂરિયાત તો સમતાધારી વ્યક્તિને હોય જ નહીં...
- સામગ્રીના સુખની ઈચ્છા થયા પછી તરત નથી મળી જતી.
  બંગલો બનાવવામાં વાર લાગે. ફર્નિચર બનાવવામાં વાર લાગે...
  એક ચા બનાવવામાં ય વાર લાગે. પુરૂષાર્થ કરવો પડે, રાહ જોવી પડે.
  સમતાનું સુખ તો વિના વિલંબે – અબઘડી મળી શકે.
- સામગ્રી ૧૦૦ માંથી ૯૯ મળી હોય તો પણ - ૧ ન મળી તેનું દુઃખ, ૯૯ના સુખને ધોઈ નાખે...
  જમણવારમાં મીઠાઈ, ફરસાણ, શાક, પુરી... બધું બરાબર હોય, પણ એક ચટણી કડવી હોય તો ય બધી મજા બગાડી નાખે..
  ૧૦૦ સારી વસ્તુના સુખ કરતાં, ૧ ખરાબ વસ્તુનું દુઃખ ચડી જાય..
  ચારમાંથી ત્રણ દીકરા વિનયી હોય, એક જ કપાતર હોય તો ય દુઃખ જ ચડી જાય..
  શરીરમાં આંખ-કાન-નાક બધું બરાબર હોય, માત્ર ડહાપણની દાઢ દુઃખે તો ય બધા સુખને સળગાવી નાખે...
  બધું ફર્નિચર સારું હોય, એક ટીવીની કેબિન બરાબર ન બને તો ય મૂડ આઉટ થઈ જાય..
- **એક વસ્તુ પણ આપણી ઈચ્છા વિરુદ્ધ થાય, તેનું દુઃખ બધા સુખનો નાશ કરી નાખે.**
  બ્રહ્મદત્ત ચક્રવર્તી પાસે ચૌદ રત્ન, નવ નિધાન, છ ખંડનું રાજ્ય હતું.. પણ એક આંખ ફૂટી ગઈ તો દુઃખી થઈ ગયા..
  ઋષભદેવ ભગવાનના ચરિત્રમાં આવે છે - લલિતાંગ દેવના ભવમાં સ્વયંપ્રભા નામની દેવીનું ચ્યવન થયું, તો દુઃખી દુઃખી થઈ ગયા..
- **બધી જ ઈચ્છિત સામગ્રી મળે, તેવું પુણ્ય તો ઈન્દ્ર કે ચક્રવર્તીનું પણ હોતું નથી.**
- બીજી વાત એ છે કે સામગ્રીના સુખમાં ભોગવતી વખતે થતા રાગથી બંધાતું કર્મ ઉદયમાં આવે ત્યારે ભૂક્કા કાઢી નાખે છે.
  ઈન્દ્રિય પરાજય શતકમાં કહ્યું છે – **વિષયોનું સુખ તલ જેટલું છે, તેનાથી આવતું દુઃખ મેરૂપર્વત જેટલું છે.**
  *સભા : તો પછી ધર્મથી પુણ્ય બંધાય, તેનાથી સુખ મળે, તેમાં પાપ જ બંધાય ?*
  તેવો નિયમ નથી.. પુણ્યાનુબંધી પુણ્ય હોય તો ભોગવવા છતાં તીવ્ર રાગાદિ ન કરે... જેમ કે શાલિભદ્ર..
  *સભા : એટલે રાગ થાય કે ન થાય – તેનો નિર્ણય અનુબંધ જ કરે ?*
  તેનો પણ નિયમ ન સમજવો... અનુબંધને પુરૂષાર્થથી બદલી પણ શકાય...

જેમ મમ્મણે પૂર્વભવમાં વહોરાવતી વખતે પુણ્યાનુબંધી પુણ્ય જ બાંધેલું... પણ પછી અફસોસ કરીને અનુબંધ પાપના કરી નાખ્યા.

શ્રેણિકે શિકાર કરતી વખતે તો પાપાનુબંધી પાપ જ બાંધેલું, પણ ધર્મ પામ્યા પછી પશ્ચાત્તાપથી અનુબંધ પુણ્યના કરી નાખ્યા..

તેમ, જ્યારે કર્મ ઉદયમાં આવે ત્યારે પણ પુરૂષાર્થથી મનના પરિણામ બદલી શકાય. જો તેવું ન માનીએ, તો કોઇનો કદી મોક્ષ જ ન થાય.

- અહીં સમતાનું સુખ – એટલે વીતરાગતાનું સુખ – એવી વાત હું નથી કરતો... પણ 'મારે કશું જોઇતું નથી.. જે મળશે, તે ચાલશે..' એવી સમતાની વાત હું કરી રહ્યો છું...

  પૂ. પં. ચંદ્રશેખરવિ. મ. એક ત્રિપદી આપતા... '**ચાલશે, ફાવશે, ભાવશે..**' એ સમતાની વાત હું કરું છું.

  **જે સામગ્રી-સંયોગ- વ્યક્તિ મળ્યા છે, તેને સ્વીકારી લેવા – તે સમતા છે.**
- એક જગ્યાએ સરસ વાંચેલું - '**આપણે પવનની દિશા ન બદલી શકીએ તો પણ, આપણા સઢને પવનની દિશામાં તો ફેરવી જ શકીએ છીએ..**'
- તમે નવી દુકાન કરી હોય... પહેલા વર્ષે નુકસાન જાય તો એમ વિચારો કે 'હજી ગુડવિલ નથી...' બીજા, ત્રીજા, ચોથા વર્ષે નુકસાન જાય તો ? એમ જ વિચારો કે 'કાં તો લાઇન ખોટી છે... (આ વસ્તુના ધંધામાં કસ નથી..) કાં મને તેનો ધંધો આવડતો નથી... કાં જગ્યા ખોટી છે. (હિમાલયમાં આઇસ્ક્રીમનો ધંધો ન જ ચાલે.)' બરાબર ને ?

  તો આ જિંદગીના ૩૦-૪૦-૫૦-૬૦ વર્ષ સામગ્રીમાં સુખ મેળવવા દોડ્યા, હજી નથી મળ્યું, તો નથી લાગતું કે લાઇન ખોટી છે ?

  સમતાની લાઇન પકડશો, તો તરત સુખી થશો.
- *સભા : કોઇ છેતરપિંડી કરે તો દુઃખી થઇએ ને ?*

  તમે ઊભા પડેલા ચપ્પુ પર પગ મૂકો ને કપાઇ જાય, તો ચપ્પુને ગુનેગાર ગણો ? ના. ચપ્પુનો સ્વભાવ છે – કાપવાનો. તમે પગ મૂક્યો – તે તમારો ગુનો. તેમ સંસારમાં રહેલી દરેક વ્યક્તિનો સ્વભાવ છે – સ્વાર્થ પોષવાનો. તમે તેના સંપર્કમાં આવ્યા – તે તમારો ગુનો... તમે પણ ધંધા વગેરેમાં સ્વાર્થ ગોતો છો જ ને ? આવું વિચારો તો દુઃખી ન થાવ..
- જેની પાસે ઓછું છે, તે ઘણાં સુખી છે – જો સમતા હોય તો...

  એક મહાત્મા મળેલા. કહેતા હતા – 'એક ગામડેથી નજીકના તીર્થનો પદયાત્રા સંઘ રાખેલો. ઘણાં જૈનેતરો જોડાયેલા. તેમને સવારે ચા-પૌંઆ આપીએ એટલે ભયો ભયો...' અને સંઘમાં નવકારશી હોય – માત્ર ખાખરા-ગાંઠીયા-ચા હોય તો ? ઘરે નવકારશીમાં મીઠાઇ કોણ ખાય છે? કોઇ નહીં... અને સંઘમાં તેની અપેક્ષા રાખો છો ! ન મળે તો દુઃખી થાવ – તેનું કારણ અપેક્ષા છે.
- અનંત કાળથી સામગ્રીમાં ગોતવા છતાં સુખ નથી મળ્યું, છતાં તમારી આશા ખૂટી નથી. શેરબજારમાં ૧૦ વાર પટકાય તોય '૧૧મી વાર એવો સટ્ટો કરીશ કે બધું સાટું વળી જશે..' એવું જ વિચારે...
- એક કથા છે – ગધેડાની પીઠ પર લાકડું બાંધીને આગળ ગાજર એવી રીતે લટકાવ્યું કે મોંથી બે ફૂટ દૂર રહે. ગધેડાને એમ લાગે કે બે ડગલા ચાલું એટલે મળી જશે – અને ચાલ્યા કરે... ક્યારે મળે? ધરતીનો છેડો આવે તો ય નહીં.. જિંદગી પૂરી થાય તો ય નહીં... એવી તમારી હાલત છે..
- ઘણાં યુવાનો આવે ત્યારે કહે છે – 'થોડો ધંધામાં 'સેટ' થઇ જાઉં પછી ધર્મ કરવો છે.' ધંધામાં

સેટ થાય ત્યાં લગન થાય, પછી છોકરાંને સેટ કરવામાં લાગે... આમ જિંદગી પૂરી થાય તો ય અપસેટ જ રહે છે...

- દરેક ભવમાં સામગ્રી પાછળ દોડ્યા છીએ.
  કીડીના ભવમાં સાકર પાછળ દોડ્યા.
  મકોડાના ભવમાં ગોળ પાછળ દોડ્યા.
  ક્યાંય સુખ મળ્યું નથી..
  ક્યારે લાઇન બદલશો ?
- તમને સમતાનું સુખ બતાવીને અમને કંઇ મળવાનું નથી. તમારા પ્રત્યેની કરૂણાથી પરમાત્મા-શાસ્ત્રકારો-કે-અમે સમતાનું સુખ બતાવીએ છીએ.
- હવે એક બીજી વાત કરવી છે.
  માની લઇએ કે તમારે સફળતાનું સુખ જ જોઇએ છે. તો પણ તેના માટે સાચો રસ્તો જ અપનાવો. ખોટો નહીં...
  માથું દુઃખતું હોય... ડૉક્ટર દવા આપે – અને કહે – 'અક્સીર છે. કલાકમાં મટી જ જશે.. પણ ૧૦૦માંથી ૧ કેસમાં હેમરેજ થઇ શકે.' તો લો ખરા ? ન જ લો. પરિણામે મોટું દુઃખ આવે તેવું સુખ તમે નથી જ લેતા..
  પૈસા જોઇએ છે – તો જૂઠ-ચોરી-વિશ્વાસઘાત-છેતરપિંડીના રસ્તે તો નહીં જ..
  પરીક્ષામાં સારા માર્ક જોઇએ તો – પેપર ફોડીને – ચોરી કરીને – પરીક્ષકને ફોડીને તો નહીં જ..
  રોગ આવ્યો – દવા લેવી છે – તો ઘણાં જીવોને મારીને બનતી હોય તેવી તો નહીં જ...
  આટલું તો નક્કી ખરું ?
- એક શહેરમાં એક C.A. મળેલા... મને કહે – બધા મોટા દાનવીરોની ફાઇલો મારી પાસે છે. ઘણું દાન કરનારા – ધંધામાં કેમ આટલા પાપો કરતાં હશે ?
  તમને ઘણાં બધાં પાપ તો કોઠે પડી ગયા છે..
  કાપડની દુકાન હોય, ઘરાક આવે... ૩૫ રૂ. મીટરનો ભાવ બતાવો, તે ૩૩ માં માગે તો શું કહો?
  *સભા : પોષાતું નથી... એટલામાં તો ઘરમાં પડે છે...*
  આ બધી વાત ખોટી જ છે ને ? શા માટે જૂઠું બોલવાનું ?
  અને તેને ય ખબર જ હોય છે કે તમે જૂઠું બોલો છો.
  તેના કરતા કહી ન દેવાય ? - 'મારે ૩૫થી ઓછામાં નથી આપવું...'
  લાખોના દાન કરનારા, નાની રકમ માટે મૃષાવાદનું પાપ કરે.. ?
  આવું ન કરો, તો શું ફર પડે ?
  *સભા : ટેવ પડી ગઈ છે.*
  તો કર્મસત્તા છોડશે નહીં... આખી દુનિયા પાપ કરે, તેથી તે પાપ મટી ન જાય..
- યાદ રાખો - **દાન, તપ વગેરે આભૂષણ છે. સજ્જનતા, પ્રામાણિકતા, સદાચાર તે કપડાં છે. કપડાં વિના આભૂષણ શોભે ખરાં ?**
- બહેનો શાકભાજી ખરીદે. ત્યારે કિલો ટીંડોરા જોખીને બે-ચાર વધારે લે... મહાજન ગણાતા તમે, ગરીબને આપો કે તેની પાસેથી લો ? તમારી શોભા શેમાં ?
- રિક્ષાનું બિલ ૧૬ રૂ. થાય, છૂટા ન હોય તો ૧૫ આપો કે ૨૦ ? ૪ રૂ. થી તમને કદાચ કાંઇ ફરક ન પડે, ગરીબને ૧-૧ રૂ. ની કિંમત હોય.. તે ૧ રૂ. છોડે તેમાં તમારી શોભા કે તમે ૪ રૂ. વધારે આપો તેમાં ?

- હોટલમાં જાવ ત્યારે ૫૦૦-૧૦૦૦ રૂ. ઊડાડી દેનારા તમે, ગરીબ શાકભાજીવાળાને બે-પાંચ રૂ. માટે કસો, ત્યારે સમજ નથી પડતી કે તમારી ભૂમિકા શું ?
- વેપારીને કસવો તે જુદી વાત છે. **ગરીબ મજૂર કે કારીગરને કદી કસાય નહીં...**
- ૧૦ વર્ષ પૂર્વે અમદાવાદમાં કાશીના એક પંડિત પાસે ન્યાયદર્શનનો અભ્યાસ કર્યો. ૧ કલાકના ૨૫૦ રૂ. પગાર નક્કી કરેલો. સારું ભણાવતા હતા. તેમને જવા-આવવાનો સમય, રિક્ષાના પૈસા વગેરે ગણીને – મહિનો પૂરો થયો ત્યારે – ૧ કલાકના 300 રૂ. લેખે પગાર અપાવ્યો. તો પંડિતજી કહે - 'પૈસા જ્યાદા આ ગયા હૈ.' મૈં રિક્ષાની વાત કરી તો કહે - 'ઉસકી કહાં બાત હુઈ થી? મૈં પઢાને કા હી પૈસા લે સકતા હૂં...' વધારે ન જ લીધા... 'અનીતિ કા એક રૂપયા ભી આ ગયા, તો જિતના હૈ વહ લે કે ચલા જાયેગા...' એવી સમજ એની હતી... અને એ કંઈ લાખોપતિ નહોતા... દેશમાંથી આવેલા – ભાડાના ઘરમાં રહેતા હતા.. ભણનાર ન મળે, તો ખાવાની ય ચિંતા હતી...
- યાદ રાખજો, **ધર્મ કરવા માત્રથી મોક્ષ નહીં મળે ! પાપ છોડવા જરૂરી છે...**
- નક્કી કરો, સફળતા મેળવશું તો પણ ઘોર પાપના રસ્તે નહીં જ...

## દયા – માનવતા

- સુખ તો સમતામાં - નિઃસ્પૃહતામાં - ઇચ્છા ન હોય તેમાં - જ છે. પણ માની લઈએ કે ઈચ્છાપૂર્તિમાં જ સુખ દેખાય છે, અને તે જ જોઈએ છે – તો તેના માટે પુણ્ય જોઈશે.
  ઝાડ પર ફળ મેળવવા માટે પાણી મૂળમાં સિંચવું પડે છે.
  કૂવામાં પાણી વધારવા માટે જમીનમાં પાણી ઉતારવું પડે.
  નળમાં પાણી લાવવા માટે ટાંકીમાં પાણી ચડાવવું પડે.
  સર્વત્ર મહેનત જુદી જગ્યાએ કરવી પડે છે, પરિણામ જુદી જગ્યાએ મળે છે.
  તે રીતે જ, **ઈચ્છા પૂરી કરવી હોય તો પુણ્ય વધારવું પડે.**
- પુણ્ય શી રીતે વધે ?
  દરેક પ્રકારના ધર્મથી પુણ્ય વધે.. દેવ-ગુરૂની ભક્તિ, સુપાત્રદાન, શીલ, તપ... બધા જ પુણ્ય વધારવાના ઉપાય છે.. પણ લૌકિક રીતે પાયાનો ધર્મ દયા છે – દુઃખી જીવો પ્રત્યેની દયાથી ધર્મની શરૂઆત બતાવી છે.
- જો કે **લોકોત્તર એવા જિનશાસનમાં તો રાગ-દ્વેષ રૂપી દોષો શત્રુ રૂપે સમજાય – તે જ પાયાનો ધર્મ છે.** એટલે જ યોગદષ્ટિ સમુચ્ચયમાં વીતરાગ પરનું બહુમાન એ પહેલી દૃષ્ટિનો સૌ પ્રથમ ધર્મ બતાવ્યો છે. પણ તે જ ગ્રંથમાં દુઃખી જીવો પ્રત્યેની દયાને પણ ચરમાવર્તનું લક્ષણ બતાવ્યું છે. એટલે દયા પણ જિનશાસનને માન્ય એવો પાયાનો ધર્મ છે જ.
- સમ્યક્ત્વના લક્ષણોમાં પણ અનુકંપા બતાવી છે. તેના બે પ્રકાર શાસ્ત્રકારે બતાવ્યા છે.
  **૧) ભાવ-અનુકંપા : પાપી જીવોનો ઉદ્ધાર કરવાની ભાવના...** તેમને પાપ છોડાવીને દુઃખથી મુક્ત કરવાની ભાવના...
  **૨) દ્રવ્ય-અનુકંપા : દુઃખી જીવોના દુઃખ દૂર કરવાની ભાવના...**
- જો કે, **ભાવ-અનુકંપા જ વાસ્તવિક છે; કારણકે કાયમી દુઃખોથી મુક્તિ તો તેનાથી જ મળે... દુઃખ દૂર કરાય પણ પાપ ચાલુ રહે; તો દુઃખ ફરી આવવાના જ છે.** પણ, દ્રવ્ય-અનુકંપા પણ સમકિતીનો ગુણ છે જ. દુઃખીના દુઃખ જોઈને તેનું દિલ દયાથી આર્દ્ર થયા વિના ન રહે...
- પ્રભુ વીરે દીક્ષા પછી પણ બ્રાહ્મણ પ્રત્યેની દયાથી અર્ધા વસ્ત્રનું દાન કર્યું હતું – એ વાત

જગપ્રસિદ્ધ છે. દીક્ષા પૂર્વે તો પ્રભુ ૧ વર્ષ સુધી વરસીદાન આપે છે જ. આમ પરમાત્માના જીવનમાં પણ દ્રવ્ય-દયા જોવા મળે જ છે.

- બધાના દુઃખ દૂર કરવાની તાકાત તો જગતમાં કોઈની નથી... પોતાના કર્મના ઉદયે આવેલા કોઈના દુઃખને આપણે દૂર ન પણ કરી શકીએ. પણ, **બીજાના દુઃખ જોઈને હૃદય સંવેદનશીલ બને ખરું ?** દુઃખ દૂર કરવાનો પુરૂષાર્થ તમારી શક્તિ-સંયોગ વગેરેને આધીન છે. અને દુઃખ દૂર થાય કે નહીં – તે તેના પુણ્યને આધીન છે. પણ તમારા હૃદયમાં દયાનો ભાવ તો જાગે ને? એના પહેલા પ્રશ્ન એ થાય કે તમને આજુબાજુમાં રહેતા – તમારા સંપર્કમાં આવતા દુઃખી જીવોના દુઃખ દેખાય ખરા?
- સૌ પહેલી ફરજ તમારા નોકર-ચાકર પ્રત્યેની છે.
યોગશતકમાં શાસ્ત્રકાર લખે છે – **શ્રાવક જમવા બેસતાં પૂર્વે પોતાના નોકર વગેરે જમ્યા કે નહીં? અથવા તેની જમવાની વ્યવસ્થા થઇ કે નહીં ? તેનો વિચાર કરે.** તમે આવો વિચાર કરો ને ?
- એક વાત યાદ રાખજો - **મોટા દાન વગેરે અન્ય ધર્મો એ આભૂષણ છે. નોકર-ચાકરો પ્રત્યેની દયા એ કપડાં છે. કપડાં વિનાના આભૂષણ શોભે નહીં...**
તમે નોકરોને સાચવતા હશો, તો તમારા બીજા બધા ધર્મની પણ તેઓ પ્રશંસા કરશે... 'આ શેઠનો ધર્મ બહુ સારો... કે જે નોકરોને સાચવવાનું શીખવાડે છે..' એ રીતે ધર્મની પ્રશંસા દ્વારા કદાચ તેઓ પણ બોધિબીજને પામશે.. જે મોટી શાસન-પ્રભાવના છે.
જો તમે તેમના પ્રત્યે કઠોર હશો; તો તેઓ તમારા ધર્મની નિંદા કરશે... 'બહાર મોટો ધર્મ કરે છે... પણ અમને ચૂસી લે છે..' અને તેનાથી પાપ બાંધશે.. દુર્લભબોધિ બનશે – તેમાં નિમિત્ત બનવાથી તમારું પણ અહિત થશે.
- મુંબઇના એક પરામાં એક યુવાન મળેલો. પરિસ્થિતિ નબળી, સાધર્મિક જેવો... બીજા એક શ્રાવકને ત્યાં નોકરી કરે... તે શેઠને નામથી હું ઓળખતો હતો. સંઘમાં અગ્રણી દાનવીર હતા. પણ તે યુવાન કહે – 'શેઠ લાખો રૂપિયાના દાન કરે છે, પણ અમારે કારણથી બે-ચાર કલાક ઓફિસેથી વહેલા નીકળવું પડે – તો પગાર કાપી લે...' જો કે તે શેઠનો મારે અંગત પરિચય ન હોવાથી, તેની વાત સાચી કે ખોટી ? તેની ખાતરી ન કરી શકાઈ.. પણ જો તમે કઠોર હો, તો તમારા ધર્મની પણ નોકરો નિંદા કરે, એ હકીકત આના પરથી સ્પષ્ટ જણાય છે.
- તમારા માણસો તમારા ઘરે-દુકાને જમતા હોય તો શું ખાય છે ? તે કદી જુઓ ખરાં ? વિચારો ખરા?
*સભા : રોટલી ને ગોળ...*
ના રે ના... ૫૦ રૂપિયે કિલોનો ગોળ તેમના નસીબમાં ક્યાંથી ? અમે જોયું છે.. રોટલી ને મરચું.. કે રોટલીને લસણની ચટણી ખાતા હોય... એક દિવસ પણ શાક વગર રહેવું આપણને અઘરું લાગતું હોય, તો આ માણસો કેમ ખાતા હશે ? તેનો વિચાર આવે ? શાકના ઠેકાણાં ન હોય, ત્યાં દૂધ કે રોટલી પર ઘીનો તો વિચાર પણ કેમ કરી શકે ?
- **કલ્પસૂત્રકારે નોકર-ચાકરોને 'કૌટુંબિક પુરુષો' કહ્યા છે... તેનો અર્થ એ જ છે કે તેઓ તમારા આશ્રયે જીવે છે – તેના સુખ-દુઃખની જવાબદારી તમારી છે...**
- **તમારે સુખ જોઇતું હોય તો બીજાને સુખ આપવું પડે. તમારે દુઃખ ન જોઇતું હોય તો બીજાનાં દુઃખ દૂર કરવા પડે..**
અને જે રોજ ૮-૧૦ કલાક કે ૨૪ કલાક તમારી નજર સામે હોય, તેના દુઃખ જોવા છતાં - તેને દૂર કરવાની તમારી જવાબદારી-ફરજ હોવા છતાં - નિષ્ઠુર બનીને ઉપેક્ષા કરશો, તો સુખી

કેમ થશો?

- અમારા ગુરૂદેવ ઘણીવાર એક વાત કરતાં.

એક યુવાન તેમને મળેલો. મુંબઈમાં કાપડની દુકાન હતી... મુંબઈમાં પરા વિસ્તારમાં રહેનારા લોકો ધંધે જવા વહેલા જમીને નીકળી જતા હોય છે, અને રાત્રે મોડા પહોંચતા હોય છે. એટલે બપોરે ઑફિસમાં નાસ્તો કરવાનો રિવાજ છે.. આ યુવાનનો ભાઈ દુકાનમાં સાથે હતો... રોજ બપોરે માણસ પાસે બે ભેળનાં પડીકા મંગાવે... નજીકમાં જ ભેળવાળો હતો... થોડા વખત પછી તેમને લાગ્યું કે ભેળનો સ્વાદ બદલાઈ ગયો છે. નોકરને પૂછ્યું તો કહે - 'એને ત્યાં લાઇન ઘણી હતી એટલે બીજાની પાસેથી લાવ્યો.' શેઠે કહી દીધું - 'ગમે તેટલી લાઇન હોય, ત્યાંથી જ લાવવાની...' થોડા દિવસ બરાબર ચાલ્યું... પછી પાછી ગરબડ થઈ... નોકરને પૂછ્યું, 'બીજેથી લાવ્યો ?' પેલાએ ના પાડી. શેઠને લાગ્યું કે જૂઠું બોલે છે – એટલે લાફો મારી દીધો - 'સાચું બોલ..' નોકરે રડતાં રડતાં કબૂલી લીધું કે 'બીજેથી લાવ્યો છું' શેઠે કારણ પૂછ્યું તો કહે - 'આપ જ્યાંથી ભેળ મંગાવો છો, તે ૧૦ રૂ. ના બે પડીકા આપે છે. મને પણ ભૂખ લાગતી હતી. તમને જોઈને ભેળ ખાવાનું મન થતું હતું... બીજો ભેળવાળો ૧૦ રૂ. ના ત્રણ પડીકા આપે છે.. એટલે ત્યાંથી લાવ્યો... એક મેં ખાધું..' યુવાનને પારાવાર પશ્ચાત્તાપ થયો... 'આજ સુધી મને કેમ એમ ન સૂઝ્યું કે એના માટે પણ મંગાવું ?' અને કહી દીધું. 'કાલથી ૧૫ રૂ. લઈ જજે, ત્રણ પડીકા લાવજે અને તું પણ ખાજે...'

- મારું માનવું છે કે તમે આટલી કાળજી કરો, તો તમને બહુ મોટો પૈસાનો ફરક નથી પડવાનો... પણ લાભ અપાર છે.. શ્રાવક તરીકે તમારી ફરજ પૂરી થશે.. તમારી કરૂણા જીવંત રહેશે.. નોકરનું દિલ ઠરશે.. વફાદારીથી કામ કરશે... તમારા ધર્મની પ્રશંસા કરશે...
- પાલેજમાં અમારા ગુરૂદેવને એક યુવાન મળેલો. મોટી ફેક્ટરી હતી.. ૬00 માણસો કામ કરે.. પણ બધાને ફેક્ટરીના રસોડે મફત જમવાનું... અને શેઠ પણ ત્યાં જ જમે, જેથી રસોઇયા રસોઈ બરાબર બનાવે...
- નોકર-ચાકર પ્રત્યેની બીજી ફરજ એ છે કે તેની આપત્તિના સમયે સહાય કરવી. નોકરનો પગાર કેટલો ? ૫-૬ હજાર કે વધુમાં વધુ ૮-૧૦ હજાર... રોજના ૨૦૦-૩૦૦ રૂ. માં ૪-૫ જણાંના પરિવારનું ખાવાનું માંડ થાય.. ઘરનાં ભાડાં, લાઇટ-પાણીના બિલ, બાળકોનું ભણતર.. આ બધા ખર્ચ પણ તેને હોય.. કેમ બે છેડા પૂરા કરતા હશે ? પ્રભુ જાણે..

તેમાં કોઈને માંદગી આવી જાય તો ? આજે ઘણીવાર દવાનું એક પાનું ૧૫૦-૨૦૦ નું આવે છે... ડૉક્ટર ૧ દિવસની દવાના ૧૦૦ રૂ. લઈ લે છે. રોજના ૨૦૦ રૂ. કમાતા માણસને તે કેમ પરવડે ? માંદગી લાંબી ચાલે તો ખુવાર થઈ જાય... કાં તેણે દવા બંધ કરીને રોગની ઉપેક્ષા કરવી પડે – જેમાં મોત પણ આવી જાય.. કાં પઠાણી વ્યાજે રકમ લાવવી પડે – જે દેવું પૂરું કરતાં ઘરબાર વેચવા પડે.. માંદગી સિવાય પણ અનેક પ્રકારના ખર્ચા આવે... દીકરા-દીકરીના લગન, ઘરનું રિપેરિંગ...

આવા અવસરે તે આશા કોની રાખે ? તમારી પાસે જ... અને તમારી ફરજ પણ બને જ.. તે તમે પૂરી કરો ખરા ?

- **માણસને કહી રાખ્યું છે ખરા ? કે 'ક્યારે પણ આવા આકસ્મિક ખર્ચ આવી પડે, તો મને કહેજે... ચિંતા ન કરતો...' આવી સહાનુભૂતિ આપો ખરા ?**
- એક શ્રાવક મળેલા.. મને કહે – 'એન્જીનીયર થઈને કારખાનું નાખેલું. એક સાઉથ ઇન્ડિયન – મેટ્રિક પાસ માણસને 'સુપરવાઈઝર' તરીકે રાખેલો. ૫00 રૂ. પગાર – વાત ૮0ના દાયકાની છે.. ૪0 વર્ષ પૂર્વેની... થોડા સમયમાં તેના પર સંદેશો આવ્યો 'પિતાજી દેશમાં બિમાર છે.' દીકરો

એક જ... મૂંઝવણમાં મૂકાયો – સેવા કરવા જાય તો પગાર બંધ થાય – તો ખર્ચ ક્યાંથી કાઢવો ? શેઠને વાત કરી.. તે શ્રાવક મને કહે - 'સાહેબ... હું ધર્મ સમજેલો હતો... મારા મા-બાપની સેવા કરવી એ મારી ફરજ છે, તો તેની પણ ફરજ છે...' તેને કહ્યું - 'સ્હેજ પણ ચિંતા ન કર. ઘરે જા... પિતાની સેવા કરજે... પગાર ચાલુ રહેશે... પિતાજીને સારું થાય ત્યારે આવજે...' પેલો. ગયો થોડા વખતમાં તાર આવ્યો – 'પિતાજી બિમાર છે... પૈસાની જરૂર છે..' શ્રાવક મને કહે - 'મારી પાસે કોઈ મૂડી નહોતી.. કારખાનું પણ વ્યાજે પૈસા લઈને નાખેલું... પણ મને થયું – 'મારી તો આબરૂ છે – મને વ્યાજે પૈસા મળી રહેશે... માણસ ક્યાં જશે ? પઠાણી વ્યાજે લાવશે તો ખુવાર થશે..' મેં વ્યાજે લઈને ૫૦૦૦ રૂ. મોકલ્યા... લગભગ છ મહિના દેશમાં રહ્યો... પગાર તો મોકલ્યો... કુલ રૂ. ૩૨૦૦૦ મોકલ્યા !' કલ્પના કરો – પાંચ વર્ષનો પગાર થાય. ! પછી તેના પિતાશ્રી અવસાન પામ્યા... પાછો આવ્યો...

પરિણામ ? શ્રાવકના શબ્દોમાં - 'તે પછી ત્રીસ વર્ષ ફેક્ટરી ચલાવી... પણ તે માણસે બીજે જવાનો વિચાર નથી કર્યો... અને એટલો વિશ્વાસપાત્ર કે આખી ફેક્ટરી એના ભરોસે મૂકી શકાય... એક પૈસાની ઘાલમેલ ન થાય... તેના કારણે હું ફ્રી રહી શકું... ઘરેથી ધંધો ચલાવી શકું... વ્યાખ્યાનો સાંભળી શકું... સંઘના કાર્યો કરી શકું...' આ લાભની રૂપિયા-પૈસામાં ગણતરી થાય ખરી ?

- ત્રીજી વાત - પગાર કેટલો ? અને ક્યારે આપો ?
- ઘણાં અમને પૂછે છે – ઇનકમ ટેક્ષની ચોરી તે ચોરી કહેવાય ? મારું તો સ્પષ્ટ માનવું છે કે ચોરી જ કહેવાય... ઘણાં દલીલ કરે છે - 'પણ સરકાર તો પાપના કાર્યોમાં વાપરે...' તેને હું કહું ? 'તું પહેલાં પાપના ધંધા બંધ કર... અને ખરેખર પાપના ડરથી જ ટેક્ષ ન ભરતો હોય તો તેટલી રકમ ૭ ક્ષેત્રમાં વાપરી નાખજે...' પણ તેવું કોઈ કરતું નથી. મૂળ પોતાનો લોભ છે, તેને છુપાવવાના આ બધા બહાના છે.. હવે તો ટેક્ષ ઘણો ઘટી ગયો... વર્ષના પાંચ લાખ રૂ. ની આવક (મહિનાના ૪૦ હજાર) સુધી ટેક્ષ નથી... મેં એવા દિવસો જોયા છે જ્યારે વાર્ષિક ૧૮ હજારથી (મહિનાની ૧૫૦૦ રૂ.) વધુ આવક પર ટેક્ષ હતો. અને વાર્ષિક ૫૦ હજારથી વધુ આવક હોય તો ૫૦% ટેક્ષ હતો... આજે તો મધ્યમવર્ગીય માણસનું ઘર ૪૦ હજારમાં સુખે ચાલી શકે... ત્યારે તો ૧૫૦૦ માં ઘર ચલાવવું પણ કદાચ મુશ્કેલ હતું...

  સાંતાક્રુઝમાં વિ. સં. ૨૦૫૨માં મારા ગુરૂદેવે ચાતુર્માસ કર્યું. ત્યાં પ્રવચનમાં ટેક્ષની વાત નીકળતાં લોકોએ કહ્યું 'સાહેબ, ૪૦ હજારની આવક ઉપર ટેક્ષ છે. અને તેટલામાં ઘર ન ચાલે..' ત્યારે ગુરૂદેવે પૂછ્યું - 'તમારું ઘર ન ચાલે, તો તમારા નોકરનું ચાલે ?' એક શ્રાવકને આ વાત અસર કરી ગઈ... અને બીજા દિવસથી પોતાના આખા સ્ટાફને મીનીમમ પગાર વાર્ષિક ૪૦ હજાર કરી નાખ્યો.
- મારી વાત એટલી છે કે **તેનો પરિવાર જીવી શકે – એટલો પગાર આપો ખરા ને ?** અને ક્યારે આપો?

  *સભા : ૭ તારીખનો ધારો છે.*

  ત્રીસ દિવસ કામ કર્યું હોય તો ત્રીસમા દિવસે સાંજે જ પગાર લેવાનો તેનો અધિકાર છે. તેમાં વિલંબ શા માટે ? ટૂંકા પગારમાં જીવતા માણસોને પગાર પહેલાના દિવસો કેવા જતા હોય છે – તે તમને ખબર જ હશે... ૭ દિવસ વહેલો પગાર મળે તો તેના કુટુંબને કેટલો આનંદ થાય – તેની કદાચ તમે કલ્પના પણ નહીં કરી શકો.

  શ્રીસંઘના ટ્રસ્ટીએ મને સરસ વાત કરી. ૧ પૂજારી ૮ વર્ષથી છે. તેને દર મહિનાનો પગાર એડવાન્સમાં – મહિનાની પહેલી તારીખે આપીએ છીએ..

*સભા : ૭ દિવસનો પગાર લેવાનો બાકી રહે તો તે લીધા વિના બીજે ન જાય, એ ગણતરીથી ૭ દિવસ મોડો આપીએ.*

તેનો અર્થ એ કે, તેનું દિલ તો તમે જીત્યું જ નથી ! તેવી હૂંફ તમે આપી જ નથી કે બીજે જવાનું મન જ ન થાય..

- અમારા ગુરૂદેવ ઘણીવાર પૂછે છે – **તમારા નોકરોને આવતા ભવે નોકર તરીકે જ જન્મ લેવો પડે તો તમને જ શેઠ તરીકે ઇચ્છે, તેવો વ્યવહાર તમારો ખરો ?**
- વડોદરામાં પ્રવચનમાં અમારા ગુરૂદેવે વાત કરી. 'એક્સિડન્ટ થાય તો રમતમાં ૫-૧૦ લાખનો ખર્ચ થઇ જાય.. તો વર્ષોથી સુરક્ષિત ડ્રાઇવિંગ કરીને તમને સુરક્ષિત રાખનાર ડ્રાઇવરને શું ઇનામ આપ્યું?' એક શ્રાવકને વાત ગળે ઊતરી ગઇ. ઘરે જઇને સાંજ પહેલા ૧૮ વર્ષ જૂનાં ડ્રાઇવરને સારા વિસ્તારમાં ૧૪ લાખ રૂ. નો ફ્લેટ લઇને ઇનામમાં આપી દીધો.
- હવે વાત કરીએ - તમારા સંપર્કમાં આવતા બીજા દુઃખી જીવોની. તમારા ઘરે આવતા દૂધવાળો, છાપાવાળો, શાકભાજીવાળો.. એ બધાને હૂંફ મળે ? ગરમીમાં પરસેવે રેબઝેબ થઇને આવ્યો હોય તો સહાનુભૂતિથી પાણીનો ગ્લાસ પણ ધરો ખરા ?
- દયાથી કરેલું નાનકડું કાર્ય – ક્યારેક ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે કેવું ફળ આપે ? તેની તમે કલ્પના નહીં કરી શકો...

  ડૉ. આઇ. કે. વીજળીવાળાએ પોતાના પુસ્તકમાં એક સત્ય ઘટના નોંધી છે.

  વિદેશની વાત છે. વિદેશની શિસ્ત-શાંતિ-સગવડ તમે વખાણો છો – પણ ત્યાં લાગણીના નામ-નિશાન નથી. ઘરડાં મા-બાપને દીકરા સાચવતા નથી. અને એટલે મા-બાપ દીકરાના લગન કરવાના ખર્ચ ઊઠાવતા નથી... સહુએ પગભર થવું પડે... ભણવાનો ખર્ચો પણ પોતે જ કમાવો પડે... ૧૨-૧૫ વર્ષની દીકરી - ક્યાં જાય છે ? કોની સાથે વાત કરે છે ? ક્યારે આવે છે? - કશું પૂછી શકાતું નથી..

  વાત એ છે કે એક અનાથ છોકરો નાનકડી ચીજવસ્તુઓની ફેરી કરીને ખાવા-ભણવાનો ખર્ચ કાઢતો હતો... એક દિવસ સાંજ સુધી કંઇ વેચાયું નહીં – એટલે ભૂખ્યો હતો... આંખે અંધારા આવવા માંડ્યા... એક ઘરે બેલ વગાડી.. એક બહેન આવ્યા – છોકરાએ પૂછ્યું - 'એક ગ્લાસ પાણી મળશે ?' પેલા બહેનને દયા આવી. એક ગ્લાસ દૂધ પીવડાવ્યું... વાતને વર્ષો વીતી ગયા. બહેન બિમાર પડ્યા.. વિદેશમાં વીમા વિના બિમાર પડી શકાય નહીં... પડે તો ખુવાર થઇ જવાય... {એક યુવાન મળેલો. તેનો ભાઇ અમેરિકા છે. તેના આગ્રહથી તેના પપ્પા અમેરિકા ગયેલા. ત્યાં મેલેરિયા થયો.. ચાર દિવસ હોસ્પિટલમાં રહેવું પડ્યું – વીમો તો હતો નહીં – બિલ કેટલું થયું ? ૧૧ લાખ રૂપિયા !!!}

  પેલા બહેનને ઘણાં દિવસ હોસ્પિટલમાં રહેવું પડ્યું... વીમાની રકમ તો પૂરી થઇ ગઇ. બિલ કેમ ભરીશ ? તેની ચિંતા હતી. સાજા થયા. રજા લેવાના દિવસે મોટું બિલ આવ્યું.. પણ તેની નીચે નોંધ હતી - 'સંપૂર્ણ બિલ – એક ગ્લાસ દૂધના બદલામાં ચૂકતે !' તેમની સારવાર કરનાર ડોક્ટર – તે પેલો છોકરો જ હતો, જે બહેનને ઓળખી ગયેલો !
- કવિ દુલા કાગે ગાયું છે - 'તારું આંગણિયું પૂછીને કોઇ આવે, તો આવકારો મીઠો આપજે રે...' આટલી તો સહાનુભૂતિ ખરી ને ?
- પૂ. ભુવનભાનુસૂરિ મ. સા. ના પુસ્તકમાં એક પ્રસંગ નોંધાયેલો છે – તેઓએ ક્યાંક વાંચ્યો હશે. વિદેશની જ વાત. કોઇ કારણે હતાશ થયેલો માણસ દરિયાકિનારે બાંકડા પર બેઠેલો. મરી જવાના વિચાર આવતા હતા. મોર્નિંગ વોક કરવા નીકળેલા કોઇ શ્રીમંતને લાગ્યું કે આ માણસ હતાશ છે. તેને સહાનુભૂતિ આપી – હિંમત ન હારવા કહ્યું.. પોતાનું વિઝિટિંગ કાર્ડ આપીને કહ્યું

- 'કંઇ જરૂર પડે તો આવી જજે. મારાથી શક્ય મદદ કરીશ..' પેલા માણસને હિંમત આવી ગઇ.. પછી તો ઘણું કમાયો. એક દિવસ પેલું સાચવીને રાખેલું વિઝિટિંગ કાર્ડ હાથમાં આવ્યું... તે માણસનો ઉપકાર યાદ આવ્યો... તેનો સંપર્ક કર્યો. તે કહે - 'હાલ તો હું જ મોટી આપત્તિમાં છું... તમને કશી મદદ નહીં કરી શકું...' પેલો માણસ તેની ઓફિસે પહોંચી ગયો.. કહ્યું - 'મદદ લેવા નહીં, કરવા આવ્યો છું... બોલો કેટલી જરૂર છે ?' તેણે કહ્યું - 'સાડા ત્રણ કરોડ ડોલરનું દેવું થઇ ગયું છે.' અને પેલા માણસે સાડા ત્રણ કરોડ ડોલરનો ચેક આપી દીધો ! સહાનુભૂતિનું કેટલું મોટું ફળ !

- **બીજા પર કરેલો ઉપકાર ક્યારેય નિષ્ફળ જતો નથી.** હા, તેનાથી શું ફળ મળ્યું – તેની આપણને ખબર નથી પડતી – એ વાત જુદી છે.
  અને ભવિષ્યમાં જે ફળ મળવાનું હોય તે, પણ **સહાય કરતી વખતે જ જે આનંદ મળે છે, તે અવર્ણનીય હોય છે.** ભોગવવાના આનંદ કરતાં જુદો જ હોય છે - અવિસ્મરણીય હોય છે..

---

## જિનવચન

- સકલાર્હત્ સ્તોત્ર - જે ત્રિષષ્ઠિશલાકા પુરુષ ચરિત્ર ગ્રંથના મંગળ સ્વરુપ છે; તેમાં કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રસૂરીશ્વરજી મ. સા. એ સંભવનાથ–વિમલનાથ-મુનિસુવ્રત સ્વામી વગેરે **પરમાત્માની સ્તુતિ; તેઓના વચનની સ્તુતિ દ્વારા કરી છે.**
- દ્વાત્રિંશદ્ દ્વાત્રિંશિકા ગ્રંથમાં મહોપાધ્યાય યશોવિજયજી મ. સા. એ કહ્યું છે કે, **અરિહંત પરમાત્માનું મહત્ત્વ તેમના અવિસંવાદી વચનના કારણે જ છે.**
- તમે (શ્રાવકો) અમારા (સાધુ ભગવંતો) પર અનેક પ્રકારના ઉપકાર કરો છો - ગોચરી, પાણી, વસ્ત્ર, પાત્ર, ઔષધ, મકાન વગેરે...
  {ભલે, તમે ઉપકાર કરવાની બુદ્ધિથી નથી આપતા; લાભ લેવાની બુદ્ધિથી આપો છો. પણ અમારા માટે તો એ ઉપકાર જ છે.}
  અમે તમારા પર એક જ ઉપકાર કરીએ છીએ - પરમાત્માનું વચન તમારા સુધી પહોંચાડીએ છીએ.
  બેમાં મોટો ઉપકાર કોનો ?
  *સભા : તમારો.*
  એનું કારણ એ છે કે, **તમારો ઉપકાર લૌકિક છે.** એકાદ દિવસ, વર્ષ કે ભવ માટેનો છે.
  **અમારો ઉપકાર લોકોત્તર છે** - ભવોભવ સુધી તમને અનંતા દુઃખોથી બચાવનારો છે.
- આ જગતમાં **જિનવચનથી કિંમતી બીજી કોઈ ચીજ નથી,** કારણકે ભવાંતરમાં દુર્ગતિના દુઃખોથી બચાવવાની તાકાત, તેના સિવાય બીજા કોઈમાં નથી...
- તમે પ્રવચન સાંભળો છો, પણ યાદ રહેતું નથી (એટલે જીવનમાં અમલમાં પણ આવતું નથી) - એવી ઘણાંની ફરિયાદ છે. તેનું એક કારણ એ છે કે **સાંભળતી વખતે – 'મારે યાદ રાખવું છે' - તેવો ભાવ - પુરુષાર્થ જ હોતો નથી.**
  (જો કે તે છતાં પણ સાંભળવાથી પડેલા સંસ્કારો, દોષસેવનમાં ખટકો ઊભો કરે છે.)
- **પરમાત્મા મને અને તમને - સુખી કરવા માટે જ આ શાસન સ્થાપે છે** - વાણી પ્રકાશે છે.
  ગુરૂ ભગવંત પણ તમને સુખી કરવા માટે જ, એ વાણી તમારા સુધી પહોંચાડે છે.
- 1. આ ભવમાં હું કોઈને જિનવચન આપું, તો ભવાંતરમાં મને આપનાર કોઈ મળે.
  2. તમે પરમાત્માનું વચન સાંભળીને - સાચા સુખના માર્ગને પામીને સુખી થાઓ.

આ બે સિવાયનો કોઈ ભાવ મારા મનમાં હોય, તો હકીકતમાં આ પાટ પર બેસવાનો મને અધિકાર જ નથી...

- પ્રવચનમાં સંખ્યાનો અમને મોહ ન હોય, અપેક્ષા ન હોય, તો પણ
  1. ઘણી સંખ્યા આવે.
  2. સમયસર આવે.
  3. જિજ્ઞાસાથી સાંભળે... મોઢા પરનાં હાવભાવમાં જિજ્ઞાસા દેખાય.
  4. રસપૂર્વક સાંભળે.. યોગ્ય પ્રશ્નો કરે.
  5. કંઈક જાણ્યાનો-પામ્યાનો સંતોષ મોઢા પર દેખાય - વ્યક્ત કરે.
  6. જીવનમાં પરિવર્તન લાવે; થયું હોય તે જણાવે.

  તો અમારો પ્રવચન કરવાનો ઉત્સાહ વધે, એ તો નિશ્ચિત હકીકત છે..
- **સાંભળ્યા પછી ચિંતન કરવામાં આવે તો જ જ્ઞાન અંદર ઊતરે, પરિણમે.**
  ધર્મબિંદુમાં હરિભદ્રસૂરિ મ. જણાવે છે - સાંભળ્યા પછી વિચારે નહીં, તો સાંભળેલું શા કામનું?
- **પ્રવચનમાં શરૂઆતમાં સામાન્ય પદાર્થો હોય - અને અંતમાં જ સારા પદાર્થો હોય - એવો કોઈ નિયમ નથી. અને પદાર્થ પૂરેપૂરો સમજવો હોય તો પ્રવચન પહેલેથી જ સાંભળવું જોઈએ.**

## સંયમમાં સુખ

- સર્વ ક્ષેત્રમાં, સર્વ કાળમાં, **સર્વ જીવોની પ્રવૃત્તિનું લક્ષ્ય એક જ હોય છે, દુઃખનો નાશ અને સુખની પ્રાપ્તિ.** *(હૃદયપ્રદીપ ષટ્ત્રિંશિકા)*
- જગતની બધી જ ઈચ્છાઓ, સુખપ્રાપ્તિની ઈચ્છામાંથી જ પેદા થાય છે. માત્ર એક જ ઈચ્છા એવી છે, જે બીજી કોઈ ઈચ્છામાંથી પેદા નથી થતી - તેનું નામ છે - સુખની ઈચ્છા.
- સુખ કઈ રીતે મળે? શેમાં મળે? તે બાબતમાં જીવોમાં મતાંતર હોઈ શકે. પણ **'સુખ જોઈએ છે' એ બાબતમાં કોઈ મતાંતર નથી.**
- અમે સંયમ લીધું - કારણકે અમને સંયમમાં સુખ દેખાયું.. તમે સંયમ ન લીધું - કારણકે તમને સંયમમાં સુખ નથી દેખાયું.
- સંયમમાં કષ્ટ છે, તેની ના નથી. પણ **કષ્ટનો અર્થ દુઃખ નથી.**
  માઉન્ટ એવરેસ્ટ પર ચઢનારો, સેંકડો કષ્ટો હસતે મુખડે સહન કરે છે, તેમાં દુઃખ નથી લાગતું. ક્રિકેટમાં ચેમ્પિયન થવા ૧૮ કલાક પ્રેક્ટિસ - કસરત કરનારાને પણ કષ્ટ તો પડે જ છે... છતાં દુઃખ નથી હોતું..
- તમને સંયમ યાદ આવતાની સાથે કષ્ટ યાદ આવે છે; સુખ યાદ નથી આવતું. એટલે જ તમે સંયમ લેતા ડરો છો.
  **જે દિવસે તમને સંયમમાં સુખ દેખાશે, તે દિવસે તમારો ડર નહીં રહે.**
- જ્ઞાનસારમાં મહોપાધ્યાય યશોવિજયજી મ. સા. તો કહે છે **- જગતમાં સાધુ સિવાય કોઈ સુખી નથી...** ઈન્દ્રો પણ નહીં, ચક્રવર્તી પણ નહીં.
- પ્રશમરતિમાં ઉમાસ્વાતિ મ. સા. કહે છે →
  અનંત કાળમાં થઇ ગયેલા - થનારા અનંતા દેવો અને વર્તમાનના બધા(અસંખ્ય) દેવોનું બધું સુખ ભેગું કરો; તેને એક લાખ કરોડ વડે ગુણો; તો પણ એક સાધુના સુખના એક હજારમા ભાગે ન આવે !
  અને આ વાત શાસ્ત્રકારોની જ છે, તેમ નહીં; અમારો અનુભવ પણ છે.

અમને સત્તા કે સંપત્તિવાળા કોઈ પણ હોય -બિલ ગેટ્સ કે મુકેશ અંબાણી - બધા 'બિચારા' લાગે છે... અમારી જાત પરમ સુખી લાગે છે.

તમને મારા અવાજના રણકા પરથી પણ સમજાતું હશે કે આ નક્કર અનુભવ છે - ખોખલી વાતો નહીં.

- સંયમથી સદ્ગતિના સુખો મળે - તે વાત સાચી.. પણ તે તો ભવિષ્યની વાત થઇ. હું તો વર્તમાનમાં જ સુખી છું... અને **સાધુ સિવાય કોઈ મારા કરતા વધારે સુખી નથી...** એ વાત નિઃશંક છે.

  જો આ સુખનો અનુભવ ન થાય, તો માત્ર પરલોકના સુખની આશાએ હું સંયમમાં સ્થિર રહી શકું પણ નહીં...
- સાધુનું સુખ કેવું છે ? કયું છે ? તે જ્યાં સુધી તમને સમજાશે નહીં; ત્યાં સુધી સંયમમાં સુખ નહીં દેખાય - કષ્ટ જ દેખાશે...
- બે શિષ્ય હોય તો ગુરુની ગોચરી કોણ લાવે ?

  જેની લાવેલી ગોચરી ગુરુને વધારે અનુકૂળ આવતી હોય તે.. {જેને ગુરુની અનુકૂળતા-પ્રતિકૂળતાની વધુ સારી સમજણ હોય; તેવું પ્રાપ્ત થાય તેવી લબ્ધિ હોય... }

  'હું જ લાવું' તેવો આગ્રહ તો ગુરુની ભક્તિમાં ખામી ઊભી કરાવે... (ક્યારેક તો આશાતના પણ કરાવે. )
- તે જ રીતે, બે પ્રવચનકાર હોય ત્યારે - જેના પ્રવચનથી વધુ લોકો પામતા હોય તેને પ્રવચન કરવા આપવું - બીજાએ (મોટા હોય તો પણ) ખસી જવું - તે જ સાચી પ્રવચનકળા છે...

  કારણકે, **પ્રવચન - પોતાની પ્રસિદ્ધિ વગેરે માટે નહીં; પણ શ્રોતા પ્રત્યેની કરુણા ભાવનાથી કરવાનું હોય છે.** અને સાચી કરુણા તો જ કહેવાય કે બીજા પ્રવચનકારથી વધુ પામતા હોય તો પોતે છોડી દે.

## રાગ

- દુઃખોથી મુક્તિની ઈચ્છાને મોક્ષની ઈચ્છા ન કહી શકાય, કે સુખની ઈચ્છાને પણ મોક્ષની ઈચ્છા ન કહી શકાય; કારણકે તે તો સર્વ જીવોને હોય છે.
- **વીતરાગતાની – રાગ-દ્વેષના નાશની - દોષોના નાશની - ઈચ્છા એ જ મોક્ષની ઈચ્છા છે.**
- વાસ્તવમાં પુરુષાર્થ તો વીતરાગ બનવા જ કરવાનો હોય છે; કેવળજ્ઞાન અને મોક્ષ તો સ્વયં આવીને મળે છે.
- **જ્યારે રાગ-દ્વેષ આપણને શત્રુરૂપ લાગે, 'રાગ થયાની' - અકળામણ થાય, 'થયેલો રાગ - થઈ જતો રાગ ખરાબ છે-ખોટો છે.' એવી લાગણી થાય, બળાપો થાય; ત્યારે એમ સમજવું કે, મોક્ષમાર્ગ પર ચડવાની ભૂમિકા ઊભી થઇ છે.**
- હકીકત એ છે કે દુઃખ (કે કર્મ) આપણને શત્રુરૂપ લાગે છે; પણ રાગ શત્રુરૂપ લાગતો જ નથી. રાચીમાચીને રાગ કરીએ છીએ; રાગ થયાનો આનંદ થાય છે, જેટલો રાગ વધુ - તેટલો આનંદ વધુ થાય છે !
- છદ્મસ્થને રાગ થવો અનિવાર્ય છે. ગમે તેટલો પુરુષાર્થ કરે તો પણ અનાદિકાલીન સંસ્કારને કારણે રાગ બળવાન્ બની જ જાય છે.. પણ - તે રાગ ન ગમે, તેનો બળાપો થાય - તે ભૂમિકા શક્ય છે અને તે જ મોક્ષમાર્ગનું પ્રથમ પગથિયું છે.
- સાધુ પણ સુખી કેમ છે ?

કારણકે તેની જિંદગીમાં રાગ-દ્વેષના વિકલ્પો બહુ ઓછા છે.

- તમને શર્ટની સેંકડો વેરાઈટીમાંથી પસંદગી મળે, એટલે જ મનમાં વિકલ્પો ઊભા થાય - જે દુઃખનું કારણ બને.

  સાધુને કપડાંમાં કોઈ પસંદગી નથી. સફેદ, સીલાઈ વિનાનું, સુતરાઉ, ડિઝાઇન વગરનું જ લેવાનું છે... અને તે પણ ગુરૂ આપે તે લઈ લેવાનું હોય છે. જાડા-પાતળાની પસંદગી કરવાની હોતી નથી.

  એટલે તેના મનમાં વિકલ્પો જાગતા નથી. એટલે સાધુને દુઃખ પેદા થતું નથી - સુખી છે.
- તમને ભીંડાનું શાક ન ભાવતું હોય અને શ્રાવિકા બનાવે તો અકળામણ થાય છે...
- અમે આવી બધી પસંદગી દીક્ષા લીધી ત્યારે જ વોસિરાવી દીધી છે. જે મળે તે લાવવાનું છે. અરે ! જે આવ્યું હોય, તેમાંથી પણ ગુરૂ જે આપે, તે લેવાનું હોય છે... એટલે જે મળે તેમાં અમે સુખી જ હોઈએ છીએ..
- તમને A. C. નો વિકલ્પ છે, એટલે ગરમીમાં અકળામણ થાય છે. A. C. મળે તો 'હાશ' ! થાય છે.

  સાધુને કોઈ વિકલ્પ જ નથી ! એટલે ગમે તે ઋતુ હોય; પોતે સાધનામાં મસ્ત રહે છે.
- દરેક ચીજમાં જો આ રીતે વિચારશો તો ખ્યાલ આવશે કે **સાધુને રાગ-દ્વેષના વિકલ્પો ઘણા ઓછા છે; એટલે જ સાધુ સુખી છે...**
- તમને 'રાગ થયો તે ખોટું થયું' એવું લાગે છે ખરું ?

  સખત ગરમીમાંથી A. C. માં જતા 'હાશ' થાય ત્યારે - 'આ શરીરના રાગને કારણે થયું, તે ખોટું થયું' - એવું થાય ?

  ખાવાની વસ્તુ સ્વાદિષ્ટ બની હોય, અને ખાતાં રાગ થાય - તો 'આ રાગ થયો, તે ખોટું થયું' - તેવું લાગે ખરું..... ?
- સમગ્ર સાધના જેના નાશ માટે કરવાની છે.. (મહો. યશોવિજયજી મ. લખે છે, **રાગ-દ્વેષનો નાશ થાય તેવી સાધના જ કરવી)**; મોક્ષ મેળવવા માટે જેનો નાશ અનિવાર્ય છે; તેવો રાગ આપણને શત્રુ જ ન લાગતો હોય; રાગ થવાની કોઈ અકળામણ-બળાપો જ ન હોય; તો આપણે અધ્યાત્મના માર્ગમાં પા-પા પગલી પણ માંડી છે કે કેમ ? તે પ્રશ્ન છે. સાવધાન !

## મોક્ષની ઈચ્છા

- અનંત કાળમાં આરાધના અનંતવાર કરી છે, છતાં મોક્ષની ઈચ્છા જ આપણને થઈ નથી, તે નક્કી છે... કારણકે મોક્ષની ઈચ્છા થયા પછી એક પુદ્ગલ પરાવર્ત્તથી વધારે સંસાર હોતો નથી.
- હરિભદ્રસૂરિ મ. સા. એ 'મુક્તિ અદ્વેષ' ને ચરમાવર્તનું લક્ષણ બતાવ્યું છે. અર્થાત્ જે જીવને મોક્ષની ઈચ્છા(રાગ) તો શું ? મોક્ષ પર દ્વેષ ન હોય - તે જીવ પણ ચરમાવર્તમાં આવી ગયો છે, તે નિશ્ચિત છે. તેનો સંસાર એક પુદ્ગલ પરાવર્ત્તથી વધારે હોતો નથી.
- અચરમાવર્તી જીવને વિષય સુખોનો એટલો તીવ્ર-કાતિલ રાગ હોય છે, કે જયાં કોઈ વિષયસામગ્રી નથી, તેવા મોક્ષમાં સુખ હોઈ શકે - તેવું માનવા તૈયાર જ ન થાય...... તેથી તેવા મોક્ષ પ્રત્યે તેને દ્વેષ જ હોય. {કદાચ તેવા મોક્ષનું જ્ઞાન જ ન હોય, તો પણ વિષયસુખોનો કાતિલ રાગ - એ જ મુક્તિ-દ્વેષ છે. }
- **સંસારના ક્ષેત્રમાં કોઈપણ ચીજની ઈચ્છા થયા પછી, પૂરી થાય કે નહીં, તે પુણ્યને આધીન છે.**

**અધ્યાત્મના ક્ષેત્રમાં કોઈપણ ગુણની વાસ્તવિક ઈચ્છા થયા પછી; તે ગુણની પ્રાપ્તિ અવશ્ય થાય છે**... કાળ કદાચ ઓછો કે વધુ લાગી શકે પણ પ્રાપ્તિ થાય જ. અને તે કાળ ૧ પુદ્ગલ પરાવર્ત્તથી વધારે હોતો નથી.

- કોઈપણ ગુણનો પ્રકર્ષ વીતરાગતામાં જ હોય છે, એટલે કોઈપણ ગુણની ઈચ્છા કાળાંતરે વીતરાગતાની ઈચ્છામાં જ પરિણમે છે.
  હા, તે ગુણની ઈચ્છા તાત્ત્વિક હોવી જોઈએ.
- ભૂતકાળમાં ચૌદ પૂર્વધરો કે સાક્ષાત્ પરમાત્માના મુખેથી જિનવાણી સાંભળવા છતાં, આપણને મોક્ષની ઈચ્છા કે ગુણની ઈચ્છા નથી જાગી (કારણકે નહીં તો આપણો મોક્ષ થઈ જ ગયો હોત); તો અત્યારે 'આપણને મોક્ષની ઈચ્છા છે જ' - એવા ભ્રમમાં રહેવાની જરૂર નથી.
- 'મોક્ષની ઈચ્છા છે' એવું બોલવું સહેલું છે - બે વર્ષનો બાળક પણ તેવું બોલતો હોઈ શકે.
  **મોક્ષના વાસ્તવિક સ્વરૂપને સમજ્યા પછી ખરેખર તેની પ્રાપ્તિની ઈચ્છા થવી - અતિ દુષ્કર છે.**
- જો કે નિરંતર દેવ-મનુષ્યના ભવો વધારે વખત સુધી મળતા નથી. પણ માની લો કે - અહીંથી મરીને દેવગતિ - તેમાં પણ સામાનિક-મહર્દ્ધિકપણું; ત્યાંથી મરીને મનુષ્યગતિ - તેમાં પણ સારી સામગ્રી, સારું આરોગ્ય, સારો પરિવાર વગેરે નિરંતર મળતા હોય - તો પછી તમારે મોક્ષ જોઈએ ખરો ?
  ઘણાનો જવાબ હોય છે કે – 'તો પછી મોક્ષની જરૂર શું ?' એ જ બતાવે છે કે હજુ મોક્ષની વાસ્તવિક ઈચ્છા આપણને છે કે નહીં ? તે પ્રશ્ન છે...
- કોઈ દેવ હમણાં જ ઊતરીને તમને કહે – 'આ ભવની બધી જ આરાધનાના બદલામાં આવતા ભવમાં તમને દેવગતિ મળે તેમ છે.' તો લઈ લો કે નહીં ?
  જો જવાબ અંદરથી 'હા' નો આવતો હોય તો સમજી રાખવું કે હજી આપણને આરાધનાના બદલામાં સામગ્રીના સુખો જ જોઈએ છે, મોક્ષ નહીં.
  *સભા : પણ મોક્ષ તો સીધો થવાનો નથી, તો વચ્ચે દેવગતિ માંગી જ લઈએ ને ?*
  ના.. મોક્ષની ઈચ્છા હોય તેને દેવગતિ સહજપણે મળી જાય. કદાચ માગે તો પણ બધી આરાધનાના બદલામાં ન માંગી લે.. Interim-વચગાળાના ફળરૂપે માંગે.
- જેને શંકા થાય કે 'હું ભવ્ય કે અભવ્ય ?' તે નિયમા ભવ્ય જ હોય, તેમ શાસ્ત્રકારોએ કહ્યું છે.
  તે વચનનું તાત્પર્ય આપણે સમજવું જોઈએ... કારણકે આ વાક્ય તો નવ પૂર્વ સુધી ભણનારા અભવ્યો પણ સાંભળે છે...... પણ તો ય તેમને તેવી શંકા થતી નથી.
- 'મને પાણી મળશે કે નહીં ?' આવો પ્રશ્ન એને જ થાય, જેને તરસ લાગી હોય... એટલે 'હું મોક્ષમાં જઈશ કે નહીં ?' (હું ભવ્ય છું કે નહીં ?) એવી શંકા એને જ થાય, જેને મોક્ષની ઈચ્છા હોય... અને તે જીવ ભવ્ય જ હોય,એટલે કે મોક્ષમાં જાય જ.....
  એટલે નક્કી એ થયું કે મોક્ષમાં જવાની ઈચ્છા હોય તે મોક્ષમાં જાય જ..
- યોગના અનેક વિકલ્પોમાં સૌ પ્રથમ વિકલ્પ – 'ઈચ્છાયોગ' છે. {ઈચ્છા–પ્રવૃત્તિ–સ્થિરતા-સિદ્ધિ એ ચાર પ્રકાર; ઈચ્છાયોગ–શાસ્ત્રયોગ-સામર્થ્યયોગ એ ત્રણ પ્રકાર; પ્રણિધાન–પ્રવૃત્તિ–વિઘ્નજય–સિદ્ધિ-વિનિયોગ એ પાંચ પ્રકાર - બધામાં સૌ પ્રથમ ઈચ્છા જ છે. (પ્રણિધાન = તીવ્ર ઈચ્છા-સંકલ્પ)} એટલે જેને ઈચ્છા થાય છે, તે સિદ્ધિ મેળવે જ છે......
  અને તેમાં કાળ ૧ પુદ્ગલ પરાવર્ત્તથી વધારે હોતો નથી. (કારણકે ચરમાવર્ત્ત વિના ઈચ્છાયોગ પણ આવતો નથી. )

એટલે **જેની આપણને સિદ્ધિ નથી થઈ; તેની ભૂતકાળમાં ઈચ્છા પણ નથી જ થઈ...**

- યોગશતકની ટીકામાં હરિભદ્રસૂરિજી મ. સા. લખે છે - ચરમાવર્તમાં પ્રવેશ વિના, સાચા તત્ત્વને જાણવાની જિજ્ઞાસા પણ થતી નથી... એટલે તત્ત્વની જિજ્ઞાસા થયા પછી, ૧ પુદ્ગલ પરાવર્ત્તથી વધુ કાળ સંસાર ટકતો નથી.
- જાણવાની ઈચ્છા બે પ્રકારની હોય - જિજ્ઞાસા અને કુતૂહલ.
  જેમાં જાણ્યા પછી વાતને અભરાઈ પર મુકવાની હોય, તે કુતૂહલ.
  **જેમાં જાણ્યા પછી હેયોપાદેયનો વિવેક કરી; હેયને ત્યાગવાનો, ઉપાદેયને ગ્રહણ કરવાનો પુરુષાર્થ કરવાની ઈચ્છા હોય, તે જિજ્ઞાસા છે.**

---

## તાત્પર્ય

- મોક્ષની ઈચ્છા = વીતરાગતાની ઈચ્છા..
  આ વાતને શાસ્ત્રાધાર પણ છે.
  શાસ્ત્રકાર કહે છે **- કષાયથી મુક્તિ એ જ મોક્ષ છે.**
  કષાય ચાર છે - ક્રોધ-માન-માયા-લોભ.
  તેમાં ક્રોધ-માનનો સમાવેશ દ્વેષમાં,
  માયા-લોભ નો સમાવેશ રાગમાં થાય છે. *(પ્રશમરતિ)*
  એટલે કષાયમુક્તિ નો અર્થ રાગ-દ્વેષનો નાશ જ થાય.
- એક વાત યાદ રાખવાની છે,
  **દરેક પ્રશ્નના જવાબમાં શાસ્ત્રપાઠ હોય જ - એવું જરૂરી નથી,** તેના બે કારણ છે.

1. જેટલું કહી શકાય છે (અભિલાપ્ય પદાર્થો), તેનો અનંતમો ભાગ જ શાસ્ત્રમાં ગૂંથાયેલો છે.

- તમે કદાચ પ્રશ્ન કરો કે, જે શાસ્ત્રમાં લખ્યું જ નથી તેનું જ્ઞાન કઈ રીતે થાય ?
  **તો તે જ્ઞાન ગુરૂકૃપાથી - મતિજ્ઞાનાવરણનો ક્ષયોપશમ થવાથી થાય છે..**
- સમાન શ્રુત ભણવા છતાં જ્ઞાનમાં ભેદ પડતો હોય છે, તે અનુભવ સહુને છે જ.
- ચૌદ પૂર્વધરોના જ્ઞાનમાં પણ અનંતગણો ભેદ હોઈ શકે છે...
  અર્થાત બે વ્યક્તિ ચૌદ પૂર્વ ભણે, તો પણ તેમાંના એકનું જ્ઞાન બીજા કરતાં અનંતગણું વધારે હોઈ શકે ! *(આવશ્યક નિર્યુક્તિ)*
- એટલે, આવા જ્ઞાનથી જાણીને જે પ્રરૂપણા થાય, તેના આધારભૂત શાસ્ત્રપાઠ (સાક્ષાત્) ન પણ હોય...

2. શાસ્ત્રવચનોના અર્થના ચાર પ્રકાર છે.

- સામાન્ય અર્થ - જે શબ્દોથી જણાય તેને **'પદાર્થ'** કહેવાય છે, તેના પછીના **વાક્યાર્થ–મહાવાક્યાર્થ–ઐદંપર્યાર્થ; એ ત્રણે ચિંતનથી જ જણાય છે, જે ગુરૂકૃપાથી જ થાય છે.** અને તે ઐદંપર્યાર્થને જણાવતો સાક્ષાત્ શાસ્ત્રપાઠ હોય જ, એવો નિયમ નથી.
- આ વાત ઉદાહરણ દ્વારા સમજીએ.
  અષ્ટાહ્નિકા પ્રવચનોમાં સાંભળો છો – 'નવકારશી કરવાથી સો વર્ષની નરક ટળે.' આ શાસ્ત્રવચનનો પદાર્થ છે.
  આમાં પ્રશ્ન થાય કે - જેણે દેવલોકનું આયુષ્ય બાંધી લીધું હોય તેને શું ફળ મળે ? (કારણકે નરક તો બાંધી જ નથી, જે ટળી શકે. )
  અથવા જેણે કોઈ આયુષ્ય બાંધ્યું જ નથી, તેને શું ફળ મળે ?

અથવા જેણે નરકનું આયુષ્ય નિકાચિત બાંધ્યું હોય, કે જે ઘટી શકે નહીં; તેને શું ફળ મળે ? તેના માટે આ શાસ્ત્રવચનનું તાત્પર્ય સમજવું પડે; અને તે એ છે કે - '૧૦૦ વર્ષ સુધી નરકના દુ:ખો સહન કરવાથી જેટલા કર્મોની નિર્જરા થાય, તેટલી નિર્જરા ૧ નવકારશી કરવાથી થાય..' આ ફળ દરેક જીવને મળી શકે.

આવો તાત્પર્યાર્થ જણાવતું કોઈ શાસ્ત્રવચન ન મળે, તો પણ એ સ્વીકારવું જ પડે...

- કોઈપણ વચનના તાત્પર્યને ન પકડતાં, માત્ર શબ્દના અર્થને પકડી રાખે, તો કેવો ગોટાળો સર્જાય ?
- કાલ્પનિક દૃષ્ટાંત જુઓ - માતા બાળકને કહી ગઈ – 'હું બહાર જાઉં છું. રસોડામાં દહીં પડ્યું છે. કાગડો ખાઈ ન જાય તેનું ધ્યાન રાખજે.' એક કલાક પછી પાછી આવેલી માતાએ જોયું તો દહીં સફાચટ હતું. બાળકને પૂછ્યું તો કહે - 'બિલાડી ખાઈ ગઈ... તમે કાગડો ન ખાય, તે જોવાનું કહ્યું હતું - બિલાડીની ક્યાં ના પાડી હતી ?'

  માતાનું તાત્પર્ય દહીંને બચાવવાનું હતું - તે ન સમજતાં, તેના શબ્દો-'કાગડા' ને પકડી રાખ્યા - એટલે આવો ગોટાળો સર્જાયો.
- હવે શાસ્ત્રની દૃષ્ટિએ વિચારીએ.

  જંગલમાંથી વિહાર કરતાં સાધુ બિમાર પડે, તો **ગાડામાં** નજીકના ગામે લઈ જવાનું વિધાન છે. હવે વર્તમાનમાં વિહારમાં અકસ્માત થાય, શ્રાવકો મહાત્માને વાહનમાં લઈ જવાની વાત કરે; ત્યારે મારા જેવો ભણેલો(?) સાધુ એમ કહે કે- 'શાસ્ત્રમાં **ગાડામાં** લઈ જવાની વાત છે એટલે ગાડામાં લઈ જાવ; **ગાડીમાં નહીં...'** તો શું થાય ? ગાડું મળે નહીં અને સાધુ પરલોકભેગો થાય. આ વખતે - હકીકતમાં શાસ્ત્રકારનું તાત્પર્ય શું છે ? તે સમજવું જોઈએ. અને તે એ છે કે - 'મહાત્માને પરિશ્રમ ન પડે, જલ્દીમાં જલ્દી ચિકિત્સા થાય, તે રીતે કરવું.' તે માટેનું સાધન - શાસ્ત્ર લખવાના કાળે - ગાડું હોવાથી શાસ્ત્રકારે '**ગાડું**' લખ્યું. વર્તમાનકાળે તે સાધન '**ગાડી**' હોય તો, **ગાડા શબ્દનો તાત્પર્યાર્થ ગાડી કરવો પડે.**
- શાસ્ત્રોમાં વિહાર કરતાં જંગલી-હિંસક પ્રાણીથી દૂર રહેવાની વાત છે. અત્યારે હાઈવે પર વિહાર વખતે તેનું તાત્પર્ય – પૂરપાટ દોડતા વાહનો - થાય તેમ પૂ. ગચ્છાધિપતિશ્રી એ જણાવેલું.
- **અજ્ઞાનીઓ કરતાં અધકચરા જ્ઞાનીઓ વધારે નુકસાન કરતાં હોય છે. તેમ શાસ્ત્રને નહીં જાણનારા કરતાં, ક્યારેક શાસ્ત્ર ભણેલાં પણ - તાત્પર્યને નહીં સમજનારા - માત્ર શબ્દાર્થને જડ રીતે પકડી રાખનારા - વધારે નુકસાનકારી બની જતા હોય છે.**
- એકાદ ગ્રંથ કહેવો કે એકાદ શાસ્ત્રવચન કહેવું; તેના કરતાં કોઈ એક વિષયનો પદાર્થ ઘણાં ગ્રંથોના આધારે નિષ્કર્ષ કાઢીને કહેવો - તે વધુ સારો છે.. કારણકે તેમાં અર્થબોધ સ્પષ્ટ થાય છે..

  પણ ઘણીવાર સ્થૂળ બુદ્ધિના લોકો, નિષ્કર્ષને શાસ્ત્રાધાર રહિત માનીને અવગણના કરે છે.
- **વીતરાગતાની ઈચ્છા એ જ મોક્ષની ઈચ્છા છે.**

  તેમાં રાગ એટલે કામરાગ-સ્નેહરાગ-દૃષ્ટિરાગ - ત્રણે ગણવાના છે.
- વસ્તુ પરનો રાગ તે **કામરાગ.**

  વ્યક્તિ પરનો રાગ તે **સ્નેહરાગ.**

  વિચાર પરનો રાગ તે **દૃષ્ટિરાગ.**
- કામરાગ અતિ ભયાનક છે - સંસારની રખડપટ્ટીનું કારણ છે.

પણ કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રસૂરીશ્વરજી મ. સા. જણાવે છે - કામરાગ જીતવો હજુ સહેલો છે, દૃષ્ટિરાગ જીતવો અતિ દુષ્કર છે. *(વીતરાગ સ્તોત્ર)*

- **'મારી જ માન્યતા-વિચારધારા સાચી છે.' આવી પકડ તે દૃષ્ટિરાગ છે.**
- કામરાગ સંસારવૃદ્ધિનું કારણ છે, છતાં સમ્યગ્દર્શનમાં પ્રતિબંધક ન પણ બને. {ક્ષાયિક સમકિતી એવા સત્યકિ, શ્રેણિક વગેરેમાં તીવ્ર કામરાગ જોવા મળે છે. }

  **દૃષ્ટિરાગ તો સમ્યગ્દર્શનમાં પ્રતિબંધક છે..**
- દરેકને પોતાની વિચારધારા સાચી જ લગતી હોય છે. અને એટલે એ એમ જ કહેતો હોય છે કે 'મારો આગ્રહ સત્યનો છે, મારી વાતનો નહીં.' પણ ઘણીવાર (મોટેભાગે) તો **પોતાને જે સાચું લાગ્યું (ખરેખર સત્ય ન પણ હોય) તેનો આગ્રહ હોવાથી, હકીકતમાં પોતાની વિચારધારાનો જ આગ્રહ હોય છે જે દૃષ્ટિરાગ છે.**
- મોહરાજા બહુ ચાલાક છે, મહાપ્રયત્ને કામરાગને જીતનારને પણ દૃષ્ટિરાગમાં ફસાવીને પોતાની જાળમાં સપડાવી દે છે.
- **ગુણવાન્ અને જ્ઞાની એવા ગુરૂ-વડીલનું વચન, મારી વાતનું વિરોધી હોય તો પણ સ્વીકારી લેવું** - એ ભૂમિકા દૃષ્ટિરાગની નાશક છે.
- કદાગ્રહ એ દૃષ્ટિરાગનું બીજું નામ છે, અને કુતર્કનું ઉત્પત્તિસ્થાન છે.

---

## અહો જિનશાસનમ્ – ૧

- પ્રભુના શાસનને અનેક ઉપમાઓ શાસ્ત્રકારોએ આપી છે... કલ્પવૃક્ષ - કામધેનુ.... વગેરે...
- રત્નની કિંમત કરોડોમાં હોઈ શકે. પણ જેને તેની સમજ ન હોય, તેના માટે તે કાચનો ટૂકડો જ છે.

  **પ્રભુનું શાસન છે તો રત્ન જેવું..** પણ આપણને તેની કિંમત ખબર છે ???
- વ્યાખ્યાનમાં સામાયિક કરનારાને આગળ બેસવાની પરંપરા પણ પ્રભુશાસનની એક અદ્‌ભુત વિશેષતા છે...

  અહીં **કરોડપતિઓ, સંઘના પ્રમુખ વગેરે અગ્રણીઓ પણ પાછળ બેસે છે; અને સામાયિક કરનાર સામાન્ય વ્યક્તિ પણ આગળ બેસે છે, એ વિરતિધર્મની મહાનતા છે.**

  જિનશાસન સિવાય આવું બીજે ક્યાંય જોવા નહીં મળે...
- પ્રભુના સમવસરણમાં પણ, ઈન્દ્ર-રાજા વગેરેના સ્થાન નિયત હોય છે.. તેઓ પાછળથી આવે તો પણ તેમના સ્થાને જ આવીને બેસે; બીજા તેમને આવવા પણ દે, પાછળ ન બેસાડે .. તે રીતે સંઘના અગ્રણી હોય, સન્માનનીય હોય તેવી વ્યક્તિ - કદાચ વ્યાખ્યાનમાં મોડી આવી હોય, તેને આગળ આવવા દેવી - અને બેસાડવી, તે બીજા બધાનું ઔચિત્ય છે.

  *સભા : તેમાં ખલેલ ન પહોંચે ?*

  ના. જો તેમનું સ્થાન રાખવામાં આવ્યું હોય અને જવા-આવવાની જગ્યા રાખવામાં આવી હોય તો શાંતિથી આવીને બેસી જાય... તેમાં ખલેલ શેની ? સાધુ (કે સાધ્વી) ભગવંત ક્યારેક મોડા પડ્યા હોય - અને આગળ આવીને બેસે, તો તેમાં ખલેલ પડે છે ? નહીં જ... કારણકે તેમનું સ્થાન નિયત છે, અને બીજા બધા તેમને આવવા જ દે છે.

  {એટલું જ નહીં; ક્યારેક સાધુ ભગવંત મોડા પડ્યા હોય અને આગળ આવવામાં ખલેલ અનિવાર્ય હોય તો પણ આગળ જ આવવા દેવાય છે.}
- *સભા : આ તો ધર્મમાં પણ પૈસાનું મહત્ત્વ થયું.*

ના... મેં સંઘના અગ્રણી વગેરે સન્માનનીય વ્યક્તિની વાત કરી. તે ધનવાન જ હોય તેવું જરૂરી નથી...

તપસ્વીઓનું બહુમાન હોય તો તપસ્વીને પણ આગળ કરાય છે...

- *સભા : સામાયિક કરનારા પણ પાછળથી આગળ આવે, તેમાં ખલેલ ન પડે ?*

  ના.. જો પહેલેથી તેવી વ્યવસ્થા જ હોય; તેમના માટે જવા - આવવાની જગ્યા અલગ જ હોય - તો ખલેલ ન જ પડે.. અને તેવી વ્યવસ્થા કરવી જ જોઈએ..

- ધર્મમાં ધનવાનોના મહત્ત્વની વાત સુધારાવાદી બુદ્ધિજીવીઓએ ઉપજાવી કાઢેલી છે.

  હું તમને પૂછું - અબજોપતિ માણસ, દાનમાં રૂપિયો પણ ન આપતો હોય, તો તેને આગળ કરાય છે ખરા ?

  *સભા : ના...*

  તો નિશ્ચિત થયું કે **ધનવાનને નહીં - ઉદારને જ આગળ કરાય છે. તે ધનની મહત્તા નથી, દાનધર્મની મહત્તા છે...**

  ધર્મની મહત્તા કરવામાં ખોટું શું છે ?

- લૌકિક વ્યવહારોમાં પણ યોગ્યતા અનુસારે જ સ્થાન હોય છે ને ? સંસદમાં પણ વડાપ્રધાન વગેરેના સ્થાન નિયત હોય છે.

  અરે ! વિરોધ પક્ષના નેતાનું સ્થાન પણ નિયત હોય છે.

- પ્રભુ વીતરાગ બન્યા પછી જ કેવળજ્ઞાન પામે છે; પછી જ શાસનની સ્થાપના કરે છે.

- **વાસ્તવમાં બધી સાધના વીતરાગ બનવા માટે જ કરવાની છે. કેવળજ્ઞાન-મોક્ષ વગેરે તો બોનસમાં મળે છે.**

  {આ પણ પરમાત્માના શાસનની એક અજોડ વિશેષતા છે. જેની વિસ્તૃત વાત આગળ કરવી છે.}

  વીતરાગ બન્યા પછી ભગવાન બનવા માટે કોઈ પુરુષાર્થ કરવાનો હોતો નથી.

  કેવલી કોઈ તપ કરતા નથી. {નિર્વાણ વખતે અનશન કરે, તે જુદી વાત.}

  રોજ ૧ જ વાર વાપરે, તો પણ એકાસણાનું પચ્ચક્ખાણ હોતું નથી...

  કોઈ સાધના તેમને હોતી નથી. માત્ર ઔચિત્યનું પાલન કરે છે.

- અંતર્મુહૂર્તના અસંખ્ય પ્રકારો છે.

  ૯ 'સમય' તે જઘન્ય અંતર્મુહૂર્ત.

  ૪૮ મિનિટ (૧ મુહૂર્ત) માં એક સમય ઓછો - તે ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત.

  વચ્ચે અસંખ્ય ભેદ પડે.

- 'સમય' નું વર્ણન શાસ્ત્રકાર આ રીતે કરે છે (ઉત્પલશતપત્રવેધ) →

  કમળની ૧૦૦ પાંખડીને ૧ ઉપર ૧ એમ ગોઠવવી. પછી મહાબળવાન યોદ્ધો, તીક્ષ્ણતમ ભાલાની અણીથી તેને વીંધે. તેમાં દરેક પાંખડીને વીંધવામાં - અને એક પાંખડીથી બીજી પાંખડી સુધી પહોંચવામાં - ભાલાને જે 'કાળ' લાગે, તેમાં અસંખ્ય સમય પસાર થાય...

  'અસંખ્ય' ની વ્યાખ્યા પાછી એવી છે કે ભેજું કામ નહીં કરે.

  {જિજ્ઞાસુઓએ ચોથો કર્મગ્રંથ જોવો.}

- વૈજ્ઞાનિકોએ ૧ પીકોસેકન્ડ (picosecond) એટલે કે $10^{-12}$ સેકંડ એટલે કે ૧ સેકંડના ૧ અબજમા ભાગના ૧ હજારમા ભાગ જેટલો સૂક્ષ્મ અંશ માપ્યાનો દાવો કર્યો છે. પણ 'સમય' તો તેનાથી ઘણો સૂક્ષ્મ છે.

## અહો જિનશાસનમ્ – ૨

- ૧ લાખની કિંમતની વસ્તુ હોય, પણ તમે ૧૦,૦૦૦ માં વેચવા માંગો, તો ૧૦,૦૦૦ જ મળે.. પ્રભુના શાસનની કિંમત તો અમાપ છે... પણ આપણે તેની કેટલી કિંમત કરીએ છીએ ? તે મહત્ત્વનું છે.
- જગતમાં કોઈ ચીજ માત્ર માંગવાથી નથી મળતી, પુરુષાર્થ કરવો જ પડે છે.
  **પ્રભુનું શાસન પણ માત્ર માંગવાથી નથી મળી જવાનું ..**
- *સભા : સાચા હૃદયથી પ્રાર્થના કરીએ તો ફળે નહીં ?*
  સાચા હૃદયથી પ્રાર્થના કરનારને મેળવવાની તલપ એટલી હોય કે, તેને અનુરૂપ પુરુષાર્થ કર્યા વિના રહે જ નહીં.
  જે શક્ય પુરુષાર્થ કરતો નથી, તેની પ્રાર્થનાને સાચા હૃદયની પ્રાર્થના કેમ કહેવાય ? તેની ઈચ્છા જ નબળી છે. (અથવા દંભી છે. )
- આપણા કોઈ પુરુષાર્થ વિના જો ભગવાન આપણને તારી શકતા હોત, તો આપણે અત્યારે સંસારમાં હોત જ નહીં.
  કારણકે ભગવાનની ભાવના તો સહુને તારવાની હતી...
- **જે પ્રભુએ બતાવેલા માર્ગ પર ચાલવાનો પુરુષાર્થ કરે છે, તે જ તરે છે.**
- પ્રભુના શાસનમાં નવ તત્ત્વ છે. તેમાં પહેલું જીવતત્ત્વ છે, બીજું અજીવતત્ત્વ છે.
  જેને સંવેદના હોય તે જીવ; જેનામાં સંવેદના નથી, તે અજીવ.
  અજીવતત્ત્વમાં પાંચ દ્રવ્ય છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્‌ગલાસ્તિકાય અને કાળ.
- ધર્માસ્તિકાય દ્રવ્યનું કાર્ય છે - બીજાને (એક સ્થાનેથી બીજા સ્થાને) 'ગતિ' કરવામાં સહાય કરવાનું.
  માછલીમાં ગતિ કરવાની શક્તિ હોવા છતાં, પાણી ન હોય તો ગતિ કરી શકે નહીં. તેમ ધર્માસ્તિકાય ન હોય તો આંગળી પણ હલાવી શકાય નહીં.
  જેને ગતિ કરવી છે, તેને ધર્માસ્તિકાય સહાય કરે છે, પણ જેને ગતિ કરવી નથી, તેને ધક્કો મારતું નથી.
  તેમ **જેને તરવું છે, તેને દેવ-ગુરૂ સહાયક બને છે. પણ જેને તરવું જ નથી, તેને દેવ-ગુરૂ કંઈ કરી શકતા નથી...**
- તમારા ઘરે આવેલા મહેમાન પાછા જાય ત્યારે તમે 'આવજો' કહો છો, પણ તેને ફરી આવવાનું મન ક્યારે થાય ?
  *સભા : તેની સરભરા બરાબર કરીએ તો...*
  મહેમાન આવે , એટલે તમે તેમને રૂમ આપી દો, અને કહો 'અંદર પથારી છે, બાથરૂમ છે, ગરમ પાણી છે, રસોઈયો રસોઈ બનાવીને જમાડી દેશે, કંઈ કામ હોય તો નોકરને બોલવી લેજો...' અને તમે ચાલ્યા જાવ... તો ફરી આવે ખરા ?
- હું પૂજ્ય ગચ્છાધિપતિની આજ્ઞાથી ચાતુર્માસ માટે આવ્યો... ફરી આવવાનું મન ક્યારે થાય ?
  *સભા : આવવાનું પ્રયોજન સિદ્ધ થાય તો...*
  ના... અમે ગયું ચાતુર્માસ ઉસ્માનપુરા - મહાત્માની ચિકિત્સા માટે કર્યું. કર્મવશાત્ મહાત્મા સાજા ન થયાં. તેથી શું હું ફરી ત્યાં ન જ જાઉં... ?

- મહત્ત્વની વાત એ છે કે - મહેમાન આવ્યા તેનો તમને આનંદ થાય, તમારો એ આનંદ-લાગણી મહેમાનને તમારા ચહેરા પર વંચાય, તો ફરી આવવાનું મન થાય...
- **પ્રભુનું શાસન આ ભવમાં તો મહેમાન બનીને આવ્યું છે. જો એ મળ્યાનો આનંદ હશે, ખુમારી હશે - તો બીજી આરાધના ઓછીવત્તી હશે તો પણ ભવાંતરમાં મળશે.**
  અને જો તે આનંદ નહીં હોય {ઘણાને તો 'હું જૈન છું' એમ કહેતા શરમ આવતી હોય છે.}, તો બીજું ઘણું કરશો તો પણ મળશે કે નહીં ? તે પ્રશ્ન જ છે.
- **'પ્રભુ શાસન મળ્યા' નો આનંદ લાવવા માટે તેને ઓળખવું પડશે; તેની અદ્ભુત વિશેષતા જાણવી પડશે...**
- તમારા જીવનમાં પરિવર્તનની વાત હું પછી કરીશ, પહેલા તમારા મનમાં પરિવર્તન લાવવું છે.
- બીજાની લીટી નાની કરવાનો આપણો પ્રયાસ નથી.
  પણ સરખામણી કર્યા વિના, આપણને જે મળ્યું છે, તેની કિંમત આપણને સમજાતી નથી; એ હકીકત છે.
- મુશળધાર વરસાદ ખડકાળ ધરતીને ભીંજવી શકે...
  પણ પછી ધીમી ધારનો વરસાદ ન વરસે તો પાછી સૂકાઈ જાય. ધરતીને ફળદ્રુપ બનાવનાર વરસાદ ધીમી ધારનો હોય છે...
- પ્રસંગ સારી રીતે ઉજવવો - તે મુશળધાર વરસાદ છે.
  પછી નિયમિત જિનવાણી શ્રવણ કરવું તે ધીમી ધારનો વરસાદ છે. તેનાથી જ ધર્મરૂપી બીજમાંથી વૃક્ષ ઊગશે.
- પ્રભુ વીરે વૈશાખ સુદ ૧૧ ના દિવસે શાસનની સ્થાપના કરી. તેનું પણ અદભૂત વર્ણન શાસ્ત્રોમાં આપ્યું છે. *(આવશ્યક નિર્યુક્તિ)*
  ગણધર ભગવંતો દીક્ષા લે. પછી પ્રભુને પ્રશ્ન કરે - **भयवं किं तत्तं** ?
  પ્રભુ ત્રણ પદથી જવાબ આપે – **उपन्नेइ वा, विगमेइ वा, धुवेइ वा** .
  ગણધર ભગવંતો એક અંતર્મુહૂર્તમાં દ્વાદશાંગીની (જેમાં ૧૪ પૂર્વ સમાઈ જાય) રચના કરે...
  બધા જ ગણધર ભગવંતો મસ્તક નમાવીને પ્રભુ પાસે ક્રમસર ઉભા રહે...
  ઈન્દ્ર પ્રભુની પાસે રત્નજડિત થાળમાં વાસચૂર્ણ (સુગંધી ચૂર્ણ) લઈને ઉભા રહે...
  ભગવાન આખી મુઠ્ઠી ભરીને ગણધર ભગવંતોના મસ્તક પર વાસક્ષેપ કરે...
  તેમણે રચેલી દ્વાદશાંગીને પ્રમાણિત કરે......
  સંપૂર્ણ શાસનનું નેતૃત્વ પ્રથમ ગણધરને સોંપે. (**दव्वगुणपज्जवेहिं तित्थं गोयमस्स अणुजाणामि.**) આ શાસનની સ્થાપના છે.
- 'વાસ' શબ્દનો અર્થ છે સુગંધી ચૂર્ણ.
  'ક્ષેપ' શબ્દનો અર્થ છે નાંખવું–ફેંકવું.
  'વાસક્ષેપ' એટલે સુગંધી ચૂર્ણ નાંખવું.
  પણ તમે ચૂર્ણને જ વાસક્ષેપ કહી દો છો.
- શબ્દોના બે રીતે અર્થ થાય - વ્યાકરણથી અને રૂઢિથી.
  નિયમ છે કે **રૂઢિથી થતો અર્થ બળવાન્** છે. એટલે 'વાસક્ષેપ' શબ્દનો રૂઢ અર્થ 'સુગંધી ચૂર્ણ' થઈ ગયો, તેથી તે રીતે વપરાય છે.

- **અમારી વાત (ઉપદેશ) તમારા ગળે ઉતરે, તેની એક શરત છે કે તમને અમારા પ્રત્યે આદર હોવો જોઈએ.**
  એ આદર ઊભો કરવા, અમારે ક્યારેક અમારી પાસે શાસ્ત્રોનું જ્ઞાન છે - એ વાત તમને જણાવવી પડતી હોય છે... બાકી વિદ્વત્તાનું પ્રદર્શન કરવામાં અમને રસ નથી હોતો.
- ઉપદેશ, લોકોને સમજાય એવી સરળ ભાષામાં આપવો જોઈએ.
  'ઊંચી' ભાષા વાપરવાથી 'બહુ વિદ્વાન છે' એવી છાપ પડે, પણ લોકોને કશી સમજ ન પડે.
- 'રાગ-દ્વેષ ન કરવા' એ સરળ ભાષા છે...
  'વિભાવમાં ન જવું - સ્વભાવમાં રહેવું' એ ઊંચી ભાષા છે. બાકી બંનેનો અર્થ એક જ છે...
- આજના કાળે કેટલાકને માટે (કહેવાતી) ઊંચી દેશના સાંભળવા જવું - એ સ્ટેટસ છે.. ! પોતાનો 'ટેસ્ટ' ઊંચો છે - તેની જાહેરાત કરવાનું પ્લેટફોર્મ છે. પછી ભલે કંઈ સમજાય નહીં !
- **સમજી રાખો કે તમારા રોજિંદા જીવનની આચારની વાતો પણ 'આત્મા' ની જ વાતો છે.**
  **ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત્રમાં ચોવીસે પરમાત્માની દેશના છે. તેમાં સર્વત્ર વ્રત-નિયમોની જ વાતો છે. આચાર રૂપ વ્યવહાર વિનાની - માત્ર આત્માની વાતો ક્યાંય નથી !**
- પરમાત્માને ૪૨ વર્ષની ઉંમરે કેવળજ્ઞાન થયું... ત્યાર પછી પણ 30 વર્ષ તેઓ વિચર્યા. તો પણ શાસનનું નેતૃત્વ ગૌતમસ્વામીને કેમ સોંપી દીધું ?
  કારણકે **શાસનનું સંચાલન વીતરાગ કરતા નથી. છદ્મસ્થ જ કરે છે.**
  તેનું કારણ એ છે કે સંચાલન કરવા માટે પ્રશસ્ત કષાયો જરૂરી બને... શિષ્યોની ભૂલ થાય તો ગુસ્સો પણ કરવો પડે...
- ગચ્છાચારપયન્ના નામના આગમમાં કહ્યું છે કે - જે ગચ્છ(ગ્રુપ)**માં ગુરૂ શિષ્યોની ભૂલ થવા છતાં ઠપકો ન આપે-શિક્ષા ન કરે; તે ગચ્છ રહેવાલાયક નથી**...... તેમાં સુસાધુએ ન રહેવું !
- આદર્શ એ છે કે - જરૂર હોય ત્યારે અને તેટલો જ ગુસ્સો ગુરૂએ કરવો. પણ ગુરૂ પણ છદ્મસ્થ છે. થોડો વધારે-ઓછો કે બિનજરૂરી ગુસ્સો થઈ પણ જાય... તો ત્યાં; **જરૂર કરતા ઓછો ગુસ્સો કરનાર કરતાં, જરૂર કરતાં વધારે ગુસ્સો કરનારા ગુરૂ વધુ સારા છે.**
- શિષ્ય અજ્ઞાનના કારણે ભૂલ કરે તો 'તેને જ્ઞાન ન આપ્યું' તે ગુરૂની જ ભૂલ છે.
- **કેવલિ પણ ઔચિત્યનું પાલન કરવા પ્રભુની દેશનામાં જાય છે.** વાસ્તવમાં તેમને મતિજ્ઞાન નથી - એટલે કાનથી સાંભળતા જ નથી.. બધું કેવળજ્ઞાનથી જ જાણે છે.. તો પણ ઔચિત્યના પાલન માટે પ્રભુની દેશનામાં જાય છે.
- **ગુરૂમાં ભીમ-કાંત બંને ગુણો જોઈએ. તેમનો ડર એવો હોય કે શિષ્ય પ્રમાદ ન કરે.**
  **અને વાત્સલ્ય એવું હોય કે જે મા-બાપને છોડીને આવ્યો, તે ફરી યાદ ન આવે.**

---

## અહો જિનશાસનમ્ – 3

- બીજા ધર્મનાં (કહેવાતા) ભગવાનને પોતાના ધર્મ પર એટલો રાગ હોય છે કે, તેનો પરાભવ સહન કરી શકતા નથી.
  પરમાત્માની વીતરાગતાની પરાકાષ્ઠા જુઓ **- ભગવાનને પોતે સ્થાપેલા શાસન પર પણ રાગ નથી.**
- દીવાળીના પ્રવચનો દરમિયાન, રાજાને આવેલા ૮ સ્વપ્નોના ફળનું જે વર્ણન પ્રભુએ કર્યું છે - તે અમે કહીએ છીએ.. તેમાં પાંચમા આરામાં પોતાના શાસનના કેવા બેહાલ થવાના છે ? એનું જ વર્ણન ભગવાને કર્યું છે.

પોતાના શાસનના બેહાલને જોઈને સ્વસ્થ રહી શકે – કહી શકે - તે કેટલી ઉત્કૃષ્ટ વીતરાગતા છે!

- **ગુરૂ શિષ્યના આત્માના હિતમાં કડકાઈ કરે છે..** પોતાની સેવા-ભક્તિ નથી થતી કે પોતાની ઈચ્છા મુજબ નથી થતું - તેના માટે કડકાઈ ન કરે. પણ શિષ્યે જેના માટે દીક્ષા લીધી છે, તે આત્મહિતનું લક્ષ્ય ચૂકી જતો હોય - પ્રમાદ કરતો હોય - તો કડકાઈ કરે છે.
- શિષ્યના યોગ-ક્ષેમ માટે ક્રમશઃ ચાર વસ્તુ શાસ્ત્રકારે બતાવી છે.
  1. **સારણા :** શિષ્ય કંઈ ભૂલ કરે, તો યાદ કરાવે... દા. ત. ગોચરી વહોરવા જતાં દાંડો ભૂલી જાય, તો યાદ કરાવે.
  2. **વારણા :** શિષ્ય ન કરવા જેવું કંઈ કરે, તો અટકાવે... દા. ત. સંસ્કારવશાત્ સાવદ્ય વચન બોલે - ગૃહસ્થને આદેશ કરે – તો અટકાવે.
  3. **ચોયણા :** વારંવાર ભૂલ કરે તો ઠપકો આપે.
  4. **પડિચોયણા :** શિક્ષા કરે.
- જીવોની ભૂમિકા જુદા જુદા પ્રકારની હોય છે.
  અત્યંત ખાનદાનને ઈશારો કરે તો પણ હાડોહાડ લાગી જાય અને સુધારો કરી લે.
  કેટલાકને 'બધાની વચ્ચે ઠપકો મળશે - માનહાનિ થશે' તેનો ડર લાગે એટલે પ્રમાદ કરતા અટકે.
  કેટલાક ઠપકાથી ન ડરતા હોય - રીઢા થઈ ગયા હોય - તેને સજાનો ડર લાગે તો પ્રમાદ કરતા અટકે.
  એટલે જુદી જુદી પાત્રતાવાળા શિષ્યો માટે જુદી જુદી પ્રતિક્રિયા હોય.
- ભૂલ પણ અનેક કારણોથી થાય.

1. **અજ્ઞાન :**
   ખબર જ ન હોવાના કારણે ભૂલ થાય...
   - દીક્ષા લે, તેના પહેલા જ દિવસે બધું જ્ઞાન આપી ના શકાય. અવસરે અવસરે થોડું થોડું અપાય. એટલે જેની ખબર ન હોય, તેવું કરવા જતાં ભૂલ થઈ જાય..
   - **વસ્તુતઃ અજ્ઞાનના કારણે શિષ્ય ભૂલ કરે, તે ગુરૂની જ ભૂલ ગણાય - કે ગુરૂએ જ્ઞાન આપ્યું જ નહીં.** {શિષ્ય જ્ઞાન લેવા જ ન માંગે, તે વાત જુદી}.
     આવી ભૂલ થાય, ત્યારે જ્ઞાન આપવું એ જ માર્ગ છે.
2. **અણ-આવડત :**
   કેટલાક કાર્યો આવડત(સૂઝબૂઝ) માંગી લે છે. કેટલાક જીવોમાં તેવા પ્રકારની આવડત જ ન હોય, તેના કારણે ભૂલ કરે.
   દા. ત. ગોચરી લાવવી, તે આવડત માંગી લેતું કાર્ય છે. ક્યારેક તેવા પ્રકારની ક્ષયોપશમની કચાશના કારણે આવડે જ નહીં, તેથી ભૂલ થાય. આ ભૂલ પણ શિષ્યની ભૂલ ન કહેવાય, કારણકે તેનો ઈરાદો-પુરૂષાર્થ ખોટો નથી.
   - **વસ્તુતઃ આવડત ન હોય તેને તેવું કામ સોંપવું તે ગુરૂની જ ભૂલ ગણાય.**
   - સાયન્સ ગ્રેજ્યુએટને બેલેન્સ શીટ બનાવવાનું શેઠ કહે - અને બરાબર ન બને તો શેઠની જ ભૂલ ગણાય. પ્યુનને મેનેજરનું કામ કરવા કહે અને ન આવડે, તે પ્યુનની ભૂલ નથી. (નથી આવડતું - એટલે તો પ્યુન છે ! નહીં તો મેનેજર ના હોત ? )

- તમારો દીકરો ભણવાની સખત મહેનત છતાં ક્ષયોપશમ ન હોવાથી ઓછા ટકા લાવે તો બીજા સાથે સરખામણી કરીને હતોત્સાહ ન કરાય. સહાનુભૂતિ અપાય.
- બે શિષ્ય ૧ કલાક ગોખે. એકનો ક્ષયોપશમ હોવાથી ૧૫ ગાથા ગોખે; બીજો પૂરી મહેનત કરવા છતાં અડધી જ ગોખી શકે - તો હૂંફ અપાય – 'તેં પણ એના જેટલી જ નિર્જરા કરી છે - કારણકે **પુરુષાર્થ સરખો છે**.. ન ગોખાયું તેથી નિરાશ ન થતો.'
  આવા અવસરે હૂંફ આપવાને બદલે હું ઠપકો આપું તો ખરેખર ગુરૂ બનવાને લાયક નથી.
- **પૂર્વભવમાં કરેલ વિરાધના-આશાતના વગેરેના કારણે ક્ષયોપશમની કચાશ હોય, તેના માટે આ ભવમાં ઠપકો ન હોય !**

3. **અનુપયોગ :**
   ખબર-સમજણ હોવા છતાં કારણવશાત્ તે ક્ષણે ભૂલી જાય તે અનુપયોગ છે.
   દા. ત. મુહપત્તિના ઉપયોગ પૂર્વક બોલવાના સંસ્કાર કેળવ્યા હોવા છતાં ક્યારેક અચાનક બોલવાનું થાય તો મુહપત્તિનો ઉપયોગ ન રહે. આવી ભૂલમાં સારણા હોય.
4. **પ્રમાદ :**
   યાદ આવવા છતાં, આળસ - સુખશીલતા વગેરે કારણે ભૂલ કરે તે પ્રમાદ છે.
   દા. ત. રાતના માતરું કરવા ઊઠે, પછી આળસવશાત્ બેઠાંબેઠાં ઈરિયાવહી કરે. (આખો દિવસ બધી ક્રિયા ઊભા-ઊભા કરતા હોય) - તે પ્રમાદ છે. પ્રમાદ ક્યારેક થાય.. તેમાં સારણા - વારણા કે ક્યારેક ચોયણા હોય.
5. **બેદરકારી :**
   વારંવાર પ્રમાદ થાય, તે બેદરકારી બની જાય. દા. ત. મુહપત્તિનો ઉપયોગ રાખવાની સદા આળસ જ કરે..
   આમાં ચોયણા હોય. ક્યારેક પડિચોયણા પણ કરે.
6. **મલિન આશય :**
   હાથે કરીને, બીજાને હેરાન કરવા માટે જ ખોટું કરે. આમાં પડિચોયણા પણ હોય.

- **શિષ્યના દોષની ગુરૂ ઉપેક્ષા કરે, તો શિષ્ય કરતાં વધુ પાપ ગુરૂ બાંધે.** *(પંચવસ્તુક પ્રકરણ)*
- **જે ગુરૂ સારણા - વારણા વગેરે બરાબર કરે, તેના શિષ્યો જ ઘડાય, વ્યવસ્થિત તૈયાર થાય...**
- જરૂર કરતાં ઓછા કડક ગુરૂ કરતા,
  જરૂર કરતાં વધારે કડક ગુરૂ સારા છે. *(ગચ્છાચાર પયન્ના)*
- નેતૃત્વ કોને સોંપાય ? બુદ્ધિમાનને, ગુણવાનને કે પુણ્યશાળીને ?
  સર્વથા નિર્ગુણીને ન સોંપાય. પાયાના ગુણો હોય તેવા પુણ્યશાળીને સોંપાય; વિશિષ્ટ બુદ્ધિમાન્ કે વિશિષ્ટ ગુણવાન્ ભલે ન પણ હોય. કારણ એ છે કે **નેતા પુણ્યશાળી હોય, તો સમુદાય તેના નેતૃત્વ નીચે સંપથી રહે... તેના વચનને સ્વીકારે.**
- *સભા : પણ બુદ્ધિ ન હોય તો ભૂલ ન થાય ?*
  પુણ્યશાળીને સાચી સલાહ આપનારા બુદ્ધિમાનો મળી રહે.
  દેખીતી રીતે તેની ભૂલ થાય તો પણ તેનું પુણ્ય એવું હોય કે પરિસ્થિતિ બદલાઈ જાય અને તેના નિર્ણયને સાચો પાડે.
- **ગુણો વ્યક્તિગત આરાધનામાં કામ લાગે... સામુદાયિક આરાધના કરાવવા પુણ્ય જોઈએ...**

- પ્રભવ સ્વામી ચૌદ પૂર્વધર હતા.. તેમના શિષ્યોમાં પણ જ્ઞાની-પૂર્વધરો, આરાધક - તપસ્વી-સંયમી મહાત્માઓ હશે જ. તેમાં તેમને કોઈ પટ્ટધર બનવા યોગ્ય ન દેખાયું. અને છેક શય્યંભવ બ્રાહ્મણ સુધી નજર પહોંચાડી - તેનું કારણ એ જ કે - તેવા પુણ્યશાળી કોઈ નહોતા...
  શાસ્ત્રોમાં બાળમુનિને પણ આચાર્યપદ આપવાની વાત આવે છે, તે પુણ્યના કારણે જ.

## અહો જિનશાસનમ્ – ૪

- ભગવાનને ગર્ભથી મતિ- શ્રુત- અવધિ એ ૩ જ્ઞાન હોય છે.
  તેમાં, ઋષભદેવ ભગવાન ચૌદ પૂર્વનું શ્રુતજ્ઞાન પૂર્વના ભવથી સાથે લઈને આવ્યા હતા. અને બાકીના ૨૩ ભગવાનને ૧૧ અંગનું શ્રુતજ્ઞાન પૂર્વના ભવથી હતું. *(આવશ્યક નિર્યુક્તિ)*
- ભગવાન દીક્ષા લે ત્યારે ચોથું મનઃપર્યવજ્ઞાન ઉત્પન્ન થાય. આટલું જ્ઞાન હોવા છતાં, **કેવળજ્ઞાન ન થાય ત્યાં સુધી પરમાત્મા દેશના આપતા નથી,** પ્રાયઃ મૌન રહે છે...
  અજ્ઞાનથી કશું એવું બોલાઈ ન જાય કે જેનાથી કોઈના આત્માનું અહિત થઈ જાય - તે માટે... *(અધ્યાત્મ કલ્પદ્રુમ)*
- જિનશાસનમાં ગણધર ભગવંતો જે શાસ્ત્રો રચે છે, તેને દ્વાદશાંગી કહે છે - તેમાં ૧૨ 'અંગ' હોય છે. તેમાંના બારમા અંગમાં ચૌદ પૂર્વ આવી જાય, જેમાં જગતનું બધું શ્રુતજ્ઞાન સમાઈ જાય..
- ચૌદ પૂર્વધર, આપણા પ્રશ્નોના એવા જવાબ આપે, કે આપણને એમ જ લાગે કે તે કેવળજ્ઞાની છે. એટલે જ એમને શ્રુતકેવલિ કહ્યા છે. શાસ્ત્રકાર લખે છે કે, છદ્મસ્થ તો કેવલિ અને શ્રુતકેવલિ વચ્ચે ભેદ જ ન કરી શકે - એટલું જ્ઞાન શ્રુતકેવલિ પાસે હોય છે.
  છતાં, શ્રુતકેવલિનું જ્ઞાન, કેવલિ કરતા અનંતમાં ભાગનું છે !
- જગતમાં પદાર્થો બે પ્રકારના છે.
  ૧) અભિલાપ્ય = જેને શબ્દોમાં વર્ણવી શકાય.
  ૨) અનભિલાપ્ય = જેને શબ્દોમાં વર્ણવી ન શકાય.
  જેમ કે, સાકર અને ગોળની મીઠાશનો તફાવત જીભથી પારખી શકાય છે, શબ્દોમાં વર્ણવી નથી શકાતો..
  અભિલાપ્ય (=કહી શકાય તેવા) પદાર્થો કરતાં, અનભિલાપ્ય (=કહી ન શકાય તેવા) પદાર્થો અનંતગણા છે !
- **પ્રભુનું શાસન - સંપૂર્ણ વૈજ્ઞાનિક છે.**
  **જે વસ્તુનો જે સ્વભાવ છે, તે ભગવાન પણ બદલી શકે નહીં, તેમ સ્વીકારે છે.**
  જે પદાર્થ અનભિલાપ્ય જ છે, તેને કેવલિ પણ કહી શકે નહીં.
- ચૌદ પૂર્વ ભણેલી બે વ્યક્તિઓમાં પણ જ્ઞાનની તરતમતા હોય છે. એકનું જ્ઞાન બીજા કરતાં અનંતગણું વધારે-ઓછું હોઈ શકે !
- **સમાન શાસ્ત્ર ભણવા છતાં જ્ઞાન વધુ-ઓછું થાય -** તેના મુખ્ય બે કારણ છે.

1. **ગુરૂકૃપા :**
   ગુરૂની કૃપા, એ શાસ્ત્રોના ઊંડા રહસ્યો પામવા અનિવાર્ય છે. જે ગુરૂનો વિનય–ભક્તિ-સેવા કરે, ગુરૂને સમર્પિત રહે, ગુરૂ પાસે વિધિપૂર્વક ભણે - તે જ ગુરૂકૃપા પામે.

- દીક્ષાના પ્રથમ વર્ષે વિશેષાવશ્યકભાષ્ય ગ્રંથ ભણતાં અનેકવાર અનુભવ થયેલો કે - મારા આસને બેસીને વાંચવાથી જે પંક્તિઓ ન બેઠી હોય, તે પંક્તિઓ ગુરૂદેવ પાસે પાઠ લેવા

જઈએ, ત્યારે (ગુરૂદેવ કશું ન બોલે - તો પણ) બેસી જાય..
તેનું કારણ ગુરૂદેવને પૂછતાં - ગુરૂદેવે જણાવેલું – 'તમે અહીં મારી પાસે આવો - વંદન કરો - એ ગુરૂવિનય વગેરે વિધિ થી તમને ક્ષયોપશમ થઇ જાય.'

- શાસ્ત્રોની અંદર સામસામી ચર્ચા હોય ત્યારે 'તને તો કંઈ આવડતું નથી...' એવું કહેવા માટે **अनुपासितगुरुचरणाः** એવો શબ્દપ્રયોગ જોવા મળે છે... અર્થ – 'તેં તો ગુરૂની સેવા કરી જ નથી!'

**2. ચિંતન :**

સતત વધુ વાંચનથી પદાર્થો ઘણાં જાણવા મળે; પણ તેનું ઊંડાણ ન પકડાય... **ઊંડાણ પકડવા માટે ચિંતન જોઈએ.**

- બારમા ગુણસ્થાનક સુધી અસત્ય ભાષા હોઈ શકે છે - અર્થાત્ ખોટું બોલાઈ શકે છે.
- **વચનની કિંમત વ્યક્તિના આધારે થાય..**
  ફાલતુ માણસ બોલે – 'શેરબજાર તૂટશે...' તેની કાંઈ કિંમત ન થાય.
  ઈકોનોમિક ટાઈમ્સનો તંત્રી લખે - 'શેરબજાર તૂટશે...' તો ઘણાં સાચું માને.
  ભારતના નાણાંપ્રધાન બોલે – 'શેરબજાર તૂટશે...' તો ન તૂટવાનું હોય તો ય તૂટી જાય !
- મારો શિષ્ય બોલે, હું બોલું, મારા ગુરૂદેવ બોલે, ગચ્છાધિપતિશ્રી બોલે - કિંમત વધતી જાય.
  પરમાત્મા તો સર્વોચ્ચ વ્યક્તિ છે. તેમના વચનની કિંમત અપાર છે. એટલે જ તેઓ જરા પણ અહિતકર બોલાઈ ન જાય તે માટે સાવધ રહે છે...
- અમે અપૂર્ણ જ્ઞાની હોવા છતાં - દેશના આપીએ છીએ, તેનું કારણ એ છે કે અત્યારે આ ક્ષેત્રમાં પૂર્ણ જ્ઞાની તો કોઈ છે જ નહીં. જો **એવો નિયમ કરીએ કે - 'અપૂર્ણ જ્ઞાનીએ દેશના ન આપવી' તો જિનશાસન ચાલે જ નહીં !**
- પ્રવચનો કરવાની શરૂઆત કરી - તેમાં મુખ્ય કારણ – પૂ. ગચ્છાધિપતિશ્રીએ પત્ર દ્વારા લખેલું – **'માર્ગને જાણનારા બીજાને માર્ગ નહીં આપે, તો માર્ગ ટકશે શી રીતે ?'**
- અપૂર્ણ જ્ઞાની દેશના આપી શકે - તેનો અર્થ એ નથી કે ગમે તે વ્યક્તિ- ગમે તે વિષય પર બોલે.
  પર્યાપ્ત શાસ્ત્રાભ્યાસ હોય, ગુરૂએ અધિકાર આપ્યો હોય, જે વિષયમાં અજ્ઞાન હોય તે કબૂલ કરે - ગપગોળા ન ગબડાવે, છદ્મસ્થતાવશાત્ ભૂલ થાય તો ખબર પડતાં સુધારે - ક્ષમાયાચના કરે... તે જ બોલી શકે...
- અમે દરેક વ્યાખ્યાન પછી 'જિનાજ્ઞા વિરુદ્ધ કંઈ બોલાયું હોય તો મિચ્છા મિ દુક્કડમ્' માંગી જ લઈએ છીએ.
- મારે તમને પૂછવું છે -
  **ધર્મના ક્ષેત્રમાં, ખબર ન હોય તો ડહાપણ ન ડહોળો ને ?**
- તમને કોઈ બિલ્ડીંગ બનાવવાનું પૂછે, તો આર્કિટેક્ટને મળવાનું કહેશો.
  તમને કોઈ દવા માટે પૂછે, તો ડોક્ટરને મળવાનું કહેશો.
  તમને કોઈ કોર્ટકેસનું પૂછે, તો વકીલને મળવાનું કહેશો.
  પણ ધર્મ બાબત પૂછે તો સલાહ તૈયાર જ હોય છે.
  અરે ! વગર પૂછે પણ સલાહ આપો છો !
- **સહુને એમ જ લાગે છે કે ધર્મના ક્ષેત્રમાં તો અમને બધી ખબર પડે જ છે !**
- ચૌદમા ભગવાનના સ્તવનમાં આનંદઘનજી મ. લખે છે -

**ઉત્સૂત્ર ભાષણ (પરમાત્માના વચનથી વિરુદ્ધ બોલવું)થી મોટું પાપ જગતમાં કોઈ નથી !**

- પ્રભુ વીરનો આત્મા સમકિત પામ્યા પછી ત્રીજા ભવે ચારિત્ર પામ્યો. પછી ૧ કોડાકોડી સાગરોપમ સંસાર રખડ્યો. મિથ્યાત્વીના અસંખ્ય ભવો કર્યા... તેનું કારણ માત્ર એક ઉત્સૂત્ર ભાષણ હતું – 'ધર્મ અહીં પણ છે' !
  જો કર્મસત્તા, પરમાત્માના આત્માને પણ નથી છોડતી... તો આપણું શું થશે ? સાવધાન !
- ઉત્સૂત્ર બોલાઈ ન જાય તે માટે **ધર્મના ક્ષેત્રમાં પર્યાપ્ત જ્ઞાન વિના બોલવાની ધૃષ્ટતા ન કરો.**
- જેટલા પણ ઝઘડા–મતભેદ-સંઘર્ષો ઊભા થાય છે, તે મોટે ભાગે અજ્ઞાનીઓના બોલવાથી થાય છે.
- જે વસ્તુમાં ખબર ન હોય - તે ગીતાર્થને ભળાવી દો..
- *સભા : સંસારના પ્રશ્નો પણ મહાત્માને પૂછાય ?*
  મેં ધર્મક્ષેત્રની વાત કરી છે. અને સંસાર સંબંધી વાતો ગુરૂને ન જ પૂછાય, તેવો એકાંત નથી... શ્રાદ્ધવિધિગ્રંથકારે (લગ્ન કરવા જ હોય તો ) કેવું પાત્ર પસંદ કરવું ? (પૈસા કમાવા જ હોય તો) કેવો ધંધો કરવો ? (પૈસા વ્યાજે મૂકવા જ હોય તો) કોને ધીરવા ? વગેરે પણ કહ્યું છે.
- કોઈ મને પૂછે – 'દીકરાને કોમર્સમાં મોકલું કે સાયન્સમાં ?' તેમાં - 'કઈ લાઈનમાં સફળ થશે ?' તેવો આશય હોય તો હું જવાબ ન આપું. પણ 'કઈ લાઈનમાં મોકલવાથી સુસંસ્કાર ટકી રહેશે ?' તેવો આશય હોય તો અવશ્ય જવાબ આપું...

---

## અહો જિનશાસનમ્ – ૫

- **મહાપુરુષો પણ પોતાનાથી ભૂલમાં પણ ઉત્સૂત્ર પ્રરૂપણા ના થઈ જાય, તે માટે કેટલી કાળજી રાખે છે ?** તે જુઓ.
  લગભગ એક હજાર વર્ષ પૂર્વે થયેલા નવાંગી ટીકાકાર અભયદેવસૂરિજી મ. ની તીવ્ર બુદ્ધિથી ગુરૂને ડર લાગ્યો – 'પતન થઈ જશે તો ?' ગુરૂના ડરને દૂર કરવા – કૃપા મેળવવા – એવા દ્રવ્યોનું સેવન કર્યું કે જેનાથી બુદ્ધિ કુંઠિત થાય !
- **સમર્પણ વગેરે ગુણો હોય તો બુદ્ધિ તારક બની શકે** – ઉપકારી બની શકે.
  **ગુણો વિનાની બુદ્ધિ તો મારક બને છે !**
- તે દ્રવ્યોથી અભયદેવસૂરિજી મ. ને કોઢ થયો.
  શાસનદેવતાએ સ્થંભન પાર્શ્વનાથ ભગવાનના ન્હવણ જળનો ઉપાય બતાવ્યો – તેનાથી કોઢ દૂર થયો.
  પછી દેવે અંગો પર ટીકા લખવાનું કહ્યું – ત્યારે અભયદેવસૂરિજી મ એ પૂછ્યું – 'મારી ભૂલ થાય તો જવાબદારી કોની ?'
- મહાપુરુષોને પણ ઉત્સૂત્ર ભાષણના પાપનો ડર કેટલો હોય છે... !
  લગભગ ચારસો વર્ષ પૂર્વે થયેલા – ઉપાધ્યાય માનવિજયજી મ એ ધર્મસંગ્રહ ની રચના કરી. પછી ઉપાધ્યાય યશોવિજયજી મ પાસે તપાસાવીને જાહેરમાં મૂક્યો.
- સિદ્ધાંત મહોદધિ પ્રેમસૂરિજી મ ની નિશ્રામાં મુનિ ભગવંતોએ કર્મસાહિત્યની રચના કરી. તે બધું જ સાહિત્ય પૂ. પ્રેમસૂરિજી મ. એ શાસનસમ્રાટ સમુદાયના પૂ. ઉદયસૂરિજી મ. પાસે તપાસાવીને પછી જ છપાવ્યું.
- વર્તમાનના દિગ્ગજ વિદ્વાનો – પૂ આચાર્ય શ્રી અભયશેખરસૂરિજી મ પૂ આચાર્ય શ્રી યશોવિજયસૂરિજી મ વગેરે પણ, પોતાનું સર્જન અન્ય વિદ્વાનો પાસે તપાસાવીને પછી જ

છપાવે છે.

- પૂ પ્રેમસૂરિજી મ. એ કમ્મપયડીના એક વિભાગ – સંક્રમકરણ પર નવા સંસ્કૃત ગ્રંથની રચના કરી.

  વિહાર કરતાં એક પ્રાચીન ભંડારમાંથી, કમ્મપયડી પરના બીજા પ્રાચીન ગ્રંથની પ્રત મળી – જે ગ્રંથ છપાયો નહોતો. તે વાંચ્યા પછી ખ્યાલ આવ્યો કે, સંક્રમકરણના એક વિષયમાં તેમણે જે લખેલું; તેના કરતાં પ્રાચીન ગ્રંથમાં જુદી વાત હતી. તો – 'મુંબઈ સમાચાર' માં જાહેરખબર આપીને પોતાની થયેલી તે ભૂલની તેમણે ક્ષમાયાચના કરી, સકળ સંઘનું મિચ્છા મિ દુક્કડમ્ માંગ્યું.. !
- જો મહાપુરુષો આટલા સાવધ રહેતા હોય, તો આપણે તો નક્કી કરવું જ રહ્યું કે, **ધર્મના ક્ષેત્રમાં પર્યાપ્ત જ્ઞાન વિના કશું બોલવું નહીં !**
- શાસ્ત્રોમાં મતાંતર પણ હોય છે..

  દુકાળોના કારણે જુદા જુદા ક્ષેત્રમાં વિચરતા મહાત્માઓ શાસ્ત્રો ભૂલી ગયા, તેમ તેના પાઠમાં તફાવત પણ પડ્યો.. અત્યારે મળતા આગમોમાં પણ અનેક સ્થાને – નાગાર્જુનીય અને સ્કંદિલસૂરિ – એમ બે વાચનાના પાઠો મળે છે જ. ઉપરાંત, તેના અર્થઘટનમાં પણ તફાવત પડ્યા.. તેથી મતાંતરો ઉત્પન્ન થયા.

  આવા મતાંતરો હોય, ત્યારે કોઈનું ખંડન – મંડન કરાતું નથી. પોતે ગમે તે માનતા હોય, બીજાના મત પ્રત્યે આદરથી જોવાય છે અને તત્ત્વ (સાચું) તો કેવલિ ભગવંત જાણે, એમ નિર્ણય જ્ઞાનીઓ પર છોડી દેવાય છે.
- શાસ્ત્રોમાં એક મતાંતર લગભગ ૨000 વર્ષ જૂનો છે..

  જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ એમ માને છે કે, કેવલજ્ઞાન પછી એક સમયે કેવળજ્ઞાનનો ઉપયોગ, બીજા સમયે કેવળદર્શનનો ઉપયોગ એમ વારાફરતી હોય છે.

  સિદ્ધસેન દિવાકરસૂરિ એમ માને છે કે, બંનેનો ઉપયોગ સાથે હોય છે.

  ધર્મપરીક્ષા ગ્રંથમાં મહો. યશોવિજયજી મ એ સુંદર વાત કરી છે.

  આ બંનેમાંથી એકની વાત સાચી છે, બીજાની ખોટી છે. (પરમાત્માના વચનથી વિરુદ્ધ છે) એ નક્કી છે..

  આપણને ખબર નથી કે, કોની સાચી ? કોની ખોટી ?

  પણ જેની વાત ખોટી છે, તેને - પરમાત્માના વચનથી વિરુદ્ધ માનવા– બોલવાના કારણે મિથ્યાત્વ લાગે કે નહીં ?

  તેનો જવાબ 'ના' માં આપ્યો છે. અને તેનું કારણ એ જણાવ્યું છે કે બંનેએ, પોતાને ગુણવાન્ (સંવિગ્ન) અને ગીતાર્થ ગુરૂ ભગવંત પાસે જે પદાર્થ મળ્યો – તે કહ્યો છે – તેથી તેમાં મિથ્યાત્વ ન લાગે. !!
- **સંવિગ્ન ગીતાર્થ ગુરૂ ભગવંત જે કહે, તે સ્વીકારી લે; તે વાત કદાચ ખોટી હોય તો પણ તેમાં શિષ્યને દોષ લાગતો નથી !** *(આવશ્યક નિર્યુક્તિ)*
- **પાપ કરવાનો આશય હોય તો તો પાપ લાગે જ, પણ પાપથી બચવાનો આશય અને પુરુષાર્થ ન હોય – તો પણ પાપ લાગે.** (એને જ અવિરતિ કહેવાય...)

  એટલે જ જોયા વગર ચાલે, ત્યારે જીવને મારવાનો આશય ન હોય, તો પણ હિંસાનું પાપ લાગે છે.
- વાક્યમાં સામાન્ય ફેરફારથી પણ અર્થ આખો બદલાઈ જાય.

જુઓ →
મને કોઈ પ્રશ્ન કરે – 'ચા પીતાં પીતાં નવકાર ગણાય ?' તો જવાબ '**હા**' માં જ હોય.
પણ કોઈ પ્રશ્ન કરે – 'નવકાર ગણતાં ગણતાં ચા પીવાય ?' તો જવાબ '**ના**' માં જ હોય.
સરખા જેવા લાગતા બંને પ્રશ્નમાં આસમાન-જમીનનો તફાવત છે.
પહેલા પ્રશ્નમાં – ચા પીવાનું નક્કી જ છે, નવકાર ગણવાનો પ્રશ્ન છે. તેની 'હા' પડાય છે.
બીજા પ્રશ્નમાં – નવકાર ગણવાનું નક્કી છે, ચા પીવાનો પ્રશ્ન છે. તેની 'ના' પડાય છે.

- **કેવલિ ભગવંત પણ સદા ઔચિત્યનું – ઉચિત વ્યવહારનું પાલન કરે.**
  કેવલિને કોઈ સ્ત્રી ચરણ-સ્પર્શ કરવા આવે, તો ન જ કરવા દે... {તેમને કર્મ બંધાવાની - અશુભ વિચાર જાગવાની શક્યતા નથી. છતાં સ્ત્રીનો સ્પર્શ થવા દેતા નથી. }
- પ્રભુ વીરને ગોશાલાના ઉપસર્ગથી લોહીના ઝાડા થયા. તેનું ઔષધ લેવા સિંહ અણગાર રેવતી શ્રાવિકાને ત્યાં ગયા, ત્યારે ભગવાને કહ્યું – 'મારા માટે બનાવેલું દ્રવ્ય નહીં લાવતા !'
  કદાચ દોષિત વાપરે તો પણ કેવલિને કર્મ બંધાતું નથી, છતાં કેવલિ દોષિત વાપરતા નથી.
- કેવલજ્ઞાન પછી શાતા વેદનીય સિવાય કોઈ કર્મ બંધાય જ નહીં.
- ભરત ચક્રીને કેવલજ્ઞાન થયા પછી ઈન્દ્રે સાધુનો વેશ આપ્યો – તો પહેરી લીધો છે.
  તેમને વેશની જરૂર નથી – પણ **વ્યવહારનું પાલન** કરવા વેશ પહેરે છે.
- **જિનશાસન વ્યવહારના આધારે જ ટકે છે.**
  **વ્યવહારનું ઉન્મૂલન કરીને કોરા નિશ્ચયની પ્રરૂપણા કરનારાઓ, જિનશાસનનો ઉચ્છેદ કરે છે.** *(ગુણસ્થાન ક્રમારોહ)*

---

## નિશ્ચય – વ્યવહાર – ૧

- જિનશાસનની એક અદ્‌ભુત વિશેષતા છે - તે આરાધનાના બે પ્રકાર પાડે છે.
  ૧) નિશ્ચય અને ૨) વ્યવહાર..
- **નિશ્ચયથી - અંતરના પરિણામ-અધ્યવસાય એ આરાધના છે.**
  **વ્યવહારથી - બાહ્ય આચાર એ આરાધના છે.**
- મારા અંતરમાં ગુરૂદેવ પ્રત્યે શ્રદ્ધા, બહુમાન, સમર્પણ (આજ્ઞાપાલનની તત્પરતા) હોય - એ **નિશ્ચયથી ગુરૂભક્તિ** છે.
  હું ગુરૂદેવનું પડિલેહણ કરું, ગોચરી-પાણી વગેરે લાવું-વપરાવું, કાપ કાઢું, બોલાવે તો 'જી' કહીને - હાથ જોડીને ઊભો રહું, આવે તો ઊભો થઇ જાઉં... વગેરે **વ્યવહારથી ગુરૂભક્તિ** છે.
- તમારા હૃદયમાં પરમાત્મા પ્રત્યે શ્રદ્ધા, બહુમાન, પ્રભુના વચન પર શ્રદ્ધા વગેરે હોય તે **નિશ્ચયથી પ્રભુભક્તિ** છે.
  પ્રભુની અષ્ટપ્રકારી પૂજા, તીર્થયાત્રા, અભિષેક, અંગરચના વગેરે કરવા; પ્રતિષ્ઠા વગેરેમાં બોલી બોલીને લાભ લેવો વગેરે **વ્યવહારથી પ્રભુભક્તિ** છે.
- અંતરમાં ખાવાની લાલસા ન હોય, સ્વાદની ઈચ્છા ન હોય તે **નિશ્ચયથી તપ-ત્યાગ** વગેરે છે.
  ઉપવાસ-આયંબિલ વગેરે, **વ્યવહારથી તપ-ત્યાગ** વગેરે છે.
- નિશ્ચય અને વ્યવહાર બંનેનો સંબંધ હોય જ; એવો નિયમ નથી..
  **વ્યવહાર હોવા છતાં નિશ્ચય ન હોય તેવું બની શકે છે.**
  જેમ કે તપ કરવા છતાં, ખાવાની લાલસા પર સ્હેજ પણ નિયંત્રણ ન હોય..

- વર્ષીતપ એટલે શું ? ૨૦૦ ઉપવાસ કે ૨૦૦ બેસણાં ? ભગવાને તો સળંગ ૪૦૦ ઉપવાસ જ કરેલા. આપણે સળંગ નથી કરી શકતા, માટે વચ્ચે બેસણાં મૂક્યા છે. બાકી તપ તો ઉપવાસનો જ છે.
  હવે વર્ષીતપ કરનારને પૂછીએ કે ઉપવાસના દિવસે બેસણાંના વિચાર તો ન કરો ને ?
  જો ઉપવાસના દિવસે પણ બેસણાંના જ વિચાર ચાલુ હોય તો પછી શરીર ઉપવાસ કરે છે, મન તો ખાવામાં જ રહ્યું ને ? અને તો વ્યવહારથી તપ (ઉપવાસ) છે, નિશ્ચયથી નથી. હકીકતમાં તો બેસણાંના દિવસે પણ એમ વિચારવું જોઈએ કે – 'પ્રભુએ સળંગ ઉપવાસ જ કરેલા... મારાથી એ શક્ય નથી, એટલે વચ્ચે બેસણાં કરું છું... પણ તેમાં શરીર ટકાવવા પૂરતું જ વાપરવું છે - સ્વાદની પરવા નથી કરવી...' તો કહી શકાય કે શરીર બેસણાંમાં છે, મન તો ઉપવાસમાં છે.. અર્થાત્ વ્યવહારથી તપ ન હોવા છતાં નિશ્ચયથી છે.
- એક વાત યાદ રાખવી કે **ખાનાર કરતાં તો ઉપવાસ કરનારો સો ગણો સારો જ છે......** પછી ભલે તેનું મન ઉપવાસમાં રહે કે નહીં...
  એટલે કોઈ ઉપવાસ કરતી વખતે ખાવાના વિચાર કરતું હોય તો તેની ટીકા-ટિપ્પણ કરવી નહીં...
  હું વાત કરી રહ્યો છું; તે તમારા પોતાના માટે છે..
- એ જ પ્રમાણે, **નિશ્ચય હોવા છતાં, વ્યવહાર ન હોય એવું પણ બની શકે..** (કારણકે તેવા સંયોગ-સામગ્રી-શક્તિ ન હોય... )
  જેમ કે મારા હૃદયમાં મારા ગુરૂદેવ પ્રત્યે ભક્તિ હોય તો પણ અત્યારે હું મારા ગુરૂદેવથી ૫૦૦ કિલોમીટર દૂર હોવાથી વ્યવહારથી કોઇ ભક્તિ કરવાનો અવસર ન પણ આવે...
- દીક્ષા પછીના પ્રવચનમાં પૂ. આ. ભ. શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મ. સા. એ સરસ વાત કરેલી – **'સામાયિકનો અર્થ સમતા છે... સમતા એ નિશ્ચયથી સામયિક છે.. તેને પ્રાપ્ત કરવા માટે બહારથી પાપપ્રવૃત્તિનો ત્યાગ જરૂરી છે. તે વ્યવહારથી સામાયિક છે.'**
- ભૂખ લાગે તેથી ખાવાનું મન થાય તે શરીરની માંગ હોઈ શકે.
  દ્રવ્ય જોઈને ખાવાનું મન થાય તે મનની માંગ છે... ખાવાની લાલસા છે..
  સ્વાદિષ્ટ હોય તો વધારે ખવાય તે રસનેન્દ્રિયની લાલસા છે.
- નિશ્ચયથી આરાધના હોય તેના બે પ્રકાર છે.
  ૧) ક્ષાયોપશમિક (અભ્યાસ દશા) - જે આવે પણ, જાય પણ... વધે પણ, ઘટે પણ..
  ૨) ક્ષાયિક (સિદ્ધ દશા) - જે કદી જાય નહીં, ઘટે નહીં... અને સર્વોચ્ચ કક્ષાની હોવાથી વધવાની શક્યતા જ ન હોય...
- સમ્યક્ત્વ સિવાયના બધા ગુણોની ક્ષાયિક દશા - વીતરાગને જ હોય છે..
- ક્યારેક ક્ષાયોપશમિક આરાધના પણ ક્ષાયિક જેવી હોય છે - જે જતી નથી, ઘટતી પણ નથી; અને થોડા કાળમાં જ ક્ષાયિક ગુણ લાવે છે. જેમકે પરમાત્માની દીક્ષાથી કેવળજ્ઞાન સુધીની ક્ષમા...
- **નિશ્ચયથી આરાધના ન હોય તો પામવા માટે, હોય તો સ્થિર કરવા, દઢ કરવા, વધારવા, નિર્મળ કરવા માટે વ્યવહારથી આરાધના કરવાની હોય છે.**
  જેમકે અંદર સ્વાદની આસક્તિ હોય તો વારંવાર આયંબિલ કરવાથી આસક્તિ ઘટે છે; તૂટે છે..
- એટલે, ક્ષાયિક ગુણના માલિકને વ્યવહારની જરૂર હોતી નથી.
  છતાં, તેઓ વ્યવહારનું પાલન કરતા દેખાય છે...

તેના બે કારણ છે..

1. તેમનામાં રહેલો ગુણ - સહજ જ તેમને બહાર આચરણ કરવા પ્રેરે છે.. તેના માટે તેમણે કોઈ પુરૂષાર્થ કરવો પડતો નથી.
   જેમ મારા અંતરમાં ગુરૂભક્તિ હોય (જો કે તે ક્ષાયિક નથી) તો, ગુરૂદેવ આવતાંની સાથે જ સહજપણે ઊભા થઈ જવાય.
   કેવલિ સચિત્ત ન વાપરે.....વગેરેનું કારણ આ છે.
2. બીજાને નબળું આલંબન ન મળે, તે માટે તેઓ વ્યવહારનું પાલન કરે.
   જેમ કે કેવલી દોષિત ન વાપરે.. (પ્રભુ વીરે, રેવતી શ્રાવિકાએ બનાવેલ દોષિત દ્રવ્ય વહોરવાનો નિષેધ કર્યો... )
   ગૃહસ્થવેશમાં કેવળજ્ઞાન થયું હોય તો પણ સાધુવેશ લે. (ભરત ચક્રી) વગેરે...

- જ્યાં ઉપરના બે કારણો નથી, ત્યાં તેમને વ્યવહારનું પાલન નથી..
  જેમકે કેવલિ પ્રતિક્રમણ ન કરે; પડિલેહણ સદા કરે તેવો નિયમ નહીં (જીવ હોય તો કરે), ગોચરીમાં મીઠાઈ વગેરેનો ત્યાગ ન કરે; પચ્ચક્ખાણ ન કરે.. વગેરે..
  *સભા : તેમાં બીજાને નબળું આલંબન ન મળે ?*
  ના. બીજા બધાને ખબર હોય કે કેવલિનો આ આચાર નથી. એટલે તેમાં નબળા આલંબનનો પ્રશ્ન નથી.
  જ્યારે બીજા જોનારા હોય, અને તેમને ખબર હોય કે – 'આ સાધુ છે-કેવલિ છે'; ત્યારે જ તેમને આલંબન આપવા વ્યવહારની જરૂર પડે. એટલે કેવળજ્ઞાન થયું છે – તેવી બીજાને ખબર જ ન પડે, તો સાધુવેશ ન પણ લે. (કૂર્માપુત્ર)
- ચાતુર્માસમાં અમારે પાટ પર સંથારો કરવાનો હોય છે; તે પાટ (ગોચરી વગેરેની જેમ) તમારા ઘરેથી માંગીને - જાતે ઊંચકીને લાવવી, તે અમારો મૂળ આચાર છે. (અમારા માટે બનાવેલી પાટ અમારે વપરાય નહીં - તે મૂળ આચાર છે. ) પછી ચાતુર્માસ પૂરું થયેથી - પાછી આપવાની છે. કોઈ સાધુ ભગવંત - ચાતુર્માસ પૂર્વે પાટ લાવ્યા હોય, અને ચાલુ ચોમાસે કેવળજ્ઞાન થઈ જાય, પછી ખબર પડે કે આસો મહિને જ મારું આયુષ્ય પૂરું થઈ જશે - તો સ્વયં પાટ પાછી આપવા જાય. *(આવશ્યક નિર્યુક્તિ)*
  આ વ્યવહારનું પાલન કેવલિ પણ કરે !
- કેવલિને શિષ્ય હોય તેવું જરૂરી નથી. અને કેવળજ્ઞાન થયાની બીજાને ખબર પડી જ જાય તેવો નિયમ નથી - એટલે કેવળી ગોચરી વહોરવી વગેરે કાર્યો સ્વયં પણ કરે. (પુષ્પચૂલા સાધ્વી)
- પોતાને કેવળજ્ઞાન થયાની વાત કેવલિ સામેથી કદી ન કરે. પણ, તે વિષયમાં કોઈ પ્રશ્ન કરે, તો સાચી વાત જણાવી દે.
- ક્ષાયોપશમિક ગુણ હોય તો પણ...
  ૧) અંદરનો ગુણ જ સ્વયં બહાર પ્રવૃત્તિ કરાવે.
  ૨) તે ગુણને વધારવાના આશયથી બહારથી પુરુષાર્થપૂર્વક પ્રવૃત્તિ કરે.
     જેમ કે ગુસ્સો ઉત્પન્ન થાય, તો પણ શમન કરે.
- ક્ષાયોપશમિક ગુણવાળો જો છતી શક્તિએ બાહ્ય વ્યવહારનું પાલન ન કરે, તો તેનો ગુણ ચાલ્યો જાય...
  મોટે ભાગે - ગુણ હોય જ નહીં.. દંભ હોય - તેવી શક્યતા વધુ છે.
- પહેલો વ્યવહાર કે નિશ્ચય ?

**સામાન્યથી પહેલા બાહ્ય આચાર આવે, પછી ગુણ આવે.** જેમ - બાળકને સામાયિક કરાવાય, ત્યારે ગુણ નથી હોતો..

**પણ ક્યારેક પહેલા ગુણ આવે, પછી આચાર, તેવું પણ બને.** મોટી ઊંમરે જિનવાણી - શ્રવણ દ્વારા ગુણ પ્રગટ થયા પછી આચાર-પાલન આવે, તેવું બનતું હોય છે.

- એક વાત ધ્યાનમાં રાખવી કે ગુણમાં તરતમતા હોય છે. **ગુણની ઈચ્છા પણ એક ગુણ છે.** તેટલા અંશમાં પણ નિશ્ચય આવ્યો કહેવાય. તે પછી બાહ્ય વ્યવહાર આવે, તેવું બની શકે... તેનાથી નિશ્ચયરૂપ ગુણમાં વૃદ્ધિ થાય – તે ગુણ આચારથી આવ્યો - તેમ કહેવાય.
  આમ, બંને પરસ્પર પર અવલંબિત છે.

## નિશ્ચય – વ્યવહાર – ૨

- હાથ જોડવું, માથું નમાવવું, 'નમો' વગેરે બોલવું - તે વ્યવહારથી નમસ્કાર છે..
  બહુમાનભાવ, તે નિશ્ચયથી નમસ્કાર છે..
- **પરમાત્માના ગુણો પરનું બહુમાન તે પરમાત્માને ભાવ-નમસ્કાર છે.** *(વિશેષાવશ્યક ભાષ્ય ટીકા)*
- બહુમાનનો આધાર પરિચય છે. **પરિચય વિના બહુમાન જાગતું નથી...**
- તમે યાત્રા કરવા ગયા છો. પૂજા કરીને દેરાસરની બહાર નીકળ્યા.. ઉપાશ્રયમાં મહાત્મા બિરાજમાન છે, તેવું બોર્ડ વાંચ્યું..
  વંદન કરવા જાવ ખરા .. ?
  *સભા : હા.*
  તો સારી વાત છે, ધન્યવાદ છે.. બાકી ઘણી વાર એવો અનુભવ થાય છે કે પાંચ બસ ભરીને બસો-અઢીસો યાત્રિકો આવ્યા હોય તેમાંથી એકને પણ વંદન કરવા આવવાની ફુરસદ નથી હોતી!
- ચાલો, તમે વંદન કરવા ગયા. મહાત્માનો કોઈ પરિચય નથી... પણ 'સાધુ ભગવંત છે.' એવા આદરથી વંદન કર્યું.
  ધર્મશાળાની રૂમ પર આવ્યા પછી તમને કોઈ તે મહાત્માનો પરિચય આપે. 'વર્ધમાનતપની બસો ઓળી કરી છે...' વગેરે... તમે સાંજે ફરીવાર વંદન કરવા જાવ... સવારના વંદન અને સાંજના વંદનમાં ફરક પડે ખરો ?
  *સભા : ઘણો પડે...*
  કેમ ? કારણકે પરિચય થયો...
  એવી જ રીતે જિનશાસનનો પરિચય થશે, તો જ બહુમાન આવશે, વધશે.. અને બહુમાન હશે, તો જ ભવાંતરમાં જિનશાસન મળશે..
- **આ ભવની બધી સાધનાના ફળરૂપે ભવાંતરમાં જિનશાસન-સદ્ગુરુ-જિનવચન મળી જાય - તો પણ બધી સાધના સફળ છે.**
- તેજીના સમયમાં લક્ષ્ય કમાણીનું હોય...
  મંદીના સમયમાં મૂડી ટકાવવાનું હોય... વધે નહીં તે ચાલે, પણ ઘટવી ન જોઈએ...
- **હુંડા અવસર્પિણી કાળ અને પાંચમો આરો - એ મંદીનો સમય છે. તેમાં કદાચ મળેલી ધર્મસામગ્રી વધે નહીં તો ચાલશે; આવતા ભવમાં આટલી સામગ્રી ફરીવાર મળે તો ય ભયો ભયો.**

- **ધર્મનું ફળ બે પ્રકારનું હોઈ શકે.**
  **૧) ગુણપ્રાપ્તિ–દોષનાશ**
  **૨) પુણ્યબંધ–પાપકર્મનાશ :** તેનાથી સદ્ગતિ-સંપત્તિ વગેરે..
- શંખેશ્વર પાર્શ્વનાથ ભગવાનના ન્હવણજળથી આંખનો મોતિયો જાય, તે બીજા પ્રકારનું ફળ છે.
  **આંખનો વિકાર ઘટે, તે પહેલા પ્રકારનું ફળ છે.**
- ૫-૧૦ લાખમાં પ્રભુનો કોઈ ચઢાવો લીધો - તેના પ્રભાવે ભવાંતરમાં અપાર સંપત્તિ મળે (જેમ કુમારપાળ મહારાજાને પુષ્પપૂજાના પ્રભાવે રાજ્ય મળ્યું) - તે **પુણ્યબંધ..**
  અને લોભકષાય ઘટે - પરિગ્રહસંજ્ઞા ઘટે.. ખૂબ કમાવાની - ભેગું કરવાની બુદ્ધિ ઘટે - સંતોષ આવે તે **દોષનાશ-ગુણપ્રાપ્તિ..**
- સાધુપણું પાળવાથી દેવલોક મળે - નરક ટળે - **તે પુણ્યબંધ..**
  મન સમાધિમય બને... ગમે તે પરિસ્થિતિમાં ખળભળે નહીં... તેવી સમતાની પ્રાપ્તિ - તે **ગુણપ્રાપ્તિ-દોષનાશ...**
- આયંબિલથી ૧૦,૦૦૦ ક્રોડ વર્ષના નારકીના દુઃખો ટળે તે **પાપનાશ.** વારંવાર આયંબિલ કરવાથી સ્વાદની અપેક્ષા - આસક્તિ ઘટે; ગમે તેવું ચલાવવાની વૃતિ આવે તે **દોષનાશ-ગુણપ્રાપ્તિ.**
- નવકાર ગણવાથી ૫૦૦ સાગરોપમના નરકના દુઃખ ટળે - તે **પાપનાશ...**
  ગમે તેવી આપત્તિમાં મન સમાધિમાં રહે - તે **ગુણપ્રાપ્તિ..**
- ધર્મના ફળ તો બંને છે. તમારે શું જોઈએ ?
  *સભા : બંને જોઈએ..*
  ચાલો, મંજૂર...... બંનેમાં પ્રધાનપણે શું જોઈએ ?
  બજાર જતી વખતે શ્રાવિકાએ કહ્યું હોય કે 'ગાંઠીયા લેતા આવજો..'
  હવે જેના માટે બજાર ગયા, તે સોદો ન થાય અને ગાંઠીયા મળે તો બજારે જવાનું સફળ માનો કે નિષ્ફળ.. ?
  નિષ્ફળ, કારણકે ગાંઠીયા લાવવા તે ગૌણ પ્રયોજન હતું, સોદો એ પ્રધાન પ્રયોજન હતું.
- **કાર્યનું પ્રધાન ફળ મળે, તો સફળ લાગે, આનંદ થાય.** પછી ભલે ગૌણ ફળ ન પણ મળે...
  અને **પ્રધાન ફળ ન મળે, તો ગૌણ ફળ મળવા છતાં આનંદ ન થાય...**
  તમને ધર્મના ફળ તરીકે બેમાંથી એક જ મળવાનું હોય, તો શું જોઈએ ? શું મળે તેમાં આનંદ ?
- શાસ્ત્રકારો **ગુણપ્રાપ્તિ-દોષનાશને જ ધર્મનું મુખ્ય ફળ બતાવે છે.** ષોડશકમાં હરિભદ્રસૂરિ મ. , પુણ્યબંધ રૂપ ફળને તો ખેતી કરવા જતાં સ્વયં ઊગી જતાં ઘાસ જેવું જણાવે છે. (ઘાસ ઉગાડવા માટે કોઈ ખેતી ના કરે. )
- જ્ઞાનસારમાં મહો. યશોવિજયજી મ.સા. કહે છે કે **દોષનાશ વિનાનો પાપનાશ તો દેડકાના ચૂર્ણ જેવો છે.** વરસાદ પડતા તેના કણ-કણમાંથી નવા દેડકા ઉત્પન્ન થાય...
  તેમ, સામગ્રીના સુખની આસક્તિ ન ઘટી હોય, અને પુણ્ય બાંધે, તો તેના પ્રભાવે દેવલોક વગેરેમાં ભરપૂર સામગ્રી મળે અને તેમાં તીવ્ર આસક્તિ કરીને દીર્ઘકાળ માટે દુર્ગતિમાં ચાલ્યો જાય...
  એ વાત યાદ રાખો કે મનુષ્યભવ કરતા દેવના ભવમાં પાપની સામગ્રી ઘણી મળી શકે છે..
- દોષનાશ સાથેનો પાપનાશ, દેડકાની ભસ્મ જેવો છે.. તેમાંથી ફરી દેડકા ઉત્પન્ન થતા નથી...

- **પાપનાશ થાય એટલે દોષનાશ થાય જ તેવો નિયમ નથી.**
  મોહનીય કર્મ નાશ પામે, તો જ દોષનાશ થાય. બાકીના સાત કર્મોના નાશ થવા માત્રથી દોષનો નાશ થતો નથી.
- વર્તમાનમાં અંદર ગુણ ન હોય, દોષ ઊભો હોય; છતાં બહારથી આચાર પાળે - તો પુણ્યબંધ થઈ શકે - પાપનો નાશ થઈ શકે.
- જ્યાં નિશ્ચય બિલકુલ નથી, માત્ર વ્યવહાર છે, તેવા ધર્મનું પણ ફળ તો છે જ. તેમાં મુખ્ય બે છે.
  ૧) પુણ્યબંધ-પાપનાશ.
  ૨) સંસ્કારોનું આધાન.
- નિશ્ચય વિનાનો એકલો વ્યવહાર નિષ્ફળ છે - એવું શાસ્ત્રવચન જોવા મળે - તો એનો અર્થ એ જ સમજવાનો છે કે તેનાથી ગુણપ્રાપ્તિ-દોષનાશ થતો નથી - એટલે પ્રધાન ફળ ન હોવાથી નિષ્ફળ છે.
  બાકી, તેનાથી પણ પુણ્યબંધ અને સંસ્કારરૂપી ફળ તો મળે જ છે...
- એક કરોડની કમાણીની ગણતરીથી કરેલા સોદામાં, એક હજારની કમાણી થાય તો પણ 'કંઈ ન મળ્યું...... ફેઈલ ગયો.' એમ જ કહેવાય......
  તેમ, ગુણ પ્રાપ્ત ન થાય તેવી ધર્મારાધનાથી પુણ્યબંધ થાય, તો પણ નિષ્ફળ કહેવાય..
- એકલા વ્યવહારધર્મનું ફળ મળવામાં પણ શરત એ છે કે તે ધર્મ પ્રત્યે અનાદર-અરૂચિ ન હોવા જોઈએ, આશાતના ન હોવી જોઈએ... તેવું હોય તો તો પુણ્યના બદલે પાપ બંધાય તેવું પણ બને......
- કોઈપણ ધર્મ આરાધનાનું ઉત્કૃષ્ટ ફળ તો વીતરાગતા છે. એક ઈરિયાવહી પણ વીતરાગ બનાવી શકે. (અઈમુત્તા)
  ગુરૂવંદન કરવાની ગણતરીએ ઉપાડેલો પગ પણ વીતરાગ બનાવી શકે. (બાહુબલિ)
  અપ્‌કાયના જીવોની રક્ષાનો પરિણામ પણ વીતરાગ બનાવી શકે. (અર્ણિકાપુત્રઆચાર્ય)
  તેઉકાયના જીવોની રક્ષાનો પરિણામ પણ વીતરાગ બનાવી શકે. (ગજસુકુમાળ)
- એક સામાયિકનું ફળ, એક નવકારશીનું ફળ... વગેરે જે શાસ્ત્રકારે બતાવ્યા છે; તે બધા તે-તે આરાધનાના **જઘન્ય ફળ** છે.
  વિશેષ આદર-બહુમાન-એકાગ્રતા વિગેરે ભલે ન હોય; પણ અરૂચિ-અનાદર-આશાતના ન હોય, સામાન્યથી પ્રતિજ્ઞા-પાલન હોય તો પણ તેનું જઘન્ય ફળ મળે છે.
- **વ્યવહારનું પાલન જે પુણ્ય બંધાવે, તેનાથી ભવાંતરમાં ધર્મની સામગ્રી મળે છે** - તે નાનુંસૂનું ફળ નથી.
- પાર્શ્વકુમારે પોતાના સેવકો પાસે નાગને નવકાર સંભળાવ્યો. સાંભળનાર મનુષ્ય નથી, નાગ છે. અડધી બળેલી અવસ્થા છે. નવકાર સાંભળવાની કોઇ સ્વયંભૂ ઈચ્છા નથી. નવકારના અર્થની ખબર નથી, અરિહંતાદિ પરમેષ્ઠિના ગુણો જાણતો નથી. તેથી તેમના પ્રત્યે બહુમાનભાવની શક્યતા નથી..
  છતાં તે નવકારના શ્રવણે તેને નાગકુમારનો ઈન્દ્ર ધરણેન્દ્ર બનાવ્યો. પ્રભુનો પરમ ભક્ત બન્યો. સમ્યક્ત્વ પામ્યો......
  તે ફળ નાનું કેમ ગણાય.. ?
- **દોષનાશના લક્ષ્ય વિના માત્ર પાપનાશ માટે ધર્મ કરવો,** તેને શાસ્ત્રકારે- **રોગી માણસ ભૂખ**

**લાગે ત્યારે અપથ્ય ખાય** તેના જેવો ગણાવ્યો છે. તત્કાળ ભૂખની વેદના શાંત થાય; પણ પછી અપથ્યથી રોગ વધવાથી વેદના વધે...
તેમ ધર્મથી તત્કાળ પાપનાશ થાય, પણ દોષ અકબંધ હોય તો ફરી પાપ બાંધે......

- મોક્ષ સિવાયના આશયથી કરાતો ધર્મ; સંસારમાં પાડે જ, એવો નિયમ નથી.
  ક્ષાયિક સમકિતી - ત્રીજા ભવે તીર્થંકર થનાર - શ્રેણિક પણ નરકના દુઃખથી બચવા સામાયિક માગવા ગયા હતા......
  શુક રાજાને રાજ્ય પાછું મેળવવાના ઉપાયરૂપે કેવલિ ભગવંતે વિમલાચલની આરાધના બતાવેલી; જેના પરથી શત્રુંજય નામ પડ્યું.

## નિશ્ચય – વ્યવહાર – ૩

- પાર્શ્વકુમારના સેવકોના મુખેથી નવકાર સાંભળીને નાગ - ધરણેન્દ્ર બન્યો.
  મુનિ ભગવંતના મુખેથી નવકાર સાંભળીને સમડી - રાજકુમારી બની. (ત્યાં જાતિસ્મરણ જ્ઞાનથી સમ્યક્ત્વ પામી... )
  એ બધા **વ્યવહાર** ધર્મના ફળ છે.
- ચોથા કે પાંચમા ગુણસ્થાનકે રહેલા શ્રાવકની ઉત્કૃષ્ટ ગતિ બારમો દેવલોક જ છે.
  જ્યારે પહેલા ગુણસ્થાનકે રહેલ મિથ્યાત્વી ઉત્કૃષ્ટથી નવમા ગ્રૈવેયક સુધી જઈ શકે છે, તે ચારિત્રની તાકાત છે.
  તેમનામાં સમ્યગ્દર્શન જ ન હોવાથી નિશ્ચયથી ચારિત્ર નથી. છતાં વ્યવહારથી ચારિત્રની તાકાત છે કે નવમો ગ્રૈવેયક અપાવી શકે.
- શાસ્ત્રોમાં એક દૃષ્ટાંત પ્રસિદ્ધ છે.
  નાસ્તિક દીકરો - ભગવાનના દર્શન કરવા પણ જતો નહોતો. શેઠે ઘરના દરવાજાની બારસાખ પર પ્રતિમા મૂકાવી. બારસાખ નીચી હોવાથી નમીને જવું પડે. દીકરો મરીને સ્વયંભૂરમણ સમુદ્રમાં માછલા રૂપે ઉત્પન્ન થયો. ત્યાં પ્રતિમા આકારના બીજા માછલાને જોઈને જાતિસ્મરણ જ્ઞાન થયું. સમ્યક્ત્વ પામ્યો.
  **કોઈ ભાવ વિના નમવાની-જોવાની ક્રિયાના સંસ્કારોએ તેને સમ્યક્ત્વની પ્રાપ્તિ કરાવી.**
  આ બધાથી એ વાત નિશ્ચિત છે કે વ્યવહાર ધર્મનું પણ ફળ તો છે જ.
- કેટલાકને પ્રશ્ન થાય છે - સાચો તો નિશ્ચય (અંતરનો પરિણામ) જ છે. તો વ્યવહારની જરૂર શી ?
  કેટલાક તો - વ્યવહારની જરૂર નથી - એવું માનવા પણ લાગ્યા છે. બોલવા પણ લાગ્યા છે..
  તેનો જવાબ એ છે કે **આખું જ શાસન વ્યવહારના આધારે જ ચાલે છે.**
- તમે મારો સાધુવેશ અને આચાર જોઈને જ વંદન કરો છો. એ વ્યવહાર જ છે.
  મારામાં નિશ્ચયથી સાધુપણું છે કે નહીં – એ તો તમે જાણી પણ શકતા નથી.
- **વ્યવહારનો ઉચ્છેદ કરનારા, શાસનનો ઉચ્છેદ કરે છે.** એવું શાસ્ત્રકારોએ અનેક સ્થાને સ્પષ્ટ રીતે કહ્યું છે.
- **જેઓ જિનશાસનને પામ્યા પછી, પરમાત્માના વચનથી વિરુદ્ધ પ્રરૂપણા કરે છે, તે નિહ્નવ કહેવાય છે.**
  પ્રભુવીરના શાસનમાં થયેલા નિહ્નવોમાં એક કથા આવી છે.
  આચાર્ય ભગવંત જોગ કરાવી રહ્યા હતા. અચાનક કાળધર્મ પામી, દેવલોકે ગયા. ત્યાંથી

અવધિજ્ઞાનથી પૂર્વભવ જોયો. શિષ્યોને જોગ કોણ કરાવશે ? એ પ્રશ્ન થયો. એટલે તેમણે પોતાના પૂર્વભવના શરીરમાં પ્રવેશ કર્યો. કોઈને ખબર ન પડી કે આચાર્ય ભગવંત કાળધર્મ પામ્યા છે. શિષ્યોને જોગ પૂરા કરાવ્યા. પછી શિષ્યોને વાત કરી કે - 'હું તો દેવ છું. તમારા વંદન મારાથી લેવાય નહીં. પણ તમને જોગ પૂરા કરાવવા આવ્યો, તમારા વંદન લીધા. તે માટે મિચ્છા મિ દુક્કડમ્.'

બધા શિષ્યોને થયું કે - આપણે જેને વંદન કરીએ છીએ, તે સાચો સાધુ છે કે નહીં - તેની ખબર કેમ પડે ? એટલે બધાને વંદન કરવાના બંધ કરી દીધા ! અને એટલે શાસ્ત્રકારોએ તેને નિહ્નવ કહ્યા છે !

**વેશ–આચાર–પર્યાયના આધારે વંદન કરવાનો વ્યવહાર ન માનતા હોવાથી નિહ્નવ તરીકે ઘોષિત કરાયા...**

- નિહ્નવો સંઘ-શાસનની બહાર ગણાય છે.
- પહેલીવાર તો સાધુનો વેશ જોઈને વંદન કરવાનું જ છે.

  હા, નજીકના પરિચયથી નિશ્ચિત થાય કે માત્ર વેશ જ છે - સાધુના આચારો (મહાવ્રતો)નું પાલન જ નથી, તો વંદન બંધ કરવાના છે.

  પણ વંદન કરતાં પહેલાં ખાતરી કરવાનું કોઈ શાસ્ત્રકારે કહ્યું નથી.
- કોઈ વ્યક્તિ કેવળજ્ઞાનીને એમ કહે, કે 'આપ તો કેવળજ્ઞાનથી મારા બધા જ પાપો જાણો છો. તો તેનું પ્રાયશ્ચિત્ત આપો.' - તો કેવલિ પ્રાયશ્ચિત્ત ન આપે. તેને કહે કે **- '**તું પાપોની આલોચના કર - સ્વયં જણાવ. પછી જ પ્રાયશ્ચિત્ત મળે. '
- કેવલિ ભગવંતનો શિષ્ય કોઈના ઘરે વહોરવા ગયો હોય. શ્રાવકે સાધુ માટે જ કોઈ વસ્તુ બનાવી હોય.. વહોરનાર સાધુની ભાવના નિર્દોષ જ વહોરવાની હોય.. તેથી બધી કાળજી કરે, પૂછપરછ કરે.. પણ શ્રાવક એવો ચાલાક હોય કે ખબર ન પડવા દે. સાધુ છેતરાઈ જાય. દોષિતને નિર્દોષ માનીને વહોરી લે. પોતાના કેવલિ ગુરૂ પાસે આવીને બતાવે. કેવલિ ભગવંત કેવળજ્ઞાનથી જાણે છે કે - આ દોષિત છે. છતાં તેઓ શિષ્યને કહે નહીં કે – 'આ દોષિત છે.' પોતે વાપરે, શિષ્યને પણ વાપરવા દે.

  કારણકે, શિષ્ય બધી કાળજી કરીને લાવ્યો હોવાથી વ્યવહારથી તે શુદ્ધ-નિર્દોષ ગોચરી જ છે.
- આ દૃષ્ટાંતમાં એ વાત બરાબર સમજી રાખો કે,

  શિષ્ય માટે ગોચરી વ્યવહારથી દોષિત છે (કારણકે સાધુ માટે બનેલી છે); પણ નિશ્ચયથી નિર્દોષ છે. (કારણકે તેના અધ્યવસાય શુદ્ધ છે. )

  પણ કેવલિ ભગવંત માટે ગોચરી નિશ્ચયથી દોષિત છે (કારણકે તેમના જ્ઞાનમાં જણાય છે); પણ વ્યવહારથી નિર્દોષ છે. (કારણકે શુદ્ધ આચારનું પાલન કરીને લવાયેલી છે.)
- ભગવાનનું મનોબળ મજબૂત હોવા છતાં, સહુની સામે પ્રતિજ્ઞા લેવા રૂપ વ્યવહાર તેઓ આચરે છે. અને તે વ્યવહારના પાલન પછી જ તેમને સાતમું ગુણસ્થાનક આવે છે, ચોથું જ્ઞાન ઉત્પન્ન થાય છે. તે પૂર્વે ગમે તેવા મનના પરિણામ હોય તો પણ નથી આવતું. પ્રભુ વીર ગૃહસ્થપણાના છેલ્લા બે વર્ષ લગભગ સાધુની જેમ રહ્યા - બ્રહ્મચર્ય પાળ્યું - સ્નાન ન કર્યું.. તો પણ સાતમું ગુણસ્થાનક ન આવ્યું.

  *(જો કે, બીજા ગૃહસ્થોને દ્રવ્ય-ચારિત્ર ન લીધું હોય, તો પણ સાતમું ગુણસ્થાનક આવી શકે છે.)*
- **પોતે વ્યવહાર ન આચરવો - તે પોતાની નબળાઈ છે.**

  **પણ 'વ્યવહારની જરૂર નથી તેમ કહેવું' - તે ઉત્સૂત્ર પ્રરૂપણા છે..**

- કોઈ છોકરો આખું વર્ષ ભણ્યા પછી પરીક્ષામાં નાપાસ થાય, તો એમ કહેવાય કે 'ભણ્યાનો અર્થ શું ?' - તે વાક્યનો પરમાર્થ - ભણવાનું છોડાવવાનો નથી જ હોતો; બરાબર ભણીને પરીક્ષામાં પાસ થવાનો હોય છે.
  તેમ 'ઘણા સમય સુધી વ્યવહારનું પાલન કરવા છતાં નિશ્ચય ન આવે, તો વ્યવહારનો અર્થ શું? ' એમ શાસ્ત્રકાર કે અમે કહીએ, તો તેનો પરમાર્થ વ્યવહાર છોડાવવાનો નથી, નિશ્ચયને લાવવાનો છે..
- ષોડશકમાં હરિભદ્રસૂરિ મ. કહે છે - **હજારો ભવોના અભ્યાસ પછી જ ગુણની સિદ્ધિ થાય છે.**
- બાળક કદાચ સેંકડો વાર એકડો ઘૂંટે પછી સાચો ઘૂંટાય. પણ તે પહેલાના ઘૂંટેલા નકામા નથી હોતા. સેંકડો વાર ખોટો ઘૂંટ્યો તો જ સાચો ઘૂંટાયો છે..
  તેમ નિશ્ચય ન આવે તો પણ વ્યવહાર સર્વથા નિષ્ફળ નથી.
- નિશ્ચયનું લક્ષ્ય ન હોવા છતાં, સકૃદ્બંધકની વ્યવહારથી ધર્મક્રિયા, ગુણકારી થાય છે, એવું પંચાશકમાં હરિભદ્રસૂરિ મ. લખે છે.
- દ્રવ્યક્રિયા(વ્યવહાર ધર્મ) ના શાસ્ત્રકાર બે ભેદ પાડે છે. ૧) પ્રધાન અને ૨) અપ્રધાન..
  તેમાં પ્રધાન દ્રવ્યક્રિયા, છેવટે ભાવક્રિયાને લાવનારી બને છે, તેવું ઉપદેશપદવગેરે શાસ્ત્રોમાં કહ્યું છે.
  આ બંને વાતનો વિસ્તાર આગળ કરશું.

---

## નિશ્ચય – વ્યવહાર – ૪

- નિશ્ચય અને વ્યવહાર ધર્મની આટલી વિસ્તારથી પ્રરૂપણા શા માટે ?
  **પરમાત્માનું શાસન કેટલી સૂક્ષ્મતાથી પદાર્થને વિચારે છે - જણાવે છે; જે બીજા કોઈ ધર્મમાં જોવા મળતું નથી**.. એવી પ્રભુશાસન પરની શ્રદ્ધા વધે, બહુમાન વધે તે એક ખાસ પ્રયોજન છે.
- મારા આખા ચાતુર્માસના પ્રવચનો સાંભળીને કદાચ તમારા જીવનમાં કોઈ પરિવર્તન ન આવે.. પણ જો તમારી જિનશાસન પરની શ્રદ્ધા વધે, સ્થિર થાય, દઢ થાય, નિર્મળ બને... તો પણ મારો પરિશ્રમ સફળ છે...
- વ્યવહારનું આટલું દઢતાથી મંડન કરવાનું કારણ એ છે કે, તમે વ્યવહારમાં મજબૂત-સ્થિર બનો... કોઈ પ્રચારથી અંજાઈ ન જાવ, ભ્રમિત ન થઈ જાવ, મૂંઝાઈ ન જાવ.. વ્યવહારને છોડી ન દો.. વર્ષોથી તમે કરેલું વ્યવહારધર્મનું પાલન નિષ્ફળ છે, તેવું માનવા ન લાગો...
- ત્રિષષ્ઠિ શલાકાપુરુષ ચરિત્રમાં ચોવીસે ભગવાનના કેવળજ્ઞાન કલ્યાણકનું વર્ણન છે... કેવળજ્ઞાન પામ્યા પછી દરેક પ્રભુએ આપેલી પ્રથમ દેશના બતાવી છે... તે બધી દેશનામાં સર્વત્ર વ્યવહાર ધર્મની જ વાત છે... શ્રાવકોના આચારની-બાર વ્રત વગેરેની વાતો જ પ્રધાનપણે છે. માત્ર પરિણતિની વાત ક્યાંય નથી...
- કેટલાક લોકો એવું માને છે કે આચારની - વ્યવહારની (રાત્રિભોજનત્યાગ, પ્રભુપૂજા, તપ વગેરેની) વાતો કરવી એ 'નીચી' કક્ષાની દેશના છે અને ગુણોની - નિશ્ચયની વાતો કરવી એ 'ઊંચી' કક્ષાની દેશના છે...
  આવું માનનારને તો બધા પરમાત્માની દેશના 'નીચી' કક્ષાની માનવાની આપત્તિ આવશે; કારણકે **પ્રભુની દેશનામાં પ્રધાનપણે તો આચારની જ વાતો છે.**
- તે જ રીતે કેટલાક એવું માને છે કે 'કથાઓ કરવી' એ 'નીચલી' કક્ષાની દેશના છે...
  તો એ વાત જાણી લો કે પ્રભુના શાસનમાં શ્રુતજ્ઞાન ચાર વિભાગમાં વહેચાયેલું છે...

1. **દ્રવ્યાનુયોગ -** તેમાં જગતનું સ્વરૂપ બતાવ્યું છે - ૭ નરક, ૧૨ દેવલોક, અઢી દ્વીપ વગેરે...
2. **ચરણકરણાનુયોગ -** તેમાં કોણે શું કરવું જોઈએ ? શું ન કરવું જોઈએ ? તે બતાવેલું છે.
3. **ગણિતાનુયોગ -** તેમાં સૂર્ય-ચંદ્ર વગેરેના પરિભ્રમણના ગણિત બતાવેલા છે.
4. **ધર્મકથાનુયોગ -** તેમાં ચરિત્રો, કાલ્પનિક કથાઓ વગેરે છે..

- ગણધર ભગવંતોએ રચેલા બાર અંગમાંના છઠ્ઠા અંગ 'જ્ઞાતાધર્મકથા' માં સાડા ત્રણ કરોડ કથાઓ હતી.
  જેનો ઉપદેશ ગણધર ભગવંતો કરે, તે 'નીચલી' કક્ષાનો કેમ કહેવાય ?
- પરમાત્મા પણ પોતાની દેશનામાં ઘટનાઓનું વર્ણન (કથા) કરે જ છે.
- **કથા, એ શ્રોતાને પદાર્થ ગળે ઉતારવા માટેનું સશક્ત માધ્યમ છે.**
- સુપાત્રદાનનો મહિમા બીજી ઘણી રીતે સમજાવવા છતાં, એટલો નહીં સમજાય - જેટલો શાલિભદ્રના જીવને એકવારના ખીરના સુપાત્રદાનથી ૯૯ પેટી ઉતરતી હતી - તે કથાના માધ્યમથી સમજાશે..
- પુષ્પપૂજાનો મહિમા - કુમારપાળ મહારાજાને પુષ્પપૂજાથી ૧૮ દેશનું રાજ્ય મળ્યું - તે કથાથી જેટલો સમજાશે - તેટલો બીજા ઉપદેશથી નહીં સમજાય...
- **કુશળ વ્યાખ્યાતા એને કહેવાય, જે શ્રોતાની કક્ષા-રૂચિ અનુસારે વ્યાખ્યાન કરે... પોતાની ભૂમિકા અનુસારે નહીં...**
  બાળકો સામે ઉપદેશ કરવાનો હોય તો કથા જ કરવી પડે...
- દરેક પ્રવચનકારમાં દરેક પ્રકારની કુશળતા હોય જ, તેવું જરૂરી નથી..
  તત્ત્વની વાતો સારી રીતે જાણનારા કદાચ કથા સારી રીતે ન કરી શકે, તેવું બને...
  પણ તેથી - કથા કરનારા 'નીચલી' કક્ષાના છે - તેવો તેમના પ્રત્યેનો અનાદર કે - 'હું તો માત્ર તત્ત્વની વાતો કરું - કથા નથી કરતો' - એવું મિથ્યાભિમાન ન રખાય.
- **કોઈ પણ જીવ ધર્મમાં પ્રવેશ કરતો હોય, ત્યારે વ્યવહાર જ બતાવાય.**
  **વ્યવહાર(આચાર)માં સ્થિર બને - પછી નિશ્ચય(પરિણતિ)ની વાત કરાય.**
- 'ચારિત્ર લીધા વિના મોક્ષ ન થાય' એ પણ શાસ્ત્રવચન છે.
  'અનંતીવાર ચારિત્ર લીધા પછી પણ આપણો મોક્ષ નથી થયો' એ પણ શાસ્ત્રવચન છે.
  બેમાંથી કયો ઉપદેશ તમને કરાય... ? 'ચારિત્ર લીધા વિના મોક્ષ ન થાય' એ જ... (એ વ્યવહારનો ઉપદેશ છે - ચારિત્રના આચારોનું પાલન કરવાનું જણાવે છે. ) 'અનંતી વાર ચારિત્ર લીધા પછી પણ મોક્ષ નથી થયો' એ નહીં જ. (એ નિશ્ચયનો ઉપદેશ છે - ચારિત્રના આચારો પાળવા છતાં જો અંતરમાં પરિણતિ નહીં આવે - તો મોક્ષ નહીં થાય... એમ જણાવે છે. )
  કારણકે એવો ઉપદેશ કરીએ - તો તમે ચારિત્ર લેશો જ નહીં... 'અનંતી વાર ચારિત્ર લેવા છતાં જો મોક્ષ ન થયો... તો હવે લઈને શું કરવાનું ? લેવાનો શો અર્થ... ?' આવું જ વિચારશો... ચારિત્ર લેવાના કોઈના પરિણામ હશે - તો પણ પડી જશે... તેવું સંભવિત છે. તેવો ઉપદેશ તો ચારિત્ર લીધા પછી સરખું પાળતો ન હોય કે માત્ર આચારથી જ સંતુષ્ટ થઈ જતો હોય - પરિણતિ સુધારવા પ્રયત્ન ન કરતો હોય - તેને જ અપાય - કે જેથી એ સરખું પાળે, પરિણતિ લાવે.....
- **શ્રોતાની કક્ષા કરતાં જુદા પ્રકારની દેશના કરવાથી, શ્રોતાના આત્માનું તો અહિત થઈ શકે; પણ વક્તાના આત્માનું તો અવશ્ય અહિત થાય. અનંત સંસાર વધી શકે.** *(ષોડશક)*
  એને શાસ્ત્રકાર પરસ્થાનદેશના કહે છે...
- દેશના આપવી, તે અતિશય જવાબદારી ભરેલું કામ છે. એટલે જ દેશના આપવાનો અધિકાર

માત્ર ગીતાર્થોને જ છે..

- યોગશતકની ટીકામાં કહ્યું છે કે, **જિનવાણીનું શ્રવણ પણ ગીતાર્થ પાસે જ કરાય..** બીજા પાસે કરવામાં તો અહિત થવાની શકયતા છે..
- જે ક્ષેત્રમાં ગીતાર્થો પહોંચી શકતા નથી, ત્યાં શ્રાવકો ગીતાર્થ સાધુ ભગવંત પાસે જ્ઞાન મેળવીને, તેમને વફાદાર રહીને, તેટલું જ બોલે - તે અપવાદ સમજવો. બાકી દેશનાનો અધિકાર ગીતાર્થ ગુરૂ ભગવંતોને જ છે. શાસ્ત્રો નહીં ભણેલા - પારગામી નહીં બનેલા - સાધુ ભગવંતને પણ જે અધિકાર નથી - તે ગૃહસ્થોને ક્યાંથી હોય ?
- પોતાના આત્મા માટે મુખ્યત્વે નિશ્ચય જ ઉપકારી છે, એકલો વ્યવહાર નહીં... કારણકે આત્માનો વિકાસ પરિણતિથી થાય છે. પણ બીજા માટે વ્યવહાર જ ઉપયોગી બને છે. તમને મારો વેશ-આચાર જોઈને બહુમાન થાય છે - પુણ્ય બંધાય છે. મારી પરિણતિ તો તમે જોઈ શકતા જ નથી...
- કેવળજ્ઞાન એ નિશ્ચય છે, પણ તે સાક્ષાત્ બીજા માટે ઉપકારી બનતું નથી. કેવલી જે બોલે એ શ્રુતજ્ઞાન છે. કેવલી પણ શ્રુતજ્ઞાન દ્વારા જ બીજા પર ઉપકાર કરે છે. એટલે શાસ્ત્રોમાં કેવળજ્ઞાનને 'મૂક' કહ્યું છે.
- **સંપૂર્ણ શાસન વ્યવહારથી ચાલે છે, કારણકે નિશ્ચય(પરિણતિ) તો આપણે જોઈ જ શકતા નથી.**

  જે જૈન કુળમાં જન્મ્યો હોય, અથવા શ્રાવકના આચાર પાળતો હોય, તેને સ્વામિવાત્સલ્યમાં જમાડાય છે... ચોથા-પાંચમા ગુણસ્થાનકની પરીક્ષા થતી નથી - થઈ શકે પણ નહીં. {નિશ્ચયથી તો ચોથું-પાંચમું ગુણસ્થાનક હોય તો જ શ્રાવક કહેવાય. }

  આચાર્ય પદવી પણ વ્યવહારિક યોગ્યતા જોઈને જ અપાય છે... પરિણતિ તો અતિશયજ્ઞાની જ જાણી શકે.

  નહીં તો અભવ્ય એવા અંગારમર્દકને આચાર્ય પદવી અપાત જ શી રીતે... ?
- **પરિણતિનું જ્ઞાન અનુમાનથી થઈ શકે...**

  જીવરક્ષા માટેની જાગૃતિ જોઈને જીવદયાની પરિણતિનું અનુમાન થાય..

  ગમે તેવી પ્રતિકૂળતામાં અકળાય નહીં તો સમતાની પરિણતિનું અનુમાન થાય..

  સાક્ષાત્ પરિણતિ તો આપણને દેખાતી નથી.
- **પોતાના જીવનમાં નિશ્ચય લગાડો. અર્થાત્, માત્ર આચારનું પાલન કરીને સંતુષ્ટ ન થઈ જાવ, જાતને ધર્મી માની ન લો.**

  પરિણતિ આવી છે કે નહીં ? તે ચકાસો...... તેને લાવવાનો પુરૂષાર્થ કરો.. પરિણતિ ન હોય તો હું 'ધર્મી' જ નથી એવું માનો... ગર્વ ન કરો...
- **બીજાના જીવનમાં વ્યવહાર જુઓ... નિશ્ચયની પરીક્ષા કરવા ન બેસો...**

  દાન કરે - તેની અનુમોદના કરો... તેના લોભકષાય-પરિગ્રહસંજ્ઞા જોવા ન જાવ...

  તપ કરે - તેની અનુમોદના કરો... આહારસંજ્ઞા - રસનાની ગુલામી જોવા ન જાવ..
- વર્તમાનકાળમાં ઊંધું થઈ ગયું છે.

  આપણે પોતાની આરાધનાથી સંતુષ્ટ થઈ જઈએ છીએ. પરિણતિને વિચારતા નથી...

  બીજાની આરાધના જોઈએ ત્યારે 'પરિણતિ તો છે જ નહીં...' એમ કહીને નિંદા કરીએ છીએ. !!!
- **જે ઉપદેશ જેના માટે હોય - તેણે તે જ રીતે લગાડાય..**

અમે ઉપદેશ તમને આપીએ છીએ- તમે એનો 'ખો' બીજાને આપી દો છો ! બીજાને 'પાસ' કરી દોછો.

- મુંબઈના એક પરામાં એક વ્યાખ્યાનમાં મેં વાત કરી - 'આયંબિલ શેના માટે કરો ?'
  *સભા : આહારસંજ્ઞા જીતવા માટે.*
  આહારસંજ્ઞા એટલે ખાવાની લાલસા... તે ઉપવાસથી વધુ તૂટે... એકાસણામાં પણ આયંબિલ જેટલી તૂટે..
  આયંબિલ મુખ્યત્વે રસનાની આસક્તિ(સ્વાદનો રાગ) જીતવા માટે છે.
- રસનાને જીતવા કરાતું આયંબિલ - 'સારું' થયું - એવું ક્યારે કહો ? બધું ગરમ - ગરમ હોય, મીઠું-મરી બરાબર હોય, ઢોકળા-ઢોસા હોય... સ્વાદિષ્ટ લાગે... ત્યારે ? કે ઠંડું આવે, મીઠું નાખ્યું જ ન હોય, ઢોકળા ખૂટી ગયા, બેસ્વાદ હોય... ત્યારે ?
  રસનાને જીતવા કરાતું આયંબિલ; રસનાની આસક્તિ વધારે પોષાય તો 'સારું' લાગે એ આપણી કેવી ભૂમિકા છે ?
- મેં એ ઉપદેશ કર્યો કે - આયંબિલ રસનાને જીતવા કરો છો - તો જે આવે તે ચલાવી લેવું... ફરિયાદ ન કરવી.
  હવે એ જ દિવસે આયંબિલ ખાતામાં અવ્યવસ્થા થઈ. બે-ત્રણ જણાએ ફરિયાદ કરી.. એટલે વ્યવસ્થાપક કહે... 'આજે સવારે મહારાજ સાહેબે વ્યાખ્યાનમાં કહ્યું - તે સાંભળ્યું નહીં ? ફરિયાદ નહીં કરવાની.. !'
  મેં ઉપદેશ આરાધકને આપેલો, વ્યવસ્થાપકને નહીં... વ્યવસ્થાપકને તો એ જ કહીએ - 'બધાની ભક્તિ સારામાં સારી થાય તેવી વ્યવસ્થા હોવી જોઈએ...'
- 'વ્યાખ્યાન રૂચે કે નહીં - સાંભળવા જવું' - આ ઉપદેશ તમારા માટે છે...
  'હિતકારી વાતોનું પણ લોકોને રૂચે તે રીતે વ્યાખ્યાન કરવું' - એ મારી ફરજ છે.
  એની ભેળસેળ ન કરાય. આવું સર્વત્ર સમજવું જોઈએ.
- શાસ્ત્રમાં ઘણાં સ્થાને ગુણની વાત કરી હોય, તો પણ તેનો અર્થ - તે ગુણ-સંબંધી આચાર જ કરવાનો હોય છે. {એને શાસ્ત્રીય પરિભાષામાં લક્ષણાર્થ કહેવાય છે.} 'શ્રમણગુણધારીને વંદન કરવું...' એ શાસ્ત્રવચનમાં 'ગુણ' શબ્દનો અર્થ 'આચાર' જ કરવો પડે... કારણકે શ્રમણના ગુણ (છઠ્ઠા- સાતમા ગુણસ્થાનકના ગુણો) તો આપણને ક્યાં દેખાય છે ?
- કોઈના જીવનમાં એક આરાધના આવે, એટલે બધી આવી જાય - તે જરૂરી નથી.
  દાન કરનારને માન-સન્માનની આકાંક્ષા સતાવતી હોય તે સંભવી શકે...
  તપ કરનારને રસનાની આસક્તિ સતાવતી હોય તે સંભવી શકે...
- **આ પડતા કાળમાં જેનામાં જેટલી આરાધના હોય - તેની અનુમોદના કરવી...** 'બધી આરાધના હોય તો જ અનુમોદના કરવી' એવું ન રખાય...
  'અટ્ઠમ કરીને હોટલમાં જાય છે' એવું પણ જોઈ શકાય;
  'હોટલમાં જનારાએ અટ્ઠમ કર્યો' એવું પણ જોઈ શકાય.
  બીજી દૃષ્ટિમાં ગુણાનુરાગ છે... પહેલીમાં દોષદૃષ્ટિ છે...
- શરૂઆતની કક્ષામાં નિશ્ચય વિના વ્યવહાર હોઈ શકે...
  નિશ્ચય હોય ત્યારે (શક્તિ-સંયોગ હોવા છતાં) વ્યવહાર ન હોય તેવું સંભવી શકે નહીં...... તે દંભ માત્ર હોય ......
  અથવા કદાચ તેવો નિશ્ચય હોય તો પણ વ્યવહારના પાલન વિના ટકે નહીં...... ચાલ્યો જાય...

- **જિનશાસન કોઈની નિંદા કરવામાં માનતું નથી... પણ જે વાત ખોટી છે - તેને ખોટી કહેવામાં ખચકાતું પણ નથી...**
  ભલે તે નામથી 'જૈન' કેમ ન હોય.. ?
- પ્રભુ વીરના શાસનમાં આઠ નિહ્નવ કહ્યા છે... તેમાં દિગંબરો આઠમા નિહ્નવ છે.. સાત નિહ્નવ દેશથી છે - આંશિક છે .. દિગંબરોને સર્વનિહ્નવ કહ્યા છે - કારણકે ભગવાનના બધા આગમોનો લોપ થયેલો માને છે...

## ઉત્સર્ગ – અપવાદ – ૧

- **પ્રભુના શાસનની એક અજોડ વિશેષતા છે -**
  **ઉત્સર્ગ અને અપવાદ - એમ બે પ્રકારના માર્ગ.**
- **કોઈ કારણ ન હોવા છતાં કરવાનું હોય તે ઉત્સર્ગ.**
  **વિશિષ્ટ કારણ આવે ત્યારે કરવાનું હોય એ અપવાદ.**
- નિર્દોષ ગોચરી વાપરવી - તે સાધુનો ઉત્સર્ગ માર્ગ.
  બીમારી હોય, વૈદ - ડોક્ટરે જેવું વાપરવાનું કહ્યું હોય - તે નિર્દોષ ન મળતું હોય - તો તે બનાવવાની સૂચના કરવી - પોતાના માટે જ બનાવેલું વહોરવું - વાપરવું - તે અપવાદ.
- શ્રાવકને માટે જિનપૂજા મધ્યાહ્ન સમયે કરવી - તે ઉત્સર્ગ.
  બજાર વગેરે કારણે મધ્યાહ્ન સમયે ન થઈ શકતી હોય, તો સવારના કરે - તે અપવાદ.
  બહારગામથી આવતા ટ્રેન મોડી પડે, સાંજે આવે, તો સાંજે પણ ન્હાઈને પૂજા કરે - તે અપવાદ.
- સાધુએ ઉત્સર્ગથી દિવસના ત્રીજા પહોરે (બપોરે ૧૨ પછી) વિહાર કરવાનો છે. (સવારે ૨ પહોરમાં ભણવાનું હોય છે. ) પણ બપોરના વિહાર કરવાનું સામર્થ્ય ન હોય, તો બીજા પહોરે (૧૦ વાગે) કરે.. તેમાં પણ તડકો થઈ જવા વગેરે કારણે શક્ય ન હોય તો સૂર્યોદય પછી (પહેલા પ્રહરમાં) કરે.. તેમાં પણ પહોંચતા મોડું થતું હોય, તડકો થતો હોય, ભૂખ-તરસ લાગી જતા હોય, બાળ - વૃદ્ધ વગેરે સાધુઓ સહન ન કરી શકતા હોય તો સૂર્યોદય પૂર્વે સામેના ગામે પહોંચી જવાય તેટલો વહેલો અંધારામાં પણ વિહાર કરે - તે અપવાદ. *(ઓઘ નિર્યુક્તિ)*
  'સાધુએ વિહાર અજવાળામાં જ કરવો જોઈએ; અંધારામાં ન જ કરાય' - તેવો એકાંત નથી..
  **અંધારામાં વિહાર કરવાનો અપવાદ શાસ્ત્રમાં બતાવેલો જ છે.**
- સાધુ ઉઘાડા પગે જ ચાલે - તે ઉત્સર્ગ.
  રસ્તો કાંટા-કાંકરા વાળો હોય - ઉઘાડા પગે ચાલવા જતાં પગ છોલાઈ જાય - લોહી નીકળે - સહન ન થાય - વિહાર સાવ બંધ થઈ જાય - તેવી શક્યતા હોય - તો મોજા પહેરીને વિહાર કરે - તે અપવાદ.
  તમને જાણીને આશ્ચર્ય થશે, કે શાસ્ત્રોમાં સાધુને પગમાં પહેરવાના મોજાના પાંચ પ્રકાર બતાવ્યા છે ! (જેના પગ ફાટી જતાં હોય તેના માટે જુદા, જંગલમાં વિહાર કરવો પડે તેના માટે જુદાં.. એમ જુદા જુદા છે. )
  ઉનાળામાં ૪૮-૫૦ ડિગ્રી ગરમીમાં ઉઘાડા પગે જવાથી ફોલ્લા પડવાની - શરીરમાં ગરમી ચડી જવાની શક્યતા હોય તો, ગોચરી માટે પણ મોજા પહેરીને જવું - તે અપવાદ.
- સાધુએ એકાસણું કરવું તે ઉત્સર્ગ છે.
  પણ, બપોર સુધી ભૂખ્યા ન રહેવાતું હોય, આર્તધ્યાન થતું હોય, સ્વાધ્યાય ન થઈ શકતો હોય – એકસાથે વાપરી ન શકાતું હોય - બિમારીમાં દવા - અનુપાન લેવું પડતું હોય - તપશ્ચર્યાનું

પારણું હોય.. વગેરે કારણે ૨-૩ કે વધુ વાર વાપરે, તે અપવાદ.

- પહેલા - છેલ્લા તીર્થંકરના સાધુઓ શ્વેત વસ્ત્ર જ પહેરે, તે ઉત્સર્ગ.
  પણ વચ્ચે કેટલોક કાળ એવો ગયો છે કે, શ્વે. મૂ. પૂ. તપાગચ્છના સર્વ સાધુ ભગવંતોએ પીળાં વસ્ત્ર પહેર્યા. તે અપવાદ છે.
  કારણ એવું હતું કે તે કાળે યતિઓ ઘણાં હતા. યતિઓ ચતુર્થ વ્રતધારી હતા; પણ સંપત્તિ વગેરેનો પરિગ્રહ કરતા - કાયમ એક સ્થાને રહેતા (તેમની ગાદીઓ રહેતી હતી).. એટલે ખરા સાધુ નહોતા.. તેઓ બધે વેશ પણ સાધુ જેવો પહેરતા - ઓઘો પણ રાખતા.
  એટલે સાચા સાધુ અને યતિ વચ્ચેનો તફાવત લોકો પારખી શકતા નહોતા. તે તફાવત ઊભો કરવા સાચા(સંવિગ્ન) સાધુઓએ નિર્ણય કર્યો કે 'આપણે પીળાં કપડાં પહેરવા.'
  હવે યતિઓ નામશેષ થયા હોવાથી પાછા સફેદ કપડાં આવી ગયા. છતાં પંજાબ બાજુ વધારે વિચરતાં પૂ. આ. શ્રી વલ્લભસૂરિ સમુદાયના સાધુ-સાધ્વી ભગવંતો, હજુ પીળાં કપડાં પહેરે છે - કારણકે તે બાજુ હજુ યતિઓ છે.
- કેટલાક ઉત્સર્ગના અપવાદ શાસ્ત્રમાં બતાવેલા હોય છે. જેમ કે પગના મોજાં, સવારે વિહાર, એકાસણાને બદલે નવકારશી.
  કેટલાક ઉત્સર્ગના અપવાદ શાસ્ત્રમાં બતાવેલા નથી. (મેં વાંચેલા શાસ્ત્રોમાં જોયા નથી. ) જેમ કે છેલ્લા તીર્થંકરના સાધુઓને રંગીન વસ્ત્રો પહેરવાની વાત શાસ્ત્રોમાં જોવા મળી નથી.
  પણ તેટલા માત્રથી - 'તેમાં અપવાદ નથી' - તેવું કહી શકાય નહીં - કારણકે શાસ્ત્રવચન છે કે...
  ૧) જેટલા ઉત્સર્ગ છે.. તેટલા જ અપવાદ છે. એટલે દરેક ઉત્સર્ગનો અપવાદ છે જ. ભલે સ્પષ્ટપણે શાસ્ત્રમાં ન બતાવ્યો હોય.
  ૨) ચતુર્થવ્રતને છોડીને કોઈ પણ બાબતમાં – 'આ કરવું જ' કે 'આ ન જ કરવું' એવો એકાંત નિયમ નથી.
- જે ઉત્સર્ગથી કરવાનું બતાવ્યું હોય - તેનો પણ અપવાદે (ન કરવા રૂપ) નિષેધ સમજી જ લેવાનો છે.
  જે ઉત્સર્ગથી ન કરવાનું કહ્યું, તેની પણ અપવાદે કરવાની રજા સમજી જ લેવાની હોય છે.
  **એટલે, શાસ્ત્રમાં જેનો અપવાદ ન બતાવ્યો હોય, તેનો પણ સમજી જ લેવાનો હોય છે.**
- શાસ્ત્રમાં જેવો અપવાદ બતાવ્યો હોય તેવો જ આચરી શકાય - તેનાથી જુદા પ્રકારનો નહીં - તેવું પણ માનવું નહીં.
  **પરિસ્થિતિ પ્રમાણે અપવાદ બદલાતા હોય છે.**
  જેમ કે આપત્તિના અવસરે સાધુને ગાડામાં લઈ જવાની વાત શાસ્ત્રમાં છે. ગાડી(કાર)-ટ્રેન કે પ્લેનની વાત નથી.
  પણ વર્તમાનકાળમાં તેવી પરસ્થિતિ ઊભી થાય તો કાર-ટ્રેન કે પ્લેન માં પણ લઈ જવાય.
- **એક ઉત્સર્ગની સામે અપવાદ તો અનેક પ્રકારના હોઈ શકે.**
  ચાલવાના ઉત્સર્ગ સામે અપવાદ ડોળી, વ્હીલચેર, કાર (અકસ્માત વગેરે કારણે)... અનેક પ્રકારના હોઈ શકે.
  (શાસ્ત્રોમાં 'જેટલા ઉત્સર્ગ છે, તેટલા જ અપવાદ છે.' તેમ કહ્યું છે – તેનો અર્થ એટલો જ કરવાનો કે દરેક ઉત્સર્ગનો અપવાદ હોય છે. તે એકથી વધારે પણ હોય.)
- કેટલાક અપવાદોનું આચરણ વર્તમાનમાં પ્રચલિત દેખાય છે. જેમ કે અંધારામાં વિહાર, પગમાં

મોજા વગેરે..

કેટલાક અપવાદોનું આચરણ પ્રચલિત નથી. પણ પરિસ્થિતિ ઊભી થયેથી તેવો અપવાદ આચરી શકાય છે, અને કોઈ આચરે તો 'તે શાસ્ત્રવિરુદ્ધ આચરે છે' તેવું કે 'શિથિલાચારી છે' - તેવું માની લેવું નહીં.

- ઉત્સર્ગ-અપવાદના વિષયમાં દૃષ્ટાંત હું સાધુના આચારના આપી રહ્યો છું.
  તેનું કારણ એ છે કે શાસ્ત્રોમાં વધારે (કદાચ ૯૦%) વર્ણન - સાધુના આચારોનું જ છે.
  શ્રાવકોના આચારનું વર્ણન બહુ અલ્પ છે.
- **કેટલાક અપવાદ સામાન્ય કારણે પણ આચરી શકાય.**
  જેમ કે ઉનાળો વગેરે કારણે અંધારામાં વિહાર થઈ શકે. તાવ વગેરે કારણે દોષિત ગોચરી વાપરવી પડે.
- કેટલાક અપવાદ એવા હોય છે કે અતિ-વિશિષ્ટ કારણ હોય - જીવન-મરણનો પ્રસંગ હોય - અતિશય અસમાધિનો પ્રશ્ન હોય - તો જ આચરી શકાય.
  જેમ કે - દોષિત વાપરવું પડે તો પણ અચિત્ત જ વાપરવું (અચિત્ત કરાવીને વાપરવું). - સચિત્ત ન વાપરવું - એવું વિધાન છે.
  પણ તેવી પરિસ્થિતિ આવી પડે - બીમારી એવી હોય કે ડોક્ટર કહે કે તત્કાળ પાણી વપરાવવું પડશે - નહીં તો જીવને જોખમ છે. (સુગર વધુ પડતી ઘટી જાય તો તત્કાળ ખોરાક આપવો પડતો હોય છે. ) અને અચિત્ત પાણી હાજર ન હોય તો જીવ બચાવવા સચિત્ત પાણી પણ વપરાવવું પડે.
- સાધુને રાત્રિભોજન સર્વથા વર્જ્ય છે.. પણ તેવા પ્રસંગે ડોક્ટર કહે કે તત્કાળ નહીં વપરાવો તો જીવને જોખમ છે - તો સાધુને મરવા ન દેવાય.. રાત્રે પણ વપરાવવું પડે..
  આવા અપવાદોને **આગાઢ અપવાદ** કહેવાય છે.
- *સભા: અપવાદ આચારનારને આલોચના લેવી પડે ?*
  તમારે અપવાદ આચરવાનો થાય - તો અવશ્ય આલોચના લેવી.. પણ બીજાએ અપવાદ આચર્યો હોય તો તેને આલોચના લેવી પડે કે નહીં ? તે જાણવાનો અધિકાર તમારો નથી. પ્રાયશ્ચિત્તનો સંપૂર્ણ વિષય - ગીતાર્થ મહાપુરુષોનો છે. તેમાં હસ્તક્ષેપ કરવાનો આપણો અધિકાર નથી. એટલું જાણી લો કે અપવાદ આચરવો પડ્યો હોય - તેનું પ્રાયશ્ચિત, માત્ર ક્યારેક 'મિચ્છા મિ દુક્કડમ્' આપવું - એટલું પણ હોઈ શકે છે.
- **અપવાદ અને અતિચાર (કે અનાચાર) વચ્ચેની ભેદરેખા બહુ પાતળી છે..**
  સાચું કારણ હોય અને આચરાય - તો અપવાદ કહેવાય.
  કારણ વિના - કે - ખોટા કારણે આચરાય - તો તેને જ અતિચાર કહેવાય..
- *સભા : અમને શી રીતે ખબર પડે કે કારણ છે કે નહીં ? અપવાદ છે કે અનાચાર ?*
  સામાન્યથી તો તમારે કારણ હશે તેવી કલ્પના કરીને - 'અપવાદનું સેવન કરી રહ્યા છે. ' તેવું જ માનવાનું છે. {નિશ્ચિતપણે ખબર પડે કે કારણ નથી જ... ત્યારે વાત જુદી છે. }
- અપવાદ અને અનાચાર બંને બતાવવાનો આશય એ છે કે બીજું કોઈ કારણે અપવાદ આચરતું હોય, તેને જોઈને તમે વિના કારણે આચરવા માંડો, તો તે અનાચાર બની જાય.
- અપવાદ આચરવા માટેનું કારણ છે કે નહીં ? અપવાદ આચરવો કે ઉત્સર્ગ પકડી રાખવો ? તેનો નિર્ણય કરવાનો અધિકાર ગીતાર્થોને છે. એટલે ગીતાર્થની અનુમતિથી આચરાય, તો જ અપવાદ બને.

તમે ઘણીવાર પોતાની મેળે (કહેવાતો) અપવાદ આચરી લો છો, તે અપવાદ ન કહેવાય. ઉપવાસ કર્યો હોય, અને તકલીફ થાય; તો દવા લઈ લે.. પછી પ્રાયશ્ચિત્ત લેવા આવે. હકીકતમાં દવા લેતા પહેલાં પૂછવું જોઈએ. ગીતાર્થો નિર્દોષ ઉપાય બતાવે, અણાહારી દવા જણાવે. છેવટે અનિવાર્ય હોય તો અપવાદની રજા પણ આપે.

- **ગીતાર્થની રજાપૂર્વક અપવાદનું સેવન કરે - તો દોષ અલ્પ લાગે (ન પણ લાગે).. ગીતાર્થની રજા વિના કરે, તો મોટો લાગે.**
- અમને પણ અમુક અપવાદ આચરવાની છૂટ હોય, બધા નહીં.
  કોઈ સાધુ - બીમાર પડે, દોષિત વપરાવવું જરુરી બને, તો મને નિર્ણય કરવાની છૂટ હોય. ગામડામાં સાધુ બીમાર પડ્યા હોય અને વાહનમાં શહેરમાં લાવવા પડે તેમ હોય, તો મારા ગુરૂદેવ - કે - પૂ. ગચ્છાતિપતિશ્રીને પૂછવું પડે.. કદાચ ખબર હોય કે ૧૦૦% હા જ પાડશે, તો પણ પૂછવું તો પડે.. {પૂછવાનો પણ સમય ન હોય - તેવી ઈમર્જન્સી હોય તો તત્કાળ કરી લઈએ - પણ પછી જણાવવું પડે. }
- ગોચરી ગયેલ સાધુને પણ અમુક અપવાદ આચરવાની છૂટ હોય. અચાનક વરસાદ આવે તો ઊભા રહે. પણ સાંજનો સમય હોય - સૂર્યાસ્ત નજીક હોય - તો કામળી ઓઢીને - વરસતાં વરસાદમાં પણ આવે.. અને વરસાદ ધોધમાર હોય; કામળીની અંદર પાણી જઈને પાતરામાં જવાની પૂરી શક્યતા હોય - તો શ્રાવકને કહીને - છત્રીમાં પણ આવે.. તેટલો નિર્ણય તેઓ પણ કરી શકે.
- એક વાત ખ્યાલમાં રાખજો કે અમારા આચરણનો બચાવ કરવા માટે આ પ્રરૂપણા નથી થઈ રહી..
  કહ્યા તેવા ઘણાં અપવાદો અમે આચરતા નથી. ઉત્સર્ગ જ આચરીએ છીએ.
  પણ અપવાદ આચરનાર પ્રત્યે દુર્ભાવ કરીને - નિંદા કરીને - તમે તમારા આત્માનું અહિત ન કરો - તે માટે અપવાદમાર્ગ જણાવી રહ્યો છું.
  {અને ક્યારેક તેવી પરસ્થિતિ ઊભી થઈ હોવાથી અપવાદનો નિર્ણય કોઈ મહાત્મા લઈ રહ્યા હોય, ત્યારે બિનઅધિકૃત ચેષ્ટા કરીને તમે તેમને અટકાવો નહીં; તે માટે કહી રહ્યો છું. }
- હજુ કેટલાક ઉત્સર્ગ-અપવાદ બતાવું..
- ઉત્સર્ગથી સાધુએ નિર્દોષ (સાધુ માટે ન બનાવેલ હોય તેવા) મકાનમાં રહેવાનું છે.
  વિહાર કરીને ગામે પહોંચેલ સમુદાય - ગામ બહાર ઊભો રહે.. કેટલાક સાધુઓ ગામની અંદર જાય.. કયા મકાનમાં ઊતરી શકાય તેવું છે ? તેનો માલિક કોણ છે ? તેની તપાસ કરે. તેની પાસે યાચના કરે.. મકાન મળે પછી ગામ બહાર ઊભેલા સમુદાય પાસે જાય - અને બધા અંદર આવે.
  વર્તમાનમાં, અમારા રહેવા માટે જ બનાવેલા (અથવા તમારી આરાધના અને અમારા ઉતરવાના ઉભય પ્રયોજનથી બનાવેલા) ઉપાશ્રયમાં રહીએ છીએ, તે અપવાદ છે.
- મહિના - મહિનાની (ચાતુર્માસમાં ચાર મહિનાની) સ્થિરતા કરીને વિહાર કરતા રહેવું - તે ઉત્સર્ગ છે.
  વિહાર અશક્ય બને, તો એક જ સ્થાને જિંદગીભર રહેવું - તે અપવાદ છે.
- જો કે, અપવાદ કારણ હોય તો જ આચરવાનો છે. પણ કેટલાક કારણો સદા માટે હોય છે, તેથી સદા માટે અપવાદ આચરી શકાય છે.
  જેમ કે સાધુએ કારણ હોય તો જ આહાર વાપરવાનો છે. {ઉત્સર્ગ તો કાયગુપ્તિ છે. હલનચલન

પણ કારણ વિના ન કરાય. }

- આહાર વાપરવાનાં ૬ કારણો શાસ્ત્રમાં બતાવ્યા છે.
  તેમાંના કેટલાક (ક્ષુધા વેદનીયનો ઉદય, સ્વાધ્યાય, વૈયાવચ્ચ વગેરે) સદા વિદ્યમાન હોવાથી આહાર વાપરવાનો અપવાદ સદા આચરી શકાય છે - તે ઉત્સર્ગ જેવો જ લાગે છે.
- સૌથી મહત્ત્વની વાત હવે કરવી છે.
  **જેટલી નિર્જરા ઉત્સર્ગના પાલનથી થાય છે;**
  **તેટલી જ નિર્જરા અપવાદના પાલનથી થઈ શકે છે.**
  {એ યાદ રાખવું કે કારણ હોય તો જ અપવાદ કહેવાય. કારણ વિના આચરે તે અતિચાર કે અનાચાર કહેવાય. }
- એકાસણું કરનાર જેટલી નિર્જરા કરી શકે, તેટલી જ નિર્જરા શરીર વગેરેના કારણે નવકારશી કરનાર પણ કરી શકે - યાવત્ કેવળજ્ઞાન પણ પામી શકે ! (કૂરગડુ મુનિવર)
- જેટલી નિર્જરા ઉગ્ર વિહાર કરનાર કરી શકે, તેટલી જ નિર્જરા સ્થિરવાસ કરનાર પણ કરી શકે, યાવત્ કેવળજ્ઞાન પણ પામી શકે ! (અર્ણિકાપુત્ર આચાર્ય)
- એટલે જ, **ઉત્સર્ગને આચરનારા 'ઊંચા' સંયમી... અપવાદને આચરનારા 'નીચા' સંયમી... એવો ભેદ જિનશાસનમાં નથી.**
- ઉઘાડા પગે ચાલનારા જેવા શુદ્ધ સંયમી છે; કારણે મોજાં પહેરીને ચાલનારા પણ તેટલા જ શુદ્ધ જ છે !
  નિર્દોષ વાપરનારા જેટલા શુદ્ધ સંયમી છે; કારણે દોષિત વાપરનારા પણ તેટલા જ શુદ્ધ છે.. !
  અજવાળામાં જ વિહાર કરનારા જેટલા શુદ્ધ છે; કારણે અંધારામાં વિહાર કરનારા પણ તેટલા જ શુદ્ધ છે.. !
  આ વાત બરાબર આત્મસાત્ કરજો.
  અને **કારણ હોવાથી બાહ્ય આચરણને પૂર્ણપણે નહીં પાળી શકનારને નીચા માનવાની ભૂલ કરશો નહીં !**
- શાસ્ત્રકારો લખે છે - **અપવાદનું સેવન કરવું જ પડે - એવી પરિસ્થિતિ આવીને ઊભી રહી હોય; ત્યારે પણ અપવાદ ન સેવે અને ઉત્સર્ગ પકડી રાખે... તો તેને પણ પ્રાયશ્ચિત્ત આવે !**
  આનો વિસ્તાર આવતી કાલે...

---

## ઉત્સર્ગ – અપવાદ – ૨

- અપવાદ માટેના કારણો કયા હોય ? તે જોઈએ.

**1. આર્તધ્યાનનું નિવારણ:**

- એકાસણું કરવું તે ઉત્સર્ગ છે... પણ બપોર સુધી ભૂખ સહન થતી ન હોય, આર્તધ્યાન થતું હોય, તો તેને નિવારવા સવારે પણ વાપરે - તે અપવાદ..
  હા, તે વાપરવામાં સ્વાદની ઈચ્છા ન રાખે. માત્ર પેટ માટે વાપરે.
  અમારા પૂ.આ.ભ. શ્રી કુલચંદ્રસૂરિજી મ. ને નવકારશી કરવી પડે, તો લુખ્ખો ખાખરો અને બાફેલી મોળી દાળ વાપરી લેતા..
- સાધુએ અનશન કર્યું હોય, ઘણાં દિવસો પસાર થવાથી તીવ્ર ભૂખ લાગે, અને જો આર્તધ્યાન થાય - તો શાસ્ત્રકાર કહે છે - બાજુમાં રહેલા સાધુઓ તેમને વપરાવી દે.. કારણકે આર્તધ્યાનમાં મરે તો દુર્ગતિ થાય... **આહારના ત્યાગ કરતાં સમાધિ એ મોટી ચીજ છે.**

જો કે વર્તમાનમાં તો સંઘયણબળ ઓછું હોવાના કારણે - સમાધિ રહેશે કે નહીં ? તેની ખાતરી ન હોવાથી અનશનનું પચ્ચક્ખાણ કરવાની છૂટ અપાતી નથી.

અહીં એ ધ્યાન રાખવું કે કોને આર્તધ્યાન કહેવાય ? કયા આર્તધ્યાનના નિવારણ માટે અપવાદની છૂટ મળે ? અને કયા આર્તધ્યાનના નિવારણ માટે અપવાદની છૂટ ન મળે? તે બધો એક ગહન વિષય છે. તે નિર્ણય કરવાનો અધિકાર ગીતાર્થનો છે.

વાપર્યા વિના આર્તધ્યાન થતું હોય તો વાપરવાની છૂટ મળે.. પણ ઢોસા ન મળવાથી આર્તધ્યાન (?) થતું હોય, તો ઢોસા વાપરવાની છૂટ ન મળે.

આ વિષય પછી વિસ્તારથી જોઈશું.

- લોચ કરવો તે ઉત્સર્ગ છે.
  બીમાર - અશક્ત સાધુ લોચનો પરિશ્રમ-પીડા સહન કરી શકે તેમ ન હોય તો કાતર કે અસ્ત્રાથી મુંડન પણ બારસા સૂત્રમાં બતાવ્યું છે.

**2. સ્વાધ્યાય-જ્ઞાન :**

- **મહો. યશોવિજયજી મ.** ભણવા માટે કાશી ગયા. વિહારમાં દોષિત ગોચરી-પાણી વગેરે વાપરવા પડ્યા - તે જ્ઞાનની પ્રાપ્તિ માટે સેવેલો અપવાદ છે.
- શેષ કાળમાં એક સ્થાને એક મહિનો (સાધ્વી ભગવંતને બે મહિના) રહેવું - તે ઉત્સર્ગ છે.
  અભ્યાસ ચાલુ હોય - તેના માટે રહેવું જરૂરી હોય - તો ગીતાર્થની રજાથી વધુ સમય પણ રહે - તે જ્ઞાન માટે અપવાદ છે...
- એકાસણું કરવામાં આર્તધ્યાન ન થતું હોય... પણ પછી ભણી – ભણાવી શકતો ન હોય.. સવારે વાપરે તો ભણી – ભણાવી શકતા હોય તો તેના માટે થઈને સવારે વાપરે – તે જ્ઞાન માટે અપવાદ છે. (ત્યારે મુખ્ય તો બપોરના જ ટંકે વાપરવું, સવારે ટેકા પૂરતું વાપરવું – એ મુખ્ય માર્ગ છે. )

**3. વૈયાવચ્ચ :**

- સંવત્સરીએ ઉપવાસ કરવો, તે ઉત્સર્ગ છે...
  ગ્લાન કે આચાર્ય વગેરેની સેવામાં રહેલ સાધુ ઉપવાસ કરે તો વૈયાવચ્ચ (ત્રણ વાર ગોચરી લાવવી, વારંવાર માતરું પરઠવવા જવું, રાતના જાગવું વગેરે... ) કરી શકે તેમ ન હોય તો એકાસણું કે યાવત્ નવકારશી પણ કરે, તે વૈયાવચ્ચ માટે અપવાદ...
- કોઈ સાધુને હાર્ટ એટેક આવે - એમ્બ્યુલન્સમાં લઈ જવા પડે... ત્યારે રસ્તામાં કાંઈ થાય તો નવકાર સંભળાવવા વગેરે માટે બીજો સાધુ પણ એમ્બ્યુલન્સમાં સાથે જાય, તે વૈયાવચ્ચ માટે અપવાદ...
- સાધુને હોસ્પિટલમાં દાખલ કર્યા હોય.. સેવામાં રહેલ સાધુ ગોચરી વહોરવા જાય તો બીમારની દેખરેખ રાખનાર કોઈ ન હોય.. {અથવા બીજા સાધુ હોય તે કુશળ ન હોય..} તો પોતાની ગોચરી મંગાવી લે, તે વૈયાવચ્ચ માટે અપવાદ...

**4. શાસન પ્રભાવના - રક્ષા - સંઘની આરાધના :**

- એકાસણું કરી શકતા સાધુ ભગવંત પણ વ્યાખ્યાન કરી શકાય તે માટે નવકારશી કરે, તે શાસન પ્રભાવના માટે અપવાદ...
- દેવસિ પ્રતિક્રમણ પછી મકાન બહાર દૂર ન જવાની સામાચારી હોવા છતાં, સંવતસરી પ્રતિક્રમણ કરાવવા ૧-૨ કિ. મી. દૂર સુધી જઈને પાછા આવીએ છીએ - તે સંઘની આરાધના માટે અપવાદ...

- સરસ્વતી સાધ્વીને બચાવવા કાલકાચાર્ય પરદેશ જઈને રાજાને લાવ્યા અને ગર્દભિલ્લ સાથે યુદ્ધ કર્યું - તે શાસનની રક્ષા માટે અપવાદ..
- **જે શાસનની પ્રભાવના માટે સમર્થ હોય, અપવાદનું સેવન કર્યા પછી પરિણતિને ટકાવી શકે તેવી પાત્રતા હોય - તેને આ અપવાદની રજા મળે...**

**5. આત્મવિરાધનાથી બચવા :**

- શાસ્ત્રોમાં વિરાધનાના ત્રણ પ્રકાર બતાવ્યા છે.
  **૧) સંયમ-વિરાધના** - જીવોની હિંસા વગેરે (સંયમના આચારથી વિરુદ્ધ આચરણ)...
  **૨) આત્મ-વિરાધના** - શરીરને નુકસાન થાય,રોગ આવે, મૃત્યુ આવે...
  **૩) પ્રવચન-વિરાધના** - શાસનની નિંદા થાય...
  આ ત્રણે વિરાધના ઉત્તરોત્તર મોટી છે.
- સંયમ-વિરાધના કરતાં આત્મ-વિરાધનામાં વધારે નુકસાન છે.. (આત્મ-વિરાધના આવે તો સાથે મોટી સંયમ-વિરાધના પ્રાયઃ આવે જ.) અને આત્મ-વિરાધના કરતાં પ્રવચન-વિરાધના મોટી છે.
  એટલે, આત્મ-વિરાધનાથી બચવા - સંયમ-વિરાધના કરી લેવી, તે અપવાદ છે...
- ૪૮ ડિગ્રી ગરમીમાં ગોચરી જનાર સાધુ કદાચ પગ બળે તે સહન કરવા તૈયાર હોય; પણ ગરમી શરીરમાં ચડી જાય તો ટાઇફોઇડ-કમળો વગેરે થવાની સંભાવના હોય - તેથી ગુરૂ મોજાં પહેરી લેવાનો આદેશ કરે - તે આત્મ-વિરાધનાથી બચવા માટેનો અપવાદ ...
- રોગ આવે તો સહન કરવો તે ઉત્સર્ગ છે......
  કદાચ આર્તધ્યાન ન પણ થતું હોય; પણ દવા ન કરાય તો કાયમી ખોડ રહી જાય-મૃત્યુ આવે તેવી સંભાવના હોય તો દવા કરે - તે આત્મ-વિરાધનાથી બચવા માટે અપવાદ... (આર્તધ્યાનથી બચવા માટે પણ અપવાદ તો સેવી જ શકાય.. )
- હાઇવે પર વિહાર કરતાં સાઈડમાં પાણી હોય, વચ્ચે કોરું હોય... તો પણ વચ્ચે ચાલવામાં ઝડપથી આવતી ગાડી સાથે અથડાઈ જવાનો ડર હોવાથી, સાઈડ માં પાણી પર ચાલે - સંયમ-વિરાધના સ્વીકારી લે - તે આત્મ-વિરાધનાથી બચવા માટેનો અપવાદ...
- સાધુને ચાલવામાં રસ્તામાં પાણીનું વહેણ આવે... કૂદી શકાશે કે નહીં ? તે શંકા થાય, તો શાસ્ત્રકાર કહે છે – "કૂદવું નહીં... પાણીમાં પગ મૂકી દેવો... કારણકે કૂદવા જતાં પડે તો હાડકા ભાંગે, અનેક ગણી મોટી જીવવિરાધના પણ થાય, અને બીજા લોકો શાસનની નિંદા પણ કરે કે 'કેવો આમનો આચાર ? પાડે - હાડકા તોડે'..." એ આત્મ-વિરાધનાથી - પ્રવચન-વિરાધનાથી બચવા પાણીમાં પગ મૂકવો તે અપવાદ.
- મચ્છરદાની વાપરવી તે ઉત્સર્ગ નથી - સાધુના ઉપકરણોમાં મચ્છરદાની નથી...
  પણ ઘણાં મચ્છર હોય, મેલેરિયા-ડેન્ગ્યુ-ચિકનગુનિયાના વાયરા ચાલતા હોય - ત્યારે તેવા રોગથી બચવા મચ્છરદાની વાપરે, તે આત્મ-વિરાધનાથી બચવા માટે અપવાદ...
  {રાત્રે ઊંઘ નહીં આવે તો સવારે વિહાર નહીં થાય - વૈયાવચ્ચ નહીં થાય - સ્વાધ્યાય નહીં થાય - તેવું લાગે તો પણ અપવાદે મચ્છરદાની વાપરી શકાય... પોતાનું શરીર પર નિયંત્રણ ન હોવાથી પડખું ફેરવવા જતાં મચ્છર મરી જવાની શક્યતા હોય તો પણ અપવાદે મચ્છરદાની વાપરી શકાય... ડંખની વેદનાથી બચવા કે નિરાંતે ઊંઘવા માટે મચ્છરદાની વાપરવાની નથી હોતી... }
- અમે મુંબઈથી વિહાર કરીને આવતા હતા... એક મહાત્મા વૃદ્ધ + બીમાર હોવાથી વ્હીલચેરમાં

હતા... અંદરના રોડ નાના હોય... સવારે ૭ વાગ્યા પછી દૂધ - શાકભાજી - નોકરી-ઑફિસ જનારાની અવરજવર ચાલુ થઈ જાય... વ્હીલચેર ચલાવવી અઘરી પડે... એટલે અમારે સવારે ૫ વાગે નીકળીને ૭ વાગે પહોંચી જવું પડતું..

આ અંધારામાં વિહાર - આત્મ-વિરાધનાથી બચવા માટે અપવાદ...

- મકાનમાં ઘોર અંધારું હોય... દાદરા વગેરે ઊંચા-નીચા હોય તો સાધુ પડી ન જાય - તે માટે પ્રકાશ કરાવવાનું વિધાન શાસ્ત્રોમાં છે જ. (ત્યારે દીવા હતા - હવે લાઈટ આવી. ) આ આત્મ-વિરાધનાથી બચવા માટે અપવાદ...
- *સભા : બીજાના પ્રાણ બચાવવા આપણે પ્રાણોનો ભોગ આપવો જોઈએ ને ? પોતાના પ્રાણ બચાવવા બીજાના પ્રાણનો ભોગ લઈ શકાય ?*

  જે સત્ત્વશાળી હોય, સમાધિ ટકાવી શકે તેમ હોય, તે બીજાના પ્રાણને બચાવવા પોતાનો ભોગ આપે. પણ બધાનું તેવું સત્ત્વ નથી હોતું - સમાધિ ટકતી નથી - આર્તધ્યાન થાય છે. વળી અહીંથી મરીને દેવલોકમાં જાય તો અવિરતિ જ આવે... થોડી વિરાધનાથી લાંબો સમય સંયમ પાળી શકાય તો પણ લાભ વધે... વળી આચાર્ય-ભણાવનાર-પ્રભાવક વગેરે - જેના પર ઘણા આત્માઓનું હિત અવલંબિત હોય તેમણે પોતાના પ્રાણ બચાવવા સંયમ - વિરાધના કરવી પડે...

  આ વિષય ગહન છે. તે ગીતાર્થો સમજી શકે...

**6. પ્રવચન વિરાધનાથી બચવા :**

- સાધુને પાણીનો ઉપયોગ ખૂબ કરકસરથી કરવાનો હોય છે. પણ જંગલમાં ઠલ્લે જઈને આવ્યા પછી મકાનમાં પ્રવેશ કરતાં જો સામે બ્રાહ્મણ વગેરે શૌચવાદીઓ જોતા હોય, તો જરૂર કરતાં વધારે પાણીથી છબછબિયા કરીને પગ ધોવાનું વિધાન શાસ્ત્રકારે કર્યું છે. કારણકે નહીં તો - જોનારા બ્રાહ્મણો - 'આ જૈન સાધુઓ કેવા ગંદા છે? હાથ-પગ પણ ધોતા નથી...' - એવી નિંદા કરે... તેનાથી દુર્લભબોધિ બને - ભવાંતરમાં જિનશાસન ન મળે તેવા અંતરાય કર્મ બાંધે... તેવું ન થાય - પ્રવચન વિરાધના ન થાય - તે માટે વધારે પાણી ઢોળવું - તે અપવાદ...
- આચાર્ય ભગવંત ઉદાયી રાજાને પૌષધ કરાવવા રાજમહેલમાં ગયેલા.. સાથે રહેલ સાધુ (જે ઉદાયી રાજાનું ખૂન કરવા - રાજમહેલમાં પ્રવેશ મેળવવા જ સાધુ બનેલો) રાતના ઉદાયીનું ખૂન કરીને ભાગી ગયો.

  લોહીની ધાર સ્પર્શતા આચાર્ય ભગવંત ઉઠી ગયા. સવારે 'આચાર્ય ભગવંતે રાજાનું ખૂન કર્યું' એવો લોકાપવાદ ન થાય તે માટે તે જ છરીથી આત્મહત્યા કરી..

  આ પ્રવચન-વિરાધનાથી બચવા માટે આત્મ-વિરાધના છે...
- *સભા : તેમાં આર્તધ્યાન થાય તો ?*

  **શાસનનો એટલો પ્રકૃષ્ટ રાગ હોય કે તેના માટે મરી ફીટે - તેને તે રાગ જ આર્તધ્યાન ન થવા દે..**
- ફરી જણાવું.

  ઉત્સર્ગ આચરનાર શુદ્ધ સંયમી..

  અપવાદ આચરનાર અશુદ્ધ સંયમી... એવો ભેદ જિનશાસનમાં નથી.

  એટલે અપવાદ આચરનારને અશુદ્ધ સંયમી કે શિથિલાચારી માનવાની ભૂલ ના કરશો !
- ઊલ્ટું **- અપવાદનું સેવન જરૂરી હોય - તેવા અવસરે ઉત્સર્ગને પકડી રાખનારને શાસ્ત્રકારોએ પ્રાયશ્ચિત્ત બતાવ્યું છે !**

# ઉત્સર્ગ – અપવાદ – ૩

- ***પ્રશ્ન :** અપવાદનું સેવન કરનારને ઉત્સર્ગનું સેવન કરનાર જેટલી જ નિર્જરા થઈ શકે એ વાત મગજમાં બેસતી નથી. નવકારશી કરનારને એકાસણું કરનાર જેટલી જ નિર્જરા શી રીતે થઈ શકે અને જો થતી હોય તો કોઈ એકાસણું શા માટે કરે ? બધા નવકારશી જ કરે ને ?*
- પહેલા, એક વાત સમજી રાખો કે **કારણ હોય ત્યારે (યતનાપૂર્વક) આચરાય, તેને જ અપવાદ કહેવાય છે. કારણ ન હોય તો અતિચાર કે અનાચાર જ કહેવાય છે.** એટલે એકાસણું કરવાની શક્તિ-સંયોગ વગેરે બધી અનુકૂળતા હોય છતાં નવકારશી કરે; તો તે અપવાદ જ નથી, પ્રમાદ છે-શિથિલતા છે. એટલે તેને એકાસણું કરવા જેટલી નિર્જરા થવાનો પ્રશ્ન જ નથી આવતો.
  આમાં તમારા, ‘કોઈ એકાસણું શા માટે કરે ? બધા નવકારશી જ કરે ને ?’ એ બીજા પ્રશ્નનો જવાબ આવી જાય છે. કારણકે વિના કારણે નવકારશી કરવામાં, એકાસણાં જેટલી નિર્જરા નથી જ. (કદાચ પ્રભુની આજ્ઞાના નિરપેક્ષ રીતે ભંગના કારણે નુકસાન પણ થઈ શકે.. )
- હવે કારણે અપવાદ સેવનારને, ઉત્સર્ગ સેવનાર જેટલી જ નિર્જરા થઈ શકે - તે વાત દૃષ્ટાંતો, શાસ્ત્રપાઠો, તર્ક વગેરેથી જોઈએ......
  **અપવાદ સેવતા કેવળજ્ઞાન થયું હોય તેવા અઢળક દૃષ્ટાંતો છે.** (હકીકતમાં ઉત્સર્ગ સેવતા કેવળજ્ઞાન થયું હોય તેવા દૃષ્ટાંત કરતા કદાચ વધારે હશે.)
  નવકારશી કરતા કૂરગડુ મુનિને કેવળજ્ઞાન થયું... (વાપરવાનું હોય જ, તો ઉત્સર્ગ એકાસણું છે - નવકારશી અપવાદ છે.)
  નદી ઊતરતાં અર્ણિકાપુત્ર આચાર્યને કેવળજ્ઞાન થયું... (નદી ઊતરવી - એ અપવાદ છે, કારણ કે તેમાં પાણીના જીવોની વિરાધના છે.)
  ગોચરી પરઠવતાં ઢંઢણકુમાર મુનિને કેવળજ્ઞાન થયું.. વગેરે..
  જો અપવાદ સેવનારને ઉત્સર્ગ સેવનાર કરતા ઓછી જ નિર્જરા થતી હોય, તો કેવળજ્ઞાન શી રીતે થાય? કારણકે કેવળજ્ઞાન તો ઉત્કૃષ્ટ નિર્જરાથી જ થાય...
- શાસ્ત્રમાં સાધુધર્મ બે પ્રકારનો બતાવ્યો છે. ૧) સાપેક્ષ અને ૨) નિરપેક્ષ..
  જે સાધુઓ સમુદાયમાં રહે - બીજા સાધુઓની સહાયની અપેક્ષા રાખે - તે સાપેક્ષ સાધુ..
  જે બીજાની સહાયતાની અપેક્ષા વિના એકલા જ વિચરે, એ નિરપેક્ષ સાધુ..
- **નિરપેક્ષ સાધુઓ સદાને માટે ઉત્સર્ગ જ આચરે છે - અપવાદનું સેવન ક્યારેય કરતા નથી.**
- અમે (સાપેક્ષ સાધુ) નિર્દોષ ગોચરી કે પાણી ન મળે (બીમારીમાં, વિહારમાં) તો દોષિત પણ વહોરીએ-વાપરીએ.
  નિરપેક્ષ સાધુને નિર્દોષ ગોચરી ન મળે, તો છ મહિનાના ચોવિહાર ઉપવાસ કરે, પણ દોષિત ન વહોરે-ન વાપરે.
- અમને રોગ આવે તો દવા કરીએ.
  નિરપેક્ષ સાધુ રોગને સહન જ કરે... દવા ન જ કરે.. અરે ! પગમાં કાંટો વાગ્યો હોય તો પણ કાઢે નહીં.. આંખમાં તણખલું ગયું હોય તો પણ કાઢે નહીં ! સહન જ કરે. (રોગ આવે ત્યારે દવા કરવી, એ અપવાદ છે. ઉત્સર્ગ તો સહન કરવાનો જ છે.)
- અમે કાઉસ્સગ્ગ કરતા હોઈએ અને આગ લાગે તો પારીને મકાનની બહાર નીકળી જઈએ. (તેવું કારણ હોય તો આગ બુઝાવીએ પણ ખરા.) નિરપેક્ષ સાધુ કાઉસ્સગ્ગ કરતા હોય અને આગ લાગે તો બળીને મરી જવા તૈયાર હોય, પણ મકાનની બહાર નીકળવાનો પ્રયાસ ન કરે !

- અમારે ઠલ્લે જવાની ભૂમિના ૧૦૨૪ પ્રકારના વિકલ્પો બતાવ્યા છે. તેમાં માત્ર પહેલો વિકલ્પ જ ઉત્સર્ગ છે, બાકીના ૧૦૨૩ અપવાદના છે.
  અમને પહેલા પ્રકારની ભૂમિ ન મળે, તો બીજા વગેરે પ્રકારની ભૂમિમાં જઈએ. નિરપેક્ષ સાધુ પહેલા પ્રકારની ભૂમિ સિવાય ક્યાંય ઠલ્લે ન જાય.. તેવી ભૂમિ ન મળે તો પોતાની શંકાને રોકી શકે; તેવું શરીર પરનું નિયંત્રણ હોય..
- અમે ખેતર વચ્ચેની કેડી પરથી જતા હોઈએ અને સામેથી હિંસક પ્રાણી આવે તો બચવા માટે ખેતરમાં (ઘાસ વગેરેમાં) ચાલ્યા જઈએ.
  તેવા સંયોગોમાં નિરપેક્ષ સાધુ મરી જવાનું પસંદ કરે, પણ ઘાસ પર પગ મૂકવાનો વિચાર સુદ્ધાં ન કરે..
- આવો નિરપેક્ષ સાધુધર્મ માત્ર પ્રથમ સંઘયણવાળા જ લઈ શકે. વર્તમાનમાં તો શક્ય જ નથી કારણકે તેવું શારીરિક બળ કે માનસિક સત્ત્વ, પ્રથમ સંઘયણ વિના સંભવ નથી.
- મહત્ત્વની વાત એ છે કે નિર્જરા શેમાં વધારે ?
  માત્ર ઉત્સર્ગ રૂપ (એકપણ અપવાદ વિનાના) નિરપેક્ષ સાધુધર્મમાં ? કે જેમાં ઘણાં અપવાદ છે, ઉત્સર્ગનું પાલન કદાચ ઓછું છે, તેવા સાપેક્ષ સાધુધર્મમાં ?
  તેનો જવાબ આપતાં - શાસ્ત્રકાર કહે છે - બંને પ્રકારના સાધુધર્મ પોતપોતાના સ્થાનમાં મહાન્ છે.
  **શાસન ચલાવવાની અપેક્ષાએ સાપેક્ષ સાધુધર્મ મહાન્ છે.** (શાસન, સાપેક્ષ સાધુઓથી ચાલે છે, નિરપેક્ષ સાધુથી નહીં.. )
- જે આચાર્યને તેવો યોગ્ય શિષ્ય ન હોય કે તેમના ગચ્છનું યોગક્ષેમ કરી શકે; તેમને નિરપેક્ષ સાધુ બનવાનું નથી. તેમના માટે નિરપેક્ષ સાધુપણાં (ઉત્સર્ગ આચરણ) કરતાં, અપવાદનું સેવન કરીને પણ ગચ્છનું યોગક્ષેમ કરવામાં વધુ નિર્જરા છે.
- નિરપેક્ષ સાધુ કોણ બની શકે ? તે માટેની પાત્રતાઓમાં એક છે - ઓછામાં ઓછો ૯ પૂર્વનો અભ્યાસ હોવો જોઇએ. પછી લખ્યું છે કે જો ૧૦ પૂર્વનો અભ્યાસ પૂરો થઇ ગયો હોય, તો નિરપેક્ષ સાધુ બની શકાય નહીં !
  તેનું કારણ એ જણાવ્યું છે કે ૧૦ પૂર્વ ભણનાર દેશનાલબ્ધિના સ્વામી હોય; તેમને નિરપેક્ષ સાધુ બનવા કરતા; પ્રવચન દ્વારા અનેક જીવોને પ્રતિબોધ કરવામાં, શાસન ચલાવવામાં વધુ નિર્જરા છે !
  આમ, સંયોગાનુસાર - નિરપેક્ષ કરતા સાપેક્ષ સાધુને વધુ નિર્જરા બતાવી
  તે જણાવે છે કે, **ઉત્સર્ગ કરતાં અપવાદના સેવનમાં વધુ નિર્જરા થઇ શકે છે !**
- સામાની પાત્રતા હોય, પોતાનું પુણ્ય હોય, ગુરૂએ અધિકાર આપ્યો હોય... ત્યારે પ્રવચન આપવું એ ફરજ છે.
  પ્રવચન આપ્યા પછી સફળતા મળે - તો અહંકાર ન કરે; નિષ્ફળતા મળે તો શ્રાવકોને ધિક્કારે નહીં - તેવી રાગદ્વેષની મંદતા હોય તેને ગુરૂ અધિકાર આપે...
- **પુણ્ય - અધિકાર હોવા છતાં, સામાની પાત્રતા ના હોય તો મૌન રહેવું..**
- સર્વોત્કૃષ્ટ પુણ્યના માલિક ભગવાને પણ જમાલિને કંઈ ન કહ્યું - કારણકે તેનામાં પાત્રતા નહોતી!
- હવે તર્કથી વિચારીએ તો...
  એક સાધુ ઉત્સર્ગ આચરે છે - એકાસણું કરે છે.. પણ તેમાં મેવા-મીઠાઈ-ફરસાણ-ફળ વગેરે

બધું વાપરે છે - રાગ ઘણો કરે છે.

બીજો સાધુ શારીરિક કારણે નવકારશી કરે છે. પણ સવારે માત્ર મોળું દૂધ વાપરે છે, બપોરે માત્ર રોટલી-દાળ-ભાત વાપરે છે..

તો કોને નિર્જરા વધુ થશે ?

નિ:શંકપણે નવકારશી કરનારને !.. કારણકે અનાસક્તભાવ છે... ત્યાગ છે ...

- માત્ર બાહ્ય આચારના આધારે જ નિર્જરા માનવાની હોય તો, દિગંબરોને શ્વેતાંબર કરતા સારા માનવા પડશે. {કારણકે તેઓ અમારા કરતા ઘણું કષ્ટ સહન કરે છે.} પણ હકીકતમાં તેવું નથી જ.

  વાસ્તવિક નિર્જરા પરિણતિથી છે - અધ્યવસાયથી છે, જે નિશ્ચય છે. ઉત્સર્ગ - અપવાદ બંને આચાર રૂપ હોવાથી વ્યવહાર છે. એકલા વ્યવહારથી કદી નિર્જરાનો નિર્ણય થતો નથી.. એટલે ઉત્સર્ગના સેવનથી નિર્જરા વધુ થાય એવો નિયમ કરી શકાય નહીં... !
- **જે અધ્યવસાયથી નિર્જરા થાય છે તેનાથી પુણ્ય પણ બંધાય જ છે** અનેક પુણ્યપ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ રસબંધ ૧૦મા ગુણસ્થાનકે કહ્યો છે, જ્યાં સર્વોત્કૃષ્ટ નિર્જરા પણ હોય છે. તેમ જે અધ્યવસાયથી પુણ્ય બંધાય છે, તેનાથી નિર્જરા પણ થાય જ છે..

  પ્રભુની ભક્તિ પુણ્યબંધનું કારણ બતાવી છે.. પણ પ્રભુની ભક્તિ કરતાં કરતાં ક્ષપકશ્રેણિ ચડી ગયા હોય તેવા (નાગકેતુ વગેરે) અનેક દૃષ્ટાંતો શાસ્ત્રમાં છે, જે બતાવે છે કે તેનાથી નિર્જરા પણ થાય જ...
- પુણ્યબંધ અને નિર્જરાના કારણો જુદા-જુદા છે - એવું તમે માનતા હો તો તે તમારો ભ્રમ છે.. વધુ જાણવું હોય તો કમ્મપયડી ગ્રંથ જોઈ લેવો...

  દરેક જીવ દરેક સમયે શાતા-અશાતા - બે માંથી એક કર્મ તો બાંધે જ છે...

  હવે જયારે નિર્જરા થાય તેવી આરાધના કરી રહ્યો હોય, ત્યારે શાતારૂપ પુણ્ય બાંધે જ, એ નિયમ છે.
- *સભા : સામાયિક કરતી વખતે ભાવ ન હોય તો પણ નિર્જરા થાય - પુણ્ય બંધાય ?*

  બીજો વિશેષ ભાવ ન હોય તો પણ, '૪૮ મિનિટ સુધી - ખાવું નથી, પીવું નથી, લાઈટ-પંખો કરવા નથી, વાહનમાં બેસવું નથી, મોબાઈલ ચાલુ કરવો નથી, ટીવી. જોવું નથી.. વગેરે રૂપ પ્રતિજ્ઞાનું પાલન તો કરવું જ છે.' આટલો ભાવ તો હોય જ છે ને ? તે પણ પુણ્ય બંધાવે-નિર્જરા કરાવે.

  હા, સામાયિક કરીને મોબાઈલથી રમે તો - પુણ્ય ન બંધાય - નિર્જરા ન થાય - પ્રતિજ્ઞાનો સરેઆમ ભંગ હોવાથી..

  આવું બધા ધર્મકાર્યોમાં સમજવાનું છે.
- પૂજા કરતી વખતે બીજો ભાવ ન હોય તો પણ – 'પૂજા તો કરવી જ છે, પૂજા કર્યા વિના તો નથી જ રહેવું.' આવો ભાવ હોય છે તે પણ પુણ્યબંધ નિર્જરા કરાવે છે.
- **ભાવ (નિશ્ચય) વિનાનો (વ્યવહાર) ધર્મ નિષ્ફળ નથી...** આ વાત પૂર્વેના પ્રવચનોમાં વિસ્તારથી થઈ ચૂકી છે..
- *સભા : ભગવાન નિરપેક્ષ સાધુધર્મ પાળે કે સાપેક્ષ ?*

  ભગવાનનો આચાર અમારા બધા કરતા જુદો છે.. જો કે ભગવાન મહદંશે ઉત્સર્ગનું પાલન કરે છે..

  તમને એ જાણીને આશ્ચર્ય થશે કે સંઘરૂપ તીર્થની સ્થાપના કરનાર ભગવાન પોતે સંઘમાં નથી

ગણાતા..

અને એટલે જ, બીજા સાધુ માટે બનાવેલી દોષિત ગોચરી મને ન ખપતી હોવા છતાં, ભગવાન માટે બનેલી ગોચરી અમને બધાને ખપી શકે છે ! આવું કેમ ? તેનો જવાબ એ છે કે તેવી વ્યવસ્થા છે - શાસ્ત્રકારોએ જણાવેલું છે.

- બધા પ્રશ્નોના જવાબ તર્કથી આપી શકાય નહીં - કેટલુંક શ્રદ્ધાથી સ્વીકારવું પડે..

  બટેટામાં જીવ છે, એ કદાચ સાબિત કરી શકાય.. પણ બટેટામાં અનંતા જીવ છે, એ તો ભગવાનના વચન પરની શ્રદ્ધાથી સ્વીકારવું પડે. તેને સાબિત કરવા કોઈ તર્ક ન હોઈ શકે.

- હવે એક મહત્ત્વની વાત..

  એક સાધુથી એકાસણું થઈ શકે તેમ છે - છતાં પ્રમાદથી - સુખશીલતાથી નવકારશી કરે છે.. બીજા સાધુના સંયોગો એવા છે કે તેણે નવકારશી કરી લેવી જોઈએ.. છતાં તે એકાસણું પકડી રાખે છે..

  આમાં પહેલા સાધુને પ્રાયશ્ચિત્ત આવે - તે તો તમે સમજો છો. બીજાને આવે કે નહીં ? તો શાસ્ત્રકારો કહે છે - આવી શકે.. એટલું જ નહીં - પહેલા સાધુ કરતા વધારે પણ આવી શકે ! કારણકે નવકારશીની જરૂર હોવા છતાં એકાસણું પકડી રાખે, તેમાં રોગ વધી જાય - પછી જિંદગીભરની નવકારશી ફરજિયાત થઈ જાય, દવા લેવી પડે, દોષિત વાપરવું પડે... વગેરે રૂપ અનેક દોષો આવે - તેવી સંભાવના છે.

- જરૂર ન હોવા છતાં પગમાં મોજા પહેરે તો પ્રાયશ્ચિત્ત આવે. હાઈવેના વિહારમાં જરૂરી હોવાથી ગુરૂ આજ્ઞા કરે તો ય મોજા ન પહેરે, તો વધુ પ્રાયશ્ચિત્ત આવી શકે ! કારણકે, આગળ જતા વિહાર જ અટકી જાય, અકસ્માત થઈ જાય વગેરે મોટા દોષો આવવાની સંભાવના છે.. અને ગુર્વાજ્ઞાપાલનનો, અવસરે અપવાદ સેવવાની પ્રભુની આજ્ઞાના પાલનનો પરિણામ નથી..

- સારાંશ એ કે,

  **ઉત્સર્ગ સેવી શકાય તેમ હોય ત્યારે પણ અપવાદ સેવનાર (જો કે તે પ્રમાદ જ કહેવાય, અપવાદ નહીં) ને જે પ્રાયશ્ચિત્ત આવે - તેના કરતા, અપવાદ સેવવો જરૂરી હોય ત્યારે ઉત્સર્ગ પકડી રાખનારને વધુ પ્રાયશ્ચિત્ત પણ આવી શકે.**

  ધર્મપરીક્ષામાં - શાસન રક્ષાના અવસરે 'આમાં તો હિંસા થાય' - તેવું માનીને તેની ઉપેક્ષા કરે - તેને પ્રાયશ્ચિત્ત બતાવેલું છે !

- આ બધું તમને જણાવવાનો આશય એ જ છે કે,

  **અપવાદ સેવનારાને અશુદ્ધ સંયમી – શિથિલાચારી – 'નીચા' સંયમી... માનીને; તેમના પ્રત્યે દુર્ભાવ કરીને તમારું અહિત કરી ન બેસશો !**

## ઉત્સર્ગ – અપવાદ – ૪

- હાલ **અપવાદ સેવવાનો અવસર છે કે નહીં ? તેનો નિર્ણય કરવાનો અધિકાર** ગીતાર્થ **મહાપુરૂષોને છે..**

  અને તે નિર્ણયનો આધાર દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ-વ્યક્તિ એ બધાં પર હોય છે. એટલે, કોઈ અવસરે, એક ગીતાર્થ એવો નિર્ણય કરે કે - 'હાલ અપવાદની જરૂર નથી - ઉત્સર્ગ પકડી રાખવા જેવો છે...' અને બીજા ગીતાર્થ એવો નિર્ણય કરે કે - 'અત્યારે ઉત્સર્ગ આચરવામાં નુકસાનની સંભાવના છે, તેથી અપવાદ સેવી લેવો.' એવું પણ સંભવિત છે જ...

- એક જ શાસ્ત્રોને અનુસરનારા ગીતાર્થોમાં આવો મતભેદ કેમ થાય ?

તેનું કારણ એ છે કે શાસ્ત્રો દરેકે દરેક ચીજનું વર્ણન કરી શકે નહીં - તેની મર્યાદા છે... એટલે સામાન્ય દિશાસૂચન કરીને, ગીતાર્થ મહાપુરૂષોની બુદ્ધિ પર છોડી દેવામાં આવ્યું હોય છે. અને તેમની બુદ્ધિ જુદા-જુદા નિર્ણય પર આવે - તે સંભવિત છે જ.

- *સભા : બધા ગીતાર્થો ભેગા થઈને એક નિર્ણય પર ન આવી શકે ?*

  ગીતાર્થો વચ્ચે ક્ષેત્ર વગેરેનું અંતર હોય ત્યારે એ સંભવ નથી. વળી પૂર્વના કાળમાં સંદેશવ્યવહારના માધ્યમો નહોતા - ત્યારે તો અશક્ય જેવું હતું... ત્યારે જે ભેદ પડી ગયો - તે હવે મીટે નહીં - કારણકે સહુને પોતાના ગુરૂભગવંતે જે આચર્યું હોય - કહ્યું હોય, તેના પ્રત્યે બહુમાન હોય, તે છોડવા તૈયાર ન થાય..

  અને દરેક ચીજ માટે ગીતાર્થો ભેગા થાય એ પણ સંભવિત નથી, કારણકે એવી સેંકડો ચીજો હોય છે.

- એક ઉદાહરણથી વાત સમજીએ.

  સાધુનો ઉત્સર્ગ એ છે કે વર્ષમાં એક જ વાર ચોમાસા પૂર્વે કાપ કાઢવો.

  હવે વર્તમાનકાળમાં અમે ૧૦-૧૫ દિવસે પણ કાપ કાઢીએ છીએ... ઉનાળામાં ૮-૧૦ દિવસે પણ કાઢીએ {પરસેવાથી જલ્દી મેલા થાય તેથી. } - શિયાળામાં મહિને પણ કાઢીએ. મકાનમાં જ રહેનારા જલ્દી ન પણ કાઢે... પણ જેમને શ્રાવકોના સંપર્કમાં આવવાનું હોય - ગોચરી જવાનું હોય - પ્રવચન કરવાનું હોય - તેઓ જલ્દી પણ કાઢે - બહુ મેલા ન થવા દે... આ બધો અપવાદ છે......

  આવું શા માટે કરીએ છીએ ?

  પૂર્વના કાળે વસતિ ગામડાઓમાં હતી, રસ્તા ધૂળિયા હતા, લોકોના કપડાં પણ મેલાં રહેતાં - એટલે સાધુના મેલાં કપડાંથી જુગુપ્સા નહોતી થતી.

  હાલ વસવાનું શહેરોમાં થયું... તમે બધા 'ચોખલિયા' થઈ ગયા... દિવસમાં બે વાર કપડાં બદલીને ધોનારા પણ હશે... આસપાસ પુષ્કળ જૈનેતરોની વસતિ થઈ.

  ત્યારે અમારા કપડાં બહુ મેલાં હોય તો 'આ લોકો કેવા ગંદા છે !' આવી જુગુપ્સા કરીને કોઈ જૈનશાસનની નિંદા કરે, દુર્લભબોધિ બને, ભવાંતરમાં જિનશાસન ન મળે - તેવા અંતરાય બાંધે...

  તેવું ન થાય તે માટે અમે કપડાંને અત્યંત મેલા થવા દેતા નથી...

  {મેલાં કપડાં અમને ન ગમે તેથી કાપ કાઢીએ - તો પ્રમાદ કહેવાય.}

  શાસ્ત્રોમાં પણ આ અપવાદ બતાવ્યો છે - ધર્મકથા કરનારા આચાર્ય ભગવંત, કે જેમણે ઘણાં લોકોના સંપર્કમાં આવવાનું છે, તેમના કપડા ચોખ્ખા રાખવાનું જણાવ્યું છે. બીમારના કપડા ચોખ્ખા રાખવા જણાવ્યું છે.

  છતાં, કેટલાક ગુરૂ ભગવંતો આજે પણ ૪-૬ મહિને કે વરસે કાપ કાઢે છે. તેમને અપવાદની જરૂર નથી લાગતી.. તેમના ગીતાર્થ ગુરૂ ભગવંતોને તેવી જરૂર નથી લાગતી.

  આ બેમાં સાચું કોણ ?

  *સભા : બંને.*

  મારે એ જ કહેવું છે - બંનેનાપોતાના વિચારવાના એંગલ છે. પોતાની રીતે સાચા છે.. આપણે તેમના વચ્ચે ખરા-ખોટાનું વિશ્લેષણ કરવાની જરૂર નથી... કોઈને ઊંચા-નીચા માનવાની જરૂર નથી. કોઈને ઉતારી પાડવાની - નિંદા કરવાની જરૂર નથી, કે 'જૈન ધર્મ માં કેટલા મતાંતર છે ?' એવી નિંદા કરવાની ય જરૂર નથી.

બંને પ્રત્યે બહુમાન કેળવવાનું...

- **ઉત્સર્ગ આચરનારના સત્ત્વ-સહિષ્ણુતા-દઢતા પ્રત્યે બહુમાન કેળવવાનું...**
- **અપવાદ આચરનારની ગીતાર્થતા - કાળને અનુસારે જરૂરી ફેરફાર કરવાની સ્યાદ્વાદ દષ્ટિ પ્રત્યે બહુમાન કેળવવાનું...**
- *સભા : તદ્દન વિરોધી બે વાત પર બહુમાન કેમ થાય ?*

  એ જ સ્યાદ્વાદ છે. **મોક્ષમાર્ગ, તંગ દોર પર ચાલવા જેવો છે. એક પણ બાજુ ઝૂક્યા, તો પડવાનું છે...**
- *સભા : એટલે કોઈનું ખંડન નહીં કરવાનું ?*

  તમે ભૂલો છો... અહીં આચારની વાત ચાલી રહી છે, પ્રરૂપણાની નહીં ...

  નિષ્કારણ નવકારશી કરનારાની નિંદા ન થઈ શકે - તેમના પર દુર્ભાવ ન થઈ શકે... તપ ન કરવો - તે તેમનો શિથિલાચાર હોઈ શકે... પણ 'મોક્ષમાર્ગમાં તપની જરૂર નથી' એવું કોઈ કહે - તો તે ઉત્સૂત્ર પ્રરૂપણા છે. તેનું ખંડન થઇ શકે, એટલું જ નહીં - કરવું જ જોઈએ... શક્તિ હોવા છતાં **ઉત્સૂત્રનો પ્રતિકાર ન કરે; તો તેને પણ પ્રાયશ્ચિત્ત આવે, તેમ શાસ્ત્ર કહે છે !**
- *સભા : પણ તેમાં શાસનની હીલના થતી હોય તો ?*

  **ઉત્સૂત્રનો પ્રતિકાર કરવામાં ન આવે તો શાસનનો સર્વથા ઉચ્છેદ થવાની આપત્તિ આવે** તેનાથી બચવા ક્યારેક નાનો દોષ સ્વીકારવો પડે.. અલબત્ત, ઉત્સૂત્ર કોને કહેવાય ? તે સમજવાનું છે.

  **આચારમાં ભેદ કે શિથિલતા એ ઉત્સૂત્ર નથી...**

  સાધુપણામાં કોઈ મોટો દોષ સેવે, તો તેને સાધુપણું છોડાવવું પણ પડે... તેમાં કદાચ ક્યાંક અપપ્રચાર થાય, તો ચલાવી લેવો પડે... કારણકે સાધુપણામાં મોટો દોષ ચલાવી લેવાય તો આખી સાધુસંસ્થા પર કલંક આવવાનો, સંપૂર્ણ સાધુ સમુદાય ભ્રષ્ટ થવાનો પ્રસંગ આવી પડે. અલબત્ત, શાસનહીલના ન થાય, તે રીતે કરવાનો પૂરેપૂરો પ્રયાસ કરવો જોઈએ..
- 'જૈન' નામ હોવા માત્રથી ખંડન ન થાય, તેવું નથી. બધા નિહ્નવો જૈન જ હતા, એટલું જ નહીં સાધુવેશધારી હતા..

  છતાં તેમને સંઘની બહાર મૂકાયા છે. તેમનું પૂરજોશથી ખંડન થયું છે.
- **ઉત્સર્ગમાં દઢ રહેનાર વ્યક્તિ પણ જો અપવાદ સેવનાર પ્રત્યે જો તિરસ્કાર કરે, તો પોતાની દઢતાનું અજીર્ણ છે.**
- અઢાર પાપસ્થાનકની સજઝાયમાં એક વાત આવે છે. એક મકાનમાં બે સાધુ હતા.. એક નીચે.. બીજા ઉપર..

  નીચે રહેનારા આચારમાં કંઈક શિથિલ હતા.. (યાદ રાખો, અપવાદ એ શિથિલતા નથી... પણ પ્રમાદ સેવતા હોવાથી શિથિલ હતા. )

  ઉપર રહેનારા સાધુ, ઉગ્ર વિહારી - ચુસ્ત સંયમી હતા..

  નીચે રહેનારા સાધુને કોઈ વંદન કરવા આવે, તો કહેતા... 'હું સાચો સાધુ નથી. સાધુ તો ઉપર છે... તેમને જ વંદન કરવા જેવા છે...' વગેરે... આમ તેમને સંયમી ઉપર પુષ્કળ બહુમાન હતું.

  ઉપર રહેનારા સાધુને કોઈ વંદન કરવા જાય, તો કહેતા...

  'નીચે રહે છે, તે સાધુ જ નથી... તેને કંઈ સાધુ કહેવાય ?' વગેરે... તેમને નીચે રહેલા પ્રત્યે તિરસ્કાર હતો.

  શાસ્ત્રકાર લખે છે - નીચે રહેનારા સાધુ કાળધર્મ પામીને સદ્ગતિમાં ગયા - ટૂંક સમયમાં મોક્ષે

જશે.

ઉપર રહેલા સાધુએ - સંસારનું પરિભ્રમણ વધાર્યું !

**જો શિથિલાચારી પ્રત્યેનો તિરસ્કાર પણ સંસાર વધારી શકે, તો અપવાદ (જે શિથિલાચાર નથી) સેવનાર પ્રત્યે તો તિરસ્કાર કરી જ શી રીતે શકાય ?**

- ભગવાને જીવો પ્રત્યે ચાર ભાવના બતાવી છે – મૈત્રી, પ્રમોદ, કરુણા, માધ્યસ્થ.
  **પાપી પ્રત્યે કરૂણા કે માધ્યસ્થ ભાવના હોય - તિરસ્કાર નહીં..** ઉત્સૂત્રનો પ્રતિકાર કરતી વખતે પણ વ્યક્તિ પ્રત્યે તો કરૂણા જ હોવી જોઈએ !
- **આચારમાં પ્રમાદી હોવા છતાં, જે પોતાના પ્રમાદની કબૂલાત કરે - ખોટો બચાવ ન કરે, દઢ આચારવાળા પ્રત્યે બહુમાન રાખે - તેમની પ્રશંસા કરે - તો નિર્જરા કરે - એમ શાસ્ત્રકાર જણાવે છે.** *(ઉપદેશ માળા)*
- સાધુના આચારોમાં ભેદ અત્યારે જ છે તેવું નથી. સેનસૂરિજી મ. (જગદ્ગુરૂ હીરસૂરિજી મ. ના પટ્ટધર) જણાવે છે કે પ્રભુ વીરના ગણધરોના જે ૯ ગણ હતા, તેમની વચ્ચે પણ આચારમાં ભેદ સંભવે છે.
  એટલું જ નહીં, પ્રભુ વીરના કાળે, પાર્શ્વનાથ ભગવાનની પરંપરાના કેશી ગણધર વગેરે સાધુ ભગવંતો હતા. અને તેમના આચારો પ્રભુ વીરના આચારો કરતાં જુદા હતા......
  તેમને ચાર મહાવ્રત હતા... અમને પાંચ...
  તેઓ રોજ પ્રતિક્રમણ નહોતા કરતા, તેમને પર્યુષણ-સંવત્સરી-ચોમાસી નહોતા.. તેઓને રંગીન વસ્ત્રો પહેરવાની છૂટ હતી.
  તેમને એક સ્થાને જીવનભર રહેવાની છૂટ હતી. અમને મહિનાથી વધુ નથી.
  તેમને રાજાને ત્યાં વહોરવા જવાની છૂટ હતી, તેમને વડીદીક્ષા નહોતી..
  બોલો, કેટલો મોટો ભેદ છે ! તેને જોઈને મૂંઝાવું નહીં !
- સાધુ ભગવંતોના પરસ્પર ગોચરી-વંદન વગેરે વ્યવહારોમાં નિયમો છે - જે શાસ્ત્રકારે બતાવેલા છે...
  બે જુદા જુદા સમુદાયના સાધુ ભેગા થાય - તો તેમણે જુદી જુદી જગ્યાએ ઠલ્લે જવું, એક જગ્યાએ ઠલ્લે પણ ન જવું - તેવું શાસ્ત્રકાર કહે છે ! તેના કારણો પણ છે ! જેનાથી તમારે મૂંઝાવાની જરૂર નથી !
- જેમની સાથે અમારે ગોચરી-વંદન વ્યવહારો છે, તેમની સાથે પણ કેટલીક બાબતોમાં ભેદ છે. જેમકે સવારે ભણાવવાની પોરિસી, અમે સૂર્યોદય પછી પોણા પ્રહરે ભણાવીએ છીએ... બીજા ઘણાં બધાં સાધુઓ - છ ઘડીએ ભણાવે છે.. પણ તેથી કંઈ અમે ઝઘડતાં નથી.. 'અમે સાચાં - તમે ખોટા' - એવું કહેતા નથી.. સહુ પોતાના આચાર પાળે છે.. પરસ્પર સદ્ભાવથી રહે છે..
- **બીજા આરાધક પર તિરસ્કાર, એ પોતાની આરાધનાનું અજીર્ણ છે.**
  બદામ પચે તો લોહી બને. અજીર્ણ થાય તો ઝાડા-ઊલ્ટી કરાવે, બીજું પણ ખાધેલું કાઢી નાખે.. તેમ આરાધનાનું અજીર્ણ તો નુકસાન કરાવે.
- સૂર્યાસ્ત સમયે વંદિત્તુ આવે, તે રીતે દેવસિ પ્રતિક્રમણ કરવું તે ઉત્સર્ગ છે.
  ૭:૩૦ વાગે પ્રતિક્રમણ શરૂ કરવું - તે અપવાદ છે.
  કોઈ શ્રાવક ઉત્સર્ગ મુજબ પ્રતિક્રમણ કરે તો ધન્યવાદ છે. પણ ૭:૩૦ વાગે કરનારાનું પ્રતિક્રમણ ખોટું છે, તેવું માને - તો તેનું આચરણ - બીજા પ્રત્યેના દુર્ભાવથી કલંકિત છે...
- **અસહ્ય શિથિલાચાર હોય તો 'ઓપરેશન' થઈ શકે; પણ તિરસ્કાર તો ન જ હોવો જોઈએ !**

## ઉત્સર્ગ – અપવાદ – ૫

- સાધુ ભગવંતો માટેના ઉત્સર્ગ-અપવાદ બતાવ્યા. શ્રાવકો માટેના જોઈએ.
- વ્યાખ્યાન સાંભળવાનો **ઉત્સર્ગ** વિધિ એ કે ઉત્કટુક(ગોદોહિકા આસન - વાંદણાની મુદ્રામાં) બેસવું, હાથ જોડીને સાંભળવું.
  પલાંઠી વાળીને (સુખાસને) બેસવું તે **અપવાદ.**
  પગ ઊંચો-નીચો કરવો - તે નિષ્કારણે કરે તો પ્રમાદ... કારણે કરે તો અપવાદ.. ઢીંચણ-કમરની તકલીફ હોય તો ખુરશીમાં બેસીને સાંભળે તે **મોટો અપવાદ.**
  જેનાથી નીચે બેસી શકાતું જ નથી, કે ૧ કલાક બેસે તો પાછળથી મોટી તકલીફ થાય છે; તે ખુરશી પર બેસે તે અપવાદ છે. (કારણકે નહીં તો સાંભળી જ નહીં શકે. )
  પણ ખુરશી છે - એટલે શોખથી બેસે, પગ પર પગ ચડાવીને બેસે, તે બધો અનાદર છે - પ્રમાદ છે - અનાચાર છે.
  હું તો એવું માનું કે ખુરશીના સ્થાને બેંચ-પાટલી જ હોવી જોઈએ.. જગ્યા ઓછી રોકાય, ખસેડવાનો અવાજ ન થાય, ટેકો દઈને બેસવારૂપ પ્રમાદ ન થાય...
- ગુરુવંદન કરવા આવ્યા હોય અને નીચે બેસાતું ન હોય તો વિનય-વિવેકપૂર્વક મહાત્માને કારણ જણાવી, રજા લઈ ખુરશી પર બેસે તે વિધિપૂર્વકનો અપવાદ કહેવાય. તેમાં પોતે ખોટું કરી રહ્યો છે - તેનો ખટકો પણ હોય. સીધી ખુરશી ખેંચીને બેસી ન જવાય...
- વ્યાખ્યાનમાં ભાઈઓ પોતાની ડાબી બાજુ બેસે, તે **ઉત્સર્ગ..**
  ઉપાશ્રયની રચના એવી હોય કે ડાબી બાજુ બહેનોએ બેસવું પડે (કારણકે તે બાજુ જગ્યા વધુ હોય)તો ભાઈઓ જમણી બાજુ બેસે તો **અપવાદ...**
- કેટલાક અપવાદ સામાન્ય હોય છે - જેમાં વિશેષ અવિધિ કે વિરાધના નથી હોતી.. જેમ કે ડાબાની બદલે જમણી બાજુ બેસવું.
- શ્રાવકે પૂજા દરમિયાન બે જ વસ્ત્ર (ધોતી - ખેસ) પહેરવા, તે **ઉત્સર્ગ.**
  કડકડતી ૮-૧૦ ડિગ્રી ઠંડી હોય, શરીર ધ્રૂજતું હોય; બે જ કપડાંનો આગ્રહ રખાય તો દેરાસર જઈ ન શકાય - જાય તો ભક્તિ કરવા રોકાઈ ન શકાય - ભક્તિ કરે તો મન ન ચોંટે; તે વખતે ત્રીજા વસ્ત્ર રૂપે શાલ ઓઢવી - તે **અપવાદ.**
  {સાધુ ભગવંતોને ઉત્સર્ગથી ૩ કપડાં (૨ સુતરાઉ + ૧ ઊનનો - કામળી) રાખવાના હોય છે. ઠંડીમાં પણ ઉઘાડા શરીરે સૂવું - તે ઉત્સર્ગ છે. સહન ન થાય તો પહેલા ૧ કપડો ઓઢે, પછી બીજો, પછી ત્રીજો.. પછી પણ સહન ન થાય તો ૭ કપડા સુધી રાખવા-ઓઢવાની છૂટ છે. }
- પૂજા કરવી હોય તો સંપૂર્ણ સ્નાન કરવું તે **ઉત્સર્ગ.**
  પગની આંગળીમાં વાગ્યું હોય, ડોક્ટરે પાણી લગાડવાની મનાઈ કરી હોય તો ત્યાં પ્લાસ્ટિક બાંધીને બાકીના શરીરે સ્નાન કરીને પૂજા કરે - તે **અપવાદ..**
- પોતાની જમણી બાજુ ઊભા રહીને ધૂપપૂજા કરવી તે **ઉત્સર્ગ.**
  જમણી બાજુ ઘણાં બહેનો દર્શન કરવા ઊભા હોય, તો ભાઈઓ ડાબી બાજુથી ધૂપપૂજા કરી લે, તે **અપવાદ...**
- પ્રભુને અભિષેક મસ્તકથી કરવો તે **ઉત્સર્ગ.**
  શત્રુંજયાદિ તીર્થમાં ઘણી લાઈન હોય ત્યારે અંગૂઠે અભિષેક કરવો તે **અપવાદ**
- અષ્ટપ્રકારી પૂજા ક્રમપૂર્વક કરવી તે **ઉત્સર્ગ.**

પોતાની બધી પૂજા પૂર્ણ થયા પછી, નીકળતા વખતે મૂળનાયક પ્રભુજીને અભિષેક શરૂ થતો હોય તો ઉત્ક્રમથી જળપૂજા કરે - તે **અપવાદ...**

- પૌષધમાં પ્રતિક્રમણ-પડિલેહણ-દેવવંદન-સજ્ઝાય કર્યા પછી ગુરુવંદન કરવા એ ઉત્સર્ગથી વિધિ છે.
  પણ સવારે વહેલું વ્યાખ્યાન હોય, ત્યારે હજુ પડિલેહણ વગેરે બાકી હોય, અને વ્યાખ્યાન સાંભળવા બેસો, તો વંદન કરીને સાંભળવું - તે અપવાદ છે. તેમ મહાત્મા વિહાર કરીને જઈ રહ્યા હોય તો, પડિલેહણ વગેરે બાકી હોવા છતાં વંદન કરવું તે **અપવાદ છે...**
- રાત્રિભોજન ત્યાગમાં ચોવિહાર - ચારે આહારનો ત્યાગ એ **ઉત્સર્ગ** છે.
  તિવિહાર - પાણી સિવાયના આહારનો ત્યાગ એ **અપવાદ** છે...
  આ રીતે સર્વત્ર યથાસંભવ અપવાદ હોઈ શકે...
- અપવાદ કેવો હોય ? કોને હોય ? ક્યારે હોય ? વગેરે નિર્ણય ગીતાર્થોને આધીન છે.
  કેટલીક બાબતોમાં તેવા પ્રકારના અપવાદ નથી હોતા...... જેમ કે બેસણું કરે તો રાતના ચારે આહારનો ત્યાગ ફરજિયાત છે, તેમાં તિવિહારની છૂટ ન મળે. {બેસણું કર્યા પછી રાતે મોટી મુશ્કેલી ઊભી થતાં પાણી વપરાવવું પડે - તે આગાઢ અપવાદ સમજવો. }
  સામાયિક ઓછામાં ઓછી ૪૮ મિનિટની હોય... તેમાં ૪૦ મિનિટ કરવાની છૂટ ન મળે.
  વરસીતપમાં બે ઉપવાસ વચ્ચે બેસણું છે - તેના બદલે નવકારશીની છૂટ ન મળે..
- **મારે વિધિ (ઉત્સર્ગ)નું પાલન કરવું છે - ભગવાનની આજ્ઞાનું પાલન કરવું છે - એ એક સર્વોત્કૃષ્ટ ભાવ છે..**
  બીજા બધા ભાવો પર એ વિધિપાલનના ભાવનું - વિવેકનું - ઔચિત્યનું નિયંત્રણ જોઈએ.
- પ્રભુભક્તિનો ખૂબ ભાવ હોય એટલે અભિષેકમાં પીપ ન ઢોળાય... કળશથી જ કરાય - એ વિધિ છે..
- અભિષેકના ન્હવણજળને પરઠવાની પર્યાપ્ત વ્યવસ્થા ન હોય, તો થોડા જળથી અભિષેક કરી લેવો.. તે વિવેક છે...
- બીજા ઘણાં લોકો લાઈનમાં ઊભા હોય, ત્યારે સ્ફૂર્તિ રાખીને કરવો - તે ઔચિત્ય છે.
- વિધિ-વિવેક-ઔચિત્ય વિનાનો ભાવ - તે વાસ્તવિક ભાવ નથી.
- આપણે પૂજામાં સ્ફૂર્તિ રાખવી - તે વિવેક છે. તેમ બીજાને પૂજામાં વાર લાગતી હોય - તો દુર્ભાવ ન કરવો - અકળાવું નહીં - તે પણ આપણો વિવેક છે.
  યોગ્ય વ્યક્તિ હોય તો અવસરે - પૂજા પત્યા પછી - શાંતિથી - લાગણીપૂર્વક ઔચિત્યનો ખ્યાલ આપી શકાય.
- વ્યાખ્યાનમાં સમયસર આવવું, મોડા આવો તો ખલેલ કર્યા વગર બેસવું - તે તમારો વિવેક છે. પણ તમે ખલેલ પહોંચાડો તો પણ - તમને ઊતારી ન પાડવા - તમારું અપમાન ન કરવું - તે મારો વિવેક છે. હા, ઔચિત્યનો ખ્યાલ લાગણીપૂર્વક આપી શકાય - 'આ રીતે ખલેલ પહોંચાડવાથી જિનવાણીના અંતરાય બંધાય - હવેથી ખ્યાલ રાખશો.'
- **વ્યાખ્યાન આપણી જાતને સુધારવા માટે છે. બીજાનું વિશ્લેષણ કરવા માટે નહીં.. 'બીજા કરે છે તે ખોટું છે' - તેવું પુરવાર કરવા માટે નહીં.**
- ચૈત્યવંદનમાં સ્તવન વગેરે એ રીતે બોલવા કે બીજાને ખલેલ ન પહોંચે - તે વિવેક છે.
  પણ સમુદાય-સંઘ ભક્તિ કરતો હોય ત્યારે અવાજ મોટો હોય... ત્યારે પોતાની ભક્તિમાં ખલેલની ફરિયાદ કરવાને બદલે સામૂહિક ભક્તિમાં ભળી જવું - તે વિવેક છે.

- અપવાદની છૂટ આપવામાં, લાંબા ગાળાના લાભ-નુકસાનનો વિચાર કરવાનો હોય છે.
  ક્યારેક એક વ્યક્તિના લાભ માટે છૂટ આપવા જતાં, સમસ્ત સમુદાય-સંઘમાં મોટી અવ્યવસ્થા સર્જાવાની-નુકસાનની શક્યતા દેખાય, તો છૂટ ન અપાય... તેમાં કદાચ તે વ્યક્તિને નુકસાન થતું હોય તો પણ ચલાવી લેવું પડે.
  દાખલા તરીકે કોઈ કહે કે, 'દીક્ષા લેવા તૈયાર છું - પણ ચોલપટ્ટો નહિ પહેરું - પેન્ટ પહેરવાની છૂટ આપો તો લઉં.' તો તેવી છૂટ ન અપાય.. {કારણકે આખા સાધુ સમુદાયની ઓળખ જ ન રહે.} કદાચ તે છૂટ ન આપવાથી તે સંસારમાં પડે, અનેક પાપો કરે.. તો તે ચલાવી લેવું પડે. (વાસ્તવમાં તો આવી છૂટ માંગનાર અપાત્ર હોવાથી તેને દીક્ષા ન આપવી તે જ યોગ્ય છે.)
  આવા લાંબા ગાળાના લાભ-નુકસાન વિચારવાની ક્ષમતા ગીતાર્થો પાસે જ હોવાથી, અપવાદનો નિર્ણય કરવાનો અધિકાર ગીતાર્થને જ હોય છે.
- એક વ્યક્તિને કોઈ કારણે અપવાદની છૂટ ગીતાર્થે આપી હોય, તેને જોઈને બીજાને આપોઆપ ન મળે. બંનેનું સામર્થ્ય-સંયોગ-પરિણતિ જુદા જુદા હોઈ શકે - તેના કારણે એકને છૂટ આપવા છતાં, બીજાને ન અપાય - તેવું પણ બને.
  અત્યારના જીવો વક્ર અને જડ છે. એકને છૂટ આપી, તો બીજાને-મને કેમ નહીં ? આવા કુતર્ક કરે.. એટલું જ નહીં... બીજા પણ કેટલાય પ્રકારના કુતર્ક કરે.. આંગળી આપીએ તો પોંચો પકડે.. એટલે તમને અપવાદની છૂટ આપતાં પૂર્વે અમારે ઘણું સાવધ રહેવું પડે.
- પહેલી-બીજી વાર પ્રતિક્રમણ કરવા આવ્યો હોય, ધોતિયું પહેરતા ન આવડતું હોય, તો - આગળ શીખીને ધોતિયું પહેરીને કરશે - એ આશાથી લેંઘો પહેરીને પ્રતિક્રમણ કરવા દઈએ, તે **અપવાદ** છે. પણ ૨૫-૫૦ વર્ષ સુધી લેંઘો પહેરીને જ કર્યાં કરે, શીખે જ નહીં - તે કેમ ચાલે? અમે ચલાવીએ છીએ, એ અમારી ઢીલાશ છે.
- શરૂ શરૂમાં લોગસ્સ ન આવડતો હોય તો તેના બદલે ૪ નવકાર ગણીને પ્રતિક્રમણ કરવા દઈએ, તે અપવાદ છે. પણ વ્યવહારમાં ઘણો હોંશિયાર માણસ - જિંદગીભર લોગસ્સ ગોખે જ નહીં - નવકાર જ ગણ્યા કરે - તે કેમ ચાલે ?
- **પ્રભુની અનંત કરુણા છે કે દરેક વ્યક્તિની ભૂમિકા અનુસારનો માર્ગ જિનશાસનમાં છે..**
  પરસ્ત્રીગમન જેવું અતિ અધમ કોટિનું પાપ છોડી ન શકનારા વંકચૂલને ગુરૂ ભગવંતે માત્ર રાજાની રાણી છોડવાની પ્રતિજ્ઞા આપી.. તેના પ્રભાવે શ્રાવક બનીને બારમા દેવલોકે ગયો.. અને ટૂંકા ગાળામાં મોક્ષે જશે.
  દારુ પીનારા પણ અમારી પાસે આવે તો ધિક્કારથી હાંકી કાઢવાના હોતા નથી.. (સિદ્ધર્ષિ) તેમની કક્ષાનો માર્ગ પણ જિનશાસને બતાવ્યો છે જ...

---

## રાગ – ૧

- **પ્રતિકૂળ પરિસ્થિતિમાં અકળામણ થાય તે જેમ સંક્લેશ છે - આર્તધ્યાન છે,**
  **તેમ અનુકૂળ સંયોગોમાં રાગ થાય - આનંદ થાય - તે પણ સંક્લેશ છે - આર્તધ્યાન જ છે !**
- તિથિના દિવસે લીલું શાક ન હોય તો અરૂચિ થાય તે જેમ દુર્ધ્યાન છે; તેમ ચાલુ દિવસે લીલું શાક વાપરતાં રાગ થાય - તે પણ દુર્ધ્યાન જ છે...
  ચા ન મળે તો અકળામણ થાય તે દુર્ધ્યાન છે, તેમ અનુકૂળ ચા મળે તો રાગ થાય તે પણ દુર્ધ્યાન જ છે.
- મુશ્કેલી એ છે કે **ખળભળાટ - અકળામણને તમે દુર્ધ્યાન માન્યું છે; રાગને તમે 'સમાધિ' માની**

**લીધી છે - એ તમારો બહુ મોટો ભ્રમ છે !**
**(અગિયારમે) દ્વેષ એ જેમ પાપ છે; તેમ (દશમે) રાગ પણ પાપ જ છે.**

- **હકીકતમાં દ્વેષરૂપ પાપનું જન્મસ્થાન, રાગ જ છે !**
  જ્યારે રાગને ઘસારો પહોંચે છે, ત્યારે જ દ્વેષ ઉત્પન્ન થાય છે.
  શરીર પર રાગ છે, એટલે સખત ગરમીમાં અકળામણરૂપ દુર્ધ્યાન થાય છે.
  સ્વાદનો રાગ છે, એટલે શાકમાં મીઠું ન હોય તો ખળભળાટ થાય છે.
  જેને રાગ નથી, તેને દ્વેષ થતો જ નથી.
- દ્વેષનું જન્મ સ્થાન રાગ હોવાથી જ, પ્રભુને વીતરાગ કહેવાય છે, વીતદ્વેષ કહેવાની જરૂર નથી પડતી... કારણકે વીતરાગ હોય તે વીતદ્વેષ હોય જ...
  {વીતરાગ = જેનો રાગ નાશ પામ્યો છે.
  વીતદ્વેષ = જેનો દ્વેષ નાશ પામ્યો છે... }
- તમને બીજા બધા પાપ - પાપરૂપે સમજાય છે...
  **રાગ પાપ છે - તેવું સમજાયું છે કે નહીં ? તે ય પ્રશ્ન છે !**
- જમણવારમાં બટેટાવડાં હશે - તો નહીં ખાવ - કારણકે 'પાપ છે' તેવું સમજાયું છે...
  પણ સ્વાદિષ્ટ કેળાવડાં હોય, તો 'બહુ સ્વાદિષ્ટ છે... રાગ થશે... પાપ લાગશે...' એમ વિચારીને છોડો ? કે વધારે ખાવ... ?
  કોઈ બટેટાવડાં ખાતું હોય તો 'અલ્યા ! જૈન થઈને બટેટા ખાય છે ?' એમ કહીને છોડાવવા પ્રયત્ન કરશો...
  કોઈ કેળાવડાં નહીં ખાતું હોય તો ય - 'અરે ! બહુ સરસ બન્યા છે... ચાખવા જેવા છે...' એમ કહીને પરાણે ખવડાવશો.
  આ બધું એ જ બતાવે છે કે - 'રાગ એ પાપ છે.' એ વાત વાસ્તવિક રીતે સમજાઈ જ નથી !
- **રાગ એ પાપ છે એટલું જ નહીં - સૌથી મોટું પાપ છે...**
  *સભા : પૂર્વે તો ઉત્સૂત્ર ભાષણને સૌથી મોટું પાપ કહ્યું હતું ને ?*
  તે પણ દૃષ્ટિરાગથી બોલાયું હોય તો જ...
  બાકી, કાળજીપૂર્વક બોલવા છતાં, અજ્ઞાનવશાત્ ઉત્સૂત્ર બોલાઈ જાય, પાછળથી ખબર પડતાં કબૂલ કરે - ક્ષમા માંગે - પ્રાયશ્ચિત્ત કરે... તો મોટું પાપ ન ગણાય...
- એનાથી આગળ વધીને કહીએ તો **૧૮ પાપમાં હકીકતમાં રાગ એક જ પાપ છે. બાકીના બધાને પાપ બનાવનાર પણ રાગ છે...**
  રાગ ન હોય તો તે પાપ બનતા નથી.
- તમને ખબર છે કે - અમે ચાતુર્માસમાં કપડા વહોરતા નથી. હવે અમારા ૧૧ ના ગ્રુપ માટે જરૂરી ૪-૫ તાકા હું વહોરીને રાખું, તો તે પરિગ્રહ કહેવાય ખરો ?
  દ્રવ્યથી પરિગ્રહ કહેવાય તો પણ - જરૂર પૂરતું રાખ્યું છે - રાગ પોષવા નથી રાખ્યું - તેથી ભાવ-પરિગ્રહ ન કહેવાય... પાપ ન લાગે.
  અને - જરૂર પૂરતું કાપડ વહોરાઈ ગયા પછી તમે કોઈ કાપડ વહોરાવવા આવ્યા - મને 'ગમી' જાય એટલે (જરૂર ના હોવા છતાં) રાખી લઉં, તો પાપ લાગે... કારણકે 'રાગ' પોષવા રાખ્યું...
- હું પુસ્તક લખતો હોઉં...... કોઈ શબ્દ-વાક્યને જુદો પાડવા - ભાર આપવા જરૂર હોય તેથી બે ત્રણ રંગની પેન રાખું...... તે દ્રવ્યથી પરિગ્રહ હોવા છતાં પાપ ન ગણાય... અને જરૂર પૂરતી પેન હોવા છતાં તમે વહોરાવવા આવ્યા તે 'સારી' લાગવાથી રાખી લઉં, તો પરિગ્રહનું પાપ

ગણાય...

- આનાથી નક્કી થાય કે **પરિગ્રહ - રાગથી થાય તો જ પાપ છે. રાગ વગરનો પરિગ્રહ પાપ નથી બનતો.**
- વિહાર કરતા રસ્તામાંથી હરણ જાય.. પાછળ શિકારી આવીને પૂછે - 'હરણ ક્યાં ગયું ?' તો હું મૂંગા-બહેરા હોવાનો ઢોંગ કરું; ખબર હોવા છતાં 'ખબર નથી' એવું ખોટું બોલું, કે ખોટી દિશા બતાવું... તે બધું દ્રવ્યથી મૃષાવાદ હોવા છતાં પાપ લાગતું નથી; કારણકે કોઈ સ્વાર્થથી-રાગથી નથી બોલી રહ્યો...
- કોઈ વ્યક્તિ મારી આગળ તમારા અવગુણ ગાઈને જાય. તે જાય અને તમે આવો... તમને તે તમારા વિરોધી હોવાની ખબર હોય અને મને પૂછો –'તે શું કહી ગયો ?' ... અને હું કહું કે – 'તમારા વિશે કંઈ બોલ્યો નથી...' અથવા 'તમારા વખાણ કરતો હતો...' તે જૂઠ હોવા છતાં - તમારા બંને વચ્ચેની શત્રુતા ઘટાડવા - મૈત્રી વધારવા - તમારા બંનેના આત્માનું હિત કરવા - સંઘના હિત માટે - જૂઠ બોલ્યો હોવાથી પાપ લાગતું નથી...

  હા, તે વ્યક્તિ મારો 'ભગત' હોય... 'તેના વિશે કંઈપણ કહીશ, તો કાલથી મારી પાસે નહીં આવે'... વગેરે ડરથી જૂઠ બોલું, તો મૃષાવાદ ગણાય - પાપ લાગે...
- મારા સાધુ બીમાર હોય - વૈદ કહે કે - 'મરચું વાપરશે તો રોગ અસાધ્ય થઈ જશે...' એટલે તેમના માટે મરચા વગરની રસોઇ બનાવડાવું... તેમાં અગ્નિકાય (ગેસ સળગાવવો), અપ્કાય (પાણી), વનસ્પતિકાય (લીંબુ વગેરે), પૃથ્વીકાય (કાચું મીઠું)... બધા જીવો મરવા છતાં મને પાપ લાગતું નથી..
- પિંડ નિર્યુક્તિમાં કહ્યું છે કે **ગીતાર્થની રજાપૂર્વક, જયણાપૂર્વક અપવાદનું સેવન કરવામાં કદાચ કોઈ જીવની હિંસા થાય - તો પણ તેનું ફળ - કર્મની નિર્જરા છે - પાપનો બંધ નહીં...**
- રોજ આવતી તુરદાળથી કંટાળીને અડદની દાળ બનાવવાની સૂચના કરું તો હિંસાનું પાપ લાગે- કારણકે સ્વાદના રાગ માટે કરી...
- આમ, હિંસા-મૃષા-પરિગ્રહ વગેરે... રાગ હોય તો જ પાપ બને છે. (મૈથુન, રાગ વિના થતું જ ન હોવાથી સદાને માટે પાપરૂપ છે. ) એટલે નક્કી થયું કે હકીકતમાં રાગ એ જ પાપ છે...

  **આવા રાગને તમે પાપ માનતા જ નથી (તેને ઘટાડવા નહીં - વધારવા ઇચ્છો છો) - તે પણ એક મોટું મિથ્યાત્વ જ છે ને ?**
- પૂર્વના કાળમાં ઉદ્યાનમાં પણ, વૈરાગ્ય ઊભો થાય તેવા ચિત્રો રહેતા. નેમિકુમારની જાનનું ચિત્ર જોઈને પાર્શ્વકુમારને વૈરાગ્ય થયો.

  આજના કાળે તમે ૨૫ - ૫૦ લાખના ફર્નિચર બનાવો છો...... રાગ વધુ થાય તેવું જ...

  ક્યારેક લાગે કે મરીને એના લાકડામાં ઉધઈ તરીકે ઉત્પન્ન થઈ જશો...

  પાંચ-પાંચ જોડી જૂતા રાખો છો... ૫૦૦૦ના જૂતાં હોય છે - શેના માટે ? રાગ થાય - તે માટે...

  વીસ-પચીસ જોડી કપડા રાખો છો. રોજ સવારે જુઓ છો – 'આમાંથી કઈ સારી લાગશે ?'...... આ પણ શું છે... ? રાગ..
- તમારી સંસારની દરેક ક્રિયા - રાગથી યુક્ત, રાગ વધારનારી છે... ચીકણા કર્મ બંધાવનારી છે... યાદ રાખો કે **રાગ પણ તમને સાતમી નરકે મોકલી શકે...... અનંતકાળ માટે એકેન્દ્રિયમાં રવાના કરી શકે...**

  સંસારમાં વીસ-બાવીસ કલાક રાગ કરીને ચીકણા કર્મ બાંધતા હશો, તો બે-ચાર કલાકની નબળી-દૂબળી ધર્મક્રિયા તમને શી રીતે બચાવી શકશે ? ? એ પ્રશ્ન જ છે.

## રાગ – ૨

- બીજા બધા ધર્મોમાં કદાચ હિંસા-જૂઠ-ચોરી વગેરેને પાપરૂપે બતાવ્યા છે... રાગને પાપરૂપે સમજ્યા જ નથી – તો બતાવે ક્યાંથી ?
- તપ પણ એવો કરાવે કે રાગ વધુ થાય.. રોટલી બંધ થાય – પેંડા ખુલ્લા રહે(ફરાળ)... આખી રાત ખાય (રમજાન).
- **એકમાત્ર પ્રભુનું શાસન એવું છે, જે આપણાં ખરા શત્રુને ઓળખી શક્યું છે, સંસારની રખડપટ્ટી અને અનંત દુઃખોનું કારણ પકડી શક્યું છે – અને એ રાગને પાપરૂપે બતાવે છે.**
  ખરેખર પ્રભુશાસન મહાન્ છે... અને આપણને મળ્યું તે આપણું મહાન્ ભાગ્ય છે !
- તમે બીજા બધા પાપોથી બચવાનો – પાપોને ઘટાડવાનો કદાચ પુરુષાર્થ કરો છો...
  **રાગથી બચવાનો – રાગ ઘટાડવાનો તો પુરુષાર્થ નથી કરતા, પણ રાગ વધુ ને વધુ પુષ્ટ થાય – તેવો પુરુષાર્થ કરો છો... છે ને કરૂણતા !**
- સંસારના કાર્યોની વાત તો દૂર રહી, ધર્મક્ષેત્રમાં, ધર્મસ્થાનમાં, ધર્મની આરાધના કરતી વખતે પણ તમારું લક્ષ્ય – રાગ ઘટાડવાનું હોય છે કે નહીં ? તે પ્રશ્ન છે ... ક્યારેક તો ત્યાં પણ રાગ વધારવાનો જ પુરુષાર્થ હોય છે !
- તીર્થયાત્રા કરવા જવાનું હોય, ૩ દિવસ ફરવાનું હોય – તેનું પ્લાનિંગ કરવા બેસો ત્યારે - પહેલું શું નક્કી કરો ? ક્યાં પૂજા કરવી તે ? કે ક્યાં નવકારશી કરવી–જમવું તે ?
  *સભા : જ્યાં સગવડ સારી હોય ત્યાં જમવાનું રાખીએ...*
  એટલે ત્યાં પણ સ્વાદનો રાગ જ પોષવો છે ને ? ૩૬૦ માં ૩૫૦ દિવસ તો ઘરે જમો છો જ... ૫-૧૦ દિવસ ચાત્રા કરવા જાવ ત્યારે – 'ભક્તિ પ્રધાન કરવી છે – પ્રાચીન તીર્થ – પરમાત્મા હોય ત્યાં પૂજા કરવી છે' એટલું પણ ન કરી શકો ? 'જમવાનું જેવું મળે – તેવું ચલાવી લઇશું...' એમ ન વિચારી શકો ?
- તીર્થયાત્રા સારી થઇ – તેવું ક્યારે માનો ?
  પ્રભુની પ્રતિમા સુંદર હોય – જિનાલય મનોહર હોય – વાતાવરણ શાંત હોય – ભક્તિમાં ચિત્ત ચોંટે – કલાકો ભક્તિ થાય... {પછી ભલે જમવાનું બેસ્વાદ હોય, રૂમો ચોકખી ન હોય, ગાદલાં તૂટેલા હોય, મચ્છર હોય, ઊંઘ ન આવે, કારનું A. C. બગડેલું હોય, બસની સીટો ફાટેલી હોય.} ત્યારે ? કે પછી – બધી સગવડ સારી મળે - રૂમ ચોકખી, એટેચ્ડ બાથરૂમ, સારા ગાદલા, A. C. , જમવાનું Up-to-date મળે - ત્યારે ? ધર્મની આરાધના પણ 'સારી' થઇ તેવું તો જ લાગે – જો બધી ઇન્દ્રિયના રાગ પોષાય !
- સંવત્સરી પ્રતિક્રમણ સારું થયું – તેવું ક્યારે લાગે ? ભણાવનારના ઉચ્ચાર સ્પષ્ટ હોય, પદ-સંપદા જાળવીને બોલે, અર્થનો ઉપયોગ રહે... {પછી ભલે ગરમી હોય, પરસેવાના રેલા ઉતરે, મચ્છર હોય... સમય લાગે.. } ત્યારે ? કે – ઠંડકવાળી જગ્યા મળે, મચ્છર ન હોય, ઝડપથી-સમયસર પૂરું થાય ત્યારે ?
  જવાબ પરથી આપણે આપણી ભૂમિકા સમજી લેવાની છે...
- **રાગ-દ્વેષના નાશ માટે કરાતી આરાધનામાં પણ રાગ-દ્વેષને પુષ્ટ કરવાનો જ પ્રયત્ન કરીએ – તે આપણી કેટલી મોટી મૂર્ખાઇ છે** ? આવી આરાધનાથી આપણો સંસાર શી રીતે ઘટવાનો ? મોક્ષ શી રીતે થવાનો ?
- રાગ કેટલો ખતરનાક છે ? તેના વિપાક કેટલા ભયંકર છે ? તે તમને કદાચ ખબર નથી.

હિંસા વગેરેના વિપાક તમે જાણ્યા છે... રાગના વિપાક કદાચ તમે જાણતા નથી.

- મનુષ્યોની કુલ સંખ્યા – સંખ્યાત છે. દેવો અસંખ્ય છે. ભવનપતિ-વ્યંતર-જ્યોતિષ-વૈમાનિક - ચારેમાં અસંખ્ય દેવો છે.. એક સમય {જે અત્યંત સૂક્ષ્મ છે} માં નવા જન્મતા કે મૃત્યુ પામતા દેવોની સંખ્યા પણ અસંખ્ય (મનુષ્યોની કુલ સંખ્યા કરતાં વધારે !) હોઈ શકે છે... ! આટલા દેવો મરીને ક્યાં જાય ? મનુષ્યો તો એટલા છે જ નહીં – તિર્યંચમાં જ જાય ! તેમાં પણ ઘણાં દેવો પૃથ્વીકાય–અપ્કાય–વનસ્પતિકાયમાં ઉત્પન્ન થાય છે. તેનું કારણ એ છે કે પોતાના રત્નો (પૃથ્વીકાય), વાવડીના પાણી (અપ્કાય), ફૂલો (વનસ્પતિકાય)માં એટલો રાગ હોય છે, કે તેમાં જ ઉત્પન્ન થઇ જાય છે !
- **રાગ તમને એકેન્દ્રિય ગતિમાં ફેંકી શકે છે... અને ત્યાં ગયા પછી – અસંખ્ય પુદ્ગલ પરાવર્ત (૧ પુદ્ગલ પરાવર્ત = અનંતી ઉત્સર્પિણી-અવસર્પિણી) સુધી બહાર નીકળવું મુશ્કેલ થઇ શકે છે !**
- પુંડરિક-કંડરિકની કથા શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે. બંને રાજકુમાર હતા. કંડરિકે દીક્ષા લીધી. પુંડરિક રાજા બન્યા.
  કંડરિકે ઘોર તપ કર્યું. માસક્ષમણને પારણે માસક્ષમણ... શરીર સૂકવી નાખ્યું.
  પુંડરિકે પોતાના નગરમાં પધારવા વિનંતી કરી. ત્યાં ગયા... 'શરીર સારું હોય તો સાધના સારી થાય' તે આશયથી – શરીરને પુષ્ટ કરવા – રાજાને ત્યાંથી ગોચરી વહોરતા હતા. {અમને રાજાની ગોચરી ખપતી નથી; પણ વચ્ચેના ૨૨ તીર્થંકરોના સાધુઓને અને મહાવિદેહ ક્ષેત્રના સાધુઓને રાજાના ઘરની ગોચરી ખપે છે. } શરીર સારું થઇ ગયું, પણ ગોચરીનો સ્વાદ વળગી ગયો. છૂટતો નથી. વિહાર પણ કરતા નથી.
  પુંડરિકે ઘણું સમજાવ્યા – દબાણ કર્યું... છેવટે અત્યંત દબાણ થતાં – 'હવે નહીં ચાલે' – તેવું લાગતાં – ગોચરી માટે થઇને સાધુપણું છોડ્યું ! પુંડરિકને તેનાથી વૈરાગ્ય થયો અને દીક્ષા લઇ લીધી ! કંડરિક રાજા બનીને મહેલમાં આવ્યા... અકરાંતિયા બનીને ખાધું...રાત્રે અજીર્ણ થયું – મૃત્યુ પામ્યા – સાતમી નરકે ગયા !
  દેખીતી રીતે 'મોટું' કહેવાય તેવું કોઇ પાપ જીવનમાં ન હોવા છતાં, **રસનેન્દ્રિયના રાગના પાપે, ઘોર તપની સાધના નિષ્ફળ કરી... સાતમી નરકે મોકલ્યા !**
- દેવશર્મા બ્રાહ્મણને પ્રતિબોધ કરવા ગૌતમસ્વામી ગયા... બોલો, કેવો પુણ્યશાળી ? જેને પ્રતિબોધ કરવા ગૌતમસ્વામી આવે – કે જેના હાથે દીક્ષા લેવાથી મોક્ષ નક્કી થઇ જતો હોય ! ઉપદેશ સાંભળીને કહે – 'હું મારી પત્નીને છોડી શકું તેમ નથી...' ગૌતમસ્વામી પાછા ગયા... તેમની સાથે થોડેક સુધી ગયા... પાછા વળતા ઘરની બારસાખ સાથે માથું ભટકાયું.. ખોપરી ફાટી ગઇ.. મૃત્યુ પામ્યા.. પત્નીના માથામાં જૂ તરીકે ઉત્પન્ન થઇ ગયા ! માત્ર રાગના પાપે !
- રૂપસેન - સુનંદાનું રૂપ જોઇને આસક્ત થયો.. મરીને ૭-૭ વાર તિર્યંચગતિમાં ઉત્પન્ન થયો..
- સુમંગલાચાર્ય – ૫૦૦ શિષ્યોના ગુરુ હતા.. મહાજ્ઞાની હતા.. પાછલી અવસ્થામાં 'વા' થયો. બેસી શકે નહીં – પગ ઊંચા રાખવા પડે. તેમાં રાહત રહે તે માટે પગ-કમરને વીંટાળતો પટ્ટો બાંધતા.. તેનાથી શાતા રહેતી.. અંત સમય નજીક આવ્યો. શિષ્યો નિર્યામણા કરાવે છે – કહે છે – 'આ પટ્ટાને વોસિરાવી દો.. ગૃહસ્થોનો છે. તેમને આપી દઇએ..'
  આચાર્ય ભગવંતને તેનાથી થતી અનુકૂળતાને કારણે રાગ થઇ ગયો. ન વોસિરાવ્યો.. કાળધર્મ પામીને અનાર્ય દેશમાં જન્મ થયો – જ્યાં ધર્મનું નામ સાંભળવા ન મળે ! અને તે પણ એ આકારમાં – જે રીતે પટ્ટો બાંધીને બેસતા હતા.. ઊભા પણ ન થઇ શકે ! પટ્ટાના સ્થાને આખા શરીર પર ડાઘ !

- રાગના પાપે કેવી દુર્ગતિ થાય છે ? કેટલો સંસાર રખડવો પડે છે ? તેના અઢળક દૃષ્ટાંતો છે..
- **તમે સંસારની દરેક ક્રિયામાં – દરેક વસ્તુમાં રાગ કરો છો.. અને તે પણ તીવ્ર !**
- કાંદિવલી ચાતુર્માસમાં – સવારના પહોરમાં ગોરેગામથી ૧૮-૨૦ વર્ષનો યુવાન વંદન કરવા આવ્યો.. આશ્ચર્ય થયું – ગોરેગામ કોઈ દિ' આવતો નહોતો, અને છેક કાંદિવલી ? પૂછ્યું.. – જવાબ મળ્યો – 'સામેની દુકાને ગાંઠિયા લેવા આવ્યો હતો !'
  તમારો રાગ કેવો કાતિલ છે ? ગાંઠિયા પણ ફલાણી દુકાનના જ જોઈએ ! ભેળ તો ફલાણાની જ ! અરે 'ચા' ની બ્રાન્ડ પણ નક્કી જોઈએ ! મરચું પણ આવું જ જોઈએ ! એક ભેળ બનાવવા અડધો દિવસ કાઢો.. જેનો સ્વાદ ૫ મિનિટ ન ટકે ! સ્હેજપણ આઘુંપાછું ન ચાલે.. ! મને ઘણીવાર લાગે – **તમારું માત્ર રસનેન્દ્રિયના રાગનું પાપ જ કદાચ અનંતી દુર્ગતિ કરવા પૂરતું છે !**
- તમે શેમાં રાગ નથી કરતાં ?
  જૂતાં પર તો રાગ, જૂતાંને બાંધવાની દોરી પર પણ રાગ ! તેને રાખવાના સ્ટેન્ડ પર પણ રાગ! શર્ટ પર તો રાગ, તેના બટન પર પણ રાગ ! લખવાની પેન પર પણ રાગ – તે પણ સુંદર જોઈએ! ચશ્માની ફ્રેમ પર પણ રાગ !
- ચશ્મામાં ફ્રેમ કિંમતી કે કાચ ?
  મારે ૩ વર્ષની ઉંમરથી ચશ્માં છે – લગભગ કહો કે શરીરનું અભિન્ન અંગ છે.. ૨૧ વર્ષના દીક્ષાપર્યાયમાં અનેક વાર ફ્રેમ બદલવી પડી છે.. શોખથી બદલતા નથી. તૂટી જાય, ખરાબ થઈ જાય તો બદલવી પડે. ફ્રેમ અમને બતાવે એટલે પહેરીને ટેસ્ટ કરીએ – નાની-મોટી નથી ને ? બાજુવાળાને પૂછીએ કે વાંકીચૂકી નથી ને ? બાકી એક પણ વાર અરીસામાં જોયું નથી કે 'કેવી લાગે છે ?' હું જ નહીં – કોઈ પણ સાધુ ક્યારેય જુએ નહીં.. સાધુ માટે અરીસામાં જોવું વર્જ્ય છે...
  અને તમે ફ્રેમ કેવી લો ? ૨૫-૨૫ હજારની આવે છે !
- અરે ! પગ લૂછવાના પગલૂછણિયા પર પણ રાગ કરો ! ન્હાયા પછી શરીર લૂછવાના ટુવાલ પર પણ રાગ ! આખી જિંદગી ન્હાવા છતાં - ચામડીનો રંગ બદલાવાનો નથી કે પરસેવો સુગંધી થવાનો નથી – તે ખબર હોવા છતાં 'સુગંધી' સાબુ પર રાગ ! કપડા પર અત્તર છાંટો – તેમાં પણ રાગ ! કેટલું વર્ણન કરું ?
- વરસીતપમાં ઉપવાસના દિવસે બેસણામાં શું બનાવવું ? તે વિચાર્યા કરો – તે પણ રાગ !
- શાસ્ત્રકાર અમને કહે છે – 'આવતી કાલે શું ખાવું ? તેનો વિચાર પણ આજે કરાય નહીં.'
- રાગ તોડવાની સાધના કઠિન તો છે જ, કારણકે અનંતાનંત કાળના કુસંસ્કાર છે...
  પણ તેની શરૂઆત તો કરવી જ પડશે ને ?
  શરૂઆત કરશો તો સેંકડો કે હજારો ભવે પણ ઠેકાણું પડશે... શરૂઆત જ નહીં કરો, તો ઠેકાણું પડવાનું જ નથી.
- શરૂઆત કરવી હોય તો આટલું કરો – **પસંદગી છોડો...**
  જમવામાં ૩ શાક હોય તો કયું ખાવું ? તે પસંદ નહીં કરવાનું – પહેલું આવે તે ખાઈ લેવાનું..
  દુકાનમાં શર્ટ લેવા જાવ તો દુકાનદારને કહેવાનું – 'મારી સાઈઝનું - આ બજેટનું – તમને ગમે તે શર્ટ આપી દો' !
  {મારી દીક્ષા ૨૭ વર્ષની ઊંમરે થઈ – ૧૫ વર્ષથી ૨૭ વર્ષની ઊંમરમાં મેં ક્યારેય મારા કપડાની પસંદગી કરી નથી. }

મેં બે દાખલા બતાવ્યા.. તે રીતે બધે સમજી લેવાનું.. પસંદગી છોડવાથી પણ ઘણાં રાગથી બચી શકાશે..

- મારા દાદાગુરુદેવ (મારા ગુરુદેવશ્રીના સંસારી પિતાશ્રી) – પ પૂ મુ શ્રી દેવસુંદરવિજયજી મ સા – ગોચરીમાં મીઠાઇ વાપરતા નહીં. ક્યારેક કોઈ મહાત્મા બહુ આગ્રહ કરે તો તેમનું મન રાખવા લે... પણ સુદર્શન ચૂર્ણ લઇને જ બેઠા હોય... મીઠાઇનો ભૂક્કો કરી, સુદર્શન ચૂર્ણ ભેળવીને વાપરે. ! રાગ ન થવા દેવા માટે કેટલી જાગૃતિ !
- બાપજી મ. ના પૂ. આ. ભ. શ્રી ભદ્રંકરસૂરિજી મ. માટે તેમની અપ્રતિમ સેવા કરનારા પૂ. પં. શ્રી રાજરત્નવિ મ. એ સુંદર વાત કરેલી.. એકવાર મમરાની ચીકી વાપરતાં રાગ થઇ ગયો – તો કહે – 'મારી વર્ધમાન તપની ૧૦૦ ઓળી ફેઇલ થઈ ગઈ ! ચીકીમાં રાગ થઇ ગયો ! મેં દેવાળું કાઢ્યું!' મહાપુરુષો કેવા જાગૃત હોય છે !
- બીજા નંબરે – ધર્મસ્થાનમાં – આરાધનામાં – રાગ નથી કરવો – ઘટાડવો છે - એ નક્કી કરો..
- **રાગના ૩ પ્રકાર છે – કામરાગ, સ્નેહરાગ, દૃષ્ટિરાગ...**
  આજે કામરાગની વાત કરી છે..
  **કામરાગ = ઇન્દ્રિયોના વિષયો, શરીરની સુખશીલતા પરનો રાગ..**
- મહો યશોવિજયજી મ લખે છે – **ભગવાનની સર્વ આજ્ઞાનો સાર એક જ છે – 'જેનાથી તમારા રાગ-દ્વેષ ઘટે – તે ધર્મ છે !'**

## સમાધિ

- તમે અનુકૂળતામાં મનની 'સ્વસ્થતા'ને સમાધિ માનો છો;
  **વાસ્તવમાં પ્રતિકૂળતામાં અકળામણ એ જેમ અસમાધિ છે, તેમ અનુકૂળતામાં આનંદ એ પણ અસમાધિ જ છે.**
- સમાધિનો અર્થ છે - સમતા, સમભાવ...
  **જેમ પ્રતિકૂળતામાં ખળભળાટ ન થાય, તેમ અનુકૂળતામાં આનંદ પણ ન થાય – તે સાચી સમાધિ છે.**
- તમે સમાધિનો અર્થ આવો કરો છો -
  ગરમી ખૂબ છે, અકળામણ થાય છે, A. C. ચાલુ કર્યું; હાશ ! થઈ - એટલે સમાધિ..
  રસોઈનો સ્વાદ બરાબર નથી - અકળામણ થાય છે... મીઠું-મરી નાંખ્યા.. બરાબર થયું... એટલે સમાધિ...
  **તમે અનુકૂળતાના આનંદને સમાધિ માની લીધી છે, એ બહુ મોટો ભ્રમ છે.**
- સમતાના અનેક તબક્કા છે.
- **પ્રકૃષ્ટ સમતા - વીતરાગતામાં છે ... જ્યાં રાગ પણ ન હોય, દ્વેષ પણ ન હોય..**
  'સમતા' નો ખરો અર્થ એ નથી કે 'અનુકૂળતામાં આનંદ ન થાય અને પ્રતિકૂળતામાં ઉદ્વેગ ન થાય.'
  ખરો અર્થ તો એ છે કે, અનુકૂળતા-પ્રતિકૂળતા બંને સમાન જ લાગે...
  અર્થાત્ – 'આ અનુકૂળ છે - આ પ્રતિકૂળ છે' એવો ભેદ જ ન હોય... 'આ અનુકૂળતા આવી - કે - આ પ્રતિકૂળતા આવી' - એવી નોંધ જ ન લેવાય...
- સકલાર્હત્માં પાર્શ્વનાથ ભગવાનની સ્તુતિ કરતાં શાસ્ત્રકારે આ જ વાત કરી છે...
  ઉપસર્ગ કરનાર કમઠ, ભક્તિ કરનાર ધરણેન્દ્ર - બંને પર પરમાત્માની સમાન મનોવૃત્તિ છે...

અર્થાત્ પરમાત્માને બંને સમાન જ લાગે છે...

'આ મને ઉપસર્ગ કરી રહ્યો છે... મારો વિરોધી છે-વૈરી છે...' કે 'આ મારી ભક્તિ કરી રહ્યો છે, મારો ભક્ત છે...' એવી નોંધ પણ પરમાત્મા લેતા નથી...

પરમાત્માને તો બંને પોતાની ભૂમિકા અનુસારે (કે ભવિતવ્યતાના કારણે) પોતપોતાનું કાર્ય કરનારા દેખાય છે.

કમઠને છેક મરૂભૂતિના ભવથી વૈર ચાલ્યું આવે છે - તેથી ઉપસર્ગ કરે છે...

ધરણેન્દ્ર પર પૂર્વભવમાં પ્રભુએ ઉપકાર કર્યો છે, તેથી ભક્તિ કરે છે..

- ભગવાનને ઘાસ કે મણિ, પથ્થર કે સોનું, શત્રુ કે મિત્ર... બધું સમાન લાગે છે... ભગવાનને કશો ભેદ હોતો નથી...
- આપણો કોઈ શત્રુ હોય - અર્થાત્ તેને આપણા પ્રત્યે વૈર હોય, તે જુદી વસ્તુ છે... તેનાથી આપણી સમતા તૂટે નહીં... આપણે તેને આપણો શત્રુ માનીએ - (અને એટલે બીજા કરતાં જુદો માનીએ) તે જુદી વસ્તુ છે... તેનાથી આપણી સમતા તૂટે છે.

  ગોશાલક, સંગમ વગેરે અનેક પ્રભુના શત્રુ હતા, વૈરી હતા... પણ ભગવાને કોઈને શત્રુ તરીકે જોયા નથી - એ પ્રભુની સમતા હતી.
- ઋષભદેવ ભગવાનને ૪૦૦ દિવસના ઉપવાસ થયા, કારણકે ગોચરી નહોતી મળતી..

ભગવાન રોજ ગોચરી વહોરવા જતા હતા, ન મળવાથી ખાલી હાથે પાછા આવતા હતા...

હું તમને પૂછું, આજે ૮:૩૦ વાગે વ્યાખ્યાન માટે તમે આવ્યા. હું કહું કે 'ગળું ખરાબ છે - વ્યાખ્યાન નથી.' કાલે પણ તમે ૮. ૩૦ આવો - અને એ જ જાહેરાત થાય. પરમ દિવસે પણ એમ જ થાય... તો ચોથા દિવસે શું કરો ?

*સભા : પહેલાં પૂછીને પછી જ આવીએ...*

તો પ્રભુને ત્રણ–ચાર-પાંચ દિવસ ગોચરી ન મળી ... પ્રભુ પાસે ચાર જ્ઞાન હતા - તો એમ ન થાય કે 'લાવ ને - જ્ઞાનમાં જોઈ લઉં. ગોચરી ક્યારે મળવાની છે? સીધું તે જ દિવસે જઈશ.. ત્યાં સુધી નાહક ધક્કા શા માટે ખાવા ? તેના કરતાં કાઉસ્સગ્ગ કરું...' ભગવાને આવું નથી વિચાર્યું... તે નક્કી છે, કારણકે ભગવાન ૪૦૦ દિવસ સુધી રોજ ગોચરી ગયા છે...

તો કેમ આવો વિચાર ન આવ્યો... ? તે વિચારવા જેવું છે..

પાણી મળશે કે નહીં ? તે વિચાર કોને આવે ?

*સભા : તરસ લાગી હોય તેને..*

ના... પાણી મેળવવાની ઈચ્છા હોય તેને...

શરીરને તરસ લાગી હોય પણ મનમાં પાણીની ઈચ્છા ન હોય, તો તેવો વિચાર ન આવે..

ઉપવાસ કર્યો હોય, રાત્રે ગરમી હોવાથી તરસ લાગે, તો પણ પાણી મેળવવાની ઈચ્છા નથી થતી..

એટલે નક્કી છે કે શરીરની તરસ અને મનની માંગ જુદી હોય છે...

ભગવાને જ્ઞાનથી જોયું કેમ નહીં ? તેનું કારણ એ છે કે... 'ગોચરી મળે તો સારું...' એવી ઈચ્છા જ ભગવાનના મનમાં નથી... ગોચરી મળે કે ન મળે... બંને ભગવાન માટે સરખું હતું...

{તમને પ્રશ્ન થશે કે 'તો પછી ભગવાન વહોરવા શા માટે જતા હતા ?' તેનો ઉત્તર આગળ આપું છું.}

**જેવા મનના અધ્યવસાય, ભગવાન ગોચરી વહોરવા જાય ત્યારે હતા, તેવા જ અધ્યવસાય ખાલી હાથે પાછા ફર્યા પછી હતા... સ્હેજ પણ ખળભળાટ નહોતો... એ ભગવાનની સમતા**

હતી..

જુઓ, ઉપવાસ કરવો સહેલો છે; પણ વહોરવા ગયા પછી-ખાલી હાથે આવવું પડે ત્યારે - સ્વસ્થ રહેવું ખૂબ કઠિન છે.

- સર્વોત્કૃષ્ટ સમતા તો વીતરાગને જ હોય. (૧૧ થી ૧૪ ગુણસ્થાન). તેની સ્હેજ નીચેની સમતા, કઠોર સાધના-ભાવનાથી પોતાના આત્માને ભાવિત કર્યો હોય - તેવા મહાપુરુષોને હોય છે. જે ભૂમિકાને શાસ્ત્રકારો અસંગ-અનુષ્ઠાન કહે છે - યોગની સાતમી દષ્ટિમાં હોય છે... (૭ થી ૧૦ ગુણસ્થાન)

  આ સમતામાં અત્યંત સૂક્ષ્મ સંજ્વલન કષાય (રાગ) હોય છે. તે એટલો સૂક્ષ્મ હોય કે આપણને તો જણાય પણ નહીં.. વળી પાછો, અલ્પકાળ માટે જ હોય છે, એ પણ પ્રશસ્ત જ હોય છે.

- **જે કષાય સંસાર વધારે, તે અપ્રશસ્ત છે – જેમ કે રસનેન્દ્રિયની આસક્તિ.**

  **જે કષાય, અપ્રશસ્ત કષાયોને ઘટાડે અને તેથી પરિણામે સંસારને પણ ઘટાડે, તે પ્રશસ્ત છે..**

  જેમ કે ભગવાનના વચન પરનો રાગ.

  તે પણ એક કષાય છે... પણ તે આજ્ઞાનું પાલન કરવા પ્રેરે છે. અને તેના કારણે જીવ વિષયોનો ત્યાગ કરીને – અપ્રશસ્ત કષાયને ઘટાડે છે.. અને તેથી પ્રભુવચન પરનો રાગ એ પ્રશસ્ત કષાય છે.

- દેવ-ગુરૂ પરનો રાગ પણ પ્રશસ્ત છે.

  *સભા: માતા-પિતા, ઉપકારી પરનો રાગ પ્રશસ્ત કે અપ્રશસ્ત ?*

  પ્રશસ્તતાનો નિર્ણય, વ્યક્તિના આધારે ન થાય; પણ રાગનું કારણ શું છે ? તેના આધારે થાય.

  'ગુરૂ મને સારા ગોચરી-પાણી વપરાવે છે, મને પ્રવચન કરવા દે છે, મારા શિષ્યો બનાવી આપે છે...' એવા કારણે ગુરૂ પર રાગ હોય તો તે પ્રશસ્ત નથી. (કારણકે અપ્રશસ્ત એવા રસનાના રાગ, માનકષાય વગેરેને વધારનાર છે.)

  'ગુરૂ સંસારથી તારનારા છે, મોક્ષનો માર્ગ બતાવનારા છે' વગેરે કારણે ગુરુ પર રાગ હોય તો પ્રશસ્ત છે...

  એવું જ અન્યત્ર સમજી લેવું.

- હજુ એનાથી નીચેની સમતા, સાધના કરી રહેલા સાધુને હોય... તેમના પ્રશસ્ત કષાયો આપણને દેખાઈ આવે તેવા વ્યક્ત હોય છે. (છટ્ઠા - સાતમા ગુણસ્થાનકે)

  તેઓ દોષિત ગોચરી ન જ વહોરે, નિર્દોષ જ વહોરે.. આ નિર્દોષ જ લેવાનો ભાવ - એ પણ એક પ્રકારનો રાગ છે. તેમને વિરાધના પ્રત્યે અરૂચિ હોય, આરાધનાની રૂચિ હોય... એ પણ એક પ્રકારનો રાગ છે.

  પ્રશમરતિમાં તો શાસ્ત્રકારે 'ઈચ્છા' ને રાગનો પર્યાય જ કહ્યો છે. અલબત્ત, આ બધા પ્રશસ્ત કષાય છે.

  હા, તેમને બીજી રીતે સમતા હોય છે... સ્વાદિષ્ટ -બેસ્વાદ વચ્ચે ભેદ ન કરે.. બંનેને સમાનપણે સ્વીકારે.

  **આ સાધુઓને સ્વાધ્યાય, ગુરૂભક્તિ, વૈયાવચ્ચ, તપ, આજ્ઞાપાલન વગેરેનો રાગ હોય છે.**

  **પણ ગરમી-ઠંડી, ભૂખ-તરસ... વગેરેમાં સમતા રાખે.**

- તમને પ્રશ્ન થશે કે, તો શું પૂર્વે કહેલ સમતાવાળા મહાપુરુષોને દોષિત-નિર્દોષ વચ્ચે ભેદ ન હોય? એટલે દોષિત પણ વહોરે ?

તો તેનો જવાબ એ છે કે, તેઓ પણ નિર્દોષ લે છે, દોષિત નથી લેતા... આરાધના જ કરે છે, વિરાધના નથી કરતા... પણ તેનું કારણ તેવા સંસ્કાર છે, ઈચ્છા નહીં - આ વાત આગળ કરીશું.

- અહીં મારે એક વાત કરવી છે...

  સખત ગરમી હોય ત્યારે પણ - પરસેવાના રેલા ઉતરતા હોય, તો પણ સાધુ મસ્તીથી સ્વાધ્યાય કરી રહ્યો હોય.. ગરમીની નોંધ પણ ન લેતો હોય.. ત્યારે તમારા જેવા વંદન કરવા આવ્યા હોય - તે કહે.. 'સાહેબ બહુ ગરમી છે. આવી તો ક્યારેય નથી પડી...' અને મહાત્માનું મન સ્વાધ્યાયમાંથી ગરમી પર જાય - તેની સમતા ખંડિત થાય... આવું બોલવાથી શો લાભ થાય ? સાધક આત્માઓ સાથે શી રીતે વાત કરવી, તેનો તમારે વિવેક કેળવવો જોઈએ. તેમની સાધના વધે, તેવી જ વાત કરાય.. બીજી નહીં.

- એક વાત યાદ રાખો..

  ગોચરીમાં મીઠાઈ આવે કે કરિયાતું... બંને સમાન લાગે તે મારો આદર્શ છે. પણ તેવી પરિણતિ આત્મસાત્ ન થઈ હોય, મીઠાઈ પર રાગ થઈ જ જતો હોય તો મીઠાઈ છોડવી – એ મારા માટે માર્ગ છે. ભલે એ સર્વોત્કૃષ્ટ સમતા નથી... પણ 'વિગઈના ત્યાગ' નો પ્રશસ્ત રાગ; વિગઈ પરના અપ્રશસ્ત રાગને તોડનાર છે.

  તે રીતે તમે ગમે તે બોલો, ત્યારે સમતા ટકાવવી, તે મારા માટે આદર્શ છે. પણ તેવી પરિણતિ પ્રાપ્ત ન થઈ હોય - તો – અવિવેકી શ્રાવકોના સંપર્કથી દૂર રહેવું – એ માર્ગ છે...

- *સભા : અમે મહાત્મા પરના રાગથી વધારે વહોરાવીએ તો ચાલે ?*

  તમે મહાત્મા પ્રત્યેના ભક્તિભાવથી વહોરાવો છો કે તમારી ઈચ્છા પૂરી કરવા વહોરાવો છો ? તે બરાબર ચકાસીને નક્કી કરો.

  ભક્તિનો નિષેધ હોઈ શકે નહીં.. તમે મહાત્માના પગ પકડો.. કાકલૂદી કરો.. 'અમને લાભ આપો, નિર્દોષ છે' વગેરે... પણ મહાત્મા ના જ પાડે, તેમની વહોરવાની ઈચ્છા ન જ હોય તો તેમના પાતરા પકડીને કે મહાત્માએ આસપાસ મૂકેલા પાતરામાં - તેમની નજર ચૂકવીને નાખી દેવું – તેમાં ભક્તિ છે કે તમારી ઈચ્છા પૂરી કરવાનો ભાવ છે ? – તે પ્રશ્ન છે. ભક્તિમાં પણ વિવેક જરૂરી હોય છે – તો પછી જેમાં ભક્તિ ગૌણ બની જતી હોય – પોતાની ઈચ્છા જ પ્રધાન બની જતી હોય – તેને શું માનવું ?

  આગ્રહ ગમે તેટલો કરો; મહાત્મા ના જ પાડે – તો તેમના ત્યાગને, સત્ત્વને, નિર્દોષના આગ્રહને, ઘરે ઘરે ફરીને થોડું થોડું લેવાની ભગવાનની આજ્ઞાના પાલનના ભાવને - વંદન કરો, અને તેમાં સહાયક બનો – તે તમારો વિવેક છે, જે ભક્તિ કરતાં પણ ઊંચો ભાવ છે.

  મહાત્માના નિષેધ છતાં - પાતરા પકડીને કે તેમની નજરચૂકથી નાખી દેવામાં મહાત્માને કેટલી તકલીફ પડી શકે ? તેનો તમને અંદાજ જ નથી. તેમને ગુરૂ ભગવંતે તે ચીજ લાવવાની સ્પષ્ટ મનાઈ ફરમાવી હોય તો... ? બધાને કે ઘણાંખરાને તેનો ત્યાગ હોય તો... ? વાપરી શકાય તેનાથી વધારે આવી જાય તો.. ?

  **એટલે આગ્રહ જરૂરથી કરી શકાય; અવિવેકથી નાખી ન શકાય.**

  અહીં એ પણ જણાવી દઉં કે અમારી અનિચ્છાએ તમે પાત્રામાં નાખી દો - ત્યારે તમારી શ્રદ્ધાની રક્ષા ખાતર અમે લઈ લઈએ એ વાત જુદી છે... બાકી જે અમે વહોરવા માંગતા નહોતા... જેને અમે વહોર્યું નથી... તેવી ચીજ કોઈ પાતરામાં નાખી દે - તે અમારે લઈ જ લેવી ફરજીયાત નથી...

- **સમતાની વાત પર આવીએ તો - પ્રશસ્ત રાગ હોવા છતાં, અપ્રશસ્ત રાગ-દ્વેષ ન હોય - તે**

**પણ એક સમતા છે.**

- તેનાથી નીચલી કક્ષાની વાત કરીએ તો અનુકૂળતા-પ્રતિકૂળતાનો ભેદ પડે - તેની નોંધ લેવાય - સામાન્ય રાગ-દ્વેષ થાય... પણ તીવ્ર રાગ-દ્વેષ ન કરે.. **પ્રતિકૂળતાને સહન કરી લે... ખળભળાટ ન કરે.. અનુકૂળતામાં લપેટાઈ ન જાય.. તે પણ ઉપચારથી સમતા કહેવાય.**
  પણ પ્રતિકૂળતાના ખળભળાટને દૂર કરવા અનુકૂળતા લાવી દેવી - તે સમતા નથી...
- આપણે વચ્ચે બે પ્રશ્ન અધૂરા મુક્યા..
  ૧) ભગવાનને ગોચરી મળે - ન મળે – તે સમાન હોય તો વહોરવા જાય શા માટે ?
  ૨) મહાપુરુષોને દોષિત-નિર્દોષ વચ્ચે ભેદ ન હોય તેવી સમતાની પરિણતિ હોય,
  તો દોષિત છોડીને નિર્દોષ જ લે - એવું શા માટે ?
  તેનો જવાબ છે - તેવા આચારના પાલનના સંસ્કાર હોય છે.
  કુંભાર ચાકડાને દાંડાથી ફેરવીને, દાંડો કાઢી લે, તો ય ચાકડો ફર્યા કરે છે - ગતિના સંસ્કારથી... તેમ સાધના કાળે સાધનાના એવા સંસ્કાર પડ્યા હોય છે કે પછી સમતાની પરિણતિ આવવા છતાં સંસ્કારથી જ આરાધનાની પ્રવૃત્તિ થાય છે.
- તમે મચ્છર હટાવવા ધૂપ કરો - તે ઈચ્છાથી થાય...
  પણ મચ્છર કરડે અને હાથ ફરી જાય - તે સંસ્કારથી થાય છે - વિચારથી નહીં.
- લોગસ્સ અને સિદ્ધાણં બુદ્ધાણં - બંને સૂત્રનું અંતિમ વાક્ય સમાન છે. 'સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ...'
  પ્રતિક્રમણ ભણાવવાનું શીખતો હોય ત્યારે લોગસ્સ... ના સિદ્ધા સિદ્ધિં... વાક્ય પછી... સવ્વલોએ... બોલવાનું; સિદ્ધાણંના સિદ્ધા સિદ્ધિં... વાક્ય પછી... વેયાવચ્ચગરાણં... બોલવાનું યાદ રાખવું પડે...
  ૧૦૦-૨૦૦ વાર પ્રતિકમણ ભણાવ્યા પછી - તેવા સંસ્કાર જ પડી જાય... યાદ કરવું ન પડે... વિચારવું ન પડે.
  તે રીતે પૂર્વમાં કરેલી સાધનાના સંસ્કારોથી પણ તેવી પ્રવૃત્તિ થાય છે.
- આ વાત તર્કથી ગળે ન ઉતરે તો પણ, શાસ્ત્રકારોએ કહી હોવાથી અત્યારે શ્રદ્ધાથી સ્વીકારવાની છે.
- **'સમતા'** ની આ ભૂમિકાઓ સમજ્યા પછી –
  ગોચરી બિલકુલ ન મળે - તો દોષિત વહોરવાનો અપવાદ હોઈ શકે;
  કેરીનો રસ ન મળે તો અપવાદ ન હોય... તેનું કારણ શું ?
  તે વાત સમજાશે. તે આગળ કરીશું...

---

## જૈન સાધુ – ૧

- **પ્રભુના શાસનમાં જેવું ગુરૂતત્ત્વ છે; સાધુ ભગવંતના જેવા આચાર છે - તેવું ગુરૂતત્ત્વ દુનિયાના કોઈ ધર્મમાં નથી.** તેવા આચાર કોઈ ધર્મના સંન્યાસીનાં નથી. આ પ્રભુ શાસનની અજોડ વિશેષતા છે !
- તમે સમજણા થયા ત્યારથી સાધુના પરિચયમાં છો. સાધુ ભગવંતના આચારોની સ્થૂળથી પણ ખબર છે.. એટલે એ આચાર પ્રત્યે તમારા હૃદયમાં વિસ્મયભાવ-આદરભાવ નથી..
  જૈનેતરોને જયારે જૈન સાધુના આચારોની ખબર પડે છે, ત્યારે તેમના હૃદયમાં જે વિસ્મય ઉત્પન્ન થાય છે, અંતરમાં જે આદર ઉત્પન્ન થાય છે, તે આપણને આશ્ચર્ય પમાડી દે તેવો

હોય છે.

- સં. ૨૦૪૧ની સાલમાં પૂ. ભુવનભાનુસૂ. મ. નું ચોમાસું મુંબઈ – ચોપાટી – શ્રેયસ હોલમાં હતું. વિદેશથી આવેલા બે ટુરિસ્ટોને લઈને ગાઈડ આવેલો.. {**ભારતની જોવા જેવી ચીજોમાં એક ચીજ સાધુ-સંતો છે !**}

  પૂ. ભુવનભાનુસૂરિ મ. પછી મારા ગુરૂદેવ (પૂ. રત્નસુંદરસૂરિજી મ.) પાસે બેઠા.. સાધુના આચારોની વાત કરતાં એક વાત આવી કે 'અમે માથાનાં વાળ હાથથી ખેંચીને કાઢીએ.' પેલાને અતિ-આશ્ચર્ય થયું – પૂછ્યું – 'પણ તેમાં વેદના ન થાય ?' બાજુમાંથી પસાર થતા પૂ. ભુવનસુંદર વિ. મ. એ. કહ્યું – 'તમારે જોવું હોય તો તમારા માથા પર કરીને બતાવીએ.'

  પેલો તો તૈયાર થઈ ગયો... ટટ્ટાર બેસી ગયો. પૂ. ભુવનસુંદરવિ. મ. એ બે-ચાર ચપટી ખેંચીને બતાવી..

  પેલાએ કહ્યું – 'આખી દુનિયામાં ફર્યો – દરેક ધર્મનાં સંન્યાસીઓને મળ્યા છીએ ... પણ જૈન સાધુ જેવો સંન્યાસ બીજે ક્યાંય નથી.'

- તમને 'સાધુ લોચ કરે' તે વાત સ્વાભાવિક લાગે. જૈનેતરોને તે વાત સાંભળીને પરાકાષ્ઠાનો આદર ઉત્પન્ન થાય.

  મુંબઈમાં અમારા મુ. શ્રી મૃદુસુંદરવિ. રૂમેટોલોજીસ્ટ ('વા' ના સ્પેશ્યિલ ડોક્ટર) ને બતાવવા ગયેલા.. જૈન સાધુના આચાર વિશે વાત થતાં 'લોચ' ની વાત થઈ... ડૉક્ટરે પૂછયું 'આવું કરવાનું કારણ શું ?' બુદ્ધિજીવીઓને તર્કથી જવાબ જોઈએ.

  મુ. શ્રી મૃદુસુંદરવિ. એ કહ્યું – 'જૈન સાધુ પ્રત્યે બધાને અતિશય આદર છે, તેમની અપાર ભક્તિ થાય છે. તે જોઈને – તેવા માન-સન્માન મેળવવા ખાતર કોઈ અયોગ્ય વ્યક્તિ સાધુ ન બની જાય – તે માટે આ 'લોચ' એ પરીક્ષા છે.. તેના કારણે નિઃસત્ત્વ વ્યક્તિ સાધુ બની જ ન શકે..'

- *સભા : લોચનું ખરું કારણ શું ?*

1. મેં તમને જણાવ્યું છે કે આપણો એક-માત્ર શત્રુ 'રાગ' છે.. અને આપણને સૌથી વધુ રાગ- આપણા શરીર પર હોય છે. 'લોચ' એ શરીર પરના રાગને તોડવા માટે છે.
2. લોચ ન હોય તો વાળ કપાવવા પડે.. હજામ જોઈએ... તે આવે-જાય – તેમાં વિરાધના કરે.. વાળ કાપતા પૂર્વે–પછી હાથ-અસ્ત્રો વગેરે પાણીથી ધુવે - તેમાં વિરાધના થાય.
3. ઉપર કહ્યું તેમ અયોગ્ય વ્યક્તિ સાધુસંસ્થામાં ઘૂસી ન જાય.

- બોરડીની અંદર અમારા ગુરૂદેવને મળવા પારસી દંપતિ આવેલું.. પારસી નાના-મોટા બધાને 'તું' જ કહે – તેવી તેમની ભાષા હોય. તેની સાથે વાત થતા ગુરૂદેવે જણાવ્યું કે 'અમે સ્નાન ન કરીએ... દીક્ષા પછી નહાયા નથી.' પેલો પારસી તો ઊભો જ થઈ ગયો. 'શું વાત કર છ ? તું ૨૮ વર્ષથી ન્હાયો નથી ? અને તો ય તારા શરીરમાંથી દુર્ગંધ નથી આવતી ? કમાલ છે !'
- 'સાધુ સ્નાન ન કરે..' એ વાત તમારા માટે જાણીતી છે. તેથી તમને તેનાથી આશ્ચર્ય નથી થતું. પણ તમે તેવી રીતે રહો તો તેમાં કેવું સત્ત્વ જોઈએ ? તેની ખબર પડે. મુંબઈમાં પહેલીવાર ચોંસઠ પહોરી પૌષધ કરનાર એક શ્રાવકે કહેલું કે 'ન્હાયા વગર – મોંઢુ ધોયા વગર – દાઢી કર્યા વગર રહેવું એટલે શું ? તે આઠ દિવસમાં ખબર પડી ગઈ...... આજ પછી જિંદગીમાં કોઈ સાધુની નિંદા નહી કરું !'
- બેણપ ગામમાં વૈશાખ મહિને બપોરના ગામ-બહાર ઠલ્લે જઈને હું પાછો આવી રહ્યો હતો.. ધોમધખતો તડકો હતો – ડામરની સડક – અઢી વાગ્યાનો સમય હશે ...... પગ તો બળે.. મારી પાછળ સાઈકલ પર એક માણસ આવ્યો ..

  સાઈકલ પરથી ઉતરીને સ્લીપર કાઢ્યા.. કહે – 'મહારાજ – આ સ્લીપર પહેરી લો – પગ બળી

જશે!' મેં કહ્યું – 'ભાઈ ! અમારો આ આચાર છે – અમે પગમાં જોડા ન પહેરીએ...'

- 'સાધુ ઉઘાડા પગે ચાલે' એ વાત તમારા માટે નવી નથી. એટલે તેનાથી વિસ્મય થતું નથી. જૈનેતરોને એ વાત પણ વિસ્મય જગાડે છે.
- અમારા ગુરૂદેવ સાથે ૧૫ સાધુઓ જયપુરથી દિલ્હીના વિહારમાં હતા. ૨૫૦ કિલોમીટરમાં વચ્ચે એક જ ગામમાં જૈનોના ૪ ઘર સિવાય જૈનોની વસતિ ન હોવાથી રસોડું સાથે હતું.. પણ કેટલાક સાધુઓ એવા હતા કે – રસોડાની ગોચરી વહોરતા નહોતા - જૈનેતરોમાંથી જે મળે તે વહોરીને લાવતા...

  તે વખતે જે અનુભવો થયા છે – તેના પરથી એવું લાગે કે પ્રવચન કરીને જે શાસન પ્રભાવના ન થાય, તે કદાચ ગોચરીથી થાય !..
- **જે લોકો પોતાના ધર્મના સંન્યાસીને ઘરમાં પ્રવેશ ન કરવા દે... તે પણ જૈન સાધુને વિના સંકોચે આવવા દે... તે પ્રભુના આ વેશની ગુડવિલ છે...**
- જૈનેતરોમાં વહોરવા જઈએ ત્યારે પદ્ધતિ જુદી હોય... તેમને સમજાવવું પડે કે 'અમે શા માટે આવીએ છીએ ?' ...

  'આહાર માટે આવ્યા છીએ' એમ કહીએ તો ક્યારેક આસન લાવીને પાથરે... થાળી-વાટકા લાવે... બેસી જાવ – જમી લો...' એમ કહે ... અમારે કહેવું પડે – 'અમે અમારા પાતરામાં લઈને જશું.. અમારા મકાને જઈને વાપરશું' ... પછી બે સાધુ હોય તો રોટલીનો થપ્પો લે.. અમે કહીએ – ' બે લો...' તો કહે – 'બેમાં પેટ કેમ ભરાય ?' ...... અમારે કહેવું પડે – ' અમે થોડું થોડું બધા ઘરેથી લઈએ......' અને ક્યારેક એ પણ કહેવું પડે કે 'અમે બે જ નથી...... ૮-૧૦ છીએ...' નહીં તો પાતરામાં રહેલો આહાર જોઈને તેમને લાગે – 'આટલું બધું !..'

  જો કે ગુજરાતના કેટલાક ક્ષેત્રોમાં જૈનેતરોને પણ બધી સમજ હોય છે...

  પણ અમારો વિહાર જ્યાં હતો, તેમને માટે જૈન સાધુ એટલે નવી જ ચીજ હતી...... !
- એક ગામમાં બહાર પેટ્રોલ પંપમાં ઉતારો હતો. ગામ ૧ કિ. મી. અંદર હતું... અમે બે જણા સાથે વહોરવા ગયા.. એક ઘરે ગયા – તો બહેન પૂછે - 'ક્યાંથી આવ્યા ?' અમે કહ્યું – 'બહાર – પેટ્રોલ પંપમાં ઉતર્યા છીએ' ... ફાગણ મહિનો હતો – ગરમી સખત હતી. બપોરના ૧૨ વાગ્યા હશે. તાજો લોચ કરેલો – ઉઘાડું માથું અને ઉઘાડા પગ.. બહેન તો અમને ઉપરથી નીચે સુધી જોઈ જ રહ્યા.. પૂછે – 'ક્યાં જવાના ?' અમે કહ્યું – 'દિલ્હી.' પૂછે - 'આવી જ રીતે ? ચાલતા-ચાલતા ? ક્યાંથી નીકળ્યા છો ?' અમે કહ્યું - 'રતલામથી...' તેમને એટલું બધું આશ્ચર્ય થયું !
- તમારા માટે વિહાર એ કોઈ આશ્ચર્ય નથી. પણ તમને કહું – એક વાર સાધુની જેમ વિહાર કરી જુઓ - તો ખબર પડે !

  છ' રી પાળતા સંઘમાં ચાલો છો, પણ ખાલી હાથે.. શરીર પર વજન કંઈ નહી.. વળી પહોંચો ત્યારે નહાવાનું ગરમ પાણી તૈયાર હોય.. તંબુમાં ગાદલા તૈયાર...

  સાધુ પોતાની ઉપધિ ઊંચકીને વિહાર કરે.. તમને ખબર નહીં હોય – પણ ઉપધિ વિના ૧૮ કિ. મી. ચાલવામાં પણ એટલો થાક ન લાગે, જેટલો ઉપધિ સાથે ૧૨ કિ. મી. ચાલવામાં લાગે.. પહોંચ્યા પછી કાજો લેવાનો, દોરી બાંધવાની, કપડાં સૂકવવાનાં, પરાત ગોતવાની, પડિલેહણ કરવાની, પાણી લાવવાનું , ઠારવાનું , નવકારશી વહોરવા જવાનું હોય... આરામનું નામ-નિશાન ન મળે... આવો વિહાર કરો ... અને તે પણ રોજેરોજ... ક્યારેક સવાર-સાંજ ...... તો ખબર પડે, વિહાર એ શું ચીજ છે !
- કેટલાક બુદ્ધિજીવી – સુધારાવાદીઓ દલીલ કરતા હોય છે - વિહારના બદલે વાહનમાં જાવ તો - કેટલો સમય બચે – પરિશ્રમ બચે ? ... બધે જઈ શકાય – શાસન પ્રભાવના કરી શકાય. પણ

તેમને ખબર નથી. **અમારી શાસન પ્રભાવના સંયમના બળ પર ઉભી છે. મારી વાણીમાં તાકાત – મારા આચારો પેદા કરે છે.** બાકી બોલતા તો તમારામાં ઘણાને મારા કરતા વધારે સારું આવડતું હોઈ શકે !

- અમારા ગુરૂદેવ સાથે મુંબઈથી અમદાવાદ વિહારમાં હતા. એક સ્થાનમાં – વિહાર ધામમાં – ઉપાશ્રયના ઠેકાણા નહોતા. લાદીઓ તૂટેલી.. બારી-બારણા તૂટેલા... અમે તેમાં ઉતરેલા... ગુરૂદેવ બહાર પરસાળમાં બેસીને લખી રહેલા. ત્યાં ગુરૂદેવથી પામેલા મુંબઈના એક કચ્છી લોહાણા ભાઈ વંદન માટે આવ્યા.. આવા સ્થાનમાં અમારી બધાની પ્રસન્નતા જોઈને તેમણે કહ્યું - 'સાચો સંન્યાસ જૈન સાધુમાં જ છે. હમણાં જ ચાર-ધામની યાત્રા કરી આવ્યો. અમારા સંન્યાસીઓને સોનાના સિંહાસન છે. મર્સિડીઝ ગાડીમાં ફરે છે. આપ આ પરિસ્થિતિમાં પણ આટલી પ્રસન્નતાથી રહો છો.. તેની કલ્પના પણ ન થઈ શકે...'
  **એવું રખે માનતા કે અમારી પ્રસન્નતા – તમારી ભક્તિ અને બધી 'સગવડ' ના કારણે છે. અમે જેવા અહીં પ્રસન્ન છીએ તેવા જ ગામડામાં હોઈએ છીએ..**
- મુંબઈ-સાયનમાં વૈશાખ મહિને એક ભાઈ ગુરુદેવને મળવા આવેલા.. કહે – 'સાહેબ, ગઈકાલે રાત્રે ૧૦.૩૦ વાગે આવેલો... બધાં સંથારો કરી ગયેલા... વૈશાખ મહિનાનો બફારો... અમને પંખા નીચે ઊંઘ નથી આવતી.. અને આપ બધા જે શાંતિથી સૂઈ રહ્યા હતા – તે જોઈને લાગ્યું કે **સાધુ જેવું પ્રસન્ન બીજું કોઈ નથી !'**
  તમે પણ આ બધું જુઓ તો છો જ.. પણ તમારી પાસે દૃષ્ટિ નથી તેથી અહોભાવ થતો નથી.
- અમારા પૂ. ગચ્છાધિપતિશ્રીના શિષ્ય પૂ. મુ. શ્રી શિવશર્મવિ. મ. સા. છે – ૮૦+ ઉંમર છે. દીક્ષા પર્યાય – ૨૦ વર્ષનો હશે... રોજ રાત્રે ૨-૩ વાગે ઊઠીને ૧૦૦૮ લોગ્ગસ્સનો ઊભા ઊભા કાઉસ્સગ્ગ કરે છે ! પૂર્વાવસ્થામાં પાર્લા(વેસ્ટ) સંઘના અગ્રણી ટ્રસ્ટી હતા... !
- અમારા સમુદાયના – મારાથી દીક્ષા પર્યાયમાં માત્ર ૧ મહિનો નાના મહાત્મા છે. છેલ્લા ૩-૪ વર્ષથી મળ્યા નથી.. પણ છેલ્લે મળેલા ત્યાં સુધી – દીક્ષા જીવનના ૧૬-૧૭ વર્ષમાં, તેમણે સંયોજના નહોતી કરી .. એટલે રોટલી સાથે શાક, કે દાળ સાથે ભાત વાપર્યા નથી. રોટલી – તો એકલી રોટલી, શાક - તો એકલું શાક... ભાત – તો એકલા ભાત... તમે એક દિવસ તો કરી જુઓ...!
- હમણાં જ પૂ. આ. શ્રી જગચ્ચંદ્રસૂ. મ. પધાર્યા હતા. ૯૦+ ઉંમર છે. આ ઉંમરે ચાતુર્માસમાં ત્રણ જ દ્રવ્યથી એકાસણા કરે – રોટલી–શાક–દૂધ... ! તે પણ સંયોજના વગર.. વાપરે તે પાતરું પણ એઠું ન થાય !
- શ્રમણીગણનાયક પૂ. આ. શ્રી અભયશેખરસૂરિજી મ. સા. કેટલાય વર્ષોથી સંયોજના વગર વાપરે છે.
- હમણાં વર્લ્ડ કપ પૂરો થયો.
  અઠવાડિયા પૂર્વે ભારત-ઈંગ્લેન્ડની મેચમાં ઇંગ્લેન્ડ હારે, તો પાકિસ્તાન સેમી ફાઈનલમાં જાય તેવું હતું. એટલે પાકિસ્તાન પ્રાર્થના કરતું હતું – 'ભારત જીતે !' ... મેં મહાત્માઓને કહ્યું – 'જુઓ – કેવો સ્યાદ્વાદ છે ! કટ્ટર શત્રુ હોવા છતાં ભારત જીતે તેવું પાકિસ્તાન ઈચ્છે છે...'
  એક મહાત્મા - જેઓ ગૃહસ્થપણામાં ગુજરાત લેવલ પર સ્કૂલના ક્રિકેટ ખેલાડી હતા – તેઓ કહે – 'આ વર્લ્ડ કપ નહીં હોય – કારણકે વર્લ્ડ કપ તો ૨૦૧૯ માં છે...' !
  તમે સમજ્યા ? એ મહાત્માને ખબર નથી કે હાલ ઈ. સ. ૨૦૧૯ ચાલે છે ! તેમની અંતર્મુખતાની પરાકાષ્ઠા કેવી હશે ... ?
- પંદરેક વર્ષ પૂર્વે મેં પૂ. આ. શ્રી મુક્તિવલ્લભસૂ. મ. સાથે ભાવનગરમાં ચોમાસું કરેલું. અમે ૨૦

સાધુઓ હતા.

એક દિવસ વાચનામાં પૂ. મુક્તિવલ્લભ સૂ. મ. એ પૂછ્યું – 'અત્યારે ભારતના વડાપ્રધાન કોણ ? તેની કોને ખબર નથી ?' તો બે મહાત્માએ આંગળી ઊંચી કરી ! દુનિયાથી કેટલી અલિપ્તતા !

- ભુવનભાનુસૂરિ સ્મૃતિ મંદિરની પ્રતિષ્ઠાના આગલા દિવસોમાં ત્યારના ભારતના વડાપ્રધાન દેવગોવડા અમદાવાદ આવવાના હોવાથી પોલીસ બંદોબસ્ત હતો. પૂ. ગચ્છાધિપતિશ્રીએ પૂછ્યું – 'આ બધું શેના માટે છે ?' કોઈએ કહ્યું – 'દેવગોવડા આવવાનો છે.' ... પૂજ્યશ્રીએ પૂછ્યું – 'દેવગોવડા કોણ છે ?' ...... પૂજ્યશ્રીની અંતર્મુખતા કેવી હશે !
- અમારા એક મહાત્માની દીક્ષા પછી ૮-૧૦ મહિને માતા-પિતા દીક્ષાનું આલ્બમ આપી ગયા... હું દીક્ષાના આલ્બમ બધાને જોવા નથી દેતો.. દીક્ષાર્થીની બહેન કે માતા પણ - બીજા સાધુ માટે તો સ્ત્રી જ છે. અને શાસ્ત્રકારોએ અમને સ્ત્રીનું ચિત્ર જોવાની પણ મનાઈ કરી છે...

  શાસ્ત્રકાર લખે છે – **સૂર્ય સામે નજર પડતા જ આંખ ખેંચાઈ જાય – તેમ સ્ત્રીના ચિત્ર સામે નજર પડે, તો પણ આંખ ખેંચી લેવી ...** *(દશ વૈકાલિક સૂત્ર)*

  જેમનું આલ્બમ હતું – તેમનું નામ માની લો કે 'X' સુંદર છે. અને પૂર્વનું નામ – 'Y' હતું.. મેં તેમને આલ્બમ આપીને કહ્યું .. 'જોવું હોય તો જોઈ લો...' તેઓએ કહ્યું – 'આ ક્યાં મારું આલ્બમ છે ? આ તો 'Y' નું આલ્બમ છે !' અને તેમણે હાથ પણ ન અડાડ્યો !

  પોતાનો ફોટો જોવાનું કુતૂહલ પણ ન જાગે – તે કેવો જ્વલંત વૈરાગ્ય... ?
- તમે કદાચ તપશ્ચર્યા વિ. સાધના સાંભળો છો.. પણ આવી અંતર્મુખતા વગેરે સાધનાની તમને ક્યાં ખબર પડે છે ?

  કોઈ મહાત્મા કંઈ છાતી પર પાટિયું લગાડીને તો ફરતા નથી કે - 'મારી આવી સાધના છે.'
- તમને જે વર્ણન કર્યું તે તો હિમશિલાનો બહારનો ભાગ છે. હિમશિલાનો ૧૦% ભાગ જ બહાર દેખાય. ૯૦% અંદર હોય.. તેમ કઠોર સાધના કરનારા મહાત્માઓ અપાર છે. પણ તમને તેનો પરિચય નથી !
- પ્રભુ શાસનનો સાધુ કેટલો મહાન છે ! તેની વાત હું કરી રહ્યો છું... હજુ કેટલીક વાતો કરીશું..

## જૈન સાધુ – ૨ (સમર્પણ)

- સાધુજીવનમાં સૌથી કઠિન શું ?

  લોચ, વિહાર, ગોચરી, ઠંડી-ગરમી ..... આ બધા શારિરિક કષ્ટો કદાચ એટલા કઠિન નથી.

  **સૌથી કઠિન છે, ગુરૂને સંપૂર્ણ સમર્પણ ...**
- ગુરૂને સમર્પણ કેવું કરવાનું હોય ?

  વિહાર કરીને ગયા પછી ક્યાં બેસવાનું ? – તે જાતે નક્કી કરવાનું નથી હોતું – ગુરૂ કહે ત્યાં બેસી જવાનું..

  ગોચરીમાંથી લેવાની પસંદગી નથી હોતી.. ગુરૂ (અથવા ગુરૂએ જેને વ્યવસ્થા સોંપી હોય તે) જે આપે – તે લઈ લેવાનું .. બીજું શું આવ્યું છે ? – તે જોવાની ; બાજુવાળાને શું આપે છે ? તે જોવાની પણ છૂટ નથી હોતી..

  માતરું કરવા જવું હોય – તો ય ગુરૂને પૂછવાનું...

  એક પેન્સિલ જોઈતી હોય તો જાતે મંગાવી શકાતી નથી – ગુરૂને પૂછવાનું..

  આ **બધું જ પૂછીને કરવાનું.. અને ગુરૂ કહે તે સ્વીકારી લેવાનું ..**

  **આ સાધના અતિ કઠિન છે.**

- ૬-૭ વર્ષ પૂર્વે હું મુલુંડમાં હતો. વિહાર કરીને પૂ. આ. શ્રી અક્ષયબોધિસૂ. મ. , પૂ. આ. શ્રી મહાબોધિસૂ. મ. પધાર્યા. (ત્યારે પંન્યાસ હતા)... મેં જોયું - પૂ. મહાબોધિસૂ. મ. એ, તેમના ગુરૂદેવ(પૂ. અક્ષયબોધિસૂ. મ.) ને પૂછ્યું – 'ક્યાં બેસું ?' અને તેમણે કહ્યું ત્યાં આસન પાથરીને બેસી ગયા..

  પોતે ૩૦-૩૫ વર્ષનો દીક્ષાપર્યાય ધરાવતા હોય, બે-અઢી હજારની પ્રવચન સભા જેમની થતી હોય.. તેમના માટે આ સાધના સહેલી નથી.
- હું તમને પૂછું – 'તમને આંગળી કરીને કહું – 'અહીંથી ઊભા થઈને અહીં બેસી જાવ...' તો તમે સ્વીકારી લો... ?'

  *સભા : અઘરું છે..*

  એક કલાક માટે બેસવામાં અઘરું લાગતું હોય, તો જ્યાં આખો દિવસ-મહિનો કે ચાર મહિના બેસવાનું હોય – ત્યાં સ્વીકારવું – કેટલું અઘરું હશે..? અને તે જીવનભરનું છે.
- યાદ રાખો ગૃહસ્થાવસ્થાની અપેક્ષાએ ગુરૂ કરતા શિષ્ય ચડિયાતા પણ હોઈ શકે.

  ૨૦૦૦ કરોડની સંપત્તિ છોડીને દીક્ષા લેનારા છે.. જેની નીચે હજારો માણસો કામ કરતા હોય – જેણે આજ સુધી હુકમો જ છોડ્યા હોય – તેણે દીક્ષા દિવસથી ક્યાં બેસવું ? સૂવું ? ખાવું ? બધું ગુરૂ કહે તેમ કરવાનું... તે પણ એવા ગુરૂનું કે જે ગૃહસ્થાવસ્થામાં કદાચ કરોડપતિ પણ ન હોય – તે કેટલું કઠિન છે ?

  એવું ય દેખાય છે કે એન્જીનીયર બનીને દીક્ષા લેનારના ગુરૂ– મેટ્રિક પાસ પણ ન હોય..
- અમારા ગુરૂદેવે એક પ્રસંગ કહેલો...

  મહાત્મા વાપરવા બેઠેલા. તેમના ગુરૂદેવ બધાને ગોચરી વહેંચી રહ્યા હતા.. થોડુંક શાક તેમના પાતરામાં મૂક્યું ... (એક વાત સમજી રાખો કે ગોચરીમાં જોઈતી બધી વસ્તુ, પૂરતા પ્રમાણમાં મળે જ, તેવું નથી.. મીઠાઈ – ફરસાણની વાત જવા દો .. શિયાળામાં શાક નથી મળતું – કોબીજ હોય છે. ઉનાળામાં દાળ નથી મળતી - કોથમીર હોય છે. )

  મહાત્માએ તેમના ગુરૂદેવને કહ્યું – 'મારે એકાસણું છે.'

  આશય એ હતો કે 'શાક ઓછું છે.' તેમના ગુરૂદેવે કહ્યું – 'મને ખબર છે.'

  બપોરના તે મહાત્મા ગુરૂદેવને વંદન કરવા ગયા, ત્યારે કહ્યું - 'શાકના લોભમાં માંડલી વચ્ચે મેં આપને કહ્યું, તેના પ્રાયશ્ચિત્તરૂપે જીવનભર લીલા શાકના ત્યાગનો અભિગ્રહ આપી દો !'
- કપડો ફાટી જાય, તો કયો આપવો તે પણ ગુરૂ નક્કી કરે..

  કયો ગ્રંથ ભણવો ? શું ગોખવું ? એ ગુરૂ નક્કી કરે.

  કોઈ પુસ્તક વાંચવું હોય તો ગુરૂને પૂછવું પડે.

  એક પત્રિકા પણ ગુરૂને પૂછ્યા વિના વાંચી શકાય નહી..

  આવું અનુશાસન જિનશાસનમાં છે.
- પૂ. ભદ્રંકર સૂ. મ. ના ગુરૂદેવ પૂ. મનોહરસૂ. મ. , અને તેમના ગુરૂદેવ પૂ. મેઘસૂરિ મ. કડક અનુશાસન ધરાવનારા હતા..

  ભદ્રંકરવિ. મ. ને અભ્યાસ ચાલુ હતો .. લખતાં-લખતાં અત્યંત નાની થઈ ગયેલી પેન્સિલ કોઈ શ્રાવકે જોઈ.

  બીજા દિવસે નવી પેન્સિલ લાવીને મેઘસૂરિ મ. ને કહે – 'આ. ભદ્રંકર વિ. ની પેન્સિલ નાની થઈ ગઈ છે. લાભ આપો..'

  પછી પાઠ લેવા ભદ્રંકરવિ. મ. આવ્યા, તો મેઘસૂરિ મ. કહે – 'તમને પાઠ નહીં મળે.. તમારે

ગુરૂની જરૂર નથી.. પેન્સિલ ગુરૂને પૂછ્યા વિના સીધી જ મંગાવી લો છો...'

હકીકતમાં ભદ્રંકરવિ. મ. નો વાંક નહોતો... પણ મારે તો તમને અનુશાસન કેવું હોય - તે બતાવવું છે...

- મુ. શ્રી મૃદુસુંદરવિ. મ. ના પિતાશ્રીએ ૬૮ વર્ષની ઉંમરે દીક્ષા લીધી.. મારા શિષ્ય બન્યા.. મારા સંસારી પિતાશ્રી કરતાં મોટી ઉંમર...

  મુંબઈના અગ્રગણ્ય ગણાતા સંઘ – ગોરેગામ જવાહરનગરના ૨૫ વર્ષથી ટ્રસ્ટી... છેલ્લા ૫-૭ વર્ષથી મેનેજીંગ ટ્રસ્ટી...... પ્રચંડ લોકપ્રિયતા.. ઉદારતા એટલી કે દરેક ફંડમાં પહેલું નામ હોય. આવી પ્રતિષ્ઠિત વ્યક્તિ દીક્ષા લે, ત્યારે દીકરાની ઉંમરના ગુરૂને સમર્પિત થવું સહેલું છે ?

- ૨-૫% સાધુઓની નબળી વાતોના ઢોલ પીટાય છે.

  **હજારો સાધુઓ જે કઠિન સાધના કરે છે, તેની કોઈને ખબર નથી, તે મારે તમને ખબર પાડવી છે.**

- આ મુ. શ્રી મૃદુસુંદરવિ. – ૨૧મું વર્ષ દીક્ષાનું ચાલે છે... ૬ શિષ્યોના ગુરૂ છે. (મારા તો ૩ જ શિષ્યો છે. જો કે તમને ચેલેંજ આપું કે એક મહિનો અમારી સાથે રહીને પણ – 'કોણ કોનો શિષ્ય છે ?' તે કહી આપો- તો ઇનામ આપી દઉં – એવો અમારો કુટુંબભાવ છે. ) મારા શિષ્ય નથી – ગુરૂભાઈ છે... છતાં

  કદી પોતાનું બેસવાનું સ્થાન પોતે નક્કી કરતા નથી.. મને પૂછીને, હું કહું ત્યાં જ બેસે, સંથારો કરે..

  એક નાનકડી પેન પણ મંગાવતા નથી...

  કોઈને સંદેશો આપવો હોય – તો મને કહે અને હું પછી શ્રાવક દ્વારા આપું...

  તેમના નામે કવર આવ્યું હોય, તો મને બતાવ્યા વિના ક્યારેય ખોલતા પણ નથી..

  કદાચ માસક્ષમણ જેવી સાધના તેમના જીવનમાં નથી..

  પણ આ સમર્પણ સહેલું છે... ?

- હું મારા સાધુના ગુણગાન ગાઉં – તો અજુગતું લાગે. પરોક્ષ રીતે મારા જ ગુણગાન કહેવાય ...... પણ કેટલાકની નબળી વાતો જગજાહેર થાય અને હજારોની સારી વાતો ગુપ્ત રહે – ત્યારે તેને જાહેર કરવી, તે કદાચ જરૂરી બન્યું છે. મારો આશય કોઈ વ્યક્તિના ગુણગાન ગાવાનો નથી. જૈન સાધુ કેવા મહાન છે ? તે બતાવવાનો છે.

- પાંચ વર્ષ પૂર્વે કાંદિવલી ચોમાસું હતું... સંવત્સરી પછી ગોરેગામ – અમારા સમુદાયના પૂ. રાજેન્દ્રસૂ. મ. ને વંદન - સંવત્સરી ક્ષમાયાચના કરવા ગયો...

  પૂ. રાજેન્દ્રસૂ. મ. ખુશખુશાલ હતા ...... મને કહે – 'અમે અમદાવાદ જવાના...'

  હું રાઈ મુહપત્તિ (મોટું વંદન) કરતો હતો, ત્યારે તેમના શિષ્ય પૂ. ધર્મયશ સૂ. મ. (ત્યારે પંન્યાસ હતા) કહે – 'પૂ. ગચ્છાધિપતિશ્રીનો આદેશ છે - અમદાવાદ આવવાનો... પણ સાહેબ એક કલાક બેસી પણ શકતા નથી... (ઉંમર ૮૦+ હતી.) વ્હીલચેરમાં પણ વિહાર કેમ થશે ? રસ્તામાં બધી સગવડ કેમ સચવાશે ?'

  ત્યારે પૂ. રાજેન્દ્રસૂ. મ. કહે – 'આપણે તેની ચિંતા કરવાની શી જરૂર ? જે બોલાવે છે – તે ચિંતા કરશે !!!'

  જેમનો ૬૦+ વર્ષનો પર્યાય હોય, સમુદાયમાં બીજા નંબરે હોય, ૨૫૦+ સાધ્વીઓના ગણનાયક પદે રહેલા હોય..... તેમનું ... પોતાનાથી માત્ર ૧ વર્ષ દીક્ષાપર્યાયમાં મોટા એવા ગુરૂભાઈ પ્રત્યેનું આ સમર્પણ !

તમને ટાઢા પહોરના ગપ્પા તો નથી લાગતા ને ? સહેજ પણ અતિશયોક્તિ વિના મારો પ્રત્યક્ષ અનુભવ કહી રહ્યો છું...

- કોઈની ખાનગી દીક્ષા પછી હોબાળો થતા - પૂ. દાનસૂરિ મ. એ પ્રેમસૂરિ મ. ને ખૂબ ઠપકો આપ્યો. પૂ. પ્રેમસૂરિ જી મ. એ ક્ષમાયાચના કરી. બપોરે પૂ. દાનસૂરિજી મ. ઠલ્લે ગયા. ત્યારે પ્રેમસૂરિજી મ. ના કોઈ શિષ્ય સાથે ગયા... તેમણે ખુલાસો કર્યો - 'જે ખાનગી દીક્ષા થઈ . તે બાબતમાં પૂ. પ્રેમસૂરિજી મ. ને તો કાંઈ ખબર પણ નથી...' પૂ. દાનસૂરિજી મ. એ આવ્યા પછી પૂ. પ્રેમસૂરિજી મ. ને કહ્યું 'મને કહ્યું કેમ નહીં ?' પૂ. પ્રેમસૂરિજી મ. કહે 'આપ ગુરૂદેવ છો... આપને કાંઈપણ કહેવાનો અધિકાર છે.. અને આપ ઠપકો આપી રહ્યા હો ત્યારે બચાવ કરું – તે આપને ખોટા પાડ્યા તેવું થાય... તેવું કેમ કરાય ?'
  (શાસ્ત્રકાર લખે છે – **ગુરૂનું વચન શિષ્ય સાચું પાડે...**)
- તમે વિચારો – આવી પરીક્ષામાં તમે પાસ થાવ ? વ્યાખ્યાનમાં તમને હું કહી શકું કે 'તમારી ભૂલ છે... ?' તમે સ્વીકારી લો ?
- વિચારજો ગૌતમસ્વામીને... ચાર જ્ઞાનના માલિક, દ્વાદશાંગીના રચયિતા, ૫૦,૦૦૦ કેવળજ્ઞાનીના ગુરૂ, પ્રથમ ગણધર...... છતાં અસંખ્ય દેવોની વચ્ચે – કરોડો મનુષ્યોની વચ્ચે - ભગવાન તેમને કહી શકે- 'ગૌતમ ! તમારી ભૂલ છે... તમારે મિચ્છા મિ દુક્કડમ્ માંગવું જોઈએ.' ! કેવો વિશ્વાસ હશે કે ગૌતમને ખોટું નહી લાગે!
- સંવત્સરી પ્રતિક્રમણમાં જગ્યા હાઉસફૂલ થઈ ગઈ હોય.. લોકો હજુ આવી રહ્યા હોય ... હું તમને ઊભા કરીને કહું – 'તમારે ઉપર જવાનું છે..' તો આનંદ થાય ને ? '૧૫૦૦માંથી ગુરૂદેવે મને જ કહ્યું – મારા પર કેવો વિશ્વાસ !' કે પછી 'મને જ કેમ ?' તેવો પ્રશ્ન થાય?
- અધ્યાત્મસારમાં શાસ્ત્રકાર લખે છે- 'જેઓ દીક્ષા લેતી વખતે મિથ્યાત્વી હતા... ૬ટ્ઠું કે ૭મું નહીં, ૪થું ગુણસ્થાનક પણ નહોતું – તેવા **અનંત આત્માઓ તે જ ભવમાં મોક્ષે ગયા. માત્ર ગુરૂ સમર્પણના પ્રભાવે ... !'**
  એનું જવલંત દષ્ટાંત માષતુષ મુનિ છે. (જો કે તેઓ મિથ્યાત્વી નહોતા..) ૧૨ વર્ષ – ૪૩૦૦ દિવસ સુધી ગોખવા છતાં એક લાઈન ન ચડે ... છતાં ગુરૂ કહે – 'ગોખો' ... તો ગોખે જ રાખે... કેવું ગુરૂ-સમર્પણ હશે !
  શાસ્ત્રકાર લખે છે – **માષતુષ મુનિ મોક્ષે ગયા તેનું એકમાત્ર કારણ ગુરૂ પ્રત્યેનો બહુમાન ભાવ છે..**
- ઉપદેશમાળામાં શાસ્ત્રકાર લખે છે – **ગુરૂ કહે – 'કાગડો ધોળો છે.' તો શિષ્ય તહત્તિ કરે – 'જી, ગુરૂદેવ ! કાગડો ધોળો છે.' આવું સમર્પણ કેળવવાનું હોય છે.**
- શાસ્ત્રમાં કથા આવે છે →
  શિષ્યની ઊંઘ ઊડી અને જોયું – તો ગુરૂદેવ છાતી પર ચડીને બેઠા છે – હાથમાં છરી છે ! આંખ મીંચીને શિષ્ય સૂઈ ગયો ! 'ગુરૂદેવ જે કરે, તે મારા હિતમાં જ હોય.' એવી શ્રદ્ધાથી ! વાત એ હતી કે શિષ્યનો પૂર્વભવનો વૈરી જીવ સર્પનું રૂપ લઈને ડસવા આવેલો. ગુરૂએ અટકાવ્યો - તો કહે – 'તેનું લોહી લીધા વિના નહીં જાઉં...' તેથી તેને લોહી આપવા ગુરૂ છાતી પર બેઠા હતા... !
- ચાણક્યની વાત આવે છે..
  તમે ભારતનો ઈતિહાસ જાણો છો ?
  શ્રેણિકનો પુત્ર કોણિક... તેનો પુત્ર ઉદાયી. તેનું ખૂન થયું.. તેને કોઈ દીકરો નહોતો...
  મંત્રીઓએ હાથણીની સૂંઢમાં કળશ મૂકીને નગરમાં ફેરવી. તેણે નંદ નામના હજામ પર કળશ ઢોળ્યો... અને ગઈકાલ સુધી જે લોકોની હજામત કરતો હતો – તે ભારતનો રાજા થયો... તેની

વંશ પરંપરામાં ૯ રાજા થયા ! ૯ પેઢી સુધી હજામોએ ભારત પર રાજ કર્યું ! પુણ્યના પ્રભાવે ! તેમાંના પહેલા રાજાનો મંત્રી હતો કલ્પક... અને છેલ્લાના મંત્રી હતા - સ્થૂલિભદ્રના પિતાશ્રી શકડાળ......

છેલ્લા નંદને હરાવીને ચંદ્રગુપ્ત મૌર્ય રાજગાદી પર આવ્યો. પણ તેણે પહેલીવાર નંદ પર ચડાઈ કરી ત્યારે ભૂંડે હાલે હાર્યો. ચાણક્ય તેને લઈને ભાગ્યો. પાછળ નંદનો ઘોડેસવાર સૈનિક... ચાણક્ય અને ચંદ્રગુપ્ત પગપાળા હતા. રસ્તામાં તળાવ આવ્યું. ચાણક્યએ ચંદ્રગુપ્તને કહ્યું – 'આમાં છૂપાઈ જા..' ચંદ્રગુપ્ત છુપાઈ ગયો. પાછળ સૈનિક આવ્યો ... ચાણક્યને પૂછ્યું (તે ચાણક્યને ઓળખતો નહોતો) – 'ચંદ્રગુપ્તને જોયો ?' ચાણક્ય કહે- 'હા... આ તળાવમાં છૂપાયો છે... !' પેલો ઘોડા પરથી નીચે ઉતર્યો. તળાવમાં ઉતરવા - ધોતિયાનો કછોટો બાંધવા - તલવાર બાજુમાં મૂકી કે ચાણક્યે તેનાથી જ તેનું ડોકું ઊડાવી દીધુ. ચંદ્રગુપ્તને બહાર બોલાવી, તેના જ ઘોડા પર બેસીને ભાગી ગયા.. પછી ચાણક્યએ ચંદ્રગુપ્તને પૂછ્યું – 'જયારે મેં પેલા સૈનિકને કહ્યું કે – 'ચંદ્રગુપ્ત આ તળાવમાં છુપાયો છે' , ત્યારે તને શું વિચાર આવ્યો ?'

ચંદ્રગુપ્ત કહે- 'આપ જે કરો – તે મારા હિતમાં જ હશે...' એ સિવાય કોઈ વિચાર નથી આવ્યો...

- ગુરૂ એકાસણાના બદલે આયંબિલ પણ કરાવે. અને આયંબિલના બદલે નવકારશી પણ કરાવે. ક્યારેક તેવી આજ્ઞાનું પાલન વધારે અઘરું હોય છે !
- પૂ. ત્રિલોચનસૂ. મ. , પૂ. યશોદેવસૂ. મ. ના શિષ્ય હતા. સવારે વંદન કરીને પચ્ચક્ખાણ માંગ્યું – નવકારશીનું. રોજ નવકારશી કરતા હતા...... અને પૂ. યશોદેવસૂ. મ. એ સીધા ૧૬ ઉપવાસ કરવાની આજ્ઞા કરી ! ૧૬ પૂરા થયા પછી – પારણે બીજા ૧૬ની આજ્ઞા !

  અમારા ગુરૂદેવ કહેતા હતા... પૂ. ત્રિલોચનસૂ. મ. એ આ રીતે ૪ માસક્ષમણ કર્યા !
- પૂ. ધર્મરક્ષિતસૂ. મ. ને ૫૦૦ આયંબિલમાં ૫-૧૦ આયંબિલ બાકી હતા - અને ગુરૂદેવ પૂ. પં. ચંદ્રશેખરવિ. મ. એ કહ્યું – 'પારણું કરો......' સ્વીકારી લીધું... ૫૦૦ આયંબિલ કરતાં ગુર્વાજ્ઞાપાલનમાં વધુ લાભ દેખાય, તો જ તેનો સ્વીકાર થઈ શકે !

## જૈન સાધુ – ૩ (સમર્પણ)

- **જૈન સાધુ એ વિશ્વની આઠમી અજાયબી છે.**

  દુનિયા માની પણ ન શકે કે, વર્તમાનકાળમાં આવું જીવન કોઈ જીવી શકે !
- **સંવિગ્ન –ગીતાર્થ એવા ગુરૂની આજ્ઞા કોઈ વિકલ્પ (વિચાર) પણ કર્યા વિના સ્વીકારવાની છે.** *(આવશ્યક નિર્યુક્તિ)*
- પૂ. ઓમકારસૂરિ જી મ. ના પૂ. યશોવિજયસૂરિ મ. એ અમને વાચનામાં એક વાર સરસ વાત કરેલી...

  'તમને ગુરૂદેવ બોલાવીને કહે... - 'ફલાણા ક્ષેત્રમાં ચાતુર્માસ કરવા જવાનું છે... ફલાણા મહાત્મા તમારી સાથે આવશે...'

  તમે વિચારો ... 'ક્ષેત્ર સારું છે...... વસતિ ઘણી છે... ગોચરી માટે અનુકૂળ છે... વ્યાખ્યાનની સંખ્યા સારી થાય છે.. ઉપાશ્રય અનુકૂળ છે... સાથે આવનારા મહાત્મા પણ ભક્તિ-ભાવ ધરાવે છે... સહાયક છે..'

  પછી ગુરૂદેવને કહો ...... 'તહત્તિ' .. આ તહત્તિ, તમે ગુરૂને કહો છો કે તમારા 'મન' ને ?'
- **અનુકૂળ આજ્ઞાનો સ્વીકાર કરવામાં કોઈ પરાક્રમ નથી ... પ્રતિકૂળ આજ્ઞાનો સ્વીકાર એ જ પરાક્રમ છે.**

હકીકતમાં તો, **અનુકૂળતા-પ્રતિકૂળતાનો વિચાર જ કરવાનો નથી. ગુરૂની આજ્ઞા છે, એટલે સ્વીકારવાની છે.**

- કેટલાક પ્રશ્ન કરે છે - 'ગુરૂની વાત ખોટી હોય તો પણ સ્વીકારી લેવાની ?'

  તેનો ઉત્તર એ છે કે – **'**ગુરૂની વાત ખરી છે કે ખોટી ? ' તેનો નિર્ણય કરવાવાળા આપણે કોણ ?

  દરેક વ્યક્તિને પોતાની વાત સાચી જ લાગતી હોય છે, તેનાથી વિરૂદ્ધ વાત ખોટી જ લાગતી હોય છે. પણ હકીકતમાં તેમ નથી હોતું..

  **ગુરૂ જ્ઞાની છે, શાસ્ત્રોના પારગામી છે, ગીતાર્થ છે, અનુભવી છે, હિતચિંતક છે.. એવી શ્રદ્ધા હોય તો ગુરૂની વાત ખોટી લાગે જ નહીં...**

  **જો 'સાચી' વાતને જ તહત્તિ કરવાની હોય, તો પછી – તે ગુરૂને 'તહત્તિ' નથી ... પોતાની બુદ્ધિને જ તહત્તિ છે... કારણકે પોતાની બુદ્ધિમાં જે સાચું લાગે – તેને તહત્તિ કરાઈ રહ્યું છે...... ગુરૂને નહીં...**

  (ગુરૂને 'તહત્તિ' તો જ કહેવાય – જો તેમના બધા વચનને તહત્તિ કરાય...)

  પોતાની બુદ્ધિનું તો સહુ માને છે ... અનંત કાળથી માને છે.. તેમાં પરાક્રમ શું ?

  **પરાક્રમ – બુદ્ધિમાં નહિ બેસતી વાતને સ્વીકારવામાં છે.**

- દીક્ષામાં પધારેલા વૈરાગ્યદેશનાદક્ષ પૂ. આ. ભ. શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મ. એ અમારા મહાત્માઓને સુંદર હિતશિક્ષા આપેલી **- 'જિનશાસન સત્યપ્રધાન નથી.. વિનયપ્રધાન છે - અનુશાસનપ્રધાન છે... અર્થાત્ 'સાચું લાગે તે કરવાનું' – તેવું નથી.. 'ગુરૂ કહે તે કરવાનું છે...' તેમાં સત્ય-અસત્યનો વિચાર પણ નથી કરવાનો.'**

- *સભા : તો પછી અન્ય પંથોમાંથી સત્યપંથમાં આવી શી રીતે શકાય ?*

  મેં પૂર્વે કહ્યું કે ગુરૂ સંવિગ્ન–ગીતાર્થ હોવા જોઈએ – તેમના વચનને જ સ્વીકારવાનું છે. બીજા ગુરૂ માટે તેવી ફરજ નથી...

  જેમ કે આજે દીક્ષા લીધી હોય, તે 'ગુરૂ' કહેવાય; તેને વંદન કરાય.. ભક્તિ કરાય. પણ તેમની આજ્ઞા માનવી ફરજીયાત નથી, કારણકે હજુ ભણ્યા જ નથી...

- કેટલાક પૂછે છે – 'ગુરૂની વાત ખોટી લાગે તો પૂછી ન શકાય ? સ્વીકારી જ લેવાનું ?'

  શાસ્ત્રોમાં પાંચ પ્રકારના સ્વાધ્યાયમાં 'પૃચ્છા' ને સ્વાધ્યાય કહ્યો છે. એટલે પૂછવાનો સર્વથા નિષેધ તો ન જ હોઈ શકે.

  બીજી બાજુ શાસ્ત્રકારોએ શંકાને સમ્યગ્દર્શનનો 'અતિચાર' કહ્યો છે... એટલે શંકા કરી શકાય નહીં...

  આપણને મૂંઝવણ થાય - શંકા વિના પૂછવાનું શી રીતે હોય ?

- શાસ્ત્રકાર કહે છે – **ગુરૂ કહે ત્યારે તો સ્વીકારી જ લેવાનું... પૂછવું હોય તો પણ ત્યારે-તત્કાળ નહિ. પછી શાંતિથી - ખાનગીમાં પૂછવાનું.**

  અને તે પ્રશ્ન કેવો હોય ? તે દૃષ્ટાંતથી સમજીએ..

  ગુરૂએ કહ્યું – 'કાગડો ધોળો છે..'

  એક શિષ્ય પ્રશ્ન કરે છે – 'કાગડો તો કાળો છે...... તો આપે તેને ધોળો કેમ કહ્યો ?'

  બીજો શિષ્ય પ્રશ્ન કરે છે – 'આપે કહ્યું એટલે નક્કી છે કે કાગડો ધોળો છે.. તો મને કેમ કાળો દેખાય છે ... ?'

  પહેલા શિષ્યએ પોતાની આંખ પર વિશ્વાસ કર્યો – ગુરૂની વાત પર શંકા કરી.

બીજાએ ગુરૂની વાત સ્વીકારીને પોતાની આંખ પર શંકા કરી છે.

બીજા પ્રકારનો પ્રશ્ન પૂછવાની છૂટ છે... જેમાં પોતાની સમજ પર પ્રશ્ન હોય છે, ગુરૂની વાત પર નહીં...

- કેટલાક એવું કહે છે – 'બધા ગુરૂઓ જુદું જુદું કહે છે. કોનું માનવાનું ? તેના કરતા આપણને સાચું લાગે તે માનવાનું ..'

  આવો અભિગમ યોગ્ય નથી.

  હું તમને પૂછું – 'તમને મોટો રોગ થયો હોય. ચાર ડોક્ટરની સલાહ જુદી જુદી પડે – તો શું કરો? જાતે દવા કરો કે કોઈ એક ડોક્ટરના શરણે જાવ ... ?' જાતે દવા કરવા જાય તો સો વર્ષ પૂરા થઇ જાય...

- ગીતાર્થોના અભિપ્રાય કેમ જુદા પડે, તે વાત હું પૂર્વે કરી ગયો છું. એવા અવસરે, આપણે જેને ગુરૂ તરીકે સ્વીકાર્યા હોય – તેવા કોઇપણ એક ગુરૂની વાત માનવી - આચરવી.. પણ જાતે તો કશો નિર્ણય ના જ કરાય...

  {ત્યારે, બીજા ગીતાર્થોની વાત 'ખોટી' નથી માનવાની; તે વાત હું પૂર્વે કરી ગયો છું.}

- એક વાત નક્કી છે – **કોઇપણ એક ગુરૂને માથે રાખ્યા વિના કદી કોઈનું આત્મકલ્યાણ થવાનું નથી – થયું નથી.**

  **ગુરૂની આજ્ઞાનો અમલ કદાચ ન કરી શકે , તો પણ સ્વીકાર તો હોવો જ જોઈએ..**

- નવકારશીનું પચ્ચકખાણ લેવા ગયો હોઉં – ગુરૂ ઉપવાસ કરવાનું કહે તો ઉત્તમતા તો એ છે કે સ્વીકારી લઉં... 'ગુરૂદેવનું વચન છે, થઇ જશે ... કોઈ તકલીફ નહીં પડે...'

  પણ કદાચ વર્ષોથી ઉપવાસ ન કર્યો હોય – કર્યો હોય ત્યારે ખૂબ તકલીફ પડી હોય – મનમાં ભય પેસી ગયો હોય – તેથી કરવાનો ઉલ્લાસ ન જ થાય – તો એમ કહું કે 'આપે કહ્યું એટલે મારે કરવો જ જોઈએ ... પણ મારી સત્ત્વહીનતા-અપાત્રતા છે કે મને ઉલ્લાસ નથી થતો...'

  તો, આજ્ઞાનું પાલન ન હોવા છતાં, સ્વીકાર તો છે જ...

- ગુરૂનો વિનય કેવો હોય ? તેની વાત વિશેષાવશ્યક ભાષ્યમાં આવે છે. રાજા કહે – 'મારા રાજકુમારો વિનયી છે.' મંત્રી જૈન હતો. તે કહે – 'જૈન સાધુ જેવો વિનય કોઈનામાં ન હોય...' પરીક્ષા કરવાનું નક્કી થયું..

  મંત્રીએ આચાર્ય ભગવંતને વાત કરી..

  આચાર્ય ભગવંતે રાજાને કહ્યું – 'તમારા વિનયીમાં વિનયી રાજકુમારને બોલાવો ... અને મારા શિષ્યોમાં જે સૌથી ઉદ્ધત લાગે - તેને પસંદ કરી લો..'

  પછી રાજાએ રાજકુમારને આજ્ઞા કરી- 'જાઓ – ગંગા કઈ દિશામાં વહે છે ? તે જોઈ આવો.'

  રાજકુમારને થયું – 'આખી દુનિયા જાણે છે – ગંગા પશ્ચિમમાંથી પૂર્વ દિશામાં વહે છે. બાપાનું ચસકી ગયું લાગે છે.' બહાર આંટો મારીને આવ્યો ... રાજાને કહ્યું – 'ગંગા પશ્ચિમમાંથી પૂર્વમાં વહે છે.' રાજાએ જાસૂસો દ્વારા જાણી લીધું કે રાજકુમાર ગંગા સુધી ગયા જ નથી.

  પછી આચાર્ય ભગવંતે શિષ્યને એ જ આદેશ કર્યો.

  શિષ્ય વિચારે છે –'આખી દુનિયા જાણે છે કે ગંગા પશ્ચિમમાંથી પૂર્વમાં વહે છે.. છતાં ગુરૂદેવે જોવાનું કહ્યું છે - તો તેમાં કંઈક રહસ્ય તો હોવું જ જોઈએ..'

  ગંગા સુધી ગયો... પાછા આવીને ગુરૂદેવને કહ્યું –

  'મેં ગંગાનું પાણી પશ્ચિમમાંથી પૂર્વમાં વહેતું જોયું. (પ્રત્યક્ષ પ્રમાણ).

તણખલા વગેરે પશ્ચિમથી પૂર્વમાં વહેતા હતા. તેના પરથી પણ લાગ્યું કે પાણી પશ્ચિમથી પૂર્વમાં વહે છે. (અનુમાન પ્રમાણ)

આજુબાજુના સજ્જનોને પૂછ્યું – તેઓએ પણ કહ્યું કે - ગંગા પશ્ચિમમાંથી પૂર્વમાં વહે છે. (શબ્દ પ્રમાણ)

આ બધા પરથી મને લાગે છે કે – ગંગા પશ્ચિમથી પૂર્વ તરફ વહે છે.

છતાં, છેવટે તો આપ જે કહો, તે પ્રમાણ છે !!!'

- જૈનેતર ગ્રંથમાં કાલ્પનિક વાત આવે છે.

  ગુરૂએ બે શિષ્યને આજ્ઞા કરી – 'જાઓ, પેલા પર્વતને કહી આવો – 'મારા ગુરૂ તમને બોલાવે છે.' '

  પહેલા શિષ્યને લાગ્યું – 'ગુરૂની સાઠે બુદ્ધિ નાઠી છે. પર્વત કંઈ અહીં આવતો હશે ?' થોડીવાર રહીને આવીને ગુરૂને કહ્યું – 'પર્વતને કહી આવ્યો.' ગુરૂને ખબર પડી ગઈ કે ખોટું બોલે છે.

  બીજો શિષ્ય તો પર્વત પાસે જઈને , કહીને પાછો આવ્યો...

  ગુરૂએ પૂછ્યું – 'તને વિચાર ન આવ્યો, કે પર્વત થોડો સાંભળવાનો છે કે અહીં આવવાનો છે?'

  શિષ્ય કહે –'આપે મને તેને સંદેશો આપવાનું કહ્યું – તે મેં આપ્યો. તેણે અહીં આવવું કે નહીં – તે તેણે વિચારવાનું છે, મારે નહીં !'

- તમને ખબર છે, પ્રભુ વીરે અંતિમ સમયે ગૌતમસ્વામીને દેવશર્માને પ્રતિબોધ કરવા મોકલ્યા છે.

  દેવશર્મા પ્રતિબોધ પામ્યા નથી.

  ગૌતમસ્વામીને એવો વિચાર ન આવે – 'પ્રભુ તો કેવળજ્ઞાનમાં જાણતા જ હતા કે આ પ્રતિબોધ પામવાનો નથી... તો ફોગટ મને ધક્કો શા માટે ખવડાવ્યો ?'

  હું તમને કહું – 'જાવ – ઉપર જઈને ફલાણા મહારાજ સાહેબને બોલાવી આવો.' તમે આવીને કહો – 'એ મહારાજ સાહેબ તો ઉપર નથી.' ત્યારે હું કહું – 'એ તો મને ખબર જ હતી...' તો તમને શું થાય ?

- **શાસ્ત્રો એ દર્પણ છે.**

  **આપણે ક્યાં ઊભા છીએ ? તે આપણે જોવાનું છે, અને કેવા બનવાનું છે ? તે સમજવાનું છે.**

- ગૃહસ્થપણાનો એક પ્રસંગ યાદ આવે છે.

  એક પંન્યાસજી ભગવંત પ્રવચન ફરમાવી રહ્યા હતા. (જે આજે આચાર્ય છે.) ધુરંધર પ્રવચનકાર હતા - છે... રામાયણનો પ્રસંગ હતો... કૈકેયીની વાત હતી.. મેં અનેકવાર એ પ્રસંગ વાંચેલો-સાંભળેલો હતો. અને ખબર હતી કે વાત કૈકેયીની જ હતી.. પણ વચ્ચે બેઠેલા વડીલ આચાર્ય ભગવંતે, પંન્યાસજી ભગવંતને કહ્યું કે 'આ વાત કૈકેયી નહીં – કૌશલ્યાની છે.' અને બીજી જ ક્ષણે પંન્યાસજી ભગવંતે – કૌશલ્યાના નામે વાત આગળ ચલાવી......

  જે વાત માટે અંતઃકરણ કહેતું હોય કે કૈકેયીની જ છે, તેના માટે આ રીતે – કૌશલ્યાના નામે કરવી... તે કેટલું અઘરું છે ? તે તો પ્રવચન કરનારા જ સમજીશકે ! પણ તે પંન્યાસજી ભ નો કેવો વિનય ? એક ક્ષણમાં આચાર્ય ભ. ની વાત સ્વીકારી લીધી. તે આચાર્ય ભ., તેમના ગુરૂ નહોતા, ગુરૂભાઈ પણ નહોતા ... માત્ર ૮-૧૦ વર્ષ વડીલ હશે...

- *સભા : પણ તેમાં ખોટી વાત વ્યાખ્યાનમાં ન જાય .. ?*

  નામ કદાચ ખોટું બોલાય, તો તેમાં બહુ ફરક નથી પડતો... પદાર્થ ખોટો હોય, તો વિચારવું પડે – તે જુદી વાત... (જો કે તેમાંય, એકવાર તો ગુરૂની વાત 'તહત્તિ' જ કરવાની હોય... )

જેમ કે મારા વ્યાખ્યાનથી પામેલ કોઈ વ્યક્તિ, 'તમે કોનાથી ધર્મ પામ્યા ?' તેવા પ્રશ્નના જવાબમાં, મારા બદલે બીજા કોઈ સાધુનું નામ લે - તો શું ફરક પડે ? હા, સાધુના બદલે કોઈ સંન્યાસીનું નામ લે - તો પદાર્થ બદલાઈ જાય..

બીજી વાત – કદાચ નામ ખોટું જાય તેના નુકસાન (જે લગભગ કંઈ નથી) કરતાં, જાણનારા બધાને – તે પંન્યાસજી મ. ના સમર્પણ પર જે અહોભાવ થયો; તે બધાને જે આલંબન મળ્યું – શીખવા મળ્યું – તે લાભ ઘણો મોટો છે !

- ઘટનાના બંને પાસા હોય છે.

{હું મારા શિષ્યને ખખડાવી રહ્યો હોઉં, તેમાં તમને મારો ગુસ્સો પણ દેખાઈ શકે, મારા શિષ્યની ક્ષમા પણ દેખાઈ શકે.

તમે શું જુઓ છો – તે તમારી દૃષ્ટિ છે.}

અને ઘણીવાર, હકીકતમાં આપણે આપણી વાત ખોટી પડે.. તેનો અહંકાર નડતો હોય છે, અને નામ સાચી વાતનું આપીને દલીલ કરતા હોઈએ છીએ.. એ આપણે જાતે આત્મનિરીક્ષણ કરવાનું છે.

- ચાતુર્માસ પૂરું થયા પછી ક્યાં જવું ? તેના બે વિકલ્પ હોય... મારા ૧૦ શિષ્યોની ઈચ્છા એક સ્થાનની હોય... મારી ઈચ્છા બીજા સ્થાનની હોય, તો નિર્ણય શું થાય ?

*સભા : બહુમતીથી..*

પેશન્ટનું ઓપરેશન કરવા માટે પાંચ નર્સ અને વોર્ડબોય એકમત હોય અને ડોક્ટર ના પડે, તો શું નક્કી થાય ?

**અજ્ઞાનીઓની બહુમતીની કોઈ કિંમત ન થાય.**

તેમ કોર્ટમાં ૧૦ વકીલો ગુનેગારને નિર્દોષ જાહેર કરે - એક ન્યાયાધીશ દોષિત જાહેર કરે – તો શું આખરી ગણાય ? વકીલો જ્ઞાની હોવા છતાં – અધિકારી નથી..

**નિર્ણય જ્ઞાન અને અધિકારના આધારે થાય – માત્ર સંખ્યાના આધારે નહીં...**

એટલે ૧૦ શિષ્યોની ઈચ્છા ગૌણ બને, મારી ઈચ્છા પ્રમાણે જ થાય.

હા, એમની વાત પર હું વિચાર ચોક્કસ કરું; અને તેમની વાત યોગ્ય હોય, તો સ્વીકારું પણ ખરો. પણ અંતિમ નિર્ણય મારો જ હોય.

- હવે તમને પૂછું – તમારા 300નો અભિપ્રાય એક તરફ હોય, મારો અભિપ્રાય જુદો હોય – તો શું કરવાનું ?

*સભા : સંઘ નક્કી કરે તે...*

એટલે મારા ૧૦ શિષ્યો કરતા તમે વધારે ભણેલા-જ્ઞાની છો ?

*સભા : સંઘ તો પચ્ચીસમો તીર્થંકર ગણાય ને ?*

તો શું તમે 300 ભેગા મળો તેને તીર્થંકર કહેવાય ?

**'શ્રમણ' એ સંઘનું પહેલું અંગ છે.. તેના વિના સંઘ બને જ નહીં... ગીતાર્થની હાજરી વિના સંઘ શી રીતે બને ?**

હા, તમે એમ કહો કે અમારા સંઘના માર્ગદર્શક પૂ. આચાર્ય ભગવંતે (શ્રી ભદ્રંકર સૂ. મ.) આ વ્યવસ્થા કરી છે. તો ચોક્કસ હું મારી વાત છોડી દઉં...

પણ તમારા 300ની વાત મંજૂર કરું જ – એ જરૂરી નથી... તમે મને વિનંતી કરવાનો અધિકાર ધરાવો છો, આદેશ નહીં..

- *સભા: સંઘની પ્રણાલિકા હોય તો ?*

યોગ્ય પ્રણાલિકા અમારે માન્ય રાખવી જોઈએ.. પણ યોગ્યતા ગીતાર્થની મંજૂરીને આધીન હોય છે...

અને યાદ રાખો કે – પ્રભુ વીરે સ્થાપેલી, અખંડ ૯૮૦ વર્ષ ચાલેલી ભાદરવા સુદ પાંચમના સંવત્સરી કરવાની પ્રણાલિકા, એક કાલકાચાર્યના કહેવાથી સંઘે બદલી નાખી છે.

એટલે દરેક વખતે પ્રણાલિકાને આગળ કરીને ગીતાર્થ મહાત્માનો વિરોધ ન કરાય...

- ઘણાં લોકો એક ચીજમાં એક મહાત્માનું માને; બીજી ચીજમાં બીજા મહાત્માનું માને... આમ બધેથી સગવડ-છૂટ ભેગી કરે..

  હકીકતમાં એમાં સમર્પણ નથી...

  પોતાની બુદ્ધિ જેને સાચા કહે, તેનું માનવાની વાત છે; તે પોતાની બુદ્ધિને જ માનવાની વાત છે.. તેને સમર્પણ કેમ કહેવાય ?

---

## જૈન સાધુ – ૪ (સમર્પણ)

- દ્વાદશાંગીના પ્રથમ અંગ – આચારાંગ સૂત્રની શરૂઆત કરતાં સુધર્માસ્વામી ભ. , જંબૂસ્વામીને કહે છે →

  'ભગવાન પાસે રહેતાં રહેતાં મેં આ પ્રમાણે સાંભળ્યું છે કે...'
- એનું વિવેચન કરનારા શાસ્ત્રકાર કહે છે, 'આ સૂત્ર દ્વારા સુધર્માસ્વામી ભ. આપણને ઉપદેશ આપે છે કે - પંચમ ગણધર, દ્વાદશાંગીના રચયિતા, પ્રભુના પટ્ટધર હોવા છતાં તેઓ પણ જો આજીવન પ્રભુની(ગુરૂની) નિશ્રામાં જ રહ્યા; તો આપણે ગુરૂની નિશ્રામાં રહેવું જ જોઈએ .'
- પાંચ મહાવ્રત સાધુના મૂળગુણ કહેવાય છે. શાસ્ત્રકાર કહે છે**- ગુરૂકુળવાસ (ગુરૂની નિશ્રામાં રહેવું) – એ તો મૂળગુણોનો પણ મૂળગુણ છે... સાધુનો સૌ પ્રથમ આચાર છે..**
- **'ગુરૂની નિશ્રામાં રહેવું' – નો અર્થ – 'ગુરૂની આજ્ઞામાં રહેવું' તે છે. 'ગુરૂની સાથે રહેવું' - તે નહીં.** ગુરૂની સાથે રહેનાર પણ આજ્ઞા ન પાળે તો નિશ્રામાં નથી.. અને ગુરુથી દૂર રહેનાર પણ આજ્ઞા પાળે તો નિશ્રામાં છે..
- તમે પૂજન વગેરે પ્રસંગોમાં અમારી 'નિશ્રા' લખો તેનો અર્થ શું ?

  *સભા : આપની હાજરી...*

  મારા શબ્દો કદાચ કડવા લાગશે, પણ ઘણીવાર, તમારી શોભામાં અભિવૃદ્ધિ કરવા, તમે અમારો ઉપયોગ કરો છો. બાકી તમને અમારી નિશ્રા સાથે કોઈ સંબંધ હોતો નથી...

  પૂજન અમારી 'નિશ્રા' માં ભણાવવાનું કહે... પછી જમણવાર હોય તેમાં વહોરવા જઈએ – તો કહે – 'આ આપને ખપે તેવું નથી..' એને અમારી નિશ્રા કહેવાય ?
- ઉત્તર ગુજરાતના એક શહેરમાં હતો. બાજુના તીર્થની સાલગિરિ માટે ટ્રસ્ટીઓ વિનંતી કરવા આવ્યા.. ઉનાળાનો સમય – સ્વામિવાત્સલ્યમાં કેરીનો રસ હોય... મેં કહ્યું – 'રસ કરવો હોય તો બહારનો તૈયાર નહીં લવાય – (જેમાં કાચું દૂધ મિશ્રિત હોવાથી વિદળ થતું હોય છે) બરફ નહી નંખાય...' તમે માનશો ? પછી દેખાયા જ નહી ! નિશ્રા બદલાઈ ગઈ ! (પણ રસ તો રહ્યો જ !)
- 'ભગવાનની આજ્ઞાનું પાલન કરવું જોઈએ' એ વાત કદાચ તમારા મગજમાં બેઠી છે...

  **'ગુરૂની આજ્ઞાનું પાલન કરવું જ જોઈએ' એ વાત કેટલાના મગજમાં બેઠી છે ?**

  મોટે ભાગે એની ઉપેક્ષા દેખાય છે...
- જેણે પોતાના માથે એક ગુરૂને રાખ્યા હોય, તેવા આ સભામાં કેટલા છે ?

મને ફરી કહેવા દો – **માથે ગુરૂ રાખ્યા વગર કોઈનું કલ્યાણ થયું નથી - થવાનું નથી..**
કોઈ દીક્ષા લેવા તૈયાર થાય, પણ કહે – 'કોઈને ગુરૂ નહી બનાવું' .. તો કોઈ આપે ખરા ? જાતે લઈ લે, તો તેનું કલ્યાણ થાય ખરા ?

- ઉપદેશ રહસ્યમાં શાસ્ત્રકાર લખે છે – **'જે ગુરૂની આજ્ઞામાં રહેવા તૈયાર નથી, તે ગમે તેવું ઉત્કૃષ્ટ(?) ચારિત્ર પાળે, ઉગ્ર તપ કરે, નિર્દોષ ગોચરી જ વાપરે, મેલાં કપડાં પહેરે... છતાં તે પ્રાયઃ અભિન્નગ્રંથિક છે ! (ભારેકર્મી છે. )'**
  શાસ્ત્રકારોએ ઠેર ઠેર સ્વચ્છંદ વિહારી (ગુરૂની આજ્ઞાને છોડીને સ્વતંત્ર વિચરનાર) ને કઠોર શબ્દોમાં ઝાટકી નાખ્યા છે.
- મારી દીક્ષાના બીજા જ દિવસે વૈરાગ્યદેશનાદક્ષ પૂ. આ. ભ. શ્રી હેમચંદ્રસૂ. મ. નો પત્ર આવેલો.. **'ગુરૂની આજ્ઞાનું પાલન એ જ ખરી દીક્ષા છે. બાકી બધો તો માત્ર વિધિ છે ! પોતાની ઈચ્છાથી માસક્ષમણ કરનાર કરતાં, ગુરૂની ઈચ્છાથી નવકારશી કરનાર સાધુ, અનંત ગણી નિર્જરા કરે!'**
- ગુર્વાજ્ઞાનો ભંગ કરનારા કેવું પતન પામ્યા ?
  સિંહગુફાવાસીમુનિ – ચાર મહિના ઉપવાસ અને સિંહની ગુફા પાસે ઊભા રહીને કાઉસ્સગ્ગ કરનારા – કેવા સત્ત્વશાળી હશે ? છતાં વેશ્યાના પ્રથમ દર્શને સાધુપણું છોડવા તૈયાર થઈ ગયા.
  કેમ ? કારણકે ગુર્વાજ્ઞાને અવગણીને ગયેલા... ગુરૂએ ના પાડેલી - 'તારું તો નહીં, મારું પણ કામ નથી..' છતાં ગયા...
- કૂલવાલક મુનિ (જેણે તપના બળે નદીનો પ્રવાહ બદલી નાખેલો) નું માગધિકા વેશ્યાથી પતન થયું... પછી વૈશાલી નગરીના પતનમાં નિમિત્ત બન્યા – જેમાં ૧,૮૦,000 માણસો મરાયા... કેમ પતન થયું ? ગુરૂની આશાતના કરેલી...
- સમ્યક્ત્વની પ્રતિજ્ઞાની ગાથા જાણીતી છે.

  अरिहंतो मह देवो, जावज्जीवं सुसाहुणो गुरूणो।

  जिणपन्नत्तं तत्तं, इअ सम्मत्तं मए गहिअं ।।

  ૧) અરિહંત એ જ મારા ભગવાન..
  ૨) સુસાધુ એ જ મારા ગુરૂ...
  ૩) કેવલીએ કહેલ ધર્મ જ મારો ધર્મ...
  આવું સમ્યક્ત્વ મેં ગ્રહણ કર્યું છે.
- હું તમને પૂછું – આ પ્રતિજ્ઞામાં એટલું જ કહ્યું હોત - 'અરિહંત એ જ મારા ભગવાન... અને તેમણે કહેલ ધર્મ એ જ મારો ધર્મ.' તો શો વાંધો હતો ? ગુરૂ મૂકવાની જરૂર શી?
- શાસ્ત્રકાર એ કહેવા માગે છે – **તમે અરિહંતને ભગવાન તરીકે સ્વીકારો, તેમના ધર્મને ધર્મ તરીકે સ્વીકારો; પણ સાધુને ગુરૂ તરીકે ન સ્વીકારો ... તો તમારામાં સમ્યક્ત્વ નથી... !**
- કોઈને ગુરૂ તરીકે સ્વીકારવા એટલે શું .. ?
  સુસાધુ સિવાય કોઈને ગુરૂ માનીને વંદન ન કરવું – એ તો ખરું જ ...
  પણ ગુરૂ તરીકે સ્વીકારનો અર્થ છે – સાધનાના માર્ગમાં તેમની આજ્ઞાનો – માર્ગદર્શનનો સ્વીકાર..
- મેં દીક્ષા લીધી ત્યારે - મારા ગુરૂદેવને ગુરૂ બનાવ્યા એટલે શું ?
  એ જ કે – તેમની ઈચ્છા–આજ્ઞા પ્રમાણે વર્તવું...
  તેમ, તમારે પણ માર્ગદર્શક રૂપે ગુરૂને સ્વીકારવા જોઈએ...

- **આચારસંપન્ન એવા બધા જ સાધુ ભગવંતો વંદનીય છે. ભક્તિને યોગ્ય છે. પણ માર્ગદર્શક તો સંવિગ્ન ગીતાર્થને જ બનાવાય..**
  અને સંવિગ્ન-ગીતાર્થો પણ સેંકડોની સંખ્યામાં હોઈ શકે..
  તેમાંથી કોઈ એકને બનાવવા પડે..
  (તેનો અર્થ બીજા-પ્રત્યેનો અનાદર નથી... પણ બધાની આજ્ઞામાં રહી શકાય નહીં – તેથી એકને ગુરૂ બનાવવા પડે. )
- હું જે વાત કરી રહ્યો છું – તે વ્યક્તિગત જીવનની છે.
  **સામૂહિક આરાધનામાં તો જેમની નિશ્રામાં આરાધના થતી હોય – તેમનું જ માનવાનું છે..**
  જેમ કે તમે મને ગુરૂ માનતા હો – મને પૂછવા આવો કે 'એકાસણું કરીએ તેમાં નવકારશી પચ્ચક્ખાણે પાણી વાપરી શકાય ?' તો હું હા પાડું. (આ બાબતે અમુક સમુદાયોની માન્યતા જુદી છે . તેઓ પોરિસી ફરજીયાત માને છે.)
  પણ તમે સંઘમાં થઈ રહેલી સામૂહિક આરાધનામાં એકાસણું કરી રહ્યા હો; જેમની નિશ્રામાં આરાધના થઈ રહી હોય તે પોરિસી ફરજીયાત કહે – તો તમારે પોરિસી કરવી પડે – એમ જ હું કહું..
  વ્યક્તિગત આરાધનાની વાત જુદી હોય, સામૂહિકની જુદી... તેની ભેળસેળ ન કરશો...
- તમે શા માટે કોઈ ગુરૂને માથે નથી રાખ્યા ?
  *સભા : સમજણ નહોતી.*
  તો આજે આપી.. અને 'જાગ્યા ત્યારથી સવાર' સમજીને હવે રાખો..
  પણ ખરેખર હકીકત એવી નથી – ગુરૂને માથે રાખીએ - તો તેમનું બધું માનવું જ પડે – તે તમને મંજૂર નથી... અનાદિ કાળથી વળગેલી સ્વચ્છંદતા તેમાં નડે છે.. ઘણીવાર તો વ્યાખ્યાન પૂરું થાય પછી કેટલાક લોકો કહેતા હોય છે.. 'સાહેબ તો કહે... આપણે આપણી રીતે કરવાનું...' આનું નામ સ્વચ્છંદતા !
- વાસ્તવમાં તો ગુરૂને આજ્ઞા કરવી પડે – તે પણ શિષ્યની અપાત્રતા ગણાય.
  **સાચો શિષ્ય એ કે, ગુરૂની ઈચ્છા જાણીને , તેને જ આજ્ઞા માનીને તેને અનુસરે...**
- પૂ. આ. ભ. શ્રી મુક્તિવલ્લભસૂરિજી મ. એ એકવાર વાચનામાં સુંદર વાત કરેલી.. ભગવાનની સેંકડો આજ્ઞાઓ છે.. એકાસણું, નિર્દોષ ગોચરી, મેલા કપડાં, વિહાર.. વગેરે.. આમાંની કોઈ આજ્ઞા એવી નથી કે જેનું જીવનભર અખંડ પાલન શક્ય હોય. લાખ ઈચ્છા હોવા છતાં શરીર સાથ ન આપે તો એકાસણું છોડવું પડે. વિહારમાં હિંદુઓના ઘર જ ન હોય તો ગોચરી દોષિત વાપરવી પડે..
  પણ પ્રભુની એક જ આજ્ઞા એવી છે કે જેનું જીવનભર અખંડ પાલન શક્ય છે - અને તે એ કે 'ગુરૂની આજ્ઞાનું પાલન કરવું.'
- પ્રભુની બધી આજ્ઞાનું પાલન કરવા તૈયાર હોય, પણ ગુરૂની આજ્ઞાનું પાલન કરવા તૈયાર ન હોય – તેનામાં સમ્યક્ત્વ નથી... (જો કે પ્રભુની સૌ પહેલી આજ્ઞા જ એ છે કે – ગુરૂની આજ્ઞાનું પાલન કરવું.)
- કેટલાકને પ્રશ્ન થાય – આયંબિલ કરવાથી રસનેન્દ્રિયનો રાગ તૂટે .. લોચ કરવાથી શરીરનો રાગ તૂટે.. **ગુર્વાજ્ઞા પાલન કરવાથી ક્યા દોષનો નાશ થાય... ?** તેનો જવાબ છે – **દષ્ટિરાગ..**
- પૂ. આ. શ્રી અભયશેખરસૂ. મ. , 'તથાકાર' (તહત્તિ કરવું) નામના સાધુના આચાર પર વાચના આપી રહ્યા હતા...

એક મહાત્માએ પૂછ્યું – 'ગુરૂની આજ્ઞાથી આયંબિલના બદલે એકાસણું કરીએ – તો વિગઈ વાપરવી પડે... તેમાં રાગ તો થાય જ. તો આત્માને તો નુકસાન જ થયું ને ?'

તાર્કિક શિરોમણિ પૂજ્યશ્રીએ જવાબ આપ્યો – **'ગુરૂની આજ્ઞાથી વિગઈ વાપરવાના કારણે રસનાનો રાગ કદાચ વધે, તો પણ દૃષ્ટિરાગ તૂટે છે - એ મોટો લાભ છે.'**

- કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રસૂ. મ. એ વીતરાગ સ્તોત્રમાં લખ્યું છે - **'કામરાગ-સ્નેહરાગ જીતવા સહેલા છે. દૃષ્ટિરાગ જીતવો અતિ દુષ્કર છે.'**
- દૃષ્ટિરાગ એટલે શું ? એ વાત પછી કરીશ...

  અત્યારે એ સમજી રાખો કે અનંતવાર ચારિત્ર લેવા છતાં **સંસાર નથી ઘટ્યો, તેના મુખ્ય બે કારણ છે →**

  ૧) પરલોકમાં દેવલોકના સુખોની તીવ્ર લાલસા (**કામરાગ**).

  ૨) સાધનામાં સ્વચ્છંદતા - ગુર્વાજ્ઞાનો અનાદર (**દૃષ્ટિરાગ**).
- ગુરૂની આજ્ઞાથી વિગઈ વાપરે, તેનો વિગઈ પરનો રાગ, ગુરૂ જ તોડાવશે – આગળ તપ-ત્યાગ કરાવીને, વાચના વગેરે દ્વારા.. એ જ તેમની ગીતાર્થતા છે.
- એક મહાત્માને પ્રેમસૂરિજી મ. એ દીક્ષા પછી કેરી વપરાવી. મહાત્મા ના પાડતા હતા... પરાણે આપી..

  પછી પૂછ્યું – 'કેમ ના પાડતો હતો ?' મહાત્મા કહે – 'રાગ થઇ જાય..'

  તો પૂછ્યું – 'કેરી પર જ થાય કે બધા ફ્રુટ પર ?' મહાત્મા કહે - 'બધા ફ્રુટ પર...'

  પાછું પૂછ્યું – 'ફ્રુટ પર જ થાય કે શાક પર પણ ?' મહાત્મા કહે – 'શાક પર પણ ...'

  અને પ્રેમસૂરિજી મ. એ જીવનભર લીલા શાક-ફ્રુટના ત્યાગનો નિયમ કરાવી દીધો.

## ગુરૂતત્ત્વ – ૧

- શબ્દોનાં ઘણાં અર્થ હોઈ શકે.

  'હરિ' શબ્દનો સામાન્યથી અર્થ ભગવાન કે વિષ્ણુ-કૃષ્ણ થાય છે. પણ સંસ્કૃતમાં 'હરિ' નો અર્થ વાંદરો, સર્પ પણ થાય છે.

  તેવી રીતે, 'ગુરૂ' શબ્દ શાસ્ત્રમાં આવે, તેના બે અર્થ થઈ શકે.

  ૧) જેમને વંદન કરવાનું, જેમની સુપાત્રદાન વગેરેથી ભક્તિ કરવાની - તે ગુરૂ.

  ૨) જેમની આજ્ઞા માનવાની, જેમનું માર્ગદર્શન લેવાનું - તે ગુરૂ.
- **જેમને વંદન કરવાનું છે, જેમની ભક્તિ કરવાની છે – તે ગુરૂનો અર્થ છે – શ્રમણવેશધારી, આચારસંપન્ન, જિનાજ્ઞાને વફાદાર એવા સાધુ.**
- **જેમની પાસે શ્રમણવેશ નથી, તે ગમે તેટલા ગુણવાન્ હોય તો પણ તેમને ગુરૂવંદન કરાતું નથી.**

  ભરતચક્રીને ગૃહસ્થવેશમાં કેવળજ્ઞાન થયા પછી, ઈન્દ્રએ પહેલાં સાધુવેશ આપ્યો છે, તેમણે તે પહેર્યો છે, પછી જ ઈન્દ્રએ તેમને વંદન કર્યા છે.
- **જેઓ શ્રમણવેશધારી છે, તેમનો આપણને વિશેષ પરિચય ન હોય, તો તેઓ આચારસંપન્ન હશે જ, તેવી કલ્પના કરી લઈને બહુમાનપૂર્વક વંદન કરવાનું છે.** વંદન કરતાં પૂર્વે, આચારસંપન્નતાની પરીક્ષા કરવાની વાત શાસ્ત્રકારોએ ક્યાંય કરી નથી.
- જેઓ માત્ર વેશધારી છે, આચારથી રહિત છે – તેની સંપૂર્ણ ખાતરી હોય (પોતે પ્રત્યક્ષ જોયું હોય અથવા વિશ્વાસપાત્ર વ્યક્તિ પાસે જાણ્યું હોય) – તેમને વંદન કરવાના નથી... તેમને

વંદન કરવાથી – તેમના શિથિલાચારની અનુમોદનાનો દોષ લાગે છે – તેવું શાસ્ત્રકાર કહે છે...

- કેટલાક એવું કહે છે - 'આપણાથી તો ઊંચા છે ને ? એટલે વંદન કરવાના......' આ તર્ક યોગ્ય નથી...

  હું તમને પૂછું – નવકારશી કરનાર સારો, કે ઉપવાસનું પચ્ચક્ખાણ કરીને એક વાર વાપરનાર?

  *સભા : નવકારશી કરનાર...*

  તે ત્રણવાર વાપરતો હોય તો પણ ઉપવાસનું પચ્ચક્ખાણ કરીને એક વાર વાપરનાર કરતાં સારો જ છે, કારણકે પચ્ચક્ખાણનો ભંગ કરવો – તે મોટો દોષ છે. તેમ મહાવ્રતો લઈને તેનો ભંગ કરનારા કરતા તો શ્રાવક સારો જ છે...

- કેટલાક એવું માને છે - 'આપણે વેશ જોવાનો... બીજું કંઈ નહીં જોવાનું...' અલબત્ત, જેમનો પરિચય નથી, તેમના માટે આ વાત બરાબર છે. પણ જેમની મહાવ્રતોની શિથિલતા નિશ્ચિત છે, તેમના માટે આ રીતે આંખ આડા કાન ન કરાય..

- અહીં એક વાત ધ્યાન રાખવી કે **આચારમાં શિથિલતાનો અર્થ મોટી – મહાવ્રતો સબંધી શિથિલતા સમજવાની છે.** બાકી ૧૦૦% આચારસંપન્ન તો કોઈ સાધુ હોય નહીં.. ઓછા-વત્તા અંશમાં પ્રમાદ વગેરે ખામી તો બધામાં રહેવાની - મારામાં પણ છે જ...

  પંચવસ્તુ ગ્રંથમાં શાસ્ત્રકારે ચંડરૂદ્રાચાર્યના ઉદાહરણથી આ વાત જણાવી છે... શિષ્યના માથે લાકડી ફટકારે – તેવા ક્રોધી હોવા છતાં ચંડરૂદ્રાચાર્યને યોગ્ય જ માન્યા છે – કારણકે મહાવ્રતો અખંડ છે. (તે જ દિવસે કેવળજ્ઞાન પામ્યા છે.)

- કેટલાકને પ્રશ્ન થાય છે કે – વેશ જોઈને જેને વંદન કર્યું – તે મહાવ્રતમાં ખામીવાળા હોય તો ? તો ત્યાં શાસ્ત્રકાર જણાવે છે કે તમે વેશ જોઈને – મહાવ્રત શુદ્ધ હશે એવી કલ્પના કરીને (કારણકે મહાવ્રતની ખામી તમારી જાણમાં નહોતી) વંદન કર્યું – તેમાં તમને કોઈ દોષ તો નથી જ, પણ ગુણસંપન્ન મહાત્માને વંદન કરવા જેટલો જ લાભ છે.. !

- એ પણ ધ્યાન રાખવું કે આચારની ખામીનો નિર્ણય અફવાઓના આધારે ન થાય... ખાતરી કરવી જોઈએ...

  વળી એ પણ ખ્યાલ રાખો કે ભૂતકાળમાં કોઈ ભૂલ કરી હોય – પણ તેનું પ્રાયશ્ચિત્ત કરી લીધું હોય – તો તે પણ શુદ્ધ જ છે... આષાઢાભૂતિ સાધુપણું છોડીને – ફરી સાધુ બનીને - કેવળજ્ઞાન પામ્યા છે.

  સિદ્ધર્ષિ ગણિ – ૨૧ વાર દીક્ષા છોડીને બૌદ્ધ બન્યા હતા ! અર્જુનમાળી – ચિલાતીપુત્ર જેવા હત્યારા; કોશા વેશ્યાને ત્યાં ૧૨ વર્ષ રહેનારા સ્થૂલિભદ્ર... બધા જો ગુણસંપન્ન મહાત્મા બન્યા છે; તો ગઈકાલનો ગમે તેવી ખામીવાળો આત્મા, આજે શુદ્ધ બની શકે છે !

- **નિરતિચાર ચારિત્ર પાલન કરનારો જેટલો શુદ્ધ છે, તેટલો જ શુદ્ધ પોતાના અતિચારોની પ્રાયશ્ચિત્ત દ્વારા શુદ્ધિ કરનારો છે.**

- આચારમાં શિથિલને વંદન ન થાય, તે ઉત્સર્ગ છે. તેમાં અપવાદ પણ હોય છે.

  જેમ કે સાધુને ભણવું હોય, બીજા કોઈ ભણાવનાર નથી (ભણેલા નથી), કોઈક શિથિલાચારવાળા સાધુ ભણેલા છે, ભણાવવા તૈયાર છે – તો તેમની પાસે ભણવા જાય ત્યારે વંદન કરવું પડે. હા, તે સામેથી ના પાડે - 'હું ગુણસંપન્ન નથી... મને વંદન ન કરવા......' તો ન કરે, પણ તેની અપેક્ષા હોય તો વંદન કરવા પડે.

- વિહાર કરીને કોઈ ગામમાં પહોંચીએ – ત્યાં કોઈ તેવા શિથિલાચારી સાધુ રહેલા હોય... તેમની શ્રાવકો–ગૃહસ્થો પર પકડ હોય... જો તેમને વંદન ન કરીએ – તો શ્રાવકોને ઉશ્કેરીને અમારું રહેવું અસંભવ કરી નાખે કે ગોચરી-પાણી મળવા મુશ્કેલ કરી નાખે તેવા હોય – તો તેમને વંદન

કરી લેવા પડે...

આ સ્વાર્થ માટે નથી, શાસન ચલાવવા માટે જરૂરી અપવાદ છે.

- *સભા : શ્રાવકોને તેવો અપવાદ હોય ?*

  તમારે (કે અમારે) અરિહંત સિવાય કોઈને ભગવાન માનીને વંદન કરવાના નથી... પણ – તલવાર ધરીને કોઈ કહે કે - 'આ (શિવલિંગ)ને વંદન કર... નહીં તો ડોકું કાપી નાખીશ...' તો જીવ બચાવવા કરવા પડે – તે 'બલાભિયોગ' નામનો અપવાદ છે. હા, સત્ત્વશાળી જીવો તો પ્રાણાંતે પણ વંદન ન કરે – ધનપાલ કવિની જેમ... પણ આપણે કદાચ તેવું સત્ત્વ ધરાવતા નથી.. આવા રાજાભિયોગ, ગણાભિયોગ વગેરે પણ અપવાદો છે. જો ભગવાન તરીકે વંદન કરવામાં અપવાદ હોય, તો ગુરૂ તરીકે વંદન કરવામાં પણ હોય જ... પણ સ્વાર્થ માટે થાય (પૈસા મેળવવા વગેરે માટે) તે અપવાદ નથી... સમાધિ માટે, આજીવિકા માટે, શાસનરક્ષા માટે, અસ્તિત્વ માટે થાય - તે અપવાદ છે...
- **ગુરૂમાં આચારસંપન્નતા સાથે જિનાજ્ઞાને વફાદારી પણ જોઈએ...... ઉત્સૂત્ર પ્રરૂપકોને વંદન કરવાના નથી.** આનાથી ભગવાનના બધા આગમોનો વ્યવચ્છેદ માનનારા દિગંબરો, સ્થાપના નિક્ષેપ ન માનનારા - ૪૫ આગમમાંથી ૧૩ આગમ ન માનનારા - બે હજાર વર્ષમાં થયેલા પૂર્વાચાર્યોને ન માનનારા મૂર્તિપૂજાના વિરોધીઓ બાકાત થઈ જાય છે... ઉત્સૂત્ર પ્રરૂપણાનો વિષય ગહન છે, ગંભીર બુદ્ધિવાળા જ સમજી શકશે...
- **જે ગુરૂની આજ્ઞા માનવાની, તે ગુરૂ** વંદનીય – આચારસંપન્ન તો હોવા જ જોઈએ. તે ઉપરાંત તેમના **બે વિશેષણ શાસ્ત્રકાર બતાવે છે – સંવિગ્ન અને ગીતાર્થ..**
- **સંવિગ્નતાનો અર્થ છે, રાગ-દ્વેષની મંદતા.** સર્વથા રાગ-દ્વેષનો અભાવ તો વીતરાગમાં હોય, તે વર્તમાનના ગુરૂમાં સંભવિત નથી.
- મારા શિષ્યોમાં હું ગોચરી વગેરેમાં નિષ્કારણ પક્ષપાત કરું – તો તે રાગ-દ્વેષ તીવ્ર કહેવાય... તેવો વ્યવહારમાં પક્ષપાત ન કરું, તો પણ કોઈકના પ્રત્યે મારો સ્નેહ વધારે હોય - તે સંભવિત છે કારણકે હું છદ્મસ્થ છું.
- રાગ-દ્વેષની મંદતાનો અર્થ એ કરી શકાય કે – રાગ-દ્વેષ એટલા તીવ્ર ન હોય કે પોતાના સ્વાર્થ માટે કોઈનું અહિત પણ કરે...
- **સંવિગ્નતા હોય તેનામાં પ્રમાદાદિ દોષો હોય, પણ તે તેની કબૂલાત કરે – ખોટો બચાવ ન કરે** – કુતર્કથી દોષને ગુણરૂપે બતાવવાની કોશિશ ન કરે. હું મુહપત્તિના ઉપયોગ વિના બોલું, કોઈ મારું ધ્યાન દોરે તો મારા પ્રમાદની કબૂલાત કરું – તે સંવિગ્નતા કહેવાય...
- જો કે એનો અર્થ એવો નથી કે – પોતાના બધા પાપો જાહેર કરવા.. પાપોની કબૂલાત ગંભીર-ગીતાર્થ પાસે જ કરવાની હોય છે... (ત્યાં પણ ન કબૂલે તો સંવિગ્નતાની ખામી કહેવાય. ) પણ જે પ્રમાદ જાહેર હોય તેની કબૂલાત જાહેરમાં કરતા ખચકાય નહીં – તે સંવિગ્નતા છે.
- પોતાનો શિષ્ય બનાવવા કે પોતાનો ભગત બનાવવા – શ્રાવકો પાસે બીજા સંવિગ્નોની નિંદા ન કરવી, બીજાને ઉતારી ન પાડવા, પોતાને તેમના કરતા સારા પુરવાર કરવાનો પુરૂષાર્થ ન કરવો – તે સંવિગ્નતા છે...
- સાચો સંવિગ્ન સાધુ કદી બીજા સંવિગ્ન સાધુના અવગુણ ગાય નહીં. કદાચ કોઈ કહે તો પણ તેનો બચાવ કરે.
- **જે ઉપદેશ દ્વારા શ્રાવકોને જિનશાસન સાથે જોડે, ગુરૂતત્ત્વ સાથે જોડે.. પોતાના ભક્ત બનાવવાનો પુરૂષાર્થ ન કરે – તે સંવિગ્નતા છે.**
- શાસ્ત્રકારોએ સાધુના વિહારનું એક વિશેષણ બતાવ્યું છે – અપ્રતિબદ્ધ વિહાર...

તેની વ્યાખ્યા કરતાં શાસ્ત્રકાર લખે છે - 'ફલાણા ક્ષેત્રમાં હું નહીં જાઉં – તો ત્યાંના મારા ભક્તો – બીજાના બની જશે.' એમ વિચારીને જાય – તો પ્રતિબંધ (રાગ) કહેવાય – જે સાધુ માટે ત્યાજ્ય છે.

- નવકારના સંઘથી નજીક આવેલા પંકજ સંઘના વિસ્તારમાં હું ગોચરી ગયો હોઉં.. ત્યાં રસ્તામાં કોઈ શ્રાવક પૂછે - 'ઉપાશ્રય કયાં છે ?' અને હું નજીકનો પંકજનો ઉપાશ્રય બતાવવાના બદલે, મારો ઉપાશ્રય બતાવું – તો શાસ્ત્રકાર કહે છે – મને પ્રાયશ્ચિત્ત આવે ! હા – પૂછનારે 'તમારી સ્થિરતા ક્યાં છે ?' એમ પૂછ્યું હોય તો મારો ઉપાશ્રય બતાવાય... પણ 'ઉપાશ્રય ક્યાં છે ?' એમ પૂછ્યું તેનો અર્થ એ કે તે ગુરૂ ભગવંતને વંદન કરવા – મળવા માંગે છે... તો નજીકનો ઉપાશ્રય જ બતાવાય. તેના બદલે મારો ઉપાશ્રય બતાવું તો તે મમત્વ છે, સંવિગ્નતાની ખામી છે !
- **સંવિગ્નને પોતાની ભૂલ કોઈ બતાવે – તો આનંદ થાય** કે 'મને સાચા રસ્તે વાળનાર – મારું હિત ઈચ્છનાર – કોઈ મળ્યું......'
- સંવિગ્નને કોઈ પ્રશ્ન કરે ત્યારે ખબર ન હોય, તો **અજ્ઞાનની કબૂલાત કરતાં ખચકાય નહીં...** પોતાની અજ્ઞાનતા છુપાવવા લોચો ન વાળે...
- **રાગ-દ્વેષ ન થાય... તે આદર્શ છે. પણ થાય – તો કબૂલ કરે – તે સંવિગ્નતા છે..**
મને શિષ્યોનો કદાચ બહુ મોહ ન હોય; પણ કોઈ મારો શિષ્ય બને તો અંતરના ઊંડા ખૂણે માન-કષાય પોષાય છે, તે હકીકત હોય તો કબૂલ કરવી, તે સંવિગ્નતા છે.
વ્યાખ્યાનની સંખ્યા વધારવાનો મોહ બહુ ન હોય, પણ વધે, તો અંદર માન-કષાય પોષાય – તે વાસ્તવિકતા હોય તો કબૂલ કરવી તે સંવિગ્નતા છે.

---

## ગુરૂતત્ત્વ – ૨

- કુદેવ – કુગુરૂ – કુધર્મને માનવા (જે વીતરાગ નથી તેને ભગવાન માનવા, પંચ મહાવ્રતધારી નથી તેને ગુરૂ માનવા, કેવલિએ કહેલ સિવાયનાને ધર્મ માનવો) તે લૌકિક મિથ્યાત્વ છે.
**સાધુઓમાં મારા–અન્ય એવા ભેદ પાડીને, અમુકને જ વંદન કરાય-ભક્તિ કરાય; બીજાની નહીં – આવું માનવું-કહેવું – તે લોકોત્તર મિથ્યાત્વ છે.** *(ઉપદેશ કલ્પવલ્લી)*
વંદન-ભક્તિ કરવાના અવસરે, સાધુ ભગવંતમાં ભેદ પાડી શકાય નહીં... સમુદાય, સમાજ, જ્ઞાતિ, ગામ વગેરે વિચારાય નહીં..
- ઘણાં અમને ગોચરી સમયે પૂછે - 'સાહેબ – કયા સમુદાયના ?' આગળ વધીને કેટલાક તો ગામ પણ પૂછે... આ પૂછવાનું શું પ્રયોજન ?
*સભા : કુતૂહલ હોય..*
સાધુ માટે તમારે એવું કૂતુહલ રખાય નહીં, કોઈ પ્રયોજન હોય તો ઉપાશ્રયે આવીને, વંદન કરીને વિવેકપૂર્વક પૂછવું જોઈએ. ગોચરી સમયે નહીં...
- 'મારા સમાજના ગુરૂ છે...' એમ માનીને તમે તેમની આજ્ઞા સ્વીકારતા હો – તો તમારા હિત માટે થઈ શકે, તમને ઘણાં પાપોથી બચાવી શકે... પણ વંદન-ભક્તિના અવસરે તેવું વિચારાય નહીં...
- જે સંવિગ્ન ન હોય, તે પોતાના સ્વાર્થ માટે તમારું અહિત કરતા ન ખચકાય... તેથી તેમની આજ્ઞા માનવાની ફરજિયાત નથી... તેમને 'માર્ગદર્શક ગુરૂ' ન બનાવાય..
- મહાત્માઓના ગુણાનુવાદ કરતાં અમે અમારા સમુદાયના મહાત્માઓની વાત વધારે કરીએ તે

સહજ છે, કારણકે અમને તેનો પરિચય વધારે હોય.. બીજાનો પરિચય ઓછો હોય... પણ સર્વ સમુદાયમાં ગુણવાન્ આત્માઓ હોય છે. અને જેમની ખબર હોય તેના ગુણાનુવાદ પણ અમે કરીએ છીએ... ત્યાં સમુદાયભેદ નથી જોતા...

- **જેમની આજ્ઞા માનવાની છે, તેવા ગુરૂનું બીજું વિશેષણ છે - ગીતાર્થતા. ગીતાર્થતા એટલે શાસ્ત્રોનું પારગામીપણું..**
- વાંચવું અને ભણવું બેમાં ફરક છે.
  ભણવા માટે વાંચવા ઉપરાંત સમજવું પડે, અવધારવું પડે... ભવિષ્યમાં ઉપયોગી થાય તે રીતે યાદ રાખવું પડે.
  શાસ્ત્રો વાંચી જવાથી ગીતાર્થતા ન આવે, ભણવા પડે.
- ઉત્કૃષ્ટ ગીતાર્થ – ચૌદ પૂર્વ ભણેલા હોય. જઘન્ય ગીતાર્થ – ક્રમસર, નિશીથ સૂત્ર સુધીનો અભ્યાસ કર્યો હોય તેને કહેવાય.
  તેમાં ઉત્સર્ગ અને અપવાદો બતાવેલા છે.
- શાસ્ત્રોનું તાત્પર્ય એ રીતે સમજ્યા હોય કે, **જે વાત શાસ્ત્રમાં નથી કહી, તેનો પણ નિર્ણય યોગ્ય રીતે કરી શકે, તે સાચા ગીતાર્થ કહેવાય.**
  જેમ કે, કાર-સ્કૂટર વગેરે ચલાવવાનું પ્રાયશ્ચિત્ત શાસ્ત્રોમાં જણાવેલ નથી; કારણ કે શાસ્ત્રોની રચના થઈ, તે કાળે કાર-સ્કૂટર હતા જ નહીં. છતાં કોઈ પ્રાયશ્ચિત્ત માગે તો અન્ય બાબતોના બતાવેલ પ્રાયશ્ચિત્તના આધારે – તાત્પર્યને સમજેલા – ગીતાર્થ આપી શકે. તાત્પર્ય ન સમજ્યા હોય તો નિર્ણય ન કરી શકે.
- **પ્રાયશ્ચિત્ત બતાવતા વિશાળ ગ્રંથો એ જિનશાસનની અજોડ વિશેષતા છે.** હજારો પાના ભરીને છેદગ્રંથો છે. આટલું વિશાળ સાહિત્ય – પ્રાયશ્ચિત્તના વિષય પર – દુનિયાના કોઈ ધર્મમાં નથી.
- કોઈપણ પ્રશ્નનો નિર્ણય કરવાનો આવે ત્યારે **એક વ્યક્તિના નહીં – અનેક વ્યક્તિના હિતનો નિર્ણય કરીને વિચારવું – તે ગીતાર્થતા છે.**
- કોઈ સાધુ એકાસણું કરે તો આખો દિવસ સ્વાધ્યાય કરી શકતો હોય, અને આયંબિલ કરે તો સૂઈ જવું પડતું હોય, સ્વાધ્યાય ન કરી શકતો હોય – તો તેને ગુરૂ આયંબિલ ન કરાવે, એકાસણું કરાવે; કારણકે આયંબિલમાં સરવાળે નુકસાન થાય.
  પણ માની લો કે મારા ગ્રુપમાં ચૌદશે આયંબિલ ફરજીયાત હોય (છે નહીં – કલ્પનાની વાત છે)... કોઈ સાધુ મને કહે કે - 'આયંબિલ કરીશ તો સ્વાધ્યાય નહીં થાય...' તો પણ હું તેને એકાસણું કરવાની છૂટ ન આપું – આયંબિલ જ કરાવું... કારણકે તેને છૂટ આપું તો કાલે બીજા પણ સાચું-ખોટું કારણ રજૂ કરીને છૂટ માંગે... પછી ચૌદશે ફરજીયાત આયંબિલનો નિયમ જ ન રહે... તે નુકસાન મોટું થાય... તેનાથી બચવા, એકાદ સાધુનો સ્વાધ્યાય ઓછો થાય – તે નુકસાન ચલાવી લેવું પડે. (મેલેરિયા જેવો રોગ હોય તો નવકારશીની છૂટ પણ આપે; પણ તેનું જોઈને બીજા છૂટ ન માંગે; કારણકે તે અવસ્થા બધાની ન હોય. )
- કેટલાક સમુદાયમાં ચા પીનારાને દીક્ષા નથી અપાતી... કદાચ તેના લીધે કોઈ વ્યક્તિ દીક્ષા લેતી અટકી જાય તો તે નુક્સાન ખરું... પણ છૂટ આપે તો સેંકડો મહાત્મા ચા પીતા થઈ જાય - તે નુક્સાન મોટું છે – એમ માનીને જ તે સમુદાયના વડીલો ચાની છૂટ નથી આપતા.
  *(અમારા પૂ. ગચ્છાધિપતિશ્રીએ એકવાર જણાવેલું - શિવભૂતિની રત્નકંબલ ગુરૂએ લઈ ન લીધી હોત તો બધા જ સાધુઓ રત્નકંબલ વાપરવા લાગ્યા હોત.)*
- તે જ રીતે, **ટૂંકા ગાળાના નહીં પણ લાંબા ગાળાના લાભ-નુકસાન વિચારીને નિર્ણય કરવો – તે ગીતાર્થતા છે.**

- કોઈ આવીને કહે –'આજે ઘરે આવતા મોડું થઈ ગયું – રાત્રે ખાવું પડ્યુ – હવે પ્રતિક્રમણ થાય?' 'ના પાડીશું તો ઘરે જઈને કદાચ આરંભ-સમારંભ કરે, તેના કરતા હા પાડીએ તો સામાયિક કરશે...' એવી ટૂંકા ગાળાની ગણતરીથી હા પાડીએ... તો લાંબા ગાળે - 'પ્રતિક્રમણ કરનારે રાત્રિભોજન ત્યાગ કરવો જ જોઈએ...' એવી સમજણ જ સંપૂર્ણ નષ્ટ થઈ જાય – તેવી સંભાવના છે... એવું લાંબા ગાળાનું નુકસાન જોઈને ગીતાર્થો ના પાડે છે... ભલે તેમાં ટૂંકા ગાળાનું નુકસાન થાય.
- **એકનું જોઈને બીજો કરે; તેનું જોઈને ત્રીજો...... એમાં જે ખોટાની પરંપરા ચાલે. તેને શાસ્ત્રકારો 'અનવસ્થા' કહે છે.**
- વર્ષો પૂર્વે વર્ષીતપમાં સળંગ બે બેસણાંની વાત કદી સંભળાતી નહોતી.

  થોડા વખત પૂર્વે એક સમાચાર જાણેલા.. ઘરમાં કોઈનું મરણ થવાથી એક વ્યક્તિએ દસ-પંદર સળંગ બેસણા કરી લીધા. 'પાછળથી વાળી આપીશ...' એમ વિચારીને... આવા સમાચાર વારંવાર સાંભળવા મળે છે... આવું કેમ થયું ? ક્યાંક કોઈકે આવી છૂટ માંગી હશે – ત્યારે કોઈએ (તે ગીતાર્થ હશે કે નહીં ? તે આપણે જાણતા નથી) એવું વિચાર્યું હોય કે 'ના પાડશું – તો પારણું કરશે... બાકીના ૬-૮ મહિના સચિત્ત વાપરે, અભક્ષ્ય વાપરે, છૂટું કરે... તેના કરતા ભલે એકવાર બે બેસણાં કરે... પછી તો તપ ચાલુ રહેશે ને ?' અને છૂટ આપી હોય - હવે તેનું જોઈને બીજાએ સ્વયં લઈ લીધી... આમ આગળ ચાલ્યું હશે... આ જ અનવસ્થા..
- એટલે જ, કોઈને તેવા વિશિષ્ટ આપત્તિના સમયમાં છૂટ આપે, તો પણ ગીતાર્થ એમ કહે – 'બીજાને કહેવાનું નહીં – ખબર પડવા નહીં દેવાની...' જેથી અનવસ્થા ન ચાલે...
- પચાસ એકાસણાના તપમાં કેટલીકવાર લોકો બેસણાંની છૂટ માંગે - 'બહારગામ જવું છે...' વગેરે કારણ(?)થી... આવી રીતે છૂટ આપીએ તો જિનશાસનની તપની વ્યવસ્થા જ ભાંગી પડે – તે લાંબા ગાળાનું બહુ મોટું નુકસાન છે... એટલે ગીતાર્થો ટૂંકા ગાળે નુકસાન થતું હોય તો પણ તે સ્વીકારીને છૂટ ન આપે...
- **ગીતાર્થતા એવી ચીજ છે કે વ્યક્તિ બદલાય તો નિર્ણય બદલી નાખે..**

  અમારા ગુરૂદેવે કહેલું ... 'એક શિષ્ય પાણી વાપરવાનું પૂછવા આવે – તો ના પાડું... બે મિનિટ પછી બીજાને બોલાવીને પાણી માંગું... તેવું પણ બને... કારણ – પહેલા શિષ્યને સ્વાધ્યાયનો કંટાળો હોય - ઊભા થવાની તક ગોતતો હોય – તેને બેસાડી રાખવા ના પાડું... બીજો સ્વાધ્યાયનો રસિયો હોય – તેમાં ગુરૂની દરકાર પણ ન કરતો હોય તો તે શીખવાડવા પાણી માંગું...'

  આ ગીતાર્થતા છે...
- બે શિષ્ય બિમાર હોય, તેમાં એકને ગુરૂ નવકારથી કરાવે, કારણકે બિમારી દૂર થતાં એકાસણાં પર ચડી જાય તેવી પાત્રતા હોય. બીજાને ન કરવા દે, કારણકે પછી નવકારશી છોડાવવી મુશ્કેલ પડે તેમ હોય..
- **કાળ બદલાય તેમ નિર્ણય બદલાય તે ગીતાર્થતા છે.**
- મુંબઈ – ગોરેગામ, જવાહરનગરમાં સંવત્સરી પ્રતિક્રમણ હતું – ૧૫૦૦-૨૦૦૦ની સંખ્યા... મહાત્મા મધુર કંઠે 'અજિત શાંતિ' બોલી રહ્યા હતા. કેટલાક શ્રાવકો સાથે ગાઈ રહ્યા હતા – તેમને વડીલ મહાત્માએ અટકાવ્યા... કારણ તેનાથી મધુર કંઠ દબાઈ જતો હતો... થોડીવાર પછી રોડ પરથી ગણેશ ચતુર્થીનું સરઘસ નીકળ્યું... ઢોલ પીટાઈ રહ્યા હતા... તેમાં એક મહાત્માનો અવાજ ૨૦૦૦ને શી રીતે પહોંચે ? એટલે વડીલ મહાત્માએ કહ્યું – 'જેને પણ અજિત શાંતિ આવડતી હોય – તે બધા જ સાથે બોલો... એકસાથે ૧૦૦ જણાં બોલે – તો ૨૦૦૦ને સંભળાય...' આ

ગીતાર્થતા છે.

- અમારા ગુરુદેવની શિબિરોમાં હકડેઠઠ મેદની હોય...... ગુરૂદેવ પધારે ત્યારે ઊભા થવું - તે વિનય છે... પણ જો બધા ઊભા થાય – તો અમુક જણાં આગળ આવવા પ્રયત્ન કરે... તેમાં ઘોંઘાટ થાય. અવ્યવસ્થા સર્જાય... એટલે બધાને બેઠાં રહેવાનો – બેઠાં બેઠાં જ વંદન કરવાનો આદેશ કરવો પડે... આવા અપવાદિક નિર્ણયો એ ગીતાર્થતા છે.
- સંવત્સરીએ પ્રતિક્રમણમાં ૧૫૦૦-૨૦૦૦ ની સંખ્યા હોય... આગળ રહેલા ૨૦૦-૪૦૦ જણાં ઊભા ઊભા પ્રતિક્રમણ કરે, તો મહાત્માનો અવાજ છેક સુધી પહોંચે નહીં – તેના કારણે પાછળ બેઠેલાંનું પ્રતિક્રમણ જ ન થાય – પછી તેઓ અવાજ કરે – બધું ડહોળાઈ જાય – તેવું ક્યારેક બન્યું છે. ત્યારે આગળ રહેલા બધાને પણ બેસી જવાનો આદેશ કરવો પડે...

  *સભા : તેમાં અવિધિ ન થાય ?*

  **ગુરૂની આજ્ઞાનું પાલન કરે – તે જ મોટી વિધિ છે.** તેમાં 'અવિધિ' માને – તેને ગુર્વાજ્ઞાનું મહત્ત્વ જ સમજાયું નથી...
- **કોઈ એક જ પાસાનો વિચાર ન કરતા – બધા પાસાનો વિચાર કરીને નિર્ણય કરવો તે ગીતાર્થતા છે...**
- અમારા ગુરૂદેવે એક વાર જણાવેલું..... પૂ. ગચ્છાધિપતિશ્રીએ વાચનામાં કહ્યું - 'ગૃહસ્થનું ચપ્પુ વગેરે લાવ્યા હોઈએ, તો કામ પૂરું થાય એટલે પાછું આપી દેવું...'

  મારા ગુરૂદેવે પૂછ્યું - 'મોડું આપીએ તો તેટલો આરંભ-સમારંભ મોડો કરે... તેમાં વાંધો શું ?'

  પૂ. ગચ્છાધિપતિશ્રી કહે - 'ગૃહસ્થને જરૂર પડે – તો નવું લઈ આવે. તે આપણા નિમિત્તે થવાથી મોટો દોષ લાગે...'

  આમ બધા પાસાનો વિચાર કરવો – એ ગીતાર્થતા છે.
- ટૂંકમાં, **બધા પરિબળોનો વિચાર કરીને વ્યક્તિ – સમુદાય – સંઘ – શાસનના લાંબા ગાળાનું હિત વિચારીને જે માર્ગદર્શન આપી શકે – તેનું નામ ગીતાર્થ...**

## ગુરૂતત્ત્વ – ૩ (ગુરૂવંદન)

- દુનિયાના કોઈ ધર્મમાં ન હોય - તેવું અજોડ ગુરૂતત્ત્વ આપણને મળ્યું છે ખરું ; પણ તમે તેને સફળ કરો છો ખરા ?
- જિનાલયમાં દર્શન-પૂજા કરવા આવનાર વર્ગમાંથી કદાચ ૧૦% વર્ગ પણ – બાજુમાં જ રહેલા ઉપાશ્રયમાં – ગુરૂ ભગવંતને વંદન કરવા આવતો નથી - એ એક દુઃખદ વાસ્તવિકતા છે.

  ૨૨ વર્ષના દીક્ષાપર્યાયમાં – રોજના ૭૦૦-૧૦૦૦ માણસ પૂજા કરતા હોય તેવા જિનાલયો જોયા છે. પણ, રોજનું ૧૦૦ માણસ નિયમિત ગુરૂવંદન કરવા ઉપાશ્રય આવતું હોય – એવો એક પણ ઉપાશ્રય જોયાનું યાદ નથી.
- પ્રવચનમાં જે વંદન કરો છો, તે વ્યાખ્યાનનો વિધિ છે... ગુરૂવંદન માટે અલગથી ઉપાશ્રયમાં જઈને કરવા જોઈએ...
- અહીં બેઠેલામાંથી દર્શન-પૂજાનો નિયમ ઘણાંને હશે. **'ગુરૂવંદન કરવું જ' – એવો નિયમ કેટલાને છે ?**

  *સભા : સમય નથી હોતો...*

  એ કારણ નથી... બહાનું છે... ગુરૂવંદનમાં પાંચ મિનિટ પણ લાગતી નથી. દેરાસરેથી નીકળ્યા પછી કોઈ મળે, તો ગપ્પા મારવા ૧૫ મિનિટ હોય છે..

- *સભા : મહાત્મા પાસે જઈએ, અને કામ ભળાવે...*

  આ તમારી વજૂદ વિનાની દલીલ છે... જે આવે – તે બધાને કામ ભળાવવા કંઈ મહાત્મા નવરા નથી હોતા... અને ભળાવે તો સમજવાનું – મહાન્ પુણ્યોદય કે મહાત્માની ભક્તિનો લાભ મળ્યો. કદાચ તે કામ કરવાનું સામર્થ્ય ન હોય – સમય ન હોય – તો હાથ જોડીને વિનયપૂર્વક ના પાડી શકાય... પણ તેવો એકાદ અનુભવ થયો હોય તેથી વંદન કરવા જ સર્વથા ન જવું – એ ખોટી દલીલ છે.

  કોઈ ઘરાકને માલ ધીર્યા પછી પૈસા ડૂબી જાય તો કંઈ માલ ધીરવાનું બંધ નથી કરતા..

  કો' ક વાર ખાવાથી ઝાડા થઈ જાય, તો ખાવાનું બંધ નથી કરતા...
- હકીકતમાં કહું તો – **તમારા હૃદયમાં પરમાત્માનું મહત્ત્વ જેટલું બેઠું છે, તેટલું ગુરૂનું છે જ નહીં...** કદાચ સંઘના ૭૦% શ્રાવકો એવા હશે – જે ઉપાશ્રયમાં ગુરૂવંદન કરવા જિંદગીમાં દાદરો ચડતા જ નથી ! (વ્યાખ્યાન–પ્રતિક્રમણ કે પર્યુષણમાં આવે તે નહીં ગણવાનું.)
- મને કહેવાનું મન થાય – મૂર્તિપૂજાના વિરોધીઓએ ગુરૂ પકડ્યા – ભગવાન છોડ્યા... તમે ભગવાન પકડ્યા – ગુરૂ છોડ્યા !
- બે–ચાર વર્ષના બાબાને તેડીને રોજ પૂજા કરવા લાવનારા, પાંચ–સાત વર્ષના બાબાને આંગળીએ પકડીને લાવનાર સેંકડો શ્રાવકો હશે... પણ તેમાંથી ગુરૂવંદન કરવા લઈ જનારા કેટલા ? ગળથૂથીમાં જ ગુરૂવંદનના સંસ્કાર અપાતા નથી...
- જેમ ભગવાનના દર્શન–પૂજા વગેરેનું અમાપ ફળ છે, તેમ **ગુરૂવંદનનું અમાપ ફળ પણ શાસ્ત્રકારોએ બતાવ્યું છે.**
- દીક્ષા લીધા પછી બાહુબલિ ૧ વર્ષ કાઉસ્સગ્ગમાં ઊભા રહ્યા... ચોવિહાર ઉપવાસ... હાલવા-ચાલવાનું નહીં... એટલા સ્થિર કે પગે વેલડીઓ વીંટળાઈ છે... કેવી કઠોર સાધના ? છતાં કેવળજ્ઞાન ન થયું. કેમ ?

  *સભા : અભિમાન...*

  પણ શેનું ? પૈસા, સત્તા, રૂપ વગેરેનું નથી... જેને વંદન કરવા જરૂરી છે – તેમને કરવામાં અભિમાન નડે છે. એટલે વંદન ન કરવાના ભાવે જ તેમનું કેવળજ્ઞાન અટકાવ્યું છે. અને ભગવાને મોકલેલ બ્રાહ્મી-સુંદરીથી પ્રતિબોધ પામીને **વંદન કરવાનું નક્કી કર્યું – પગ ઉપાડ્યો – ત્યાં કેવળજ્ઞાન થઈ ગયું છે !**
- શાસ્ત્રોમાં **શીતલાચાર્યનું** દૃષ્ટાંત છે. તેમને પણ **ગુરૂવંદનના ભાવથી કેવળજ્ઞાન થયું છે.**
- ગુરૂવંદન ભાષ્યમાં કહ્યું છે - '**વિધિપૂર્વક વંદન કરવાથી, અનેક ભવોમાં બાંધેલા – અનંતા કર્મો ખપે છે.**'
- દોરડા પર નાચી રહેલા ઈલાયચીકુમારને ઝરૂખામાંથી મહાત્માના દર્શન થયા.. નવયુવાન શ્રેષ્ઠિવધૂ વહોરવા વિનંતી કરે છે – મહાત્મા નીચી નજરે ના પાડે છે.. સામે જોવા તૈયાર નથી ! અને ઈલાયચીકુમારને જાત પર ધિક્કાર છૂટ્યો..

  **મહાત્માના દર્શને એવા શુભ ભાવ પ્રગટ્યા કે કેવળજ્ઞાન થઈ ગયું !**
- તામલિ તાપસે ૬૦,૦૦૦ વર્ષ ઘોર તપ આદર્યું.. છતાં મિથ્યાત્વ ઓગળ્યું નહીં..

  ઈર્યાસમિતિ પૂર્વક – નીચે જોઈને ધીરેથી ચાલી રહેલા - **મહાત્માના દર્શને એવા શુભ ભાવ પ્રગટ્યા કે મિથ્યાત્વ નાશ પામ્યું – સમ્યગ્દર્શન પ્રગટ થયું !**
- મુંબઈના એક શ્રાવકને જાતિસ્મરણજ્ઞાન થયેલું.. પૂર્વભવમાં કૂકડો હતા... કસાઈએ મારવા માટે ડોક મરડી.. રોડ પરથી જઈ રહેલા મહાત્માનાં દર્શન થયાં – તો મનુષ્ય ભવ અને જૈન કુળ પામ્યા!

- વિશેષાવશ્યક ભાષ્યમાં લખ્યું છે - **ગુરૂના દર્શન મહામંગળ છે.** કોઈ કાર્ય માટે જઈ રહ્યા હો અને મહાત્માના દર્શન થાય તો કાર્યમાં સફળતા મળે... પણ એક શરત છે - 'મહાત્માના દર્શન થયા.. મહામંગળ થયું...' એવો ભાવ પ્રગટવો જોઈએ !
- તમારું સદ્ભાગ્ય છે કે તમને જોઈએ ત્યારે ગુરૂના દર્શન સુલભ છે. (પણ એટલે જ કદાચ તમને એની કિંમત સમજાઈ નથી... ) પણ તમને તે 'સદ્ભાગ્ય' લાગે છે ?
- ૧૪ રાજલોકમાં પ્રભુની પ્રતિમા અસંખ્ય છે, જ્યારે સાધુ-સાધ્વી ૨૦૦૦ કરોડ જ છે..
  એટલે **પ્રભુની પ્રતિમા મળવી એટલી દુર્લભ નથી,જેટલા સાધુ મળવા દુર્લભ છે..**
- અમે જયપુર ચોમાસું કર્યું. આખા જયપુરમાં ૨૫ દેરાસરો હશે. તેના વચ્ચે સાધુ ભગવંતનું એક જ ચોમાસું હતું ! જે સંઘમાં ચોમાસું કર્યું, તે સંઘને ૧૫ વર્ષ થયેલા અને ૧૫ વર્ષમાં પ્રથમ ચોમાસું હતું... !
- ઓમકારસૂ. મ. ના પૂ. યશોવિજયસૂ. મ. સાથે – અમારા ગુરૂદેવ સાથે – વાવપથકમાં વિચરણ કરેલું...
  એક ગામવાળાએ કહેલું - 'અમારા ગામમાં ૫૦ વર્ષે સાધુના પગલાં થયાં !'
- ધાનેરા – ડીસાની વચ્ચે ખીંમત ગામમાં મહિનો રોકાયેલો.. બાજુમાં ૨ કિ. મી. દૂર રામપુરા ગામે ગોચરી વહોરવા ગયેલો – જૈનેતરોની ગણતરીથી જ... ગામમાં શ્રાવકના બે ઘર નીકળ્યા... પૂછતા કહે – '૨૦-૨૫ વર્ષમાં કોઈ મહાત્મા આવ્યાનું યાદ નથી!'
- તમારું પુણ્ય છે કે તમને રોજ દર્શન મળી શકે છે. પણ જો તમે તેની ઉપેક્ષા કરશો, તો આવતા ભવમાં ગુરૂ મળશે ખરા ... ?
- **જે ધર્મની સામગ્રી મળવા છતાં સદુપયોગ નહીં કરો, તો ભવાંતરમાં તે સામગ્રી નહીં મળે..**
- પ્રભુની પ્રતિમા મળવા છતાં, જો ગુરૂ ન મળ્યા – તો જીવનમાં ધર્મ આવવો અને ટકવો અઘરો છે.
  જે ક્ષેત્રોમાં ગુરૂભગવંતનું વિચરણ નથી – ત્યાંના જૈનોની પરિસ્થિતિ અમે જોઈ છે...
  ૧૨૫ ઘર વચ્ચે એક જ ઘર એવું કે જ્યાં કદી કંદમૂળ ન આવતું હોય !
  જૈનને ત્યાંથી વહોરીને લાવેલી રોટલીમાં કાંદા નીકળે !
  ૪૦૦ જૈનોમાંથી ૨૫ જ જણાં નિયમિત પૂજા કરતા હોય...
  ૧૨ વર્ષના દીકરાને નવાંગી પૂજા કરતા ન આવડતી હોય ! પૂજા માટે ન્હાઈને શુદ્ધ વસ્ત્રો પહેરવા પડે, તેની ખબર ન હોય !
  પ્રતિક્રમણ કરનારા યુવાનોને મુહપત્તિનું પડિલેહણ કરતા ન આવડતું હોય...
  આમાંનું કશું અમદાવાદમાં કલ્પી ન શકાય – તેનું કારણ ગુરૂ ભગવંતોનું વિચરણ છે.
  જો ભવાંતરમાં ગુરૂ ન મળ્યા – તો તમારું શું થશે ?
- **નક્કી કરો – દેરાસરે દર્શન-પૂજા કરવા જઈએ, બાજુના ઉપાશ્રયમાં મહાત્મા બિરાજમાન હોય, તો વંદન કર્યા વિના ન રહેવું.**

## ગુરૂતત્ત્વ – ૪ (ગુરૂવંદન)

- જીવના સંસાર-પરિભ્રમણનાં બે ભાગ પડે છે – અચરમાવર્ત અને ચરમાવર્ત.
  અચરમાવર્તમાં જીવને વિષયસુખો પર તીવ્ર રાગ હોય છે. મોક્ષસુખ પર શ્રદ્ધા પણ હોતી નથી... તે ધર્મક્રિયા કરે તો પણ, માત્ર ઈન્દ્રિયના સુખો માટે જ કરે છે.. તેથી તેનો સંસાર ઘટતો નથી.. તેથી ધર્મ માટે અયોગ્ય ગણાય છે.

ચરમાવર્તમાં જીવ ધર્મને યોગ્ય બને છે.. તેનો ધર્મ સંસાર ઘટાડનારો બની શકે છે.

- યોગદૃષ્ટિ સમુચ્ચયમાં શાસ્ત્રકાર કહે છે –
  ચરમાવર્તમાં આવેલ જીવ, મળેલા સદ્ગુરૂના સંયોગને દર્શન-વંદન વગેરે દ્વારા અવશ્ય સફળ કરે...
  આ પંક્તિને ઊલટાવીએ તો એવો અર્થ થાય કે **મળેલા સદ્ગુરૂના સંયોગને જે સફળ કરતો નથી - તે ચરમાવર્તમાં આવ્યો છે કે નહીં ? તેમાં શંકા જ છે.**
  ચરમાવર્તમાં પણ જીવ અનંત કાળ સુધી સંસાર રખડી શકે છે..
- પરમાત્મા આપણને સ્થાપના નિક્ષેપે મળ્યા છે..
  પ્રભુની પૂજા કરવા જઈએ તો - પ્રભુ આપણો હાથ પકડવાના નથી, ઉપદેશ આપવાના નથી..
  ગુરૂ આપણને જીવંત મળ્યા છે... **ગુરૂ ભગવંતના સંપર્કમાં રહીશું તો ગુરૂ આપણને હાથ પકડીને તારશે...**
- હકીકતમાં ભગવાનની પ્રતિમા સુધી આપણને પહોંચાડનારા પણ ગુરૂ જ છે. અને પ્રભુની પૂજા આપણને તારે, તો પણ સદ્ગુરૂનો સંયોગ કરાવવા દ્વારા જ તારે છે. પ્રભુભક્તિથી અનંતા આત્માઓ મુક્તિ પામ્યા છે; પણ તેની પાછળ શાસ્ત્રાભ્યાસ – ચિંતન વગેરેનું પીઠબળ મોટે ભાગે હોય જ છે.
- **જે ભક્તિયોગમાં જ્ઞાનયોગને લાવવાનું લક્ષ્ય પણ ન હોય, તેવો ભક્તિયોગ તારી શકે નહીં. (વાસ્તવમાં તેવી ભક્તિ 'યોગ' બનતી જ નથી.)**
- પ્રભુ-પ્રતિમા અને જિનાલય સાથે તમે જોડાયેલા છો, તે સારું જ છે; કારણકે ધર્મનું પ્રવેશદ્વાર ખુલ્લું છે...
  જિનાલયના માધ્યમે તમે સદ્ગુરૂ-કલ્યાણમિત્ર સાથે જોડાશો..
  પણ, પ્રભુપૂજાથી અટકી જાવ છો – સદ્ગુરૂ સુધી પહોંચતા જ નથી; એટલે સદ્ગુરૂનું માહાત્મ્ય બતાવી રહ્યો છું...
- વર્તમાનમાં પણ તમે નિરીક્ષણ કરશો તો →
  પ્રભુભક્તિ કરનાર પણ ગુરૂ સાથે સંબંધ નહીં ધરાવનાર પરિવારના જીવનમાં ધર્મની વૃદ્ધિ એટલી ઝડપી નહીં દેખાય – જેટલી ગુરૂ સાથે સંપર્ક જાળવી રાખનાર પરિવારના જીવનમાં દેખાશે..
  રોજ બે–ચાર કલાક પ્રભુભક્તિ કરનાર શ્રાવક દીક્ષા લે જ, તેવું નથી બનતું.. પણ રોજ ચાર – છ કલાક ગુરૂ પાસે રહીને શાસ્ત્રાભ્યાસ કરનાર પ્રાયઃ દીક્ષા લે છે.. એ બતાવે છે કે સદ્ગુરૂનો સંપર્ક – ધર્મવૃદ્ધિનું મુખ્ય કારણ છે.
- ઘણાં શ્રાવકો વંદન કરવા આવે... પણ મુખ્ય વડીલ મહાત્માને વંદન કરીને ચાલ્યા જાય... બીજા મહાત્માઓની સામું પણ ન જુએ... આવી ઉપેક્ષા કેમ.. ?
- મારી વાત કરૂં તો – મારા કરતાં મારા શિષ્યો ઘણાં આરાધક છે. હું ૩૬૦ માંથી ૩૫૦ દિવસ નવકારશી કરું છું... મારા મોટા ભાગના શિષ્યો નિયમિત એકાસણાં કરે છે.. મારે દીક્ષા જીવનના પ્રારંભના વર્ષોમાં એકાસણાં હતા; પણ પ્રવચન – શરીરની ઘણી શક્તિ ખેંચી લે છે... ૧૫ કિ. મી. ના વિહારમાં જે થાક ન લાગે, તે ૧ કલાકના પ્રવચનમાં લાગે છે. જો કે એકાસણાં – ઓળી વગેરે તપ કરીને પ્રવચન કરનારા મહાત્માઓ પણ છે; પણ હું નથી કરી શકતો...
- મારા જીવનમાં સ્વાધ્યાય પણ અલ્પ રહ્યો છે.. વ્યાખ્યાન, ૩-૪ કલાક પાઠ.. તે સિવાય બહુ ઓછો... શિષ્યોના યોગક્ષેમની જવાબદારી, વિહાર-ઉપધિ, સંઘના કાર્યો... બધું સમય માંગી

લે છે. મારા શિષ્યો ૮-૮ કલાક સ્વાધ્યાય કરતા હોય છે.

- હું સૌથી મોટો – મારી સેવા કોઈ લે નહીં – એટલે મારે વૈયાવચ્ચ કરવાની પણ આવે નહીં...
- મારે સમર્પણ પણ કેટલું કરવાનું ? ચોમાસું કે તેવા કાર્ય માટે વરસમાં ૫ -૧૦ વાર પૂ. ગચ્છાધિપતિશ્રી કે ગુરૂદેવની આજ્ઞા આવે... તે સિવાય લગભગ નહીં...
- આ બધી આરાધનાઓ મારા કરતાં શિષ્યોમાં ઘણી વધુ છે. તો તેમના વંદનથી કેમ વંચિત રહો?
  ૪૫ ડીગ્રી ગરમીમાં, ઉષ્ણ પરિષહને સહન કરવા માટે – કામળી ઓઢીને દેવસિ પ્રતિક્રમણ – રાત્રે સ્વાધ્યાય કરનારા મહાત્મા છે.
  ૮-૧૦ ડીગ્રી ઠંડીમાં, સવારના ૪ વાગે ઉઘાડા શરીરે રાઈ પ્રતિક્રમણ કરનારા મહાત્મા છે.
  સૂતી વખતે જે મુદ્રામાં સૂતા હોય – તેમાં જ ઊઠનારા – રાતના પડખું પણ નહીં ફેરવનારા મહાત્મા છે.
  એ બધાના વંદનથી શા માટે વંચિત રહેવાનું ?
- ૧૦ મહાત્માને વંદન કરતાં ૫-૭ મિનિટ લાગે.. તેટલો સમય તમારી પાસે હોય જ છે.. તે પણ ન જ હોય તો છેવટે દરેક મહાત્માની પાસે જઈને ફિટ્ટાવંદન (મત્થએણ વંદામિ) તો થઈ શકે ને ?
- કૃષ્ણ - વાસુદેવ હોવા છતાં - માત્ર પરમાત્માને વંદન કરીને નીકળી નથી ગયા... ૧૮૦૦૦ સાધુ ભગવંતને વંદન કર્યું. અને લાભ કેવો થયો ... ? સાતમી નરકમાં જવાનું નક્કી હતું - તે ત્રીજી નરક થઈ ગઈ..
- થોડું ગણિત કરીએ તો →
  ૭મી નરકનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૩૩ સાગરોપમ છે. ૩જી નરકનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૭ સાગરોપમ છે. એટલે ૨૬ સાગરોપમ નરકનું આયુષ્ય ઘટ્યું.
  ૧ સાગરોપમ = ૧૦ કોડાકોડી પલ્યોપમ થાય.. ૧૮૦૦૦ વંદનથી ૨૬ સાગરોપમ ઘટ્યા.. એટલે ૧ વંદનથી લગભગ દોઢ લાખ કરોડ પલ્યોપમ જેટલું નરકનું આયુષ્ય ઘટ્યું.
  ૧ પલ્યોપમ એટલે અસંખ્ય વર્ષ થાય !
- ઘણાં એવા શ્રાવકો હોય છે કે દેરાસરમાં રહેલ દરેક ભગવાનની પૂજા કરે જ. તો **દરેક મહાત્માને વંદન કેમ નહીં ?**
- અહીં એક જાહેરાત થાય કે દરેક મહાત્માને વંદન દીઠ ૧૦ ગ્રામ ચાંદીની લગડીની પ્રભાવના થશે... તો કેટલાને વંદન કરો ?
  *સભા : દરેક મહાત્માને ગોતી-ગોતીને કરીએ...*
  જો ચાંદીની લગડી માટે થઈ શકે, તો શાસ્ત્રકાર જે ફળ બતાવે છે - તેના માટે કેમ ન થાય ? સૌથી મોટું ફળ તો એ છે કે ભવાંતરમાં સદ્ગુરૂની પ્રાપ્તિ નિશ્ચિત થઈ જશે.
- સં. ૨૦૬૨ માં અમારા ગુરૂદેવે રતલામ ચોમાસું કર્યું. ચોમાસાના પ્રવેશ પૂર્વે પાંચ ટ્રસ્ટીઓ મળવા આવેલા. એક ટ્રસ્ટી વંદન કરાવે – બાકી બધા વિધિ કરે... ગુરૂદેવની ચકોર નજરે પારખી લીધું કે બીજા બધાને વંદન પણ આવડતું નથી. થોડો ઠપકો આપ્યો. 'સંઘના અગ્રણી થયા, અને વંદન ન આવડે – તે કેમ ચાલે ?'
  સંઘના પ્રમુખ સમીરમલજી લલવાની – ઉદ્યોગપતિ હતા. ૬૫ વર્ષની ઉંમર હશે... તેમને વાત સાચી લાગી. ચોમાસાનો પ્રવેશ થયો તે દિવસથી – ઉપાશ્રયમાં કાગળ પર ગુરૂવંદનની વિધિ લખીને આવે... અમે ૧૮ મહાત્મા હતા.. દરેકને કાગળમાંથી જોઈને વંદન કરે.
- તમારામાંના ઘણાં ૪૦-૫૦ વર્ષની ઉંમરે કોમ્પ્યુટર-સ્માર્ટ ફોન શીખ્યા છો. ગુરૂવંદનમાં તો બે

જ સૂત્ર શીખવાના છે – ઈચ્છકાર અને અબ્ભુટ્ઠિઓ – કેમ ન શીખી શકાય ?

- તમે વંદન કરો-ન કરો તેનાથી મને ફરક પડતો નથી. તમારા હિત માટે કહી રહ્યો છું...
- અમારા બધા મહાત્માઓના સંસારી કુટુંબીજનોને તો મારી સૂચના હોય છે – માત્ર મને અને એમના મહાત્માને વંદન કરો તે ન ચાલે.. બધા જ મહાત્માને કરવાનું... તમને વ્યક્તિગત તો ન કહી શકું; પણ અહીંયાં જાહેરમાં કહું છું – બધાને કરવું જ જોઈએ..
- **પુણ્યશાળી મહાત્માને વંદન કરવા જાવ – તે તેમનું પુણ્ય તમને ખેંચે છે. તમારી પાત્રતા તેમાં ગણાય કે તમે દરેક મહાત્માને વંદન કરો.**
- સુખી સંપન્ન શ્રાવકો દર વર્ષે તીર્થયાત્રા કરે છે. **ક્યારેક જંગમ તીર્થ કહેવાયેલા મહાત્માઓના દર્શન કરવા નીકળો...**

  ૩૫૦ વર્ધમાન તપની ઓળી કરનારા સાધ્વીજી (શ્રી હંસકીર્તિશ્રી જી મ. સા.)...

  ઠામ ચોવિહાર ૧૦૦ ઓળી કરનારા મહાત્માઓ..

  કોઈ સંબંધ વિના વૃદ્ધ-ગ્લાન મુનિવરોની અપ્રતિમ સેવા કરનારા મહાત્માઓ...

  આ બધા કલિકાળમાં આશ્ચર્યભૂત છે ! ક્યારેક તેમના દર્શન કરવા પણ 'યાત્રા' માનીને નીકળો...

---

## ગુરૂતત્ત્વ – ૫ (સુપાત્રદાન)

- આપણને મળેલા સદ્દગુરૂના સંયોગને સફળ કરવાનો બીજો ઉપાય છે – તેમની ભક્તિ.

  અન્ન-પાન-વસ્ત્ર–પાત્ર વગેરેનો લાભ લેવો – જેને તમે સુપાત્રદાનરૂપે ઓળખો છો.
- વર્તમાનકાળના શ્રાવકોને સુપાત્રદાનનો મહિમા સમજાવવો પડે તેમ નથી...

  મહાત્માઓને વહોરાવવાનો ભરપૂર ઉલ્લાસ તેમને હોય છે. મહાત્મા ઘરે પધારે તો – પોતાના માટે બચશે કે નહીં – તેની ચિંતા કર્યા વિના બધું જ વહોરાવવાનો ઉલ્લાસ હોય છે. તમારા આ ઉલ્લાસને ધન્યવાદ છે.

  ક્યારેક તમારી આ ભક્તિને લેવા જેટલી પાત્રતા અમારામાં છે કે નહીં ? તેવો પ્રશ્ન થઇ જાય... તમે જે શ્રદ્ધાથી અમારી ભક્તિ કરો છો, તેવી આરાધના અમારા જીવનમાં નહીં હોય, તો અમે તેનું ઋણ શી રીતે ચૂકવશું ? તેવો પ્રશ્ન થઇ જાય.
- વહોરાવવાનો ઉલ્લાસ શ્રાવકોને જ હોય છે, તેવું નથી. જૈનેતરોને પણ ઉછળતા ભાવો હોય છે.

  જૈનેતરોને ત્યાં વહોરવા જઇએ તો ક્વચિત્ અપમાન કરે – ચાલ્યા જવાનું કહે – તેવો અનુભવ થયો છે; પણ ૯૦-૯૫% તો આવકાર જ મળે, સ્વાગત કરે, ઉલ્લાસ બતાવે - તેવો જ અનુભવ થાય છે.
- **સાધુનો ધર્મ સન્માન-અપમાન બંનેને સમતાભાવે સહન કરવાનો છે.**

  કોઈના ઘરે જઇએ અને અપમાન કરે, તો તેના પર જરાય રોષ લાવ્યા વિના, જરાયે દીન થયા વિના, માફી માંગીને નીકળી જઇએ – તેમના પર પણ કરૂણા જ ભાવીએ...
- મહાત્માઓના આવાગમનથી ભાવિત થયેલા કેટલાય ક્ષેત્રોના જૈનેતરો તો જાણકાર પણ હોય છે. 'મહારાજ સાહેબ પધાર્યા છે' તેવી ખબર પડે, તો રસોઈમાં કાંદા-લસણ ન નાખે... વિનંતી કરી જાય... તેવા પણ અનુભવો થયા છે.
- જૈનેતરોના ઘરોમાં વહોરવા જઇએ ત્યારે અમે સામાન્યથી સાદા દ્રવ્યો – રોટલી વગેરે જ લઇએ... મીઠાઇ વગેરેની વિનંતી કરે તો પણ ન લઇએ – તેનું કારણ એ કે 'જૈન સાધુ સંતો

માલ-મલીદા જ ઊડાવતા હોય' – તેવો ભ્રમ ન થઇ જાય...

હકીકતમાં સેંકડો સાધુ-સાધ્વીજીઓ આયંબિલ કરનારા છે, મીઠાઇ–ફરસાણના ત્યાગી છે... પણ જૈનેતરોને તેની ખબર ન હોય... વરસના વચલે દહાડે કોઇક મહાત્મા વહોરવા આવે – અને તે જો મીઠાઇ વહોરે – તો 'બધા સાધુઓ આવા જ હોય' – તેવી ધારણા બાંધી લે...

- રાજસ્થાનમાં જૈનેતરોને ત્યાં વહોરવા ગયેલા... મોટું ઘર હતું, મોટો પરિવાર... ઘરની પરિસ્થિતિ સંપન્ન દેખાતી હતી... રસોઇ થઇ નહોતી – મીઠાઇની વિનંતી કરી... અમે ના પાડી. તેમણે આગ્રહ કર્યો – 'હમણાં જ ઘરે લગન ગયા... બધું ઘરે જ બનાવ્યું હતું... ઘણું વધ્યું છે...' ભાવ જણાતાં હા પાડી... તેમણે ડબો ખોલ્યો... જોયું કે બધી સૂકી મીઠાઇ છે – ખપે તેવી છે. પાતરું ધર્યું – એવી કલ્પનાથી કે હાથમાં બે-ત્રણ ટૂકડા લઇને વહોરાવશે... પણ, અણધારી જ ઘટના બની – તેમણે ડબો જ પાતરામાં ઊંધો વાળી દીધો...!

  આવા ભાવ તેમના પણ હોય છે !
- ગામડાઓમાં ગોચરીના સમય સાવ જુદા હોય. શિયાળામાં લોકો સવારમાં જ રોટલા ખાઇને ખેતરે ચાલ્યા જાય, છેક સાંજે પાછા આવે... એકાસણું હોય તો પણ સવારના ૮-૮. ૩૦ વાગે જ વહોરવા નીકળી જવું પડે.
- એક ગામમાં ૧૧ વાગે વહોરવા નીકળ્યા. બધા જ ઘરો બંધ. એક ઘર ખુલ્લું હતું. પૂછ્યું – એક બહેન હતા – આવકાર આપ્યો. પણ રસોઇ હતી નહીં – બધાએ જમી લીધેલું. અમે તો પાછા નીકળતા હતા. બહેન કહે – 'બે મિનિટ ઊભા રહો. હમણાં જ રોટલો બનાવી નાખું...' અમે ના પાડી. તો ખૂબ આગ્રહ કર્યો.. રકઝક ચાલી... અમે બીજું કંઇ હોય તો આપવા કહ્યું – પણ, ગામડાના ખેડૂતના ઘરે બીજું કશું ન હોય. અમે મક્કમ રહ્યા – તો બહેન લગભગ રડવા જેવા થઇ ગયા – 'મારા ઘરે સંત આવે અને ખાલી હાથે પાછા જાય – તો હું નરકમાં જાઉં... તમને ખાલી હાથે તો નહીં જ જવા દઉં !' કેવી શ્રદ્ધા !
- મારો કહેવાનો ભાવ એ છે કે – અમે તમારા ઘરે આવીએ અને તમે ઉલ્લાસથી વહોરાવો – એ અનુમોદનીય છે; પણ એ તો પ્રાયઃ બધા જૈનેતરો પણ કરે છે.

  **શ્રાવક તરીકે તમારું કર્તવ્ય - એનાથી વધુ છે – અને એ છે કે મહાત્માને ગોચરીની વિનંતી કરવા જવું – બોલવવા જવું.**

  આ કર્તવ્યનું પાલન કેટલા કરે છે ?
- વિનંતી જેટલા લોકો કરે, તે બધાના ઘરે કદાચ મહાત્મા જઇ ન શકે; તો પણ **જે વિનંતી કરે છે, તેને સુપાત્રદાનનો લાભ મળે છે – પુણ્ય બંધાય છે !**
- પૂર્વકાળમાં એવી વ્યવસ્થા હતી કે – આચાર્ય, બાળ, વૃદ્ધ, ગ્લાન જેવાને છોડીને બાકીના બધા મહાત્માઓ વહોરવા જતા. ત્યારે જે વહોરવા નથી જવાના, તેમને – વહોરવા જનારા બધાએ વિનંતી કરવી કે – 'આપની ગોચરી લાવવાનો લાભ આપો' એ અમારો આચાર છે.

  ૫૦૦ સાધુનો ગચ્છ હોય, તેમાં નહીં જનારા ૧૫-૨૦ હોય, તો બાકીના ૪૮૦, તે ૧૫-૨૦ ને વિનંતી કરે. તેમાંથી હકીકતમાં ૧૫-૨૦ (કે ૩૦-૪૦) ને જ ગોચરી લાવવાનો લાભ મળે, પણ શાસ્ત્રકાર કહે છે – પુણ્યબંધ તો દરેકને થાય.
- જીરણ શેઠ – રોજ ભગવાનને વિનંતી કરતા હતા. ભગવાન તેને ત્યાં વહોરવા ગયા નહીં – તો ય તેમને લાભ મળ્યો. કેટલો ?

  બારમા દેવલોકે જવાનું નક્કી કરી લીધું – જે શ્રાવકની ઉત્કૃષ્ટ ગતિ છે.

  એટલું જ નહીં – શાસ્ત્રકાર લખે છે – 'જો દેવદુંદુભિ ન વાગી હોત – તેમની શુભ ભાવોની ધારા ન અટકી હોત, તો ક્ષપકશ્રેણિ માંડીને કેવળજ્ઞાન પામી ગયા હોત !'

અને જેમણે વિનંતી નહોતી કરી – તેવા અભિનવ શેઠને ત્યાં ભગવાન ગયા. તેમને ગોચરીનો લાભ મળ્યો. પુણ્ય કેટલું બાંધ્યું ? તો શાસ્ત્રકાર કહે છે – 'ભગવાને વહોર્યું, દેવોએ સાડા બાર ક્રોડ સોનૈયા વરસાવ્યા – એટલો જ લાભ તેમને થયો...'

એટલે મહાત્મા પધારે છે કે નહીં ? તેના પર તમારો પુણ્યબંધ નક્કી નથી થતો; તમે વિનંતી કરો છો – તમને ભાવ છે – તેના પરથી નક્કી થાય છે.

- *સભા : અમે વિનંતી કરીએ છીએ પણ સાહેબ આવતા નથી.*

  તમે એમ કહો કે 'અમને લાભ મળતો નથી...'

  'સાહેબ આવતા નથી...' એમ કહીને મહાત્મા પર આરોપ ન કરો...

- વાત કહેવાની રીતમાં ઘણો ફરક પડી જાય.

  હું મારા શિષ્ય પાસે જીવવિચારની નોટ મંગાવું... તે લઇ આવે. પછી હું કહું કે – 'આ કેમ લાવ્યો? મેં તો નવતત્ત્વની મંગાવેલી...'

  ત્યારે સાચો વિનીત શિષ્ય એમ કહે... 'મારી સમજવામાં ભૂલ થઇ. હું જીવવિચાર સમજ્યો...' આમ ગુનો પોતે ઓઢી લે...

  એમ કહે કે – 'આપે જીવવિચારની જ કહેલી...' તો ગુરૂદેવ પર આરોપ થાય... એ અવિનય થાય...

  **જે શિષ્ય વિવેક બતાવે – ગુનો પોતે ઓઢી લે – તે શબ્દે શબ્દે અનંતા કર્મોની નિર્જરા કરે !**

  ગુરૂદેવ માટે કેવું બહુમાન હોય ત્યારે આવો વિવેક કેળવાય ?

  મહાત્મા તમારાથી ઘણાં ઉચ્ચ સ્થાને છે. તેમની સાથે, તેમના વિશે – બોલવામાં વિવેક કેળવવો જ પડે...

- ઘણા અમને વિનંતી કરતાં બોલે - 'આપે આવવું જ પડશે...'

  અલબત્ત, લાભ લેવાનો ભાવ સારો છે; પણ 'આવવું જ પડશે...' એ એક પ્રકારનો આદેશ છે... એવી ભાષા મહાત્મા સાથે કેમ વપરાય ? તમારો અધિકાર વિનંતીનો છે, આદેશનો નહીં.

  *સભા : એવી ખબર નથી પડતી...*

  ઘરાક સાથે વાત કરો ત્યારે તો બધી ખબર પડે જ છે... અહીં કેમ ન પડે ? સમજ કેળવવી પડે...

- વંદન કરતી વખતે ગોચરી વગેરેની વિનંતી કરવી જોઇએ – એ વાત ચાલે છે.
- યોગશાસ્ત્ર – જે કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રસૂરીશ્વરજી મ. નો ગ્રંથ છે – ૯૦૦ વર્ષ પ્રાચીન છે – તેમાં તો વંદન પછી - 'અન્ન-પાન-વસ્ત્ર-પાત્ર... વગેરેનો લાભ દેશોજી...' એવું બોલવાનો પાઠ છે. હાલ પાઠમાં 'ભાત-પાણીનો લાભ દેશોજી.' એટલો જ છે. પણ વિનંતી તો બધાની કરવી જોઇએ...
- અમારી વ્યવસ્થા એવી હોય છે કે કોઇને કોઇપણ ચીજનો ખપ હોય તો વડીલ મહાત્માને (મને) જણાવે...

  મને કોઇએ દવાનો ખપ જણાવ્યો હોય... સવારથી અનેક શ્રાવકો વંદન કરવા આવે. બીજા બધા વંદન કરીને ચાલ્યા જતા હોય, કોઇ એક શ્રાવક રોજ વિનંતી કરતો હોય – તો મને તેની રાહ જોવાનું મન થાય; તે આવે ત્યારે તેને જ દવાનો લાભ આપું – આવું બને - તે સ્વાભાવિક છે, કારણકે

1. તેની વિનંતીથી તેના ભાવ સ્પષ્ટ જણાય છે. બીજાને લાભ લેવાનો ભાવ હોઇ શકે, લાભ આપીએ તો આનંદ પણ થાય; પણ અમને તેની ખબર ન પડે.

2. વર્તમાનમાં દવાઓ મોંઘી હોય છે. ક્યારેક એક પાનું ૨૦૦-૨૫૦ રૂ. નું હોય – કો'કને તે ભારે પણ પડી શકે. ૮-૧૦ હજારની બાંધી આવકમાં જીવનારને ૨૦૦ રૂ. ની કિંમત ઘણી હોય. એટલે અપરિચિત વ્યક્તિની શક્તિ જાણ્યા વિના લાભ ન આપીએ.

- ગોચરી માટે કોઇ શ્રાવક રોજ વિનંતી કરતા હોય, તો ૧૦-૧૫ દિવસે પણ એમ થાય કે – તેને લાભ આપવા જવું જોઇએ - રોજ વિનંતી કરે છે.

  એટલે **તમે વિનંતી કરો, તો પુણ્ય તો બંધાય જ, સાથે લાભ મળવાની શક્યતા પણ વધે.** ઘણીવાર તો અમુક મકાન-વિસ્તારમાં જૈનોના ઘર છે, તેની અમને ખબર જ ન હોય. કોઇ વિનંતી ન કરે – તો ત્યાં જવાનો વિચાર પણ ન આવે.

- વંદન કરતી વખતે વિનંતી કર્યા પછી, ગોચરીના સમયે બોલાવવા આવવું – તે તમારું બીજું કર્તવ્ય છે.

- કેટલાક અમને વિનંતી કરતી વખતે કહે - 'સાહેબ, આપ પધારવાના હો તો લેવા આવું...'

  આ રીતે મહારાજ સાહેબને બાંધી શકાય નહીં. તમે કોઇ પણ સમયે વિનંતી કરો – અમારો આચાર એ છે કે 'વર્તમાન જોગ' (જ્યારે જોગ-ખપ હશે તે પ્રમાણે લાભ આપશું) કહેવું. આવતી કાલ જ નહીં; 'બપોરના હું તમારે ત્યાં આવીશ' – એમ સવારે પણ અમારે કહેવાનું હોતું નથી.

- **શાસ્ત્રકારે અમને જણાવ્યું છે – અજ્ઞાત કુળોમાં (જેમને ખબર નથી કે મહાત્મા વહોરવા આવવાના છે) વહોરવા જવું.**

  અમારા મહાત્માઓ ૧૧.૧૫-૧૧.૩૦ વાગે વહોરવા નીકળતા હોય, તો ૧૧ વાગ્યા સુધી કદાચ તેમને પણ ખબર નથી હોતી કે ક્યાં જઇશું ? સમય થાય ત્યારે – નીકળતી વખતે જ - નક્કી કરે...

  કેટલાક લોકો આ વાત સમજતા જ નથી, અને અમારી પાસે 'હા' પડાવવાનો દુરાગ્રહ રાખે છે – તે અવિવેક છે.

- મૂળ વાત એ છે કે **તમારો ભાવ હોય તો તમારે લેવા આવવું જોઇએ. મહાત્માની પાસેથી વચન લઇ શકાય નહીં કે - તેઓ આવશે જ.** તમે લેવા આવો અને મહાત્મા ન આવે તો પણ તમને પુણ્ય બંધાય જ છે.

- મને સવારે ૧૦ જણાં ગોચરીની વિનંતી કરી ગયા હોય, બપોરે ૧૧.૩૦ વાગે તેમાંથી બે જણા આવે – તો તેમને લાભ મળવાની શક્યતા વધી જાય, એ પણ સ્વાભાવિક છે જ. એટલે સમય પર લેવા આવનારને લાભ વધુ મળે.

  મહેસાણા ઉપનગર સંઘમાં અમારું રોકાણ હતું. ત્યાં દોઢ કિ. મી. દૂરથી એક ભાઇ રોજ વ્યાખ્યાનમાં આવે. ગોચરીની વિનંતી કરે. રોજ-રોજની વિનંતીના કારણે પંદર દિવસે પણ ત્યાં જવાનું મહાત્માને મન થાય, ભલે દૂર હોય.

- સમય પર લેવા આવે – તો મહાત્માને ઘરો પણ બતાવી શકે. મહાત્મા ક્ષેત્રમાં પહેલીવાર આવ્યા હોય, ઘરો ખબર ન હોય તેવું સંભવિત છે. પૂજારી-માણસને ઘર બતાવવા આવવું પડે તે તમારા જેવા શ્રાવકો માટે કલંક ન કહેવાય ?

  ઈ. સ. ૨૦૦૦ની સાલમાં પંકજ સો. માં ગુરૂદેવ સાથે ચાતુર્માસ હતું. ગોચરીના સમયે દીપકભાઇ નામના શ્રાવક રોજ હાજર થાય. પોતાના ઘરે પધારવાની વિનંતી કરે. તેમના ઘરે તો પંદરેક દિવસે એકાદ વાર જવાનું થાય; પણ તેઓ રોજ સાથે આવે. જુદા જુદા વિસ્તાર બતાવે, જે વિસ્તારમાં જવું હોય ત્યાંના ઘરો બતાવે. કેવું પુણ્ય બાંધતા હશે ?

  મહાત્મા કદાચ લાંબો સમય ગોચરી માટે ફરવા સમર્થ-તૈયાર હોય તો પણ, બાળ-વૃદ્ધ વગેરે માટે ગોચરી સમયસર લાવવાની ચિંતા હોય છે. ત્યારે આ રીતે કોઇ ઘર બતાવે, તો કેટલો સમય

બચે? કેવી સમાધિ મળે ?

*સભા : અમારે ઑફિસ જવાનું હોવાથી બપોરે શી રીતે અવાય ?*

સવારે આવી શકાય. બપોરે દીકરાઓને કે નિવૃત્ત પિતાશ્રીને મોકલી શકાય. અને રવિવારે તો રજા હોય – ત્યારે કેમ યાદ ન આવે ?

- બોરડીમાં મારા ગુરૂદેવનું ચોમાસું હતું. એક છોકરો રોજ સાંજે ગોચરી માટે બોલાવવા આવે. મહાત્માનો હાથ પકડી લે – છોડે જ નહીં. સમજાવવા છતાં ન માને. ગુરૂદેવે તેમના માતા-પિતાને બોલાવ્યા, તો તેઓ કહે – 'છોકરો નહીં સમજે. કારણકે ચોમાસા માટે આપે પ્રવેશ કર્યો ત્યારથી નક્કી કર્યું છે – મહારાજ સાહેબને બોલાવવા જાય તો પાંચ રૂ. , લઈને આવે તો દસ રૂ. નું ઈનામ!'
- સુપાત્રદાનના લાભની વાત તો તમને જણાવવી પડે તેમ નથી.
  શાલિભદ્રને ખીરના દાનના પ્રભાવે રોજ દેવલોકથી ૯૯ પેટી આવતી હતી.
  કયવન્ના શેઠને જે સૌભાગ્ય મળ્યું – તે સુપાત્રદાનના પ્રભાવે...
  ભીમસેનને સુપાત્રદાનથી ગુમાવેલું રાજ્ય પાછું મળ્યું.
  શેઠે ૯ લાડવા વહોરાવ્યા તો ભવાંતરમાં ૯ કરોડ સોનામહોર મળી.
  નવતત્ત્વમાં પુણ્યબંધના ઉપાયોમાં સુપાત્રને અન્ન-પાન વગેરેનું દાન જ બતાવ્યું છે.
- સુપાત્રનો અર્થ સાતે ક્ષેત્ર છે – જિનમૂર્તિ, જિનમંદિર, જિનાગમ, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા.
  જો કે હાલમાં સુપાત્રદાન એટલે 'વહોરાવવું' એમ જ અર્થ કરાય છે.
- આ કાળમાં અમે તમારા જીવનમાંથી પાપ છોડાવી શકીએ, તે શક્યતા બહુ ઓછી છે. ટી. વી., મોબાઈલ, ફ્રીજ, હોટલ... કશું છૂટતું નથી. ત્યારે **તમારા માટે સંસાર તરવાના સરળ ઉપાય બે જ રહ્યા છે. ૧) પ્રભુભક્તિ અને ૨) ગુરૂભક્તિ.**

---

## ગુરૂતત્ત્વ – ૬ (સુપાત્રદાન)

- આપણને મળેલા સદ્દ્‌ગુરૂના સંયોગને સફળ કરવાનો ઉપાય – તેમની ભક્તિ છે.
- **તમારા ઘરે મહાત્મા વહોરવા પધારે તો કમ-સે-કમ રોટલી-દાળ-ભાત-શાક અને દૂધ આ પાંચ વસ્તુ જો બની હોય - ઘરમાં હોય તો તેમને વહોરાવી શકો તેવી જ હોય તે નક્કી ખરું ?**
- તમને ભાવના ખરી, કે રોજ મહાત્મા તમારે ત્યાં લાભ આપે ? અને જો તેવી ભાવના હોય, તો આટલી કાળજી પણ તમે ન કરો ?
  પરિસ્થિતિ દુઃખદ છે.
  મીઠાઈ-ફરસાણ તો બહારના હોય છે જ;
  શિયાળામાં કોબી-ફ્લાવરના કારણે શાક દુર્લભ હોય છે.
  ઉનાળામાં કોથમીરના કારણે દાળ દુર્લભ હોય છે.
  બપોરે ફ્રીઝના કારણે દૂધ દુર્લભ હોય છે.
  *સભા : બહેનો બનાવે છે. અમે શું કરીએ ?*
  તમે નક્કી કરો કે – આ પાંચમાંથી જે વસ્તુ મહાત્માને વહોરાવી શકાય તેવી ન હોય તો તમારે ન વાપરવી.
- એક વાત ધ્યાનમાં રાખજો...
  અમને ગોચરી મળે તેના માટે નથી કહેતાં.. સેંકડો એકાસણાં – માત્ર રોટલી–છાસ કે રોટલી–

ગોળથી કર્યા છે.. અને મસ્તીથી કર્યા છે. જે મળે, તેથી ચલાવી લેવા અમે ટેવાયેલા છીએ. પણ, તમારી ફરજ શું ?

- એક વાર કોથમીર હોવાના કારણે પધારેલા મહાત્માને દાળ ન વહોરાવી શકાય, તો દુઃખ ન થાય ?

 અને જો દુઃખ થાય તો પછી પરિસ્થિતિ બદલાય કેમ નહીં ? અમારો અનુભવ એવો છે કે એકવાર જે ઘરે આવું કંઈ થયું હોય, ત્યાં પંદર દિવસે ફરીવાર જઈએ – તો પણ તેવું જ હોય છે. તે બતાવે છે કે તમે એટલો પણ સ્વાદ છોડી શકતા નથી ! અને એ પણ સમજી લો કે એક-બે વાર તમારા ઘરે આવું થાય, તો પછી સહજ જ ત્યાં આવવાનું મન ઓછું થાય.. જેના ઘરે બધું ખપે એવું હોય છે, તેની ખબર હોય – તે તરફ પગ જલ્દી વળે.. ત્યાં વધારે લાભ મળે..

 તો, જેને એવો ભાવ હોય કે 'મને વધુમાં વધુ લાભ મળે'.. તે આટલી કાળજી ન કરે ?

 હા, એ પણ હકીકત છે કે અપવાદરૂપ કિસ્સા એવા પણ બને છે કે – ખુમારીથી શ્રાવક કે શ્રાવિકા કહે – 'આ ઘર શ્રાવકનું છે. અહીં બધું કલ્પે એવું જ હોય..' એમને ધન્યવાદ આપવાનું મન થાય... પણ તમારો નંબર તેમાં ખરો ?

- અમારા ગુરૂદેવે અનેકવાર એક પ્રસંગ કહ્યો છે.

 ગુજરાતના એક ગામમાં પૂ. ભુવનભાનુસૂરિ મ. વિહાર કરીને પહોંચ્યા. નાનું ગામ, થોડા જૈનોના ઘર..

 બપોરે અમારા ગુરૂદેવ વહોરવા ગયા.. એક બેને રસોઈ વહોરાવ્યા પછી આયંબિલનાં ઢોકળાની વિનંતી કરી.

 ગુરૂદેવે પૂછ્યું - 'કેમ બનાવ્યા છે ?' તેમણે કહ્યું - 'સવારે દેરાસરે આવી હતી, ત્યારે ચૈત્યવંદન પછી આચાર્ય ભગવંતે મહાત્માઓને પચ્ચક્ખાણ આપ્યું. કોઈએ આયંબિલનું માંગ્યું... એટલે લાગ્યું કે કોઈક મહાત્માને આયંબિલ છે. એટલે બનાવ્યા છે.'

 ગુરૂદેવે ના પાડી. 'ખપ નથી.' આયંબિલ કરનાર મહાત્માને દોષિત લેવું નહોતું.. લુખ્ખી રોટલી અને બાફેલી દાળથી આયંબિલ કરતા હતા.

 બહેને ખૂબ આગ્રહ કર્યો. ગુરૂદેવ મક્કમ રહ્યા.. નીકળવા જતા હતા, ત્યારે બહેન દરવાજામાં આવીને ઊભા રહી ગયા.. તેમના શબ્દો બોલતા ગુરૂદેવની આંખમાં આજે પણ આંસુ આવી જાય છે..

 **'સાહેબ આપની માતાએ જ્યારે આપને દીક્ષા આપી ત્યારે એ વિશ્વાસથી આપેલી કે આજથી જિનશાસનની બધી જ શ્રાવિકાઓ માતા બનીને આપની કાળજી કરશે અમે જો આપની કાળજી ન કરીએ તો એ વિશ્વાસનો ઘાત થાય.** આપે ઢોકળા વહોરવા જ પડશે...'

- તમારા ઘરેથી મહાત્મા દાળ-શાક વહોર્યા વિના જાય તો એમ વિચાર ન આવે, કે 'મારા દીકરા-દીકરીને દાળ-શાક વિના રોટલી ખાવી પડે તો ?'
- શ્રાદ્ધવિધિ ગ્રંથકારે **શ્રાવકોને મહાત્માના માતા સમાન કહ્યા છે. માતા ગમે તે કાર્ય કરતી હોય - તેનું ચિત્ત બાળકમાં જ હોય.. તેમ શ્રાવક સદા મહાત્માની કાળજી કરે..**
- હું તમને પૂછું – કોઈ મહાત્માએ કદી પૂછ્યું કે 'મોહનથાળ છે ? ઢોસા છે... ?'

 *સભા : ના...*

 અને 'દૂધ છે ?' એવું પૂછવું પડે છે ?

 *સભા : હા..*

 તેનો અર્થ તમે સમજો છો ?

જે વસ્તુ વિના ચાલે તેવું હોય. તેની યાચના અમે કરીએ નહીં..
દૂધની યાચના કરવી પડે છે, કારણકે
મહાત્માઓ એકાસણાં કરતાં હોય, મીઠાઈના ત્યાગી હોય; શરીરને ટકાવવા દૂધ જરૂરી હોય..
સહજરૂપે દૂધની વિનંતી થતી ન હોય.. જો થતી હોય – આગળના ઘરે મળી જશે તેવી ખાતરી હોય, તો મહાત્મા યાચના ન કરે..

- વાસણાના ટ્રસ્ટીઓને મારે કહેવું પડે કે 'સાંજની ગોચરી માટે રસોડું કરો. ' તો તમારા માટે કલંક ગણાય – 'શ્રાવકો કાળજી કરતા નથી – એટલે રસોડું કરવું પડે છે..'
  તેમ મહાત્માને દૂધની યાચના કરવી પડે – તે તમારા માટે કલંક ન ગણાય..?
- ફ્રીઝમાં ન મૂકીએ તો બગડી જાય – એ બહાનું છે. પચાસ વર્ષ પહેલાં કોના ઘરે ફ્રીઝ હતું ? ત્યારે બધાના ઘરે બગડી જ જતું હતું ? તમને તેના ઉપાય ખબર જ છે...
- એક બાજુ ગાડીઓ ભરીને ઉપકરણો વહોરાવવા નીકળી પડો છો.. બીજી બાજુ ઘરે આવેલ મહાત્માને આવશ્યક ચીજ, હોવા છતાં વહોરાવી શકતા નથી તેવા બેદરકાર છો..
  આને તમારી કેવી ભક્તિ ગણવી?
- સાચી ભક્તિ શેમાં છે ? તે તમે સ્વયં નિર્ણય કરો.. ક્યાંક, ઉપકરણો વહોરાવવામાં દેખાદેખી તો નથી ને ?
- જ્યાં સદાને માટે ૧૦૦૦ કે વધુ મહાત્માઓ વિચરતા હોય, તેવા અમદાવાદમાં રહેનારા તો સદા તે માટે તૈયાર જ હોય કે મહાત્માનો લાભ મળે.
  જે આ પ્રકારે કાળજી કરે, તેના ઘરે મહાત્મા કદાચ વર્ષમાં ત્રણ-ચાર વાર જ પધારે, તો પણ ૩૬૦ દિવસ પુણ્ય બંધાય, કારણકે ભાવના છે અને તેને અનુરૂપ પુરુષાર્થ છે.
- **હું તમને મહાત્મા માટે જુદું બનાવવાની વાત નથી કરતો; તમે જે બનાવો છો - વાપરો છે, તે મહાત્માને ખપે તેવું જ હોય, તેવી કાળજી કરવાની વાત કરું છું..**

## ગુરૂતત્ત્વ – ૭ (સુપાત્રદાન)

- ***પ્રશ્ન :*** *સાધુએ પોતાના માટે બનાવેલું ન વહોરાય; તો શ્રાવકોએ સાધુ માટે બનાવાય કે નહીં ? બનાવે તો પુણ્ય બંધાય કે પાપ લાગે ?*
- આનો જવાબ થોડો વિસ્તારથી આપવો છે.
  તે પૂર્વે એક વાત ધ્યાનમાં રાખો કે કર્તવ્ય કક્ષા પ્રમાણે જુદું જુદું હોય છે. જેમ કે, **અમારે બધું સહન કરવું એ અમારો આચાર છે.**
  **પણ સાધુને સહન ન કરવું પડે – તેવી ભક્તિ કરવી - વ્યવસ્થા કરવી – એ તમારો આચાર છે...**
  દા. ત. ઉપાશ્રયમાં ગરમી હોય તો અમારે સહન કરવાની છે. તમારે ઉપાશ્રય બનાવતી વખતે એ ધ્યાન રાખવાનું છે કે ગરમી ઓછામાં ઓછી લાગે.
- **ગોચરીમાં અમારો આચાર એ છે કે અમારા માટે બનાવેલું ન લેવું. પણ એ ઉત્સર્ગ છે.** તેમાં અપવાદ પણ હોય જ. **કારણ હોય તો અમે અપવાદે દોષિત લઈ શકીએ.**
  અને એવું કારણ હોય ત્યારે મહાત્મા તમને સૂચન કરે – અથવા તમે સ્વયં મહાત્મા માટે બનાવો – તેમાં તમને એકાંતે લાભ જ છે – પુણ્ય જ બંધાય – નિર્જરા જ થાય. પાપ ન જ બંધાય.
  એવા કારણે વહોરનાર મહાત્માને પણ નિર્જરા જ છે.
- **તે કારણો અનેક પ્રકારના હોઈ શકે...**

1. **બિમારી :** ડોક્ટર - વૈદે અમુક જ દ્રવ્ય વાપરવાનું કહ્યું હોય. અને તે દ્રવ્ય સહજ રીતે મળતું ન હોય...
   શક્યતા હોય તો પહેલા નિર્દોષ મેળવવાનો પ્રયત્ન કરીએ... પછી ન મળે - શક્યતા જ ન હોય તો સૂચના પણ કરીએ...

- અહીં તમને એક વાત કરવી છે..
  તમારે ઘરે કોઈ બિમાર હોય – તેના માટે ખાસ દ્રવ્યો બનતા હોય – તો તમે મહાત્માને વિનંતી કરો ખરા ? કે 'આવા દ્રવ્યો બને છે – કોઈ મહાત્મા માટે તેનો ખપ હોય તો નિર્દોષ મળી જશે – લાભ આપશો..'
  જેમ કે ડેંગ્યુમાં પપૈયાના પાનનો રસ અક્સીર ગણાય છે.. તમારે ત્યાં કોઈને થયો હોય, અને ખબર પડે કે મહાત્માને પણ ડેંગ્યુ થયો છે – તો તમે વિનંતી કરો – તો લાભ મળી જાય.. આવું ડાયાબિટીસ – કોલેસ્ટ્રોલ – વા વગેરે અનેક રોગોમાં સંભવી શકે.
- જો કે સામાન્યથી ઉપાશ્રયમાં આવીને દ્રવ્યની વિનંતી કરવાની અમે ના પાડીએ પણ દુર્લભ એવા ઔષધીય દ્રવ્યો કે અનુપાન માટે તેવી વિનંતી કરી શકાય.
- ઘણાં ઘરોમાં બપોરે ચા પીવાનો રિવાજ હોય છે. સામાન્યથી મહાત્માઓ બપોરે ચા ન પીવે.. પણ કોઈને મેલેરિયા થયો હોય, એક સાથે વાપરી ન શકતા હોય, દિવસમાં ૫-૬ વાર ટૂકડે ટૂકડે વાપરવું પડતું હોય, તો તમે વિનંતી કરો કે - 'મારા ઘરે રોજ બપોરે ૩ વાગે ચા બને છે... લાભ આપશો..' તો મહાત્માને નિર્દોષ મળે, તમને લાભ મળે...
- અમે એકવાર વિહાર કરતા દાહોદ થઈને, ચંબલ નદી પાર કરીને મધ્ય પ્રદેશમાં પ્રવેશ કર્યો. રંભાપુર નામનું ગામ હતું. ૯-૧૦ જૈનોના ઘર. અમે ૪ મહાત્મા હતા.. ત્રણને એકાસણાં, એક વૃદ્ધ મહાત્માને બેસણું.. બપોરે ૩ વાગે એક ભાઈ વિનંતી કરવા આવ્યા – 'ચાનો લાભ આપવા પધારો...' અમારે તો કોઈ વાપરનાર નહોતું – તો વૃદ્ધ મહાત્માની વ્હીલચેર ચલાવનાર માણસને ચા પીવા લઈ ગયા ! મુંબઈ–સુરત–અમદાવાદમાં આવો અનુભવ હજુ સુધી નથી થયો !

2. **સાંજની ગોચરી :** ચોવિહાર કરનારા શ્રાવકો બહુ ઓછા રહ્યા છે. વળી જેને ત્યાં ચોવિહાર થતો હોય, તેમને ત્યાં પણ રસોઈ એકદમ છેલ્લા સમયે થતી હોય.. મહાત્માને વહોરીને આવ્યા પછી, વાપરવાનું, પાત્રા ધોવાના... બધામાં સમય લાગે, તેથી વહેલા વાપરવું પડે, વહેલું વહોરવું પડે..
   નિર્દોષ વાપરનારા મોટે ભાગે સાંજના વાપરવાનું જ ટાળે.. પણ વૃદ્ધ વગેરેને જરૂરી પણ હોય.. ત્યારે મહાત્માને ખબર હોય કે 'અમારા માટે વહેલું બનાવ્યું છે..' તો પણ વહોરે.. અને ત્યારે મહાત્મા માટે વહેલું બનાવનાર શ્રાવકને પણ એકાંતે લાભ જ થાય.
   *સભા : પણ અમારે બનાવવાનું તો હોય જ. વહેલું બનાવીએ તેમાં મહાત્માને શું દોષ?*
   અમારા માટે બનાવો તે જ દોષ છે, તેવું નથી. અમારા માટે વહેલું બનાવ્યું હોય, વધારે બનાવ્યું હોય.. વગેરે કાંઈપણ કરો તો દોષ લાગે..
   બરાબર સમજજો – બનાવો ત્યારે લાભ મળે તેવી ભાવના હોય તેનાથી દોષ નથી લાગતો પણ તેના કારણે કોઈપણ ફેરફાર કરો, તો દોષ લાગે જેમકે રોટલીના બદલે પૂરણ પોળી કરો, વહેલું બનાવો, ગરમ કરો વગેરે.
   જો કે એ ફેરફાર એવો હોય કે વિરાધના ઘટે – તો દોષ નથી. જેમ કે તમે દૂધ ફ્રીઝમાં મૂકતા હો, પણ ફ્રીઝમાં મૂકવાથી લાભ નહીં મળે – તેમ વિચારીને ન મૂકો – તો દૂધ દોષિત ન બને. અને કારણ હોવાથી મહાત્મા વહોરે તો અપવાદ છે, દોષ નથી.

3. **વરસાદ :** વરસાદ ચાલુ હોય. નજીકમાં ૫-૬ ઘર હોય, બીજા દૂર હોય. ૮-૧૦ મહાત્મા હોય.

ત્યારે નજીકના ઘરોમાંથી વધારે વહોરે તેના કારણે કદાચ તેમને ફરી બનાવવું પડે, તેવું બને. પણ તેમાં કારણ હોવાથી તમને લાભ જ થાય.

જેમ મારા માટે બનાવેલી રોટલી વહોરવામાં દોષ છે, તેમ તમારા માટે જ બનાવેલી રોટલી, એવી રીતે વહોરું કે તમારે નવી બનાવવી પડે, તો પણ દોષ લાગે. એટલે જ અમે બધા ઘરેથી થોડું થોડું લઈએ.

*સભા : પણ અમે નવું ન બનાવીએ – બીજું ખાઈને ચલાવી લઈએ તો ?*

તો પણ મહાત્મા પોતાનું કર્તવ્ય ચૂકે, એટલે એમને દોષ લાગે. કારણ હોય તો અપવાદ હોવાથી દોષ ન લાગે.

વરસાદ ચાલુ ન હોય, પણ ઘેરાયો હોય ત્યારે પણ નજીકના ઘરોમાંથી તે રીતે વહોરવું પડે, તે સંભવિત છે.

4. **વિહાર :** વિહારના ક્ષેત્રોમાં ઘર ઓછા હોય, ૧૦ ઘરમાંથી ૧૫ મહાત્માની ગોચરી વહોરવાની હોય, બધાને જૈનેતરોની ગોચરી ફાવે નહીં, સવાર-સાંજ તો જૈનેતરોને ત્યાં મળે પણ નહીં. ત્યારે તમે વધારે બનાવો, અમે જાણવા છતાં વહોરીએ – ત્યારે પણ કારણ હોવાથી એકાંતે લાભ છે.

*સભા : નુકસાન કરતાં લાભ વધે ?*

ના. એકાંતે લાભ જ છે. નુકસાન છે જ નહીં.

- મેં તમને ચાર કારણ બતાવ્યા, તે સિવાય પણ ઘણાં કારણો હોઈ શકે - તે તમે વિચારી શકો છો.
- હવે તેવું કોઈ જ કારણ ન હોવા છતાં, તમે દોષિત કરો તો શું થાય ? તે વિચારીએ.

જેમ કે, મહાત્મા તમારી બાજુના મકાનમાં વહોરવા આવ્યા, તેની તમને ખબર પડી, એટલે તમે વહોરાવવા માટે ફટાફટ રોટલી બનાવી. અહીં વરસાદ કે તેવું કોઈ કારણ નથી. ઘરો પણ ઘણાં છે. ગોચરી ન મળવાનો કોઈ પ્રશ્ન નથી. માત્ર 'મને લાભ મળે' એવા ભાવથી જ તમે બનાવો છો – તે પ્રસંગ વિચારવાનો છે.

આવા પ્રસંગે મહાત્માને ખબર પડે કે તેમના માટે જ બનાવ્યું છે, છતાં કારણ વિના વહોરે – તો તેમના માટે તો દોષ છે જ.

*સભા : તેમને ખબર જ ન પડે, તો ?*

અમને ભગવાને 'ત્રીજી આંખ' આપી છે – એમ સમજી લો. કેવા કેવા પ્રસંગે દોષિતની શક્યતા છે? તે અમને શાસ્ત્રકારોએ જણાવ્યું છે. સંયમના આગ્રહી અને ઉપયોગવંત મહાત્માને ૮૦-૯૦% તો ખબર પડી જ જાય.

કદાચ તમે કુશળતાથી છુપાવો અને મહાત્માને ખબર ન પડે, તો તેમને દોષ ન લાગે. (તેઓ ઉપયોગ જ ન રાખે તો તેમને દોષ લાગે.)

પણ આપણે વાત તમારી કરવી છે.

- આવા પ્રસંગે, જેમને ખબર જ નથી કે 'મહાત્માને દોષિત ન ખપે...' તેવા અજ્ઞાની-મુગ્ધ જીવોને ભક્તિભાવના કારણે પુણ્ય બંધાય – પાપ ન લાગે.

*સભા : ખબર હોવા છતાં ભૂલી જાય તો ?*

તો તે પણ તે વખતે યાદ ન હોવાથી મુગ્ધતા જ ગણાય.

પણ, તેવા મુગ્ધ જીવ કરતાં, જેની પાસે વિવેક હોય કે 'મહાત્માને કેવું વહોરાવાય ? કેવું નહીં?' અને તે વિવેકપૂર્વક મહાત્માને સંયમમાં ઉપકારી એવી નિર્દોષ વસ્તુ વહોરાવે – દોષિત કંઈ ન

બનાવે – તે વધુ પુણ્ય બાંધે.

- દૃષ્ટાંતથી આ વાત સમજીએ.

એક ઘરે મહાત્મા વહોરી રહ્યા છે.

તેની ડાબી બાજુના ઘરવાળા, અજ્ઞાન હોવાથી મહાત્માને રોટલી વહોરાવવા માટે ફટાફટ બનાવીને વહોરાવે, તો પુણ્ય બાંધે.

જમણી બાજુના ઘરવાળાને ત્યાં રોટલી નથી બની. પણ તેની પાસે વિવેક છે – એટલે દોષિત રોટલી ન બનાવે. પણ ઘરમાં ઉપલબ્ધ નિર્દોષ મીઠાઇ-ફરસાણ વગેરે વહોરાવે. તો તે વધુ પુણ્ય બાંધે.

*સભા : રોટલી મળતી ન હોય તો ?*

મેં પૂર્વે જ જણાવ્યું કે ગોચરી ન મળવાનો પ્રશ્ન ન હોય, ઘણાં ઘરો હોય – ત્યાંની વાત છે.

જ્યાં રોટલી જરૂરી હોય અને મળતી ન હોય – તો તે કારણ છે, જેની વાત વિસ્તારથી પૂર્વે કરી ગયો.

નિષ્કારણની વાત ચાલે છે.

*સભા : તડકો ખૂબ હોય – તો કારણ કહેવાય ?*

બીજા ઘરો એટલા દૂર હોય કે તડકામાં ન જઈ શકાય, જવામાં ઘણી તકલીફ પડે – તો તે કારણ કહેવાય.

પણ બાજુના જ મકાનમાં પુષ્કળ ઘરો હોય – તો તડકાને કારણ ન કહેવાય.

*સભા : અમે દૂર રહેતા હોઈએ – ક્યારેક જ લાભ મળતો હોય તો ?*

તો ત્યારે જે નિર્દોષ ઉપલબ્ધ હોય તેનો લાભ લેવો – તે વિવેક છે. તેમાં વધુ પુણ્યબંધ છે.

અને ગોચરી સિવાયની અનેક વસ્તુઓ છે કે જે અમારે દોષિત લેવી જ પડે છે (પાત્રા, દવા વગેરે) – તેનો લાભ લેવો. તે વિવેક છે.

વસ્તુતઃ જેને લાભ લેવાનો ભાવ હોય, તે બીજી અગવડ વેઠીને પણ ઉપાશ્રયની નજીક રહે. આર્થિક કારણે ન રહી શકતા હોય તો ઉપર કહ્યું તેમ વિવેક જાળવીને લાભ લે, તે વધુ પુણ્ય બાંધે.

- **ફરી એક વાર સ્પષ્ટ કરું કે મુગ્ધ અજ્ઞાની જીવ દોષિત બનાવે તો પાપ બાંધે એમ મેં નથી કહ્યું, પણ વિવેકવંત જીવ નિર્દોષ વસ્તુ વહોરાવે તો બધુ પુણ્ય બાંધે - એમ કહ્યું છે.**
- પુણ્યબંધ કે નિર્જરા વિવેકને બંધાયેલી છે.
- ધર્મબિંદુમાં શાસ્ત્રકારે કહ્યું છે કે **વિવેક વિના વિપુલ નિર્જરા ન થાય.**
- અષ્ટક પ્રકરણની ટીકામાં શાસ્ત્રકાર કહે છે કે - દોષિત એવા સારા દ્રવ્યો (શીરો વગેરે) વહોરાવવામાં વધુ પુણ્યબંધ માનવો, તે સ્થૂળ બુદ્ધિ છે. હકીકતમાં નિર્દોષ એવા સાદા દ્રવ્યો (રોટલી વગેરે) વહોરાવવામાં વધુ પુણ્યબંધ છે. તે સમજવા સૂક્ષ્મ બુદ્ધિ જોઇએ.

*સભા : અમારે શું કરવું ?*

મારું કામ તમને લાભ-નુકસાન બતાવવાનું છે. શું કરવું તે તમારે નક્કી કરવાનું.

- શાસ્ત્રકાર કહે છે – સાધુ શ્રાવકને પૂજાનું ફળ બતાવે. પૂજા કરવાનો આદેશ ન કરે. સાક્ષાત્ અનુમતિ પણ ન આપે.

અમે પૂજનમાં આવીએ તો મંત્ર બોલીએ, પણ 'સ્વાહા...' નથી બોલતા, કારણકે તે દ્રવ્યપૂજાની સાક્ષાત્ અનુમતિ છે.

ઉપમિતિમાં એક પ્રસંગ છે. રાજાના મિત્રને દીક્ષા લેવાની ઇચ્છા થઈ. રાજા આચાર્ય ભગવંતને

વિનંતી કરે છે - 'હું પ્રભુભક્તિનો મહોત્સવ કરું.' આચાર્ય ભગવંત મૌન રહે છે. ત્યારે મંત્રી રાજાને કહે છે - 'સાધુ ભગવંતો દ્રવ્યપૂજાની અનુમતિ ન આપે. તેમના મૌનને જ અનુમતિ સમજી લેવાની.'

સામાયિક જેવા નિરવદ્ય કાર્ય માટે અનુમતિ આપીએ. પૂજા વગેરેમાં સ્વરૂપથી આરંભ-સમારંભ હોવાથી ન આપીએ.

અમારા સમુદાયના જ્યોતિષવિશારદ પૂ. ઉપાધ્યાય વિમલસેનવિ. મ. પાસે જિનાલયનું ખાતમુહૂર્ત કરવા મુહૂર્ત માંગો – તો નહીં આપે. કારણકે ખોદવું એ આરંભ (હિંસા) છે. બ્રાહ્મણો પાસે કઢાવવાનું કહેશે – તેમાંથી કોઇ મુહૂર્ત બરાબર ન હોય, તો નિષેધ કરશે.

ઘણી વાર તમે અમને 'મુનીમ' બનાવી દો છો. રસોઇના ચૂલા પર વાસક્ષેપ કરવા બોલાવો ! એ બધું તમારું અજ્ઞાન છે – અવિવેક છે.

- શાસ્ત્રકારોએ ત્રીજી પણ વાત કરી છે.
  કોઇ વ્યક્તિ સાધુને ભ્રષ્ટ કરવાના આશયથી દોષિત વહોરાવે – તો પાપ પણ બાંધે.
  જો કે તમારામાં આવો ભાવ સંભવિત નથી.
- મેં ત્રણ વાત કરી.
  1. કારણે દોષિત વહોરાવવામાં એકાંત લાભ.
  2. નિષ્કારણે દોષિત વહોરાવવામાં મુગ્ધ જીવને પુણ્ય બંધાય, પણ વિવેકવંત જીવ નિર્દોષ વહોરાવીને વધુ પુણ્ય બાંધે.
  3. ભ્રષ્ટ કરવાના આશયથી દોષિત વહોરાવે તો પાપબંધ.

  આ ત્રણ સ્થૂળ વાતો છે. સૂક્ષ્મથી એના અનેક ભેદ પડી શકે. તે દરેકમાં ફળ શું ? તે જ્ઞાની જ કહી શકે.
- આ સંપૂર્ણ વાત ગોચરી વહોરાવવા સંબંધી છે.
  જે વસ્તુ વહોરી જ ન શકાય તેવી છે (દા. ત. કાચું પાણી) – તેને આ વાત લાગુ નથી પડતી...
- બીજી એક વાત મહત્ત્વની કરવી છે.
  ભક્ષ્યાભક્ષ્યના સાધુ અને શ્રાવકના આચારો જુદા છે. એટલે, **અમને (સાધુને) જે ખપે; તે તમને ખપે જ – એવો નિયમ નથી.**
  અમને ખપતું હોવા છતાં – તમને ન ખપે – તેવું બની શકે છે.
- તમને ખબર છે કે, લોટ બાંધતી વખતે મોણ(તેલ) નાખ્યું હોય તેવા લોટમાંથી બનાવેલી લુખ્ખી રોટલી, નિર્દોષ આહાર વાપરનારા સાધુ ભગવંતને આયંબિલમાં ખપે છે. ક્યારે – કેવા સંયોગોમાં ખપે ? કેવા સંયોગોમાં નહીં ? તે તમારો વિષય નથી. એટલે વિવરણ કરતો નથી. પણ તમને તેવી રોટલી આયંબિલમાં ખપતી નથી.
- આવી બીજી પણ અનેક ચીજો છે. તમને એકાદ – બે સમજાવું.
- તમે મહાત્માને શેકેલી રોટલીના ખાખરાની વિનંતી કરો, ત્યારે 'કેટલા દિવસ થયા ?' એવું મહાત્મા પૂછતા હશે. પણ કોઇ મહાત્માએ તમને પૂછ્યું ખરું કે - 'રાતના શેકી હતી કે દિવસના ?'
  *સભા : ના.*
  તેનો અર્થ તમે સમજ્યા ? રાતના શેકી હતી કે દિવસના ? તે પૂછવાનો અમારો આચાર નથી. તે પૂછ્યા (કે વિચાર્યા) વિના જ અમારે વહોરવાનું છે. પણ તમને – રાતના શેકેલું પણ ન ખપે. શ્રાવકને જેમ રાતના ખાવું કલ્પતું નથી, તેમ રાતના બનેલું હોય તે પણ ખાવું કલ્પતું નથી. સાધુને એ વિચારવાનું નથી હોતું કે 'દિવસે બન્યું કે રાતના ?' અલબત્ત તમે કહો કે 'રાતના

શેકેલી છે.' તો મહાત્મા નહીં વહોરે. તેનું કારણ એ છે કે – અમે વહોરીએ તો તમે માનો કે 'આ તો ખપે...' અને પછી રાતના જ શેકતા થઇ જાઓ.

(આ વાત, બીજે દિવસે ખપી શકતી – ખાખરા જેવી ચીજ માટે છે. બાકી રાતના બનેલી રસોઇ – દાળ-શાક, જે બીજે દિવસે વાસી થાય, તે તો અમે ન જ વહોરીએ – જો ખબર પડે તો.. પણ એવી સંભાવના નહીંવત્ હોવાથી તેના માટે અમે પૂછતાં નથી. જૈનેતરોને ત્યાં રોટલી માટે પૂછવું પડે - 'આજની છે ને ?')

- તમે મહાત્માને સુખડીની વિનંતી કરો, તો મહાત્મા પૂછતા હશે - 'ક્યારે બનાવી ?' (કેટલા દિવસ થયા ?) પણ કોઇ મહાત્માએ ક્યારેય પૂછ્યું ખરું, કે 'જે લોટમાંથી બનાવી, તેને કેટલા દિવસ થયેલા ?'

  *સભા : ના.*

  એનો અર્થ એ જ છે કે, કયા લોટમાંથી બનાવી ? એ પૂછવાનો અમારો આચાર નથી. તે વિચાર્યા વિના જ વહોરવાનું છે. હા, તમે કહેશો કે 'લોટનો કાળ વીતી ગયેલો.' તો મહાત્મા નહીં વહોરે - તેનું કારણ એ જ કે, તમે વીતી ગયેલા કાળવાળા લોટને વાપરતા ન થઇ જાઓ.

- આવી બીજી અનેક વસ્તુઓ છે, જે તમને નથી ખપતી; અમને ખપે છે.

  અમે ઘણીવાર તેવી વસ્તુ નથી વહોરતા, તેનું કારણ એ જ કે તમે પણ એ વાપરતા ન થઇ જાઓ.

  આવું કેમ ?

  તેનો જવાબ એ છે કે સાધુ પોતાના માટે વસ્તુ બનાવતા નથી. તેમણે, બીજાને માટે બનેલું વહોરવાનું હોય છે. તેમાં બે વસ્તુ તેમણે જોવાની હોય છે – ૧) પ્રાસુક = અચિત્ત જોઇએ. ૨) એષણીય = નિર્દોષ જોઇએ.

  આનું ઊંડાણ ગહન છે, પણ એ તમારો વિષય નથી.

  (કેટલીક નિર્દોષ-અચિત્ત વસ્તુઓ પણ પૂર્વાચાર્યોની આચરણા ન હોય તો વહોરાતી નથી. )

- તમારે એટલું જ સમજવાનું છે, કે **મહાત્માએ વહોર્યું – એટલે તમને પણ ખપે જ... એવું તમારે માની લેવું નહીં.**

---

## ગુરૂતત્ત્વ – ૮ (આજ્ઞાપાલન)

- પ્રભુની આજ્ઞાનું પાલન એ ધર્મ. પ્રભુની આજ્ઞાનો ભંગ, એ અધર્મ.

  એ રીતે

  **ગુરૂની આજ્ઞાનું પાલન એ ધર્મ છે, અને ગુરૂની આજ્ઞાનો ભંગ એ અધર્મ છે.**

- તો પ્રશ્ન એ થાય કે, જ્યારે પ્રભુની આજ્ઞા કરતાં ગુરૂની આજ્ઞા જુદી હોય ત્યારે શું કરવું ?

  સામાન્યથી ગુરૂની આજ્ઞા ભગવાનની આજ્ઞાને અનુસરતી જ હોય. પણ ક્યારેક સ્થૂળ બુદ્ધિથી ભગવાનની આજ્ઞા કરતા જુદી લાગે, એવી આજ્ઞા પણ ગુરૂ કરે.

  જેમ કે, એકાસણું કરવું એ ભગવાનની આજ્ઞા છે.

  અને મને ગુરૂદેવ બેસણું કરવાની આજ્ઞા કરે, તો સ્થૂળ બુદ્ધિથી ભગવાનની આજ્ઞાથી વિરુદ્ધ લાગે.

  'સ્થૂળ બુદ્ધિ' એમ હું એટલા માટે કહી રહ્યો છું કે **'સૂક્ષ્મ બુદ્ધિ' થી વિચારતાં, ગુરૂની આજ્ઞા, ભગવાનની આજ્ઞાને અનુસરતી જ હોઇ શકે છે.**

- ભગવાને જેટલા ઉત્સર્ગ બતાવ્યા છે, તેટલા જ અપવાદ કહ્યા છે. ઉત્સર્ગ એ જેમ ભગવાનની

આજ્ઞા છે, તેમ કારણ હોય ત્યારે અપવાદ પણ ભગવાનની જ આજ્ઞા છે.
એકાસણું એ ભગવાનની આજ્ઞા છે, તો કારણે બેસણું પણ ભગવાનની જ આજ્ઞા છે.
સ્થૂળ બુદ્ધિવાળા મને એ કારણ ન દેખાતું હોય તેથી ગુરૂદેવની આજ્ઞા, ભગવાનની આજ્ઞા કરતાં જુદી લાગે.
સૂક્ષ્મ બુદ્ધિવાળા ગુરૂદેવને કારણ દેખાતું હોય, એટલે અપવાદની આજ્ઞા કરતા હોય.

- આપણી પાત્રતા ન હોય તો ગુરૂ કારણ ન પણ જણાવે. સાચો શિષ્ય કદી કારણ જાણવાની જિજ્ઞાસા ન કરે.
  ગુરૂ કારણ ન જણાવે તો માની લે કે મારી જાણવાની પાત્રતા નથી.
- **અયોગ્યને દીક્ષા આપવી એ જેમ ગુનો છે, તેમ યોગ્યને ના પાડવી, તે પણ ગુનો છે**. કારણકે તેના કારણે તે સંસારમાં પડે, જે પાપો કરે – તે બધામાં નિમિત્ત બનવાનું પાપ લાગે.
  એટલે જે જ્ઞાની છે, સમર્થ છે, ગુરૂએ જેને અધિકાર આપ્યો છે, તેણે યોગ્યને ના ન પડાય.
- જ્યારે આપણને સ્થૂળ બુદ્ધિથી ગુરૂની આજ્ઞા, ભગવાનની આજ્ઞા કરતાં જુદી જણાય, ત્યારે **ગુરૂની આજ્ઞા સ્વીકારી લેવી – એ જ ભગવાનની આજ્ઞા છે.**
  અલબત્ત, ગુરૂ સંવિગ્ન-ગીતાર્થ હોવા જોઇએ – એ વાત પૂર્વે થઇ ગઇ છે.
- ધર્મરત્ન પ્રકરણમાં કહ્યું છે – **જે ગુરૂની આજ્ઞા નથી માનતો, તે ભગવાનની આજ્ઞા નથી માનતો...**
- અમારા ગુરૂદેવ સરસ રીતે આ વાત સમજાવતા.
  તમે કાર લઇને જઇ રહ્યા છો – ચાર રસ્તા પર સિગ્નલ ગ્રીન હોય, અને ટ્રાફિક પોલીસ હાથ આડો કરીને ગાડી અટકાવે તો તમે શું કરો?
  *સભા : ઊભા રહીએ...*
  અને જાવ તો દંડ થાય. ત્યાં દલીલ ન ચાલે કે ‘હું તો ગ્રીન સિગ્નલ જોઈને ગયો.’
  તે રીતે, સિગ્નલ રેડ હોય અને પોલીસ ઇશારો કરે, તો તમે જાવ પણ ખરા જ.
  તેનું કારણ એ છે કે, સિગ્નલ પ્રોગ્રામિંગ પ્રમાણે ચાલ્યા કરે. પણ તે કાળે પરિસ્થિતિ જોઇને પોલીસ જે નિર્ણય કરે, તે સિગ્નલ કરતાં મહત્ત્વનો છે.
  અમારા ગુરૂદેવ કહેતા – સિગ્નલના સ્થાને શાસ્ત્રોના વચન છે. પોલીસના સ્થાને ગુરૂદેવ.
  **શાસ્ત્રવચન તો ત્રણે કાળ માટે લખાયેલા છે. વર્તમાનકાળની પરિસ્થિતિને જોઇને ગુરૂદેવ જે નિર્ણય કરે, તે જ આખરી ગણાય.**
- **શાસ્ત્રોમાં શબ્દોની મર્યાદા હોય છે. બધી જ પરિસ્થિતિમાં શું કરવું ? તે શાસ્ત્રકાર જણાવી શકે નહીં. સામાન્ય દિશાસૂચન કરે.**
  એટલે, તે-તે પરિસ્થિતિમાં ગુરૂ જે નિર્ણય કરે, તે જ આખરી ગણાય.
- પ્રભુશાસનની એક અપ્રતિમ વિશેષતા તમને અહીં જોવા મળશે.
  **ભગવાન પોતે કહે છે – ‘મારી આજ્ઞા કરતાં ગુરૂની આજ્ઞા બળવાન્ છે !’**
- અમારા પૂ. ગચ્છાધિપતિશ્રીએ એકવાર સરસ હિતશિક્ષા આપેલી – **જીવંત ગુરૂના વચન સામે સ્વર્ગસ્થ ગુરૂનું વચન ગૌણ બને.**
- મારા ગુરૂદેવ મને કંઇ કરવાનું કહે, તો મારે એમ ન કહેવાય કે - ‘દાદા ગુરુદેવ તો જુદું કહેતા હતા.’
  કારણકે, દાદા ગુરૂદેવે કહ્યું હોય ત્યારની પરિસ્થિતિ જુદી હતી. વર્ષો વીતી ગયા પછીની પરિસ્થિતિ જુદી હોય. ત્યારે વર્તમાન પરિસ્થિતિમાં ગુરૂદેવ જે કહે તે જ સ્વીકારવાનું હોય.

અને જો સ્વર્ગસ્થ ગુરૂદેવને આગળ કરવાના હોય, તો પછી સુધર્માસ્વામી ભગવંતે જે કહ્યું – તે જ કરવાનું આવે... કારણકે બધા ગુરૂના તે ગુરૂ છે.

- આ વાત બીજી રીતે સમજાવું...

  આ મુ. શ્રી મૃદુસુંદરવિ. મારા ગુરૂભાઈ છે. હું તેમને કંઈક કરવાનો આદેશ કરું... ત્યારે તેઓએ એવી દલીલ ન કરાય કે 'આપણા (અમારા બંનેના) ગુરૂદેવે તો જુદું કહ્યું છે...'

  કદાચ તેઓ તેવી દલીલ કરે, અને હું જો મારા ગુરૂદેવને ફરિયાદ કરું, તો નિશ્ચિતપણે ગુરૂદેવ તેમને ઠપકો આપે.

  'મેં ભલે કાંઈપણ કહ્યું હોય – ત્યાંની પરિસ્થિતિમાં ભવ્યસુંદરવિ. જે નિર્ણય કરે, તે તમારે સ્વીકારી જ લેવાનો...'

  તેનું કારણ એ છે કે, ગુરૂદેવે સામાન્યથી વાત કરી હોય, અહીંની વર્તમાન પરિસ્થિતિ જુદી હોય – તેમાં નિર્ણય કરવાનો અધિકાર મને આપ્યો જ હોય.

- હજી એક દૃષ્ટાંત આપું.

  વિહારમાં બધા ૧૦-૧૧ સાધુઓ ભેગાં ન ચાલી શકે – બધાની ઝડપ જુદી-જુદી હોય. એટલે ૨-૩ ની ટુકડીઓ પાડીએ.

  કયા રસ્તે જવાનું – તે મેં બધાને જણાવ્યું હોય.

  હવે ૧ ટુકડીને રસ્તામાં કોઈ માણસ મળે – અને બીજો શોર્ટકટ બતાવે – અથવા જે રસ્તે જવાનું નક્કી થયું હોય ત્યાં પાણી છે – એમ કહીને બીજો રસ્તો બતાવે, ત્યારે તેમાંના વડીલ એમ નિર્ણય કરે કે રસ્તો બદલી નાખવો, તો બાકીના બંનેએ તેને અનુસરવું જ પડે. તેમાંનો કોઈ દલીલ કરે કે 'ગુરૂદેવે તો પેલા રસ્તે જવાનું કહેલું.' તો ખબર પડે ત્યારે હું ઠપકો જ આપું...

  *સભા : બીજા સાધુઓ ચર્ચા કરી શકે... ?*

  ચર્ચા કરીને નિર્ણય કરવો – બીજાની સલાહ લેવી – કે એમ જ નિર્ણય કરવો – તે બધું વડીલે જ નક્કી કરવાનું હોય.

- અહીં વડીલનો અર્થ જ્ઞાની-વ્યવહારકુશળ, જેને ગુરૂએ અધિકાર સોંપ્યો હોય – તે સમજવાનો છે.

  દીક્ષા પર્યાયમાં મોટા હોવા છતાં ઓછું ભણેલા હોય – નાની ઉંમરના હોય – વ્યવહારસૂઝ ન ધરાવતા હોય – તો ગુરૂ બીજાને પણ અધિકાર સોંપે.

- આ વાતમાં પ્રાચીન દૃષ્ટાંતો જોઈએ.

- દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ પ્રભુ વીર પછી લગભગ ૧૦૦૦ વર્ષે થયા. તેમણે ૫૦૦ આચાર્યો સાથે ૧૩ વર્ષ વલભીપુરમાં રહીને તે કાળે ઉપલબ્ધ બધાં જ ગ્રંથો – જેનું પ્રમાણ ૧ કરોડ શ્લોક હતું – તે લખાવ્યા. તે પૂર્વે બધું લખાયું નહોતું. કેમ ?

  *સભા : બધા યાદ રાખી શકતા હોવાથી જરૂર નહોતી.*

  જરૂર ન હોય – તે કામ ન થાય – તેવો નિયમ નથી.

  વાસણામાં ૭-૮ દેરાસર છે. નવાની જરૂર નથી – દરેક વ્યક્તિની નજીકમાં છે જ. તેથી કોઈ પોતાના બંગલામાં ન જ બનાવે – તેવું જરૂરી નથી. અને બનાવે તો વિરોધ પણ ન થાય.

- હકીકત એ છે કે શાસ્ત્રમાં જ, શાસ્ત્રો લખવાનો નિષેધ છે.

  એક અક્ષર લખવાનું પણ પ્રાયશ્ચિત્ત છે. સાધુઓને પુસ્તક રાખવાનો ય નિષેધ છે, પાનું ફેરવવામાં ય વિરાધના બતાવી છે. એટલે પૂર્વે શાસ્ત્રો લખાયા નહોતા.

  દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણને લાગ્યું કે – કાળ બદલાયો. હવે શાસ્ત્રો યાદ નહીં રહે. નહીં લખીએ

તો ભૂલાઇ જશે – નાશ પામશે. એટલે બધું જ લખવાનો નિર્ણય કર્યો.

આને કદાચ 'ક્રાંતિ' જ કહી શકાય. ૧ અક્ષર લખવાની મનાઇ હોય અને ૧ કરોડ શ્લોક લખવાનું નક્કી કરવું, તે સાહસ જ છે ને ?

છતાં બધા આચાર્યોએ પણ તેમની વાત સ્વીકારી... અને તો જ આપણે શ્રુતજ્ઞાન પામ્યા. તો જ શાસન ટક્યું !

તે વખતે મારા જેવા – જડ બુદ્ધિવાળાઓએ - વિરોધ પણ કર્યો હશે. પણ તેમને અવગણીને પણ દેવર્દ્ધિગણિએ લખાવ્યું... જો ન લખાવ્યું હોત તો... ?

- અત્યારે અમે જે આચાર પાળીએ છીએ – તેમાં પ્રભુની આજ્ઞા અનુસારે ૧૦-૨૦% હશે... બાકીનું તો પછીના ગુરૂ ભગવંતોએ બદલેલું છે.
- શાસ્ત્રોમાં 'તરપણી-ચેતના' નામના ઉપકરણ જ નથી. તરપણીનું સંસ્કૃત નામ શું ? તે મને આજે ય ખબર નથી.

  એટલું જ નહીં – શાસ્ત્રો તો મોટા પેટ-સાંકડા મોઢાવાળા ઉપકરણની મનાઇ કરે છે – એટલે તરપણીની મનાઇ છે.

  છતાં શ્વેતાંબર મૂર્તિપૂજક બધા જ સાધુઓ રાખે છે – દીક્ષાના દિવસે ચડાવો બોલીને વહોરાવાય છે.

  અને કોણે ? ક્યારે ? તરપણી અપનાવી ? માન્ય કરી ? તેનો પણ શાસ્ત્રમાં ઉલ્લેખ નથી. છતાં ગુર્વાજ્ઞાથી જ તે માન્ય થાય છે.

  આજે તરપણીની મનાઇ કરીને પાત્રામાં જ દૂધ-દાળ – બધું લાવવાનું કહેવાય તો કોને ફાવે ?
- શાસ્ત્રોમાં ગોચરી માટે એક જ પાત્રુ રાખવાનું વિધાન છે. રોટલી-દાળ-ભાત-શાક-દૂધ... બધું એકમાં જ વહોરવાનું... આવો નિયમ કરાય, તો કોણ દીક્ષા લેવા તૈયાર થાય ?
- એટલે **પડતા કાળમાં શાસન બચાવવા – સાધુસંસ્થા ટકાવવા માટે ગીતાર્થ ગુરૂ ભગવંતોએ આ આચારો બદલ્યા – તો શાસન ટક્યું છે.**
- **દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવને અનુસારે ફેરફાર ન કરાય, તો કોઇ સંસ્થા ટકી શકે નહીં.**

  એટલે જ ભગવાને પોતાની આજ્ઞાને બદલવાની ગીતાર્થ ગુરૂ ભગવંતોને છૂટ આપી છે !
- અહીંયા એક પ્રશ્ન થઇ શકે.

  ગીતાર્થ પણ કેવળજ્ઞાની નથી, છદ્મસ્થ છે. તેમની પણ ભૂલ થઇ શકે.

  તેઓ આજ્ઞા કરવામાં ભૂલ કરે, તો તેનું પાલન કરનાર શિષ્યને લાભ થાય કે નુકસાન ?

  તો આવશ્યક નિર્યુક્તિમાં શાસ્ત્રકાર કહે છે, **સંવિગ્ન-ગીતાર્થના વચનને અનુસરનાર શિષ્યને એકાંતે લાભ જ થાય !**

---

## વિરતિ

- પ્રભુશાસનની અનેક અદ્‌ભુત વિશેષતાઓમાં એક છે – વિરતિ – એટલે પચ્ચક્ખાણ પૂર્વકનો ત્યાગ.
- જૈનધર્મમાં જેવી રોજે રોજના પચ્ચક્ખાણની વ્યવસ્થાઓ છે, તેવી દુનિયાના કોઇ ધર્મમાં નથી.
- કર્મ બંધાવાના ચાર કારણો છે.

  ૧) **મિથ્યાત્વ** – પાપને પાપરૂપે માનવું જ નહીં.

  ૨) **અવિરતિ** – પાપના ત્યાગનો નિયમ ન હોવો.

  ૩) **કષાય** – પાપનો રસ હોવો.

૪) **યોગ** – પાપની પ્રવૃત્તિ હોવી.

{આ વ્યાખ્યાઓ સ્થૂળથી છે, પાપના સંદર્ભમાં બતાવી છે. વાસ્તવિક વ્યાખ્યા જુદી છે.}

- ઉદાહરણ રૂપે,
  રાત્રિભોજનને પાપ માને જ નહીં - તે મિથ્યાત્વ.
  રાત્રિભોજનના ત્યાગનો નિયમ ન હોય - તે અવિરતિ.
  રાત્રિભોજનમાં મજા આવે - રસથી કરે - તે કષાય.
  રાત્રે ખાવું – તે યોગ...
- આપણે અત્યાર સુધી સાંભળતા આવ્યા છીએ કે – કર્મનો બંધ પરિણતિથી થાય છે, પ્રવૃત્તિથી નહીં.
  અને અહીં 'યોગ' ને – એટલે કે - પ્રવૃત્તિને પણ કર્મબંધનું કારણ કહ્યું છે.
  તો રહસ્ય શું ? તે સમજવા પ્રયાસ કરીએ.
- કર્મ બંધાય ત્યારે ચાર વસ્તુ નક્કી થાય.
  1. પ્રકૃતિ (સ્વભાવ) – કર્મ શું ફળ આપશે ? દા. ત. રોગ લાવશે (દુઃખ આપશે), દેવલોકમાં લઈ જશે, સંપત્તિ ન મળે – તેવા અંતરાય બાંધશે વગેરે...
  2. સ્થિતિ (કાળ) – કર્મ કેટલો સમય રહેશે ? કેટલો સમય ફળ આપશે ?
  3. રસ (તીવ્રતા) – કર્મનું ફળ કેટલું તીવ્ર હશે ? દા. ત. માથા – પગનો દુઃખાવો સામાન્ય હોય, દાઢ – પથરીનો દુઃખાવો તીવ્ર હોય..
  4. પ્રદેશ (જથ્થો) – કેટલા કર્મ બંધાયા ?

  *{આ ચારમાં પ્રદેશનું વિશેષ મહત્ત્વ નથી. }*
- જ્યારે માત્ર યોગ હોય, કષાય વગેરે બિલકુલ ન હોય ત્યારે કર્મ બંધાય ખરા, પણ
  ૧) પ્રકૃતિ - શાતા વેદનીય એક જ બંધાય.
  ૨) સ્થિતિ – માત્ર બે સમયની હોય. જે સમયે બંધાય તેના બીજા સમયે ભોગવાઈને ખપી જાય.
  ૩) રસ – બિલકુલ ન હોય.
  *{આ અવસ્થા ૧૩-૧૪ મા ગુણસ્થાનકે – કેવલજ્ઞાનીને જ હોય છે. એને ઈર્યાપથિકી કર્મબંધ કહેવાય છે. }*
  એટલે આ કર્મબંધનું કોઈ ફળ ન હોવાથી, એમ કહેવાય છે કે પ્રવૃત્તિથી કર્મબંધ થતો નથી, પરિણતિથી થાય છે.
- *સભાઃ ત્યારે પાપની પ્રવૃત્તિ હોય ?*
  કેવલિને પાપ પ્રવૃત્તિ ક્યાંથી હોય ?
  જો કે કેવલિ પણ નદી ઉતરે, તેમાં પાણીના જીવોની વિરાધના થાય – એટલે સ્વરૂપથી હિંસા હોય...
- આપણાં બધા માટે જે એમ કહેવાય કે – કર્મબંધ પ્રવૃત્તિથી નહીં, પરિણિતિથી થાય છે – તેનો અર્થ આ રીતે કરવાનો **- દેખીતી રીતે હિંસા વગેરે પાપની પ્રવૃત્તિ હોવા છતાં, જો પરિણતિ શુભ હોય – તો પુણ્ય જ બંધાય; પાપ નહીં.**
  જેમ કે તમે પ્રભુ-ભક્તિના ભાવથી દેરાસરમાં કાજો લો – પોતું કરો, તો પાણીના જીવોની, નાનાં ત્રસ જીવોની વિરાધના થાય છે, તે હિંસા હોવા છતાં અંતરમાં પ્રભુભક્તિના ભાવ હોવાથી પુણ્ય બંધાય.
- અને **અંતરમાં અશુભ ભાવ રાખીને કોઈ શુભ પ્રવૃત્તિ કરે, તો પાપ બંધાય..**

જેમ કે પારધિની પક્ષીને દાણાં નાખવાની પ્રવૃત્તિ, દેખીતી રીતે શુભ હોવા છતાં, પક્ષીઓને જાળમાં ફસાવીને પકડવાના આશયથી થતી હોવાથી પાપ બંધાવે...

- **પરિણતિના** બે ભાગ પડે છે.
  ૧) **વ્યક્ત** – જેને **'ઉપયોગ'** કહીએ છીએ.
  ૨) **અવ્યક્ત** – જેને **'સંસ્કાર'** કહેવાય છે.
- હાલ તમે વ્યાખ્યાન સાંભળી રહ્યા છો. તમારો ઉપયોગ તો જિનવાણી સાંભળવા – સમજવામાં છે – એટલે શુભ જ છે. પણ અચાનક મચ્છર કરડે, તો ત્યાં હાથ ફરી જાય; મચ્છર પ્રત્યે અપ્રીતિનો અશુભ ભાવ તરત આવી જાય છે.. કેમ ? કારણકે અંદર 'સંસ્કાર' રૂપે શરીરના રાગનો પરિણામ પડ્યો જ છે, નિમિત્ત મળવાથી તે જાગ્રત થઈ જાય છે – 'ઉપયોગ' રૂપે આવી જાય છે.
  અત્યારે તમારો ઉપયોગ વ્યાખ્યાનમાં છે. તમારા ખિસ્સામાં રહેલો મોબાઈલ વાઈબ્રેટ થાય – તમે મેસેજ જુઓ – ખબર પડે કે હાલ નીકળી જાઉં તો સોદો થાય તેમ છે – તો તમે નીકળી પણ જાવ.. કારણકે 'લોભ' ના સંસ્કાર અંદર પડેલા છે, જે જાગ્રત થાય છે.
  આવા અનેક સંસ્કારો આપણી અંદર પડેલા છે..
- **કર્મબંધ જેમ 'ઉપયોગ' રૂપ પરિણતિથી થાય છે, તેમ 'સંસ્કાર' રૂપ પરિણતિથી પણ થાય છે.**
  એટલે, અત્યારે તમારો ઉપયોગ વ્યાખ્યાન સાંભળવાનો (શુભ) હોવાથી જેમ પુણ્ય બંધાય છે, તેમ અનેક અશુભ સંસ્કારો (રાગ, દ્વેષ, લોભ વગેરે) હોવાથી તેનાથી પાપ પણ બંધાય છે..
  એવી રીતે સમકિતી જીવ ધંધો કરતો હોય ત્યારે ઉપયોગ – અશુભ હોવાથી પાપ બંધાય, તેમ દેવ-ગુરૂ પરના રાગ વગેરે શુભ સંસ્કારોથી પુણ્ય પણ બંધાય...
- *સભા : નિમિત્ત મળવાથી ઉપયોગ બદલાયો એમ ન કહેવાય ?*
  ઉપયોગ બદલાય છે, એ વાત સાચી.. પણ તેનું કારણ સંસ્કાર છે..
  તમે અત્યારે દીવાલમાં ખીંટી પર થેલી લટકાવી હોય, અને કોઈ લેતું જોવા મળે તો તમારો ઉપયોગ તરત જશે. બીજા કોઈની થેલી કોઈ લેતું હોય તો ઉપયોગ તરત નહીં જાય..
  કારણ શું ? – તમારી થેલી પર 'મમત્વ' ના સંસ્કાર છે – તે જ તમારો ઉપયોગ બદલે છે.
  છાપામાં ભારત-પાકિસ્તાનની મેચના સમાચાર હોય – તેની બાજુમાં ઈંગ્લેન્ડ-ઓસ્ટ્રેલિયાની મેચના હોય.. તમે ભારતના વાંચશો – બીજા નહીં.. તમારો ઉપયોગ બદલનાર – ભારત પ્રત્યેનું તમારું મમત્વ છે.. એ સંસ્કાર છે..
- અમને પણ સંસ્કાર હોય છે.. આખો દિવસ સ્વાધ્યાય વગેરે શુભ ઉપયોગ હોય – તો પણ – ગોચરીમાં 'ભાવતી' વસ્તુ આવે તો 'રાગ' ઉપયોગ રૂપે આવી જાય છે; કારણકે સંસ્કારમાં રાગ હતો.. જેને ભાવતી-અણભાવતી એવો ભેદ જ ન હોય – સંસ્કારમાં પણ રાગ ન હોય – તેને ઉપયોગમાં પણ ન આવે.
- અધ્યવસાય–પરિણામ–ભાવ–પરિણતિ આ બધા એક જેવા અર્થને જણાવનારા શબ્દો છે.
  વિચાર – એ માત્ર વ્યક્ત ઉપયોગને જ જણાવે છે, સંસ્કારને નહીં..
  *(જો કે અસંજ્ઞી જીવોને વિચાર ન હોવા છતાં ઉપયોગ હોય છે.)*
- દુનિયાના બીજા બધા ધર્મો કદાચ – વિચારરૂપ ભાવથી કર્મનો બંધ - શુભ-અશુભ ફલ માને છે - કહે છે..
  **એકમાત્ર જૈન ધર્મ જ, સંસ્કારરૂપ ભાવથી કર્મનો બંધ - શુભ-અશુભ ફળ માને છે – કહે છે..**

આ પ્રભુના શાસનની અદ્‌ભુત વિશેષતા છે.

- *સભા : પણ મુખ્ય કારણ તો ઉપયોગ જ હોય ને .. ?*

  સંસ્કાર બળવાન્ હોય તો તેનાથી થતો કર્મબંધ પણ બળવાન્ હોય છે.. સંસ્કારથી થતો કર્મબંધ નબળો જ હોય.. એવું માની લેવું નહીં...

  *સભા : બળવાન્ હોય તેને જ સંસ્કાર કહેવાયને ?*

  ના. સંસ્કારમાં તરતમતા પણ હોય છે.

  એક દીકરા પર વધુ રાગ, બીજા પર ઓછો – એવું બને છે.

  એક દાગીના પર વધુ રાગ, બીજા પર ઓછો – એવું બને છે.

  સંસ્કાર જેટલા બળવાન્ હોય, તેટલા જલ્દી જાગ્રત થાય.

- જ્ઞાનના પણ ઉપયોગ અને સંસ્કાર એમ બે ભેદ પડે.

  તમને મારું નામ ખબર છે.. તમે ઘરે હો, ત્યારે મારું નામ જાણતા હોવા છતાં તે 'ઉપયોગ' માં નથી, સંસ્કારરૂપે છે.

  અહીં આવો ત્યારે 'ઉપયોગ' રૂપે આવી જાય છે.

  ઘણીવાર કેટલીક ચીજ માટે એવો અનુભવ થાય કે 'હૈયે છે, પણ હોઠે નથી..' એનો અર્થ એ જ છે કે સંસ્કાર છે, પણ ઉપયોગમાં નથી.. કોઈ Hint આપે – કોઈક કડી દેખાડે – તો સંસ્કાર જાગ્રત થઈ જાય – અને ઉપયોગ આવી જાય..

- આ પદાર્થ સ્પષ્ટ સમજાયા પછી, જિનશાસનના અનેક પદાર્થો સમજાવા સરળ થઈ જશે..

  એટલે અઘરું લાગે તો પણ ચીવટપૂર્વક સમજવાનો પ્રયાસ કરશો.

- 'અવિરતિ' થી કર્મબંધ કેમ થાય ?

  એટલે કે જે પાપ ન કરતાં હોઈએ, તેનો પણ ત્યાગનો નિયમ ન હોય તો કર્મ કેમ બંધાય ?

  એ પદાર્થ હવે બહુ સરળતાથી સમજાશે..

- **પાપ કરતાં નથી – એટલે તેનો ઉપયોગ નથી..**

  **છતાં, તેના સંસ્કાર છે. (એટલે જ તો તેના ત્યાગનો નિયમ લેતા નથી) – એના કારણે કર્મબંધ થાય છે.**

  આ વાત દૃષ્ટાંતથી સરળતાથી સમજાશે..

- તમારામાંથી 'ક્યારેય વિદેશમાં ન જવું..' આવો નિયમ કેટલાને છે ?

  બે-પાંચ જણાને હશે. બાકી બધાને નથી..

  બાકીના ૨૫૦ માંથી ૨૦૦ એવા હશે – જેને વિદેશ જવાની કોઈ હાલ ઉપયોગ રૂપે ઈચ્છા પણ નથી અને કોઈ તેવી શક્યતા પણ નથી.. છતાં નિયમ કેમ નથી લેતા ?

  *સભા : કદાચ 'ચાન્સ' મળી જાય..*

  બસ, એનું જ નામ સંસ્કાર.. હાલ તેવી ઈચ્છા ન હોવા છતાં, કદાચ ચાન્સ મળી જાય તો જઈ આવવાની તૈયારી-ઈચ્છા અંદર સંસ્કારરૂપે પડી છે, તે જ કર્મ બંધાવે છે. તેનું જ નામ અવિરતિ છે.

- **વિરતિ-પચ્ચક્ખાણ – સંસ્કારને બદલી નાખે છે.**

  એ વાત દૃષ્ટાંતથી સમજાવું.

  અત્યારે વરસાદ પડે છે. રસ્તાઓ ભીનાં છે. તમે વ્યાખ્યાન પૂરું થયા પછી બહાર જશો – પાણી પર પગ મૂકશો.

  ત્યારે 'અરર ! પાણી પર પગ મૂકવો પડ્યો.. વિરાધના થઈ !' એવી અરેરાટી કેટલાને થશે ?

બહુ ઓછાને – ૨૫૦ માંથી ૨૦-૨૫ને પણ નહીં..

અને સંવત્સરીના પૌષધ કર્યો હોય.. દેરાસરે જવાના રસ્તામાં પાણી હોય.. તમારે પાણી પર પગ મૂકીને જવું પડે.. તો બધાને અરેરાટી થાય. કેમ ?

પૌષધના પચ્ચક્ખાણે – પાણીની વિરાધના ન કરવાના સંસ્કાર ઊભા કર્યા - મજબૂત કર્યા..

આ તમારો બધાનો સ્પષ્ટ અનુભવ છે.

- *સભા : નિયમ લેવા છતાં પણ અંદર ઈચ્છા હોય જ તો?*

નિયમ ઈચ્છાનો સર્વથા નાશ ન કરે, તો પણ નબળી તો પાડે જ. પેંડાની બાધા હોય, તેને પેંડો જોવાથી ખાવાની ઈચ્છા થાય, તો પણ તે તેને શમાવશે, દમન કરશે.. ખાશે તો નહીં જ.. જેને બાધા નથી – તે તો ખાઈ જ નાખશે..

આમ નિયમથી સંસ્કાર નબળા પડે..

અને ઘણાં લાંબા સમય સુધી નિયમ પાળવાથી ધીરે ધીરે સંસ્કાર સર્વથા નાશ પામે; બિલકુલ ઈચ્છા ન રહે – તેવું પણ આપણે અનુભવીએ છીએ જ..

- **ધર્મની આરાધના માત્ર ઉપયોગ બદલવા નથી, સંસ્કાર બદલવા માટે છે.. અશુભ સંસ્કાર ઘટાડવા-શુભ સંસ્કાર પાડવા માટે છે.**

અશુભ સંસ્કારો અનાદિ કાળથી છે, અનંત ભવોના છે.

તેનો નાશ કરવા માટે સેંકડો કે હજારો ભવોની સાધના જોઈએ – એમ ષોડશકમાં હરિભદ્રસૂરિ મ. એ કહ્યું છે.

- કાંટો લાગ્યો હોવા છતાં ડંખે નહીં, તો કાઢવાનો પુરૂષાર્થ ન થાય, નીકળે નહીં.

ડંખ્યા પછી તો કાઢે છૂટકો થાય – ભલે ઓપરેશન કરવું પડે.

એકવાર અશુભ સંસ્કાર ડંખશે, તો નીકળે છૂટકો થશે.

- **મુશ્કેલી એ છે કે રાગ-દ્વેષના અશુભ સંસ્કારો આપણને ડંખતા પણ નથી !**

---

## પરિણતિ – પરિણામ – ૧

- **કોઈપણ પ્રવૃત્તિથી થતા કર્મબંધનો આધાર, તે વ્યક્તિના અંતરમાં રહેલી પરિણતિ છે, તે પ્રવૃત્તિથી બહાર શું પરિણામ આવે છે; તે નહીં.**

મારા વ્યાખ્યાનમાં ૧૦૦ માણસ સાંભળવા આવે કે ૧૦૦૦ આવે, તેનાથી મારા પુણ્યબંધમાં ફરક પડતો નથી.

મારા પુણ્યબંધનો આધાર, મારા અંતરમાં રહેલી (શ્રોતાઓને સન્માર્ગ બતાવવાની) કરૂણા ભાવના, ગુરૂદેવની આજ્ઞાનું પાલન, સંઘ પ્રત્યેનું કર્તવ્ય નિભાવવાની ભાવના, ભવાંતરમાં જિનવચન મને મળે તે માટે બીજાને આપવાની ભાવના... એ બધા પર રહેલો છે.

- *સભા : સંખ્યા વધે, તો ભાવ પણ વધે ને ?*

અલબત્ત, સંખ્યાથી ભાવ વધે, તો પુણ્યબંધ વધી શકે. પણ સંખ્યાથી ભાવ વધે જ, તેવો નિયમ નથી. જિજ્ઞાસુ – સુપાત્ર એવી એક વ્યક્તિને ઉપદેશ આપવામાં પણ ઉચ્ચ કોટિની કરૂણા ભાવના હોઈ શકે છે; અને ૧૦૦૦ ની સભામાં વ્યાખ્યાન કરવામાં પણ કંટાળો આવી શકે છે. અને સંખ્યાથી ભાવમાં ફરક પડે તો પણ, પુણ્યબંધનો આધાર તો ભાવ જ છે, સંખ્યા નહીં.

તેવી જ રીતે, **આવેલા શ્રોતાઓમાં કોઈ જ ન સમજે કે પામે – સુધરે; તેનાથી પણ મારા પુણ્યબંધમાં ફરક પડતો નથી. અને બધા જ સમજે કે પામે – તેનાથી પણ પુણ્યબંધમાં ફરક**

**પડતો નથી.**

દાખલા તરીકે, હું રાત્રિભોજનના ત્યાગની પ્રેરણા કરતું પ્રવચન કરું; અને કોઇ જ રાત્રિભોજન ન છોડે કે બધા જ છોડી દે – મારા પુણ્યબંધમાં તેનાથી ફરક પડતો નથી. મારો પુણ્યબંધ તો મારી કરૂણા ભાવના પર જ આધાર રાખે છે.

- *સભા : કોઇ જીવ આપના પ્રવચનથી જીવનભર રાત્રિભોજન છોડે, તેનો લાભ આપને ન મળે?*

  તેમાં જે લાભ મળે, તે મારી કરૂણા અને તેનાથી કરાતી ઉપદેશની પ્રવૃત્તિના કારણે; સામેવાળો છોડે કે ન છોડે તેના આધારે નહીં...

- *સભા : શાસ્ત્રોમાં કરણ-કરાવણ-અનુમોદન એમ ત્રણેનું ફળ બતાવ્યું છે ને ?*

  ત્યાં 'કરાવણ' નો અર્થ – બીજાને કરાવવાની પોતાની ભાવના અને તેને અનુસરતો પુરૂષાર્થ જ સમજવાનો છે. સામેવાળો કરે કે ન કરે, તેનાથી ફરક નથી પડતો. હા, તે કરે તેનાથી એક જીવ ધર્મ પામ્યો તેનો આનંદ થાય – તેના ધર્મની અનુમોદના થાય – તો તેનું ફળ વધે; તે જુદી વાત છે. અને ઉપદેશ સફળ થવાથી ઉપદેશનો ઉલ્લાસ વધે – કરૂણા વધે – તો પુણ્યબંધ વધે તે પણ સંભવ છે.

  અને ઉપદેશ નિષ્ફળ જવાથી ઉલ્લાસ ઘટે – અરૂચિ થાય તો પણ પુણ્યબંધ ઘટે, એ પણ સંભવ છે.

- *સભા : એ તો બધાને થાય જ ને ?*

  ના. કેવલિ ઉપદેશ આપે, કોઇ પામે કે ન પામે – કેવલિને શું ફરક પડે ?

  *સભા : સંસારમાં રહેલાની વાત છે.*

  મારો ઉપદેશ નિષ્ફળ જાય તો મને અરૂચિ થાય જ – તેવું તમે માની લો – તો મારું Devaluation કર્યું કહેવાય. તમે દરેક ઉપદેશકની કક્ષા એટલી નીચી શા માટે માની લો છો ? જો કે મારી કક્ષા બહુ ઊંચી નથી – મને તેવા રાગ-દ્વેષ થઇ શકે છે; પણ એવા સ્થિતપ્રજ્ઞ મહાપુરૂષો હોય છે – જેમને આ બધાની કોઇ અસર ન થાય.

- ઈર્લામાં પૂ. ગચ્છાધિપતિશ્રી પાસે હું બેઠો હતો. અન્ય સમુદાયના એક આચાર્ય ભગવંત વંદન માટે પધાર્યા.

  વંદન કરીને સાહેબની ખૂબ પ્રશંસા કરી... 'આપની નિશ્રામાં ૧૨૦૦ સિદ્ધિતપ થયા...' વગેરે વગેરે...

  મારા જેવાના ચહેરા પર તો તરત આનંદના ભાવ આવી જાય. પણ સાહેબના મોઢાની રેખા પણ ન ફરી. તે મહાત્માએ વાત પૂરી કરી. પછી સાહેબ એટલું જ બોલ્યા - 'સબ પુદ્ગલકી બાજી...!' અર્થાત્ એ તો બધા કર્મના ખેલ છે.

  આવા ઉદાસીન મહાપુરૂષો હોય છે.

- મારી પાસે કોઇ જિજ્ઞાસુ આવે. હું એક કલાક ઉપદેશ આપું. તે કદાચ કશું ન પામે – તો શું મને પુણ્યબંધ ના થાય ?

  થાય જ. મેં કરૂણાથી પુરુષાર્થ કર્યો એટલે થાય. સામેવાળો પામે કે ન પામે.

  અને કોઇ પામી જાય. દીક્ષા લઇ લે, તો શું વધારે પુણ્યબંધ થાય ?

  ના. તેવો ય નિયમ નથી. મારા પુણ્યબંધનો આધાર મારી કરૂણા છે.

- *સભા : કોઇ દીક્ષા લે, અને કરૂણા વધે, તો સારું જ છે ને ?*

  કોઇ દીક્ષા લે અને કરૂણા વધે, તે સારું ? કે પહેલેથી એવી ઉત્કૃષ્ટ કરૂણા હોય કે જેમાં વધારો થઇ જ ન શકે – તે સારું ?

સીધી વાત છે કે પહેલેથી ઉત્કૃષ્ટ કરૂણા હોય તે સારું..

અલબત્ત આપણે બધાં છદ્મસ્થ છીએ. આપણાં ભાવોમાં હાનિ-વૃદ્ધિ થતી જ રહે છે. અત્યારે આપણે પદાર્થ સમજવાનો છે, કે પુણ્યબંધનો આધાર આંતરિક પરિણતિ છે, બાહ્ય પરિણામ નહીં...

- આગળ ચાલીએ... મારાથી પ્રતિબોધ પામીને કોઇ મારી પાસે દીક્ષા લે કે બીજાની પાસે લે. મારા પુણ્યબંધમાં શો ફરક પડે ? કશો નહીં... જો દીક્ષા લે કે ન લે, તેનાથી ફરક નથી પડતો; તો પછી મારી પાસે લે કે બીજા પાસે લે – તેમાં શો ફરક પડે ? ન જ પડે...
- કોઇ દીક્ષા લે, તેમાં આનંદ થાય – તે સમ્યક્ત્વ છે. પણ મારી પાસે લે, તેમાં આનંદ થાય; બીજા સંવિગ્ન પાસે લે તો ન થાય કે ઓછો થાય – તો તે મારા સમ્યક્ત્વમાં ખામી છે. (મોહના કારણે પુત્રાદિને દીક્ષામાં પ્રતિબંધક બને, તે સમ્યક્ત્વની ખામી ન પણ હોય; પણ પોતાની પાસે-પોતાના ગ્રુપમાં -પોતાના સમુદાયમાં નથી થતી, તેનું દુઃખ હોય તો સમ્યક્ત્વની ખામી ગણાય. )

જો મને આ વાત આત્મસાત્ થઇ જાય; તો પછી શિષ્ય બનાવવાનો મોહ થાય ખરો ?

કારણકે શિષ્ય થાય કે ન થાય; વધુ થાય કે ઓછા થાય – મને શું ફરક પડે ?

*સભા : આમ કહેશો તો પછી નિશ્ચય જ પકડાશે, વ્યવહાર છૂટી જશે. 'મારામાં કરૂણા છે. તેનાથી જ પુણ્યબંધ થાય છે. ઉપદેશ આપવાની જરૂર શી ?' એવા વિચારો આવશે.*

કોઇ માણસ એમ કહે કે - 'મને દુઃખી પ્રત્યે ખૂબ કરૂણા છે, હું ઉદાર છું...'; પોતાની પાસે લાખોની સંપત્તિ હોય; અને ઘરે આવેલા દુઃખી યાચકને ખાલી હાથે તગેડી મૂકે – તો તેની કહેવાતી કરૂણા-ઉદારતા એ ખોખલી વાતો જ કહેવાય કે બીજું કાંઇ ?

- **કરૂણાવંત-ઉદાર-સમર્થ હોય તે બીજાને સહાયતા કર્યા વિના રહી જ ન શકે.**

મારામાં કરૂણા હોય, યોગ્ય જીવ આવે, જિજ્ઞાસા વ્યક્ત કરે, મારી પાસે જ્ઞાન-અધિકાર અનુકૂળતા હોય, તો તેને ઉપદેશ આપ્યા વિના હું રહી જ ન શકું... તેની ઉપેક્ષા કરું તો કરૂણા રહી જ ક્યાં ?

- *સભા : પણ છેવટે તો નિશ્ચય જ કર્મબંધનું કારણ થયો ને ?*

નિશ્ચય અને વ્યવહાર – એક બીજાની આંગળી પકડીને ચાલનારા છે. નિશ્ચય કર્મબંધનું કારણ હોવા છતાં; નિશ્ચય હોય ત્યાં વ્યવહાર આવ્યા વિના રહેતો નથી. એટલે એકલા નિશ્ચયને તત્ત્વ માની ન શકાય... વ્યવહારને છોડી ન શકાય.

- ઓઘ નિર્યુક્તિમાં શ્રુતકેવલિ ભદ્રબાહુસ્વામી કહે છે - **'કોઇ જીવને ક્યારેય પણ, બાહ્ય વસ્તુના આધારે અણુ જેટલો પણ કર્મબંધ થતો નથી. તો પણ, પોતાના પરિણામની વિશુદ્ધિ માટે બાહ્ય પુરૂષાર્થ કરવો જ પડે છે.'**
- *સભા : વ્યાખ્યાનમાં આવવા માટે વાહન પર આવીએ, કદાચ કોઇ જીવ મરી જાય, ત્યાં મારવાનો ભાવ નથી – તો પાપ ન બંધાય ?*

મારવાનો ભાવ ભલે નથી. પણ 'કોઇ જીવ મરી ન જવો જોઇએ. - તેવી કાળજી મારે રાખવી છે.' એવો ભાવ પણ નથી, એટલે કર્મ બંધાય છે – એ જ અવિરતિ છે.

જો તેવો ભાવ હોય, તો વાહનમાં શા માટે આવે ? નીચે જોઇને – ચાલતાં ચાલતાં જ આવે ને ?

*સભા : દોડાદોડી હોય છે.*

એ કારણ છે, કે બહાનું ? તે તમે નિર્ણય કરી લો.

- પ્રવચનમાં ગમે તેટલા આવે, કોઇ પામે કે નહીં – મારો પુણ્યબંધ બદલાતો નથી. પણ તે

પ્રવચન કરવા પાછળ શુભ ભાવ હોય તો.

જો હું પ્રસિદ્ધિ-નામના મેળવવા કે તમને મારા ભગત બનાવવા પ્રવચન કરું – તો પાપ પણ બંધાઇ શકે.

- *સભા : આપે પૂર્વે કહ્યું હતું – વ્યવહારથી પણ ફળ મળે... અને અહીંયા પ્રવચન કરવા છતાં પાપબંધ બતાવો છો, તે તો નિશ્ચય થયો... તો બંનેમાં તત્ત્વ શું ?*

  અભવ્ય જીવ ચારિત્ર પાળે – તે વ્યવહાર છે. તેને ઉપયોગમાં તો જીવરક્ષાનો શુભ પરિણામ છે. એટલે દેવલોક પામે છે – તે વ્યવહારનું ફળ ગણાય. સંસ્કારમાં તો સંસાર-સુખનો તીવ્ર રાગ હોવાથી, અનુબંધ અશુભ પડે છે, મોહનીય કર્મ બાંધે છે – અને સંસાર વધારે છે અથવા ઘટાડતો તો નથી જ.

  પ્રવચન કરતી વખતે પ્રત્યેક ક્ષણે મારો ઉપયોગ એવો હોય કે 'મારી નામના કેમ થાય ? મારા ભક્તો કેમ વધે ?' તો મારો વ્યવહાર પણ અશુદ્ધ ગણાય. તેના કારણે પાપબંધ થાય.

  આ વિષય ગહન છે. અત્યારે પ્રશ્નના જવાબ પૂરતું કહ્યું છે – આનો વિસ્તાર અવસરે કરશું.

  દૃષ્ટાંતરૂપે પારધિ પક્ષીને દાણાં નાંખે – તે વાત કરી જ છે.

- હવે તમારી વાત કરીએ.

  તમારે ત્યાં કોઇ સાધર્મિક આવ્યા, તમે સાચા જાણી-સમજીને ભક્તિભાવથી તેમની ભક્તિ કરી.

  બે-ચાર દિવસ પછી ખબર પડે કે તે છેતરી ગયો.

  તો શું પહેલા બાંધેલું પુણ્ય ચાલ્યું જાય ?

  *સભા : ના... પણ પછી ભાવ બગડે.*

  શા માટે બગાડવાના ? અને બાંધેલું પુણ્ય ધોઇ નાખવાનું ?

  એ સમજાવવા જ આ વ્યાખ્યાન કરું છું. તમે ભક્તિભાવથી સાચા સમજીને ભક્તિ કરી તો પુણ્ય બાંધ્યું જ છે – તે સાચો હોય કે ખોટો – તેનાથી તમારો પુણ્યબંધ બદલાતો નથી.

- હું વ્યાખ્યાન આપું, બીજા દિવસે ખબર પડે કે સાવ નિષ્ફળ ગયું, કોઇ ન પામ્યું – તો શું મારે અફસોસ કરવાનો ?

  મારે તો સંતોષ જ લેવાનો - 'મેં કર્તવ્ય બજાવ્યું – મને પુણ્ય બંધાયું – કોઇ પામે કે ન પામે – મને શો ફરક પડે ?'

- *સભા : પણ એ સમય બીજા સારા કાર્યમાં વાપરી શકાયો હોત ને ?*

  જ્યારે બે વિકલ્પ હોય ત્યારે એવો વિચાર કરાય. બે વ્યક્તિ આવી હોય, એક પાત્ર હોય, બીજી અપાત્ર હોય કે ઓછી પાત્ર હોય કે પાત્રતામાં શંકા હોય; તો તેને સમય ન આપું – પહેલાને આપું – તે બરાબર. પણ એક જ વ્યક્તિ આવી હોય અને પાત્રતા દેખાય – તો સમય આપવાનો. પાછળથી ખબર પડે કે - 'ન પામ્યો' - તો તેમાં અફસોસ શું કરવાનો ?

- તમને સંઘનું કોઇ કાર્ય સોંપાયું. તમે નિષ્ઠાથી – સેવાની ભાવનાથી કર્યું. તમારા પાપના ઉદયે – અણઆવડત કે ગમે તે કારણે – નિષ્ફળતા મળી. તો અફસોસ શા માટે ? તમે શુભ ભાવથી સેવા કરી – તેથી પુણ્ય તો બાંધ્યું જ છે. હા, બીજી વાર શક્તિ ઉપરાંતની જવાબદારી ન લેવાનું નક્કી કરો – તેનો વાંધો નથી. પણ જે કર્યું – તેનું બહાર પરિણામ ભલે ન મળ્યું – તમને અંતરની શુભ પરિણતિથી પુણ્ય તો બંધાય જ છે.

- **નિષ્ફળતામાંથી પાઠ શીખવાની, કાર્યની પદ્ધતિ બદલવાની, ખસી જવાની - ના નથી – અફસોસ ન કરવાની વાત છે.**

- તત્ત્વાર્થ સૂત્રમાં ઉમાસ્વાતિજી મ. એ **સંઘસેવાને તીર્થંકર નામકર્મના બંધનું કારણ કહી છે** ! એવા પુણ્યને અફસોસ કરીને બાળવું શા માટે ?
- તમે ભણવા બેઠા. ૧ કલાક ગોખવા છતાં એક ગાથા ન થઈ, તો બાહ્ય પરિણામ નથી મળ્યું. પણ અંતરમાં રહેલી શ્રુતભક્તિ, તેના પુરૂષાર્થના કારણે જ્ઞાનાવરણ કર્મની નિર્જરા થાય જ છે. તો અફસોસ શા માટે ?

  યાદ રાખો – **૧ કલાકમાં ૧૫ ગાથા ગોખાય કે એકે ન ગોખાય – ગોખવાના પુરૂષાર્થથી સમાન નિર્જરા થાય છે.**
- ઉંમરના કારણે ગાથા ન ચડે – એ ભ્રમ છે.

  મારા ગુરૂદેવની ઉંમર ૭૧ વર્ષ હોવા છતાં આજે પણ ૧૦ મિનિટમાં ત્રણ ગાથા ગોખી શકે છે – ગોખે છે.

  યોગદષ્ટિ સમુચ્ચયમાં હરિભદ્રસૂરિ મ. કહે છે – જેને ભણવાની તીવ્ર ઝંખના છે, તેને સંયોગ (ભણાવનાર વગેરે) ન મળવાના કારણે ન ભણી શકે – તો પણ જ્ઞાનાવરણ કર્મનો ક્ષયોપશમ થયા જ કરે છે.

  એટલે જ્યારે સંયોગ થાય ત્યારે બહુ ઝડપથી ભણી લે. અથવા – સીધું કેવળજ્ઞાન થઈ જાય – ભણવાનું જ ન રહે.
- તમે વ્યાખ્યાન સાંભળવા આવ્યા.

  કદાચ તમારી સમજણશક્તિની બહારના પદાર્થો હતા. એટલે તમે કશું ન સમજ્યા. અથવા તમારા જીવનમાં પૂર્ણપણે રાત્રિભોજન ત્યાગ છે – અને આખું પ્રવચન તેના પર જ હતું – જે કદાચ તમારે ઉપયોગી નહોતું. તો કદાચ વ્યાખ્યાન સાંભળવાનું બાહ્ય પરિણામ ન મળ્યું. પણ જિનવાણી શ્રવણની રૂચિ વગેરે આંતરિક પરિણતિના કારણે જ્ઞાનાવરણ કર્મની-મોહનીય કર્મની નિર્જરા થાય જ છે.

  હવે કહો, વ્યાખ્યાનમાં ન સમજાય, તો પણ જવાનું કે નહીં ?
- ગોરેગામમાં સમકિત ગ્રુપના યુવાનો સમક્ષ પ્રવચન હતું. તીર્થરક્ષા પર તેઓ સરસ નાટક કરે છે.

  મેં તેમને કહેલું - 'કોઈ સંઘે નાટક માટે બોલાવ્યા હોય. ૮૦૦-૧૦૦૦ ઘર હોય. ૫૦૦-૭૦૦ માણસની તમારી ગણતરી હોય. અને ૨૦૦ જણાં જ આવે. તો શું થાય ?'

  *સભા : ઉલ્લાસ ઊડી જાય.*

  શા માટે તેમ કરવાનું ? આપણે તીર્થરક્ષાના – ભક્તિના ભાવથી ગયા છીએ. આપણી પરિણતિનું ફળ-પુણ્યબંધ આપણને મળવાનું જ છે. લોકોની સંખ્યાથી શું ફરક પડે ?
- *સભા : અમને આવું બધું થાય જ છે.*

  તો આપણે સમજવું પડે કે આપણાં રાગ-દ્વેષ તીવ્ર છે. એ ઘટાડવા માટે જ આ વ્યાખ્યાન છે.
- હું તમને કહું – મારા વ્યાખ્યાનની સભા – ૨૦૦ માંથી ૪૦૦ થાય તો આનંદ થાય છે.

  તે આનંદના બે ભાગ છે.

  ૧) વધુ જીવો ધર્મ પામે તેનો આનંદ. તે પ્રશસ્ત કષાય છે, સમ્યક્ત્વ છે.

  ૨) મારો માનકષાય પોષાયાનો આનંદ – તે અપ્રશસ્ત છે.

  પણ સભા ૨૦૦ માંથી ૫૦ થઈ જાય – તો અફસોસ નથી થતો.

  *સભા : એ કેમ બને ? એ તો એક સિક્કાની બે બાજુ જ છે.*

  ના. જમવામાં કો' ક દિ' મીઠાઈ આવે તો આનંદ થાય, તેનો અર્થ એવો નથી કે બીજે દિ' ન આવે

તો દુઃખ થાય. રોટલી-શાક પણ મજેથી ખવાતા હોય છે.
અને આપણામાં જે કષાય હોય – તે બધામાં હોય જ, એવું માની લેવાની જરૂર નથી.

- મને પૂ. ગચ્છાધિપતિશ્રી – જ્યાં વ્યાખ્યાનની સભા ૧૦૦૦ થતી હોય ત્યાં ચોમાસું કરવાનું કહે કે ૧૦૦ થતી હોય ત્યાં કરવાનું કહે – જરા પણ ફરક પડતો નથી. મારું સ્વતંત્ર ચૌદમું ચાતુર્માસ છે. ચૌદમાંથી એકે વાર – ચાતુર્માસ કરતાં પૂર્વે – ત્યાં વ્યાખ્યાનની સભા કેટલી ? તે વિચાર્યું નથી કે કોઇને પૂછ્યું પણ નથી. છતાં, સભા મોટી થાય – તો આનંદ થાય છે.
- ફાગણ વદ સાતમે વર્ષીતપ શરૂ કર્યો. બે મહિના પછી તબિયત બગડી – પારણું કરવું પડ્યું. તો 'ખોટો શરૂ કર્યો...' એમ અફસોસ કરવાની શી જરૂર છે ? જેટલો તપ થયો – તે તો લાભ છે જ. સાથે બે મહિના સુધી – આખો વર્ષીતપ કરવાના આપણા ભાવ હતા – તેનો પણ લાભ છે જ. 'પૂરું ન થયું' - તેનો રંજ ભલે થાય – 'ખોટો શરૂ કર્યો' – તેવો રંજ ન કરવો.
- નાગકેતુ પૂર્વભવમાં અટ્ઠમ કરી શક્યા નથી. અટ્ઠમની ભાવનામાં જ મૃત્યુ પામ્યા. તો પણ જૈન કુળમાં જન્મ પામીને કેવળજ્ઞાન પામી ગયા.
- **બાહ્ય પરિણામ ગમે તે આવે, આંતરિક પરિણતિ જ પુણ્ય-પાપના બંધનો આધાર છે.**

## પરિણતિ – પરિણામ – ૨

- પ્રવૃત્તિથી થતો કર્મબંધ, પ્રવૃત્તિના બાહ્ય પરિણામથી નહીં, તમારી અંદર રહેલ પરિણતિથી થાય છે – એ વાત ચાલે છે.
- તમારી પાસે પ્રભુની કૃપાથી ઘણી સંપત્તિ હોય... કોક ઉપાશ્રયના નામકરણનો ચઢાવો મોટી રકમમાં તમે લીધો. ઉપાશ્રય બની ગયો, ઉદ્ઘાટન થઇ ગયું, ઉપયોગ પણ ચાલુ થઇ ગયો. કોઇપણ કારણથી તમારા નામની તક્તી ન લાગી, તો શું થાય ?

  *સભા : ન લાગે ત્યાં સુધી ફરિયાદ કર્યા કરીએ.*

  તે વાત નથી કરતો - તમને તમારું દાન સફળ લાગે કે નિષ્ફળ ?

  *સભા : છે તો સફળ, અમને લાગે નિષ્ફળ.*

  હું કેવલિની દૃષ્ટિએ કેવું છે ? તે નથી પૂછતો, તમને શું લાગે ? તે પૂછું છું.

  *સભા : એને સફળ બોલવું સહેલું છે, આચરણમાં લાવવું અઘરું છે.*

  તો મોક્ષ સહેલો છે ?
- શાસ્ત્રકાર કહે છે – **આત્માનું હિત સદા સહન કરવાથી જ પ્રાપ્ત થાય છે.**

  તમે દાન શેના માટે કર્યું ? – આરાધનાનો લાભ મળે તેના માટે, કે તક્તી લાગે તેના માટે ? આરાધના તો થઇ જ રહી છે, તો તક્તી ન લાગે તો પણ શો ફરક પડે ?

  *સભા : તક્તી હોય તો જોઇને અનુમોદના કરીએ ને.*

  તો ઘરમાં તક્તી લગાડી દો - 'મેં ઉપાશ્રયમાં લાભ લીધો છે.' અને તેને જોઇને અનુમોદના કર્યા કરો. તેના માટે ઉપાશ્રયમાં તક્તીની શી જરૂર છે ? પોતાના સુકૃતોની અનુમોદના તો ડાયરીમાં સુકૃતો લખીને થઇ શકે. તેના માટે જાહેર તક્તીની જરૂર નથી.

  *સભા : બીજા અનુમોદના કરે.*

  તે તો તક્તી હોય કે ન હોય – કરી જ શકે છે.

  'જે પણ ભાગ્યશાળીએ આવો સરસ ઉપાશ્રય બનાવ્યો – તેણે કેવો સરસ લાભ લીધો... !' તેવી અનુમોદના કરવા માટે તક્તીની કે તમારા નામની શી જરૂર ? ઊલટું, તક્તી નહીં હોય, તો વધારે અનુમોદના કરશે - 'એક તો આટલો સરસ લાભ લીધો – અને પાછી નામનાની સ્પૃહા

પણ નથી...'

અને તક્તી વાંચનારા, તમને ઓળખતા જ હોય, એવું જરૂરી નથી. તમે તીર્થ વગેરેમાં તક્તીઓ વાંચો – ત્યારે તે જ વ્યક્તિ તક્તીની નીચે ઊભી હોય, તો પણ તમે ન ઓળખી શકો – તેવું બને...

*સભા : અમારી આગળની પેઢી અનુમોદના કરે...*

તે માટે તમે સુકૃતો કરો છો ? અને કદાચ, તેના માટે તક્તી લગાડવી હોય, તો પણ, તક્તી ન લાગે તેથી તમે શુભ ભાવથી દાન કરવા દ્વારા બાંધેલું પુણ્ય તો ચાલ્યું જતું નથી જ. તો દાનને નિષ્ફળ શા માટે માનવું ? અફસોસ કરીને સળગાવી કાં દેવું ? પહેલાં તો કબૂલ કરો કે 'અંદર માનકષાય છે, તેથી તક્તી લગાડવી છે.' તમે મને કે દુનિયાને મૂરખ બનાવી શકશો, કર્મસત્તાને કોઇ મૂરખ બનાવી શકતું નથી. અને એક નાનકડા કષાયના કારણે કરેલા સુકૃતને અફસોસ કરીને શા માટે બાળી નાખવું ?

- એક વાત ધ્યાનમાં રાખજો, સંઘના અગ્રણીઓ તકતી ન લગાડે, તો તે તેમનો ગુનો હોઇ શકે, પણ તે વાત હું તેમને કરું.

  દાન કરનારને તો એ જ કહેવું છે – તક્તી ન લાગી તો શો ફરક પડે છે ? પુણ્ય તો બંધાઇ જ ગયું છે.

- હવે બીજી વાત, તમારા બદલે બીજાના નામની તક્તી લાગે તો ?

  *સભા : એ કેમ ચાલે ?*

  ચાલે કે ન ચાલે – એ વાત નથી.

  પુણ્ય કોને બંધાય ? જે દાન આપે તેને, કે જેનું નામ તકતીમાં લખાય તેને ?

  *સભા : જે દાન આપે તેને.*

  તો પછી પુણ્ય તો તમે બાંધ્યું જ છે. હવે તક્તી બીજાના નામની લાગે, તો તમને શો ફરક પડે?

  *સભા : પેલાનો માનકષાય પોષાય ને ?*

  તેની ફિકર છોડો. તમારી ચિંતા કરો. અને, તેનો માનકષાય પોષાય, તે જરૂરી નથી. તે વ્યક્તિ સ્વર્ગસ્થ થઇ ગઇ હોય, કે પોતાનું નામ કદી વાંચે જ નહીં – તો ક્યાંથી માનકષાય પોષાવાનો? કદાચ વાંચે, તો ય સજ્જન-પ્રામાણિક હોય તે કહે – 'મેં તો દાન કર્યું જ નથી. મારા નામની તકતી કોણે લગાડી ?' તો તેનો માનકષાય ક્યાંથી પોષાય ? તમે, તમારી ફિકર કરો – તમને શું થાય ?

  *સભા : એ સહન ન થાય, તેવા કષાય છે.*

  બસ, એટલેસ્તો સંસારમાં રખડો છો. **અનંત કાળમાં આપણે જ્યારે પણ ધર્મ કર્યો છે, ત્યારે આવા કષાયોએ જ આપણને સંસારથી છૂટવા નથી દીધા. અને એને કાઢ્યા વિના આપણો ઉદ્ધાર થવાનો નથી.**

- મેં પહેલા કહ્યું હતું – તે ફરીવાર કહું.

  બે મહિનાનાં મારાં પ્રવચન સાંભળીને પ્રતિબોધ પામેલ કોઇ વ્યક્તિને કોઇ પૂછે – 'તમે કોનાથી પામ્યા ?' અને કોઇપણ કારણથી તે મારા બદલે બીજા કોઇનું નામ બોલે, મને શું ફરક પડે ? મેં તો કરૂણાથી ઉપદેશ આપીને પુણ્ય બાંધી લીધું. હવે તે બીજાનું નામ આપે – તેથી પુણ્ય કંઇ તેનું થઇ જતું નથી. તે રીતે તમે કેમ વિચારી ન શકો ?

  મારાથી પ્રતિબોધ પામેલ વ્યક્તિ, મારા બદલે બીજાની પાસે દીક્ષા લે, તો મને શું ફરક પડે ? મને તો કરૂણાથી તેને પ્રતિબોધ કરવાથી લાભ મળી ગયો. મેં ઉપદેશ – તે સંયમ પામે તેના

માટે કર્યો – તે સફળ પણ થયો. મારો શિષ્ય બનાવવા જ ઉપદેશ કર્યો હોય – તો તો મારો આશય જ અશુભ છે. આગળ વધીને, બીજાનો શિષ્ય બને તો – હું એમ વિચારું - 'સારું થયું, જિંદગીભર સાચવવાની જવાબદારી મારા માથે ન આવી.'

*સભા : તેનું ભલું થાય – તેવું વિચારવું જોઇએ ને ?*

તેની ક્યાં ના છે ? તે સારા ગુરૂ પાસે ગયો – તો થવાનું જ છે.

*સભા : બધા આવું વિચારે તો શાસન કેમ ચાલે ?*

હું કાંઇ તેને બીજે ધકેલતો નથી. મારી પાસે લેવા માંગે, તો આપવા તૈયાર છું જ. પોતાની મેળે બીજે જાય, ત્યારે આ રીતે વિચારું, તેમાં મારી સ્વસ્થતા ટકી રહે.

- તમારા બદલે બીજાના નામની તક્તી લાગે ત્યારે તમે ન વિચારી શકો કે - 'મારા નામની તક્તી લાગી હોત, તો જોઇ-જોઇને માનકષાય પુષ્ટ થાત. સારું થયું – બીજાના નામની તક્તી લાગી...'
- એક વાત ફરી કહી દઉં...

**વ્યાખ્યાન આપણી જાતને સુધારવા માટે છે. બીજાનું એનાલિસિસ કરવા માટે નહીં.**
**બીજાનું એનાલિસિસ કરવા વ્યાખ્યાન સાંભળે, તે વ્યાખ્યાન સાંભળવા માટે પાત્ર જ નથી.**

તમે આયંબિલમાં કરિયાતું વાપરો, પણ ઢોકળાં વાપરનારની નિંદા ન કરો; કે તેના માથે કરિયાતું ઠોકી ન બેસાડો.

- હજી આગળ વાત કરું.

ઉપાશ્રય બન્યો, પણ કોઇ કારણસર ત્યાં ચોમાસું-વ્યાખ્યાન-પ્રતિક્રમણ વગેરે આરાધના થતી નથી. તમે જે ભાવથી દાન આપીને પુણ્ય બાંધ્યું તે ચાલ્યું જવાનું છે ?

*સભા : ના. પણ આરાધના થાય તો જોઇને અનુમોદના કરીએ, તો પુણ્ય વધે ને ?*

મંજૂર છે. પણ આરાધના ન થાય – તો અફસોસ શા માટે ? દાનથી બાંધેલું પુણ્ય તો ઘટતું નથી જ.

*સભા : જે આરાધના થાય તેનો છટ્ઠો ભાગ મળે ને ?*

કોણે કહ્યું ... ? તમે અનુમોદના કરો તો છટ્ઠો ભાગ નહીં – છસો ગણું મળી શકે. બીજી બધી સામગ્રી હોય તો કેવળજ્ઞાન થઇ શકે.

પણ ન થાય તો અફસોસ શા માટે ? હું તો કહીશ કે, આરાધના થાય અને તેની અનુમોદના કરે, તો જે પુણ્ય બંધાય; તેના કરતાં – કશી આરાધના ન થાય તો પણ જેના મનની રેખા ન ફરે, તેવી સમતા રાખે – તે સમતાને કારણે પહેલેથી જ ઉત્કૃષ્ટ પુણ્ય બાંધે.

- મારા વ્યાખ્યાનમાં સારી સંખ્યા આવે, 'લોકો ધર્મ પામે છે.' તેવી મારા પુરૂષાર્થની અનુમોદના કરીને હું પુણ્ય બાંધું. અને કોઇ ન આવે-પામે – છતાં સ્વસ્થ રહું – બેમાં પુણ્ય શેમાં વધારે બંધાય ?

*સભા : બીજામાં...*

**એટલે બધી પરિસ્થિતિમાં મનને સ્વસ્થ રાખનારની પરિણતિ ઉચ્ચ હોવાથી તે વધુ પુણ્ય બાંધે છે.**

- *સભા : પણ એમ થાય ને કે, એ પૈસા બીજે વાપર્યા હોત તો ?*

પૈસા વાપરતાં પૂર્વે એ વિચારવાનું... પણ એક વાર વાપર્યા પછી તેવા નિરર્થક વિકલ્પો કરીને સુકૃતને બાળવાનો શો અર્થ ?

- અહીં એક વાત જણાવું.

ક્યારેક એવા અનુભવ થાય છે કે, વ્યાખ્યાન હોલના લાભ લેનારા - 'વ્યાખ્યાન અહીં જ થાય.' તેવો આગ્રહ રાખે છે. તો જ તેમને લાભ મળે – તેવું કદાચ માનતા હોય છે.

યાદ રાખો, કોઈ હોલ-મકાનનો લાભ લેનારા માલિક નથી થઇ જતા. તેવી પરિસ્થિતિના કારણે વ્યવસ્થાપકો કે મહાત્માને ફેરફાર કરવો જરૂરી લાગે, તો કરવાનો તેમને પૂર્ણ અધિકાર છે. લાભ લેનારે લાભ લીધો – પુણ્ય બંધાઇ ગયું. હવે સંઘને બીજું સ્થાન અનુકૂળ લાગે – તો ત્યાં આરાધના કરે – તેમાં દાતા સ્વસ્થતા ટકાવે તો તેનું પુણ્ય ધોવાઇ જતું નથી. અને એ સ્વસ્થતાની પરિણતિ, કદાચ ત્યાં આરાધના થાય તો અનુમોદનાથી જે પુણ્ય બંધાય, તેના કરતાં વધારે પુણ્ય પણ બંધાવી શકે છે.

- હજી આગળ વાત કરું...

તમે દાન કર્યું, ઉપાશ્રય કોઇપણ કારણસર બને જ નહીં... તો શું તમારું પુણ્ય ચાલ્યું જાય ?

*સભા : એમાં તો સમતા ટકાવવી અશક્ય છે.*

તો પછી મોક્ષ પણ અશક્ય છે – એમ સમજી લો. અઘરી ચીજને અશક્ય કહીને છૂટી જવાથી ન ચાલે.

આ પદાર્થનું ચિંતન-મનન-પરિશીલન કરીને આત્માને ભાવિત કરશો, તો તમે પણ આ પરિણતિને પ્રાપ્ત કરી શકશો.

ગુજરાતીમાં કવિ કહે છે - 'અડગ મનના માનવીને હિમાલય પણ નડતો નથી...'

- અમારા ગુરૂદેવને આણંદજી કલ્યાણજી પેઢીના સ્વર્ગસ્થ પ્રમુખ – શેઠ શ્રેણિકભાઇ કસ્તુરભાઈએ એક વાર વાત કરેલી.

પાલિતાણાની પેઢીમાં શેઠ બેઠા હતા. એક ડોશીમા આવ્યા. 'મારે દાદાને સોનાનો ચેઇન ચડાવવો છે.' પાલીતાણામાં તેના માટે વિધિ છે. પેઢીમાં જાણ કરવી પડે. પેઢીનો માણસ સાથે આવે – વગેરે...

શેઠે માજીને કહ્યું - 'માજી, તમે આ ચેઇન ચડાવશો એટલે મારો મેનેજર તરત ઉતારી લેશે. હથિયારબંધ ચોકીદાર સાથે નીચે પેઢીમાં આવશે. જીપમાં અમદાવાદ જશે – પેઢીની તિજોરીમાં બંધ થઇ જશે. પછી તમારા જીવતાં આ ચેઇન ફરી ચડવાનો નથી.'

શેઠે કહ્યું નહીં – પણ ભાવ એ હતો કે - 'આના કરતાં બીજી કોઈ રીતે લાભ લો. અથવા બીજા તીર્થમાં ચેઇન ચડાવો.'

માજીએ કહ્યું - 'હું ચેઇન ચડાવું પછી બીજી મિનિટે ઉતારીને તારે શેત્રુંજી નદીમાં ફેંકી દેવો હોય તો ફેંકી દેજે – તું જાણે. મેં તને ક્યાં પૂછ્યું છે ? પણ મારે ચડાવવો તો દાદાને જ છે !'

- આજે પણ કુમારપાળ વિ. શાહને લાખો (કે કરોડો !) રૂપિયા એ રીતે આપી જનારા ભાગ્યશાળીઓ છે, કે એ રૂપિયા ક્યાં વપરાય છે ? તેની પણ ચિંતા કરતા નથી.

**'મારે સંપત્તિની મૂર્ચ્છા તોડવી છે. પરિગ્રહ ઘટાડવો છે. સાત ક્ષેત્રમાં વાવણી કરવી છે.'** એ ભાવથી આપી જાય છે જ. અને લખલૂટ પુણ્ય બાંધે છે.

- *સભા : નામ વગર આપીએ તો ય સંપત્તિની મૂર્ચ્છા જતી નથી.*

એમ તો કંઇ રાગ ચાલ્યો જવાનો નથી. પણ એવા દાનથી ઘટે તો ખરા જ. દરિયામાંથી એક લોટો પાણી ઓછું થાય, તો ભલે દરિયામાં ઓછું ન દેખાય, પણ ઓછું થાય તો છે જ.

- એક વાત કરી દઉં...

**કાર્ય કર્યા પછી પરિણામ ન આવે – તો અફસોસ ન કરો,** એ વાત ચાલે છે. **કાર્ય કરતાં પહેલાં પરિણામની ચિંતા ન કરવાનું – આંધળુકિયાં કરવાનું હું કહેતો નથી જ.** ભણાવતાં પૂર્વે – તેની

ક્ષમતા છે કે નહીં ? મહેનત કરશે કે નહીં ? વગેરે... ખાતરી કરીને જ ભણાવાય... જે મહેનત નથી કરવાનો, તેના પાછળ વ્યર્થ સમય ન વેડફાય. પણ ભણાવ્યા પછી તેને ન આવડે, તો 'મેં ફોગટ મહેનત કરી' એવો અફસોસ ન કરાય... કરૂણા ભાવનાથી ભણાવવાના કારણે લાભ થયો જ છે. અપાત્રને ઉપદેશ ન જ અપાય...

- સંઘ-સંસ્થાના કોઇ કાર્ય માટે યુવાનોને બોલાવ્યા હોય, ૨૫-૩૦ યુવાનો આવે. તમે પણ આવ્યા છો. તમને બધું કાર્ય પત્યા પછી સાફસફાઇનું કામ સોંપાય તો કેવું લાગે ?

  *સભા : ક્ષમતા પ્રમાણે કાર્ય સોંપાવું જોઇએ ને ?*

  એ સોંપનારે વિચારવાનું છે, લેનારે નહીં...

- મને ચાતુર્માસ માટે કયા ક્ષેત્રમાં જવાનું જણાવવું – તે મારી ક્ષમતા પ્રમાણે પૂ. ગુરૂદેવ-ગચ્છાધિપતિએ વિચારવાનું હોય, મારે નહીં. મારે તો તેઓ જે ક્ષેત્ર ફાળવે, તે સ્વીકારી જ લેવાનું હોય – મારી ક્ષમતાનો વિચાર ના કરવાનો હોય.

- તમે કયું કાર્ય કરો છો, એના આધારે પુણ્ય નથી બંધાતું. તમારા હૃદયમાં સેવાના ભાવ કેવા છે ? એના આધારે પુણ્ય બંધાય છે.

  અને એ શક્ય છે કે દેખીતી રીતે 'મોટા' કે 'ઊંચા' જણાતાં કાર્યો (જાહેરમાં બોલવું વગેરે...) કરનારા છેલ્લી ઘડીએ આવતા હોય, પોતાનું કાર્ય પૂરું થાય એટલે રવાના થતા હોય. અને બેકગ્રાઉન્ડમાં રહીને ચોક્સાઇપૂર્વક પ્લાનિંગ કરનારા, વ્યવસ્થા ગોઠવનારા... ઘણો વધુ ભોગ આપતા હોય, તેમની ભાવના ઘણી વધારે ઊંચી હોય.. તો તેઓ પુણ્ય વધારે જ બાંધે...

- અમારે સાધુઓનું ગ્રુપ હોય – તેમાં અનેક કામ હોય છે – પાણી લાવવું, ઠારવું, ગાળવું, ગોચરી લાવવી, બધાને આપવી, વાપર્યા પછી જગ્યા સ્વચ્છ કરવી... વગેરે... કોણે કયું કાર્ય કરવાનું? તેની વ્યવસ્થા કરવી જરૂરી હોય. કારણકે નહીં તો પડાપડી થાય – અવ્યવસ્થા સર્જાય. ગ્રુપના વડીલ – ગુરૂ કે પછી તેમણે નિયુક્ત કરેલ વ્યક્તિ - આ વ્યવસ્થા કરે, તેઓ સહુને શક્તિ-બુદ્ધિ પ્રમાણે કાર્ય સોંપે... ગોચરી લાવવા-આપવાનું કાર્ય સહુથી વધુ કુશળતા માંગી લે છે, તે હોંશિયારને સોંપે... પણ અમારા મનમાં તો એક જ વાત હોય – મને કોઇપણ કાર્ય સોંપે, તે મારે કરવાનું. બધામાં ભક્તિ જ છે, અને મારે ભક્તિ કરવી છે – કોઇપણ રૂપે ભલે હોય !

  કોઇ ગોચરી લાવે કે કોઇ પાણી લાવે... પુણ્યબંધનો આધાર અંતરની પરિણતિ – ભક્તિભાવ પર છે; શું કામ કર્યું ? તેના પર નહીં...

- જો કહેવાતું નીચું કામ સોંપાય ત્યારે આપણે નારાજ થઇએ, ઉલ્લાસ પડી ભાંગે – તો આપણી પરિણતિનું સ્તર હજી નીચલી કક્ષાનું છે.

  સ્થિર પરિણતિવાળા તો કોઇપણ કાર્ય ઉલ્લાસથી કરે ! અને એ કદાચ પુણ્ય વધારે બાંધે...

- સ્વામિવાત્સલ્ય જેવો પ્રસંગ હોય, મહાત્મા વહોરવા આવ્યા હોય, ૫-૭ જણાં ભેગાં થઇ જાય... બધાને મીઠાઇ જ વહોરાવવી હોય !

  પુણ્યબંધ શેમાં વધારે થાય ? મીઠાઇ વહોરાવવામાં કે પુરી-શાક ?

  *સભા : બધામાં સરખો જ છે...*

  પણ ત્યારે તમે એ સમજતા જ નથી... કોઇ વિવેકવંત શ્રાવક હોય, એ એક બાજુ ઊભો રહે... એક પછી એક બધી વસ્તુ યાદ કરીને વહોરાવે; કદાચ તે માત્ર ચટણી વહોરાવે તો ય પુણ્ય વધારે બાંધે! પણ તમને તો મીઠાઇનો જ લાભ જોઇતો હોય છે – તે ય પાછી બીજાની માલિકીની!

- વ્યાખ્યાન માટે કોઇ મારી પાટ ગોઠવે, કોઇ જાજમ પાથરે. કોણ પુણ્ય વધારે બાંધે ?

  *સભા : બધા સરખો જ બાંધે...*

તો ય, મારી પાટ ગોઠવવા બધા પડાપડી કરે, અને જાજમ પાથરવા – સંકેલવા માણસની જરૂર પડે... કેમ ? વિવેક નથી...

વિવેકપૂર્વક પહેલેથી જાજમ-ખુરશી-દેરાસરના ઘંટ વગેરેની એવી વ્યવસ્થા કરે કે વ્યાખ્યાનમાં કોઈને અંતરાય ન થાય, કોઈ અવાજ ન આવે; તો એ વ્યક્તિ કદાચ મારી પાટ ગોઠવનાર કરતાં વધુ પુણ્ય બાંધે !

- સંઘમાં એક ટ્રસ્ટી જાહેરાતો કરવા આવે, મહાત્માને વિનંતી કરવા જાય, ચર્ચા-વિચારણા કરે... બીજા ઑફિસમાં બેસીને ચોક્સાઈથી હિસાબ જુએ, ગેરવહીવટ ન થાય – દુર્વ્યય ન થાય તેની કાળજી કરે... કોણ પુણ્ય વધુ બાંધે ?
- **કદાચ દેખાતાં કામો કરનાર કરતાં, ન દેખાતાં કામો કરનાર વધુ પુણ્ય બાંધે છે, કારણકે પરિણતિનું સ્તર ઊંચું છે, ભક્તિ-સેવાની ભાવના વધુ બળવાન્ છે.**

## પરિણતિ – ૧

- *પ્રશ્ન : આપે કહ્યું કે – જોયા વિના ચાલે, પછી જીવ મરે કે નહીં; તો પણ હિંસાનું પાપ લાગે.. તેમાં એ નથી સમજાતું કે, જીવને મારી નાખવાનો ભાવ તો નથી; તો પછી હિંસાનું પાપ શી રીતે લાગે ? કારણકે પાપ તો પરિણતિના આધારે જ થાય ને.. ?*
- ભાવના ત્રણ ભેદ પડશે.

  ૧) જીવને મારી નાખવાનો ભાવ - જે પાપ કરવાની પરિણતિ છે, અશુભ જ છે.

  ૨) જીવોને બચાવવાનો ભાવ – જે અહિંસાની પરિણતિ છે, શુભ છે. સાધુને પ્રત્યેક ક્ષણે હોય.

  ૩) જીવને મારવાનો ભાવ ન હોય, પણ (જીવ મરવાની શક્યતા હોવા છતાં) મરવા નથી દેવા બચાવવા છે – તેવો પણ ભાવ ન હોય.. આ પણ અશુભ પરિણતિ છે.
- **જ્યારે તમે જોયા વિના ચાલો છો, ત્યારે જીવને મારવાના ભાવ ન હોય, તો પણ બચાવવાનો ભાવ પણ નથી જ હોતો. (કારણકે તેવો ભાવ હોય તો પ્રાયઃ તો જોઈને જ ચાલે.) એટલે કર્મ બંધાય છે.**
- **શ્રાવક કુળમાં જન્મ મળવાનો પ્રભાવ છે કે, જીવને મારી નાખવાનો ભાવ તમને લગભગ નથી જાગતો.** એટલું જ નહીં, જૈનોના પ્રભાવે ગુજરાતની જૈનેતર પ્રજામાં પણ જીવને મારવાના ભાવ લગભગ નથી હોતા. અમે તો બધા ક્ષેત્રોમાં જઈએ છીએ, ત્યાં બધા આવા જીવદયાની પરિણતિવાળા નથી હોતા.
- મુલુંડ – તાંબેનગરના ઉપાશ્રયમાં હતા. રાતના સામેના મકાનમાં ફ્લેટમાંથી તણખાં ઝરતાં હોય તેવો (સ્પાર્કનો) અવાજ આવ્યા કરે. જોયું તો કોઈ ભાઈ હવામાં રેકેટ વીંઝતા હતા, અને અવાજ આવતો હતો. મને કંઈ સમજ ન પડી.. બીજા શ્રાવકોને પૂછ્યું – ત્યારે ખબર પડી કે મચ્છર મારવાનું રેકેટ હતું – બેટરીથી ચાલે.. વીજળીનો પ્રવાહ વહેતો હોય – મચ્છરને અડે એટલે સળગીને સાફ થઈ જાય.. કેવી ક્રૂર પરિણતિ ? તમારામાં એવી કલ્પના પણ ન થાય.
- નોકરી કરતો હતો ત્યારે ઓફિસમાં એકવાર મારા ઉપરી (બોસ) સાથે ઊભો ઊભો વાતો કરતો હતો.. બાજુમાંથી વાંદો નીકળ્યો.

  તમારા ઘરમાંથી વાંદો નીકળે તો શું કરો ? રૂમાલમાં લઈને બાજુ પર મૂકી દો.. બરાબર ને ?

  પેલો વાંદો જઈ રહ્યો હતો – હું વિચારું તે પહેલાં બોસે (જે મરાઠી હતા) ચામડાના ભારે વજનનું બૂટ 'ખચાક્' દઈને વાંદા પર મૂકી દીધું ! તમને સાંભળતા પણ અરેરાટી થાય છે – તે આપણાં માતા-પિતાના સંસ્કારોનું પરિણામ છે.

- આભાર માનજો એ માતા-પિતાનો કે જેમણે ગળથૂથીમાં આવા સંસ્કાર આપીને અગણિત પાપોથી જીવનભર આપણને બચાવી લીધા.
- બીજો પરિણામ – જીવોને બચાવવાનો – તે સાધુને સદા હોય...
  દશવૈકાલિક સૂત્રમાં શાસ્ત્રકાર લખે છે – **સાધુ ચાલે-ઊભો રહે–બેસે–સૂવે–વાપરે કે બોલે – બધું જયણાપૂર્વક કરે..**
  ક્યાંય પણ જીવહિંસા ન થઈ જાય, તેવી કાળજી રાખે..
  બોલે તો મોઢા પર મુહપત્તિ આવી જ જાય..
  બેસે તો પૂર્વે બેસવાની જગ્યાઓ રજોહરણથી પૂંજાઈ જ જાય.
  અરે ! ઊંઘમાં પડખું ફેરવે તો પણ પૂંજાઈ જ જાય..
  ચાલે તો નીચે જોઈને જ ચાલે.. જોયા વગર ચાલે જ નહીં.. ક્યારેક અનાભોગથી જોયા વગર ચલાઈ જાય – તે વાત જુદી..
- *સભા : અનાભોગ એટલે શું ?*
  અનાભોગનો અર્થ અજ્ઞાન છે.
- અજ્ઞાન બે પ્રકારનું સમજવાનું – જ્ઞાન હોય જ નહીં તે અજ્ઞાન; અને હોવા છતાં તે કાળે વિસ્મરણ થઈ જાય તે અજ્ઞાન..
  દા. ત. કોઈ સાધુને અચાનક ઊલટી થાય, તો પ્યાલો લેવા સાધુ દોડે (જેથી નીચે ઢોળાય નહીં) – ત્યારે જોઈને જ ચાલવું જોઈએ તેવી ખબર હોવા છતાં, ઉતાવળના કારણે યાદ ન આવે – અને જોયા વગર દોડે – તે અનાભોગ.. (જો કે યાદ આવવા છતાં, અત્યંત ઉતાવળ હોય – જોવાનો સમય જ ન હોય – તેવું પણ ક્યારેક બની શકે; જેમ કે કોઈક સાધુને ચક્કર આવે – પડી જતો હોય તો પકડવા દોડવું પડે.)
  જે જૈનેતર વગેરે વ્યક્તિને સમજ જ ન હોય કે – જોયા વિના ચાલવાથી જીવ મરે – તે પણ અજ્ઞાન છે; પણ આવું અજ્ઞાન સાધુમાં હોતું નથી.
- સાધુ ઊંઘમાં પણ નિર્જરા કરે.
  સાધુ સૂઈ જાય છે, માત્ર આડા પડે છે – તેવું નથી. શાસ્ત્રકારોએ પણ અમને બે પ્રહર (લગભગ છ કલાક) સૂઈ જવાનું કહ્યું છે.
  ઊંઘમાં કોઈ વ્યક્ત શુભ પરિણામ સામાન્યથી હોતો નથી. છતાં નિર્જરા થાય છે, તેનું કારણ મહાવ્રતની પરિણતિ સંસ્કાર રૂપે સ્થિર થઈ ગઈ હોય છે, તે છે. એટલે સ્વપ્નમાં પણ સ્ત્રીનો સ્પર્શ થતો લાગે તો હાથ ખેંચાઈ જાય.. માતરું કરવાની શંકાના કારણે ઊઠે તોય પહેલા ઓઘો જ હાથમાં લેવાય, પૂંજાઈ જાય.. જેવું મન જાગ્રત થાય, કે તરત જીવદયાની પરિણતિ આવે છે; તે બતાવે છે કે સંસ્કારમાં તે સ્થિર થયેલી છે. તેથી જ ઊંઘમાં પણ પડખું ફેરવતા પૂંજાઈ જતું હોય છે.
- જો કે ઊંઘમાં પણ ક્યારેક ઉપયોગ – વ્યક્ત પરિણામ સંભવે છે.
  અમારા ગુરૂદેવ કહેતા હતા -
  પૂ. આ. શ્રી ગુણાનંદસૂરિજી મ. સા., જે જન્મે બ્રાહ્મણ હતા, પૂ. આ. શ્રી ભુવનભાનુસૂ. મ. ના પટ્ટધર હતા, તેઓ ઊંઘમાં સંસ્કૃતના ૨000 ધાતુઓના ૧૦ કાળના રૂપોનું પુનરાવર્તન કરતા હતા !
- અમને પણ આવા અનુભવ ક્યારેક થાય છે.
  દિવસે પાઠ આપતી વખતે, કોઈ પંક્તિ ન બેઠી હોય, તો ભણનારાને કહીએ – હમણાં રહેવા

દો, પછી વિચારશું. દિવસે તો પ્રવૃત્તિના સાતત્યના કારણે વિચારવાનો વધુ સમય નથી મળતો. રાત્રે પ્રતિક્રમણ પછી વિચારીએ.. ક્યારેક સૂતી વખતે પણ વિચારો ચાલુ હોય – ઊંઘ આવી જાય, તેની ખબર ના પડે.. અને ઊંઘમાં જ તે પંક્તિ બેસી જાય.. એવું બને છે.

- ત્રીજો ભાવ એ છે, જેમાં મારવાનો ભાવ ભલે નથી; પણ **જીવ મરવાની શક્યતા છે - તેની ખબર હોવા છતાં બચાવવાનો ભાવ નથી; એ પણ એક પ્રકારની નિષ્ઠુરતા છે.** અને તેનાથી કર્મ બંધાય છે.
  આ વાત માત્ર હિંસામાં નહીં – દરેક પાપમાં લાગુ પડે છે.
- હું વધારે દૃષ્ટાંત સાધુના આપું છું, તેનું કારણ એ છે કે શાસ્ત્રોમાં વધારે તો સાધુના આચારોની જ વાત છે.
- હું તમારે ત્યાં વહોરવા આવ્યો. તમને ખબર જ નહોતી કે સાધુ ભગવંત વહોરવા આવશે. એટલે તમે તમારા માટે જ બનાવેલી રસોઈ છે, સંપૂર્ણ નિર્દોષ છે. પણ, મારા મનમાં એવી પરિણતિ ન હોય કે – 'મારે નિર્દોષ જ વહોરવું છે – દોષિત નથી જ લેવુ..' પણ 'દોષિત કે નિર્દોષ - જે મળે – તે લઈ લેવું છે.' એવો ભાવ હોય. અને એટલે હું કશું નિરીક્ષણ કર્યા વિના, પૂછપરછ કર્યા વિના – દોષિત ન આવી જાય તેની કાળજી કર્યા વિના - વહોરી લઉં – તો નિર્દોષ ગોચરી વહોરવા છતાં, દોષિત વહોરવાનું પાપ મને લાગે.. કારણકે – દોષિત હોય તો પણ હું વહોરવાનો જ હતો – દોષથી બચવાની પરિણતિ નહોતી..
- **જેને પાપથી બચવાની પરિણતિ હોય, તે ભૂલમાં પણ પાપ ન થઈ જાય – તેની કાળજી કર્યા વિના ન રહે.** જે તેવી કાળજી કરતો નથી, બેદરકાર છે – તેના મનમાં ઊંડે ઊંડે પણ 'પાપ થઈ જાય તો વાંધો નથી' તેવી નિષ્ઠુરતા પડી હોય છે. એટલે જ, બહારથી પાપ ન થાય, તો પણ કર્મ તો બંધાય છે જ.
- હા, પાપ કરવાની પરિણતિ તો વધારે ખરાબ છે.
  'મારી નાખું' એવા ભાવ, કે **'**દોષિત બનાવડાવીને પણ સ્વાદિષ્ટ વાપરું**'** એવા ભાવ તો વધારે અશુભ છે. તીવ્ર કષાય છે. વધારે કર્મ બંધાવે છે.
- તમારી વાત કરું તો,
  ધંધામાં 'અનીતિ નથી જ કરવી' એવી પરિણતિ ન હોય તો કદાચ જે સોદો કરે તેમાં કાંઈ અનીતિ ન હોય, તો પણ અનીતિનું પાપ બંધાય છે. હા, સામાને છેતરીને કમાવાનો ભાવ હોય તો વધારે પાપ બંધાય.
  જેમ કષાય તીવ્ર બને, તેમ પાપ વધુ બંધાય.
- સારરૂપ વાત એ છે કે, **'પાપ કરવાનો ભાવ નહોતો.' એ બચાવ નથી ચાલતો..**
  **પાપથી બચવાનો ભાવ ન હોય – કાળજી ન હોય – તો પણ પાપ બંધાય છે.**
- **જેને રાગથી બચવાનો ભાવ છે, તે વ્યક્તિ રાગ થાય તેવા દ્રવ્યોને છોડવાનો પુરૂષાર્થ કરે જ..**
  રસગુલ્લા પર ખૂબ રાગ થતો હોય, તેને રાગથી બચવું હોય તો રસગુલ્લા છોડી જ દે..
  તમાકુના વ્યસનથી બચવું હોય, તો તેવા વ્યસનીઓનો સંગ પણ છોડવો જ પડે.. નહીં તો વ્યસન ક્યારે ઘૂસી જાય, તેની ખબર ન પડે.
- શાસ્ત્રકારોએ મિથ્યાત્વીના પરિચય-મિત્રતાને પણ સમ્યક્ત્વનો અતિચાર કહ્યો છે. કારણકે તેમના સંગથી – મિથ્યાત્વ આપણામાં ઘૂસી જવાની શક્યતા હોય જ છે.
- *સભા : તેમને સમ્યક્ત્વ પમાડવા માટે તેમનો સંગ ન કરાય ?*
  દરિયામાં ડૂબતાને બચાવવા કોણે જવાય ?

પોતાને તરતા તો આવડવું જ જોઈએ; ઉપરાંત શરીરમાં એવું સામર્થ્ય જોઈએ કે ડૂબનારો પોતાના પગને વળગી રહે, તો તેના વજનને ખેંચીને પણ તરી શકે – તેને કિનારા સુધી તાણી શકે.. નહીં તો પોતે ડૂબી જાય !

બીજાને સમ્યક્ત્વ પમાડવાનું તમારું સામર્થ્ય - તેવું જ્ઞાન, તર્કશક્તિ, દઢ શ્રદ્ધા, પુણ્ય... વગેરે ન હોય અને તેને પમાડવા જાવ, તો તમે ડૂબી જશો. એ આગ સાથેની રમત છે.

- કેટલાક 'નબીરા' ઓ જૈનેતરના પ્રેમમાં પડે – પછી કહે – 'હું તેની સાથે લગ્ન કરીને તેને જૈન બનાવીશ !' તેને જૈન બનાવવાનું દૂર રહ્યું – પોતે અજૈન બની જાય છે !
- તમને કદાચ ખબર નહીં હોય – **શાસ્ત્રકારોએ અમને તમારો પણ પરિચય કરવાનો નિષેધ કર્યો છે.** કારણકે તમે અવિરતિધર છો.. તમારો વધુ પડતો સંગ, અમને પણ અવિરતિમાં તાણી જાય.. તમે અગીતાર્થ – અપરિણત સાધુ પાસે બેઠા હો – અને ગામના સમાચાર આપો.. 'ફલાણાનું નહોતું ગોઠવાતું – તે ગોઠવાઈ ગયું !' સાધુને મનમાં આનંદ થાય તો પણ અવિરતિની અનુમતિનો દોષ લાગી જાય..
- શાસ્ત્રકારોએ **ગૃહસ્થને તપેલા અગ્નિના ગોળા જેવો કહ્યો છે.** જ્યાં જાય ત્યાં – જેને અડે તેને – સળગાવી નાખે.. ડગલે ને પગલે જીવહિંસા કરે. એટલે તમને 'આવો, બેસો...' કહેવાની પણ અમને મનાઈ કરી છે. ગૃહસ્થો સૂતા હોય તે મકાનમાં રહેવાની પણ મનાઈ છે. (દીક્ષાર્થી કે પૌષધ કરનારની વાત જુદી છે.)
- *સભા : લોખંડ લાલચોળ હોય તો જ ઘડી શકાય ને ?*

  તે આવડે તો.. નહીં તો દાઝી જવાય..

  અમારામાં તમને પમાડવાની આવડત – ગીતાર્થતા હોય તો તમને પકડીને બેસાડવાની પણ છૂટ છે.
- *સભા : અમે આપનો પરિચય ન કરીએ તો ક્યાં જઈએ ?*

  મેં તમને સાધુનો પરિચય કરવાની ના નથી પાડી. અગીતાર્થ – અપરિણત સાધુએ ગૃહસ્થનો પરિચય ન કરવો – તેમ કહ્યું. તમને ગીતાર્થ પાસે જવાની છૂટ છે.. પણ ત્યાં સાંભળવા – માર્ગદર્શન લેવા આવવાનું છે.. સંભળાવવા – આપવા નહીં. અને અપરિણત – અગીતાર્થનો પરિચય કરો, તો વિવેક કેળવવાનો છે કે શું બોલવું ? અને શું નહીં ?

  *સભા : વાસણામાં તેવું નહીં હોય.*

  ખોટા ભ્રમમાં ન રહો. વર્લ્ડ કપની સેમી ફાઈનલમાં ઈન્ડિયા હાર્યું, તેના સમાચાર અડધો કલાકમાં મને પહોંચી ગયા.. કોણ કહી ગયું ? અલબત્ત, મેં વાતને અટકાવી દીધી.. પણ બધાની પરિણતિ સરખી ન હોય..
- જેને બ્રહ્મચર્ય પાળવું છે, તે ટી. વી. છોડે જ..

  'મારા મનમાં તેવા કોઈ ભાવ નથી.' એમ કહીને જુએ – તેના મનમાં ક્યારે ભાવ ઘૂસી જશે – તેની ખબર પણ નહીં પડે.
- જે વાત પાપ માટે છે. તે જ વાત ધર્મ માટે છે.

  **'ધર્મ ન કરવો એવો ભાવ મારા મનમાં નહોતો...' એ બચાવ નથી ચાલતો.**

  **'ધર્મ કરવો જ છે' એવો ભાવ હોવો જરૂરી છે. તે ન હોય તો પણ ન ચાલે.**
- કોઈ સાધુ પ્રતિક્રમણ કરવાનું ભૂલી જાય. અને પછી બચાવ કરે કે 'પ્રતિક્રમણ ન કરવું' એવો ભાવ મારા મનમાં નહોતો, પણ ભૂલાઈ ગયું. તો ચાલે ? ન જ ચાલે. 'મારે પ્રતિક્રમણ કરવું જ છે.. ભૂલમાં પણ રહી ન જવું જોઈએ.' એવો ભાવ – કાળજી હોવા જરૂરી છે. તે ન હોય તો પણ ગુનો જ ગણાય.

- ક્વચિત્ આપત્કાલીન પરિસ્થિતિ ઊભી થાય, ત્યારની વાત જુદી છે.
  અમારા મુ. શ્રી મોક્ષસુંદરવિ. ની તબિયત બગડી, ત્યારે હું દેવસિ પ્રતિક્રમણ કરતો હતો.. તાત્કાલિક હોસ્પિટલમાં લઈ જવા પડ્યા.. દોડધામ થઈ.. તેમનો ગુરૂ હું. બધી જવાબદારી મારી.. સતત સાથે રહેવું પડે.. એ દોડધામમાં પ્રતિક્રમણ અધૂરું છે, એ જ ભૂલાઈ ગયું.. રાત્રે ૧:30 વાગે બધું થાળે પડ્યું – ત્યારે યાદ આવ્યું – પછી પૂરું કર્યું.. પણ આવું ક્યારેક જ બને..
- *સભા : પૂર્વના સંસ્કારથી કંઈ થઈ જાય તો અમે શું કરીએ ?*
  આવો બચાવ એ જાત સાથેની છેતરપિંડી છે.
  કદાચ સંસ્કારવશાત્ પાપ થઈ જાય – તો પણ 'એ તો સંસ્કારથી થઈ ગયું.. તેમાં હું શું કરૂં ?' તેવો બચાવ ન કરવાનો હોય; પણ 'હું સંસ્કારને આધીન થઈ ગયો..' એવી પોતાની નબળાઈ કબૂલ કરવાની હોય, સુધારવાનો પુરૂષાર્થ કરવાનો હોય... સંસ્કારના નામે જે બચાવ કરે, તેના સંસ્કાર કદી સુધરે નહીં.
- મારો સ્વભાવ થોડો ઉગ્ર છે.
  ક્યારેક તમારી સાથે વાત કરતાં ગરમ થઈ જાઉં, તો 'મારો સ્વભાવ છે, એમાં હું શું કરું ?' એવો બચાવ ન કરવાનો હોય; પણ 'મારા સ્વભાવની ખામી છે, મારે સુધરવું જોઈએ, પણ નથી સુધરતો..' તેવી કબૂલાત કરવાની હોય.
  *સભા : તેમાં હિંમત જોઈએ.*
  **પોતાના દોષની કબૂલાત, એ તો અધ્યાત્મ-માર્ગનું પ્રવેશદ્વાર છે**. તેની પણ જો હિંમત ન હોય, તો દોષ ઘટશે ક્યાંથી ?
- *સભા : બહાર ગમે તે કરીએ, અંદરથી દોષ ઘટતા જ નથી..*
  ઘટે કે નહીં – તે પછીની વાત છે. જે દોષ છે-એની કબૂલાત કરવાની વાત હું કરી રહ્યો છું.
  બચાવ અને કબૂલાતમાં ફરક હોય છે.
  **બચાવ કરનારો કદી સુધરતો નથી. કબૂલાત કરનારો સુધરે છે.**
- મહાત્મા પધાર્યા હોય, વ્યાખ્યાન ચાલતા હોય, પોતાને બધી અનુકૂળતા હોય – છતાં ન જાય.. પછી બચાવ કરે કે 'વ્યાખ્યાન ન જ સાંભળવું' એવો મારો ભાવ નહોતો.. તે ન ચાલે.. 'વ્યાખ્યાન સાંભળવું જ છે.' તેવો ભાવ હોવો જોઈએ.. તે ન હોય, તો પણ ભવાંતરમાં જિનવાણી સાંભળવા ન મળે – તેવા અંતરાય બંધાઈ શકે.
- તમે રોડ પરથી જઈ રહ્યા છો; રસ્તામાં દેરાસર દેખાયું. તમને સમયની અનુકૂળતા છે, તેવી કોઈ ઉતાવળ નથી. છતાં જો તમે દર્શન કરવા ન જાવ, તો સમ્યગ્દર્શન મલિન થાય છે.
  *સભા : ધજાનાં દર્શન કરી લઈએ તો ?*
  એ વાત, સમય ન હોય તેના માટે છે.
- તમે કારમાં જઈ રહ્યા છો. સામે વિહાર કરતાં મહાત્માઓનું વૃંદ દેખાય. સમયની તેવી પ્રતિકૂળતા ન હોવા છતાં જો તમે વંદન કરવા ગાડી ઊભી ન રાખો, તો તમારું સમ્યગ્દર્શન મલિન થાય છે.
- બંનેમાં તમે દલીલ કરો કે – 'દર્શન-વંદન ન કરવા.' એવો અમારો ભાવ નહોતો. તો તે કર્મસત્તા માન્ય નથી કરતી. 'દર્શન-વંદન કરવા જ.' એવો ભાવ નહોતો, તે પણ ગુનો છે.
- રાવણ-વાલીની કથામાં વાત આવે છે.
  નીચે કાઉસ્સગ્ગ ધ્યાને ઊભેલા વાલી મુનિને વંદન કરવા રાવણે વિમાન ન અટકાવ્યું, તો કર્મસત્તાએ તેનું વિમાન સ્ખલિત કર્યું.

- ઉપાશ્રયમાં મહાત્મા છે. તમે બોર્ડ વાંચ્યું કે કપડાં સૂકાતાં જોયા, એટલે ખબર પડી. પછી તમે વંદન કરવા ન જાવ, તે ગુનો છે.

  *સભા : પુણ્યબંધનો અવસર ચૂકી ગયા તેમ ગણવું કે પાપ બંધાય ?*

  અનાદર-ઉપેક્ષાનો ભાવ, પાપ પણ બંધાવે. અને અવશ્ય કર્તવ્ય એવા આચારને ન પાળો તો પણ પાપ બંધાય.

  પુણ્યબંધ ન થાય – તે પણ એક અપેક્ષાએ પાપ છે.

  જેમ – નફામાં નુકસાનને પણ નુકસાન કહેવાય છે.
- અજ્ઞાનતાદિ કારણે અવિધિ કરે, તો ક્યારેક પુણ્ય ઘટે છે; કદાચ પાપ નથી બંધાતું; તો પણ અવિધિ તો પાપરૂપે જ ગણાય.
- **દુનિયામાં માત્ર જૈન ધર્મ તમને આ વાત કરે છે . પાપથી બચવાનો પરિણામ ન હોવો, તે પણ પાપ છે.**

  **અહો ! જિનશાસનમ્ !**
- ધર્મના બે ભાગ પાડી શકાય.

  ૧) અવશ્ય કર્તવ્ય – જેમકે નવકારશી, રાત્રિભોજન ત્યાગ વગેરે.

  ૨) વિશેષ ધર્મ – જેમકે માસક્ષમણ વગેરે.

  તેમાં અવશ્ય કર્તવ્ય બતાવાયેલા ધર્મને કરવાનો ભાવ ન હોવો, તે પણ પાપ છે..
- સાધુ કોઈ એક વસ્તુનું પડિલેહણ કરવાનું સળંગ ૩ દિવસ ભૂલી જાય, તો પણ બહુ મોટું પ્રાયશ્ચિત્ત બતાવ્યું છે – જે તમે કલ્પી પણ ન શકો. કારણ એ જ કે, સતત ૩ દિવસ રહી જાય તેનો અર્થ એ જ કે ‘દરેક ચીજનું પડિલેહણ થવું જ જોઈએ; રહી ન જવું જોઈએ..’ એવો ભાવ નથી.

---

## પરિણતિ – ૨

---

- *પ્રશ્ન : કોઈ ઉપવાસ કરે છે, તેમાં વિચારો કરે છે કે – ‘આવતીકાલે શું ખાવું ?’ તો તેને ઉપવાસનો લાભ થાય ? પુણ્ય બંધાય?*

  *કારણકે કર્મ તો અધ્યવસાયના આધારે બંધાય છે, અને તેના અધ્યવસાય તો ખાવાના જ છે..*
- ઉપવાસ કર્યા પછી ખાવાના વિચાર કરનારો – ‘હમણાં ખાઉં’ એવા વિચાર કરે, કે ‘આવતી કાલે નવકારશીના સમય પછી ખાઈશ.’ એવા ?

  *સભા : ‘આવતીકાલે નવકારશીના સમય પછી ખાઈશ.’ એવા...*

  એનો અર્થ એ કે, ઉપયોગમાં ખાવાના વિચાર ચાલતા હોવા છતાં, સંસ્કારમાં ‘આવતી કાલ સવાર સુધી તો નથી જ ખાવું’ એ પરિણતિ પડી જ છે.. એ જ ઉપવાસની પરિણતિ છે. અને તેનાથી જ પુણ્ય બંધાય છે. એ પરિણતિના કારણે જ માથું દુઃખે, પગ કળે, ઊલટી થાય, પિત્ત ચડે, ગભરામણ થાય.. તો પણ તે ખાતો તો નથી જ. કોઈ ખાવાની ઓફર કરે, તો ય ના પાડે છે.

  એટલે માત્ર ખાવાના વિચાર જ છે. તેવું નથી. ઉપવાસના અધ્યવસાય પણ છે જ.

  તેને ખાવાના વિચારોનો ઉપયોગ બળવાન્ હોય કે સવાર સુધી નહીં જ ખાવાનો અધ્યવસાય?

  *સભા : સવાર સુધી નહીં ખાવાનો...*

  એટલે ઉપવાસની પરિણતિ જ બળવાન્ થઈ. અને તો તેને પુણ્ય બંધાય જ. લાભ થાય જ.
- હા. ખાવાના વિચાર પણ ન કરે, તો વધુ લાભ થાય.

ખાવાના વિચાર કરે, તો લાભ ઘટે; પણ લાભ થાય તો ખરા જ.

એક વ્યક્તિ એવો સંકલ્પ કરે કે, 'મારે કાલ સવાર સુધી ખાવું પણ નહીં, ખાવાના વિચાર પણ કરવા નહીં.' તેણે મન અને કાયા – બંનેથી ત્યાગનું પચ્ચક્ખાણ કર્યું, તેને લાભ ઘણો થાય.

જેને તેવી વિશિષ્ટ સમજ નથી, પરિણતિ નથી, સત્ત્વ નથી, મન પર નિયંત્રણ નથી – તે એવો સંકલ્પ કરે – 'મારે કાલ સુધી ખાવું નહીં.' તે વ્યક્તિ ઉપવાસનો અર્થ આટલો જ કરે છે. અને સ્થૂળ દૃષ્ટિથી – વ્યવહારનયથી તો તે જ અર્થ છે. 'મારે કાલ સુધી ખાવાના વિચાર પણ ન કરવા.' આવો સંકલ્પ તે કરતો નથી.. તેણે માત્ર કાયાથી ખાવાના ત્યાગનું પચ્ચક્ખાણ કર્યું. તેને લાભ મન-કાયા બંનેથી ત્યાગ કરનાર કરતાં ઓછો થાય, પણ થાય તો ખરા જ..

- *સભા : પુણ્ય બાંધે કે નિર્જરા કરે ?*

  એ બંને એક સિક્કાની બે બાજુ છે, એમ સમજી લો.

  દસમા ગુણસ્થાનક સુધી બંને સદા ભેગા જ હોય છે, અને તેથી એક જેવા જ ગણાય છે.

- અહીં ખાસ વાત એ કરવી છે કે, વ્યવહારનયની ઉપેક્ષા કરીને માત્ર નિશ્ચયનયને માનનારાઓ, ક્યારેક એવું કહી દે છે કે 'ઉપવાસ કરીને ખાવાના વિચાર કરનાર કરતાં તો ખાઈ લેનાર સારો... કારણકે પછી વિચાર તો ન કરે..' તેમની આ વાત બરાબર નથી..

  કારણકે **ઉપવાસ કરનારને 'કાલ સવાર સુધી ન ખાવું.' આવી પરિણતિ જે પડી છે, તે સતત પુણ્ય બંધાવે છે-નિર્જરા કરે છે.** ખાઈ લેનારને તેવી પરિણતિ હોતી જ નથી; તેથી પુણ્ય બંધાતું નથી..

  એટલે ઉપવાસ કર્યા પછી ખાવાના વિચાર કરે, તે પણ ખાનાર કરતાં તો સારો જ ગણાય.

- *સભા : તેવો નિયમ તો ન કહેવાય ને ? ઉપવાસ કરનારો ખાનારની નિંદા કરતો હોય તો ?*

  જુઓ, **લાભ-નુકસાનની સરખામણી જે અપેક્ષાએ કરાઈ રહી હોય, તે અપેક્ષાએ વિચારાય અને જણાવાય.**

- બોલો, નિર્જરા શેમાં વધુ ? આયંબિલમાં કે ઉપવાસમાં ?

  *સભા : ઉપવાસમાં..*

  શું એવું ન બને કે, આયંબિલ કરનારો કેવળજ્ઞાન પામી જાય, અને ઉપવાસ કરનારો ન પામે? બની શકે..

- ફળ અનેક પરિણતિના આધારે મળે છે.

  શ્રાવકના ઉપવાસ કરતા સાધુના આયંબિલમાં નિર્જરા વધે છે, કારણકે ગુણસ્થાનક ઊંચું છે.

  પરિણતિનો આધાર સંઘયણ પણ છે. છટ્ઠા સંઘયણવાળા આપણી પરિણતિની મર્યાદા છે – ઉપર ચોથો દેવલોક અને નીચે બીજી નરક – તેનાથી આગળ લઈ જાય તેવા અધ્યવસાય આપણને આવતા જ નથી.

  છતાં, કહેવાય તો એમ જ કે, આયંબિલ કરતાં ઉપવાસ ચડે.

  તેનો અર્થ એ જ કે – બીજા બધા પરિબળ સમાન હોય તો આયંબિલ કરતાં ઉપવાસમાં લાભ વધે.

  તેમ અહીંયા એમ જ સમજવાનું છે કે, બીજા બધા પરિબળ સમાન હોય તો, ખાનાર કરતાં ઉપવાસ કરનાર સારો - ભલે ખાવાના વિચાર કરતો હોય.

  બાકી, તમે કહ્યું તેમ વિચારવું હોય તો ખાનાર પણ ઉપવાસ કરીને ખાવાના વિચાર કરનારની નિંદા કરતો હોય તેવું સંભવી શકે છે. એટલું જ નહીં, ખાતી વખતે તીવ્ર રાગ કરતો હોય તેવું પણ સંભવે છે..

- બધા પરિબળોને આધારે મળતાં ફળનો નિર્ણય તો અતિશય જ્ઞાની જ કરી શકે.
  આપણે વ્યવહારથી – સ્થૂલ દૃષ્ટિથી જ જાણી અને કહી શકીએ. અને ૧૦૦ માંથી ૯૫-૯૭ કિસ્સામાં જે બનતું હોય, તે નિયમ રૂપે જ કહેવાય છે.
- શ્રાવકના વેશમાં રહેલા ભરત ચક્રવર્તીને કેવળજ્ઞાન થયું છે. અને સાધુપણું પાળનાર પણ સંસારમાં રખડે છે.
  તેથી કંઈ એવું કહેવાનું નથી કે સાધુ કરતાં શ્રાવકની નિર્જરા ચડે. એ અપવાદરૂપ કિસ્સો ગણાય.
  સામાન્યથી તો, શ્રાવક કરતાં સાધુની નિર્જરા ચડે – એમ નિયમ જ બતાવાય..
- *સભા : ઉપવાસ કરનારો આર્તધ્યાન કરે તો ?*
  હા. જો તે (૧) 'ઉપવાસનું પચ્ચક્ખાણ કર્યું, તે ખોટું કર્યું.' એવો તીવ્ર અફસોસ કરે કે (૨) પચ્ચક્ખાણ ભાંગવાના વિચાર-નિર્ણય કરે, તો તે લાભ ગુમાવે – નુકસાન કરે, તેવું બની શકે. પણ જ્યાં સુધી કરેલા પચ્ચક્ખાણનો અફસોસ ન હોય અને પચ્ચક્ખાણ પાળવાની પરિણતિ અખંડ હોય, ત્યાં સુધી તો લાભ જ થાય..
- આવો જ બીજો પ્રશ્ન કરાય છે કે,
  સામાયિક કરીએ અને મન ભટકે.. પેમેન્ટ લેવાના, બજારે જવાના, રસોઈ કરવાના.. કંઈક વિચારો આવે, તો સામાયિકથી પુણ્ય બંધાય કે નહીં ?
  તેનો પણ જવાબ આ જ સમજવાનો છે કે કદાચ ઉપયોગ રૂપે બીજા વિચારો આવી જાય તો પણ, '૪૮ મિનિટ સુધી મારે ખાવું નથી, પીવું નથી, પંખો – એ. સી. કરવા નથી, મોબાઈલ ચાલુ કરવો નથી, વાહન વાપરવું નથી..' વગેરે રૂપ સામાયિકની પ્રતિજ્ઞાની પરિણતિ સંસ્કારરૂપે પડી જ હોય છે. એટલે જ ગમે તેટલા ધંધાના વિચાર આવે તો પણ ૪૮ મિનિટ સુધી મોબાઈલને હાથ નથી જ લગાડતો.. અને એટલે તેને સામાયિકનું જે જઘન્ય ફળ શાસ્ત્રકારોએ બતાવ્યું છે, તેટલો લાભ તો થાય જ છે.
  હા, 'સામાયિક ક્યાં લીધી ?' તેવો અફસોસ કરે, કે પ્રતિજ્ઞા ભાંગવાના વિચાર – નિર્ણય કરે, તો લાભ ગુમાવે – નુકસાન કરે, તે સંભવિત છે.
  અને સાવદ્ય વિચારો ન કરે - જેટલા ઓછા કરે – સ્વાધ્યાય – ધ્યાનમાં મગ્ન રહે તો વધુને વધુ લાભ પામે..
- એટલે, નિશ્ચયનયના અતિરેકમાં કોઈ કહી દે કે -
  'ઉપવાસ કરીને ખાવાના વિચાર કરો, તો ઉપવાસનો અર્થ શો ?' કે 'સામાયિક કરીને મન ભટકતું રહે, તો સામાયિકનો અર્થ શો ?' તો તે અયોગ્ય છે.
  હા, તેવા ઉપવાસ-સામાયિકનું પૂર્ણ ફળ નથી મળતું – એવા આશયથી કહેવાય તો વાંધો નથી.. પણ તેવા ઉપવાસ-સામાયિક નિષ્ફળ છે – તેવા આશયથી કહેવાય તો તે જિનશાસનને માન્ય નથી. તેવા ઉપવાસ-સામાયિકનું ફળ ઓછું ભલે હોય, છે તો ખરા જ.
- જો એવો નિર્ણય કરાય કે મન સંપૂર્ણ શુદ્ધ હોય – મનથી સહેજ પણ ઊલ્ટો વિચાર ન આવે – તો જ ધર્મનું ફળ મળે; તો મને તો મારો કોઈપણ ધર્મ તેવો લાગતો નથી.. તમને લાગે છે ?
  *સભા : ના.*
  તો પછી શું આપણાં બધાના બધા ધર્મ નિષ્ફળ છે ? તો ધર્મ કોનો સફળ થશે ? એટલે એવું માની શકાય નહીં જ.
- **જ્યાં પણ સંસ્કારરૂપે ધર્મના પાલનની પરિણતિ છે, તેનો અફસોસ નથી; ત્યાં મન કદાચ**

**ભટકે તો પણ ધર્મ નિષ્ફળ જતો નથી.**

- એક વાત યાદ રાખો કે પરિણતિના ચડાવ-ઉતાર દરેકના જીવનમાં આવે જ છે.
  શાસ્ત્રકારો પરિણતિની વધઘટના ત્રણ ભેદ પાડે છે.
  ૧) સદા વર્ધમાન
  ૨) સ્થિર
  ૩) ચડ-ઉતર
  મોટા ભાગનાં જીવો ત્રીજા પ્રકારમાં જ હોય છે.
  લાખોમાં એકાદ જીવ પહેલા-બીજા પ્રકારનો હોય છે.
  પ્રભુ વીરના ચૌદ હજાર સાધુમાંથી વર્ધમાન પરિણામે એક માત્ર ધન્ના અણગાર હતા..
  તમે પણ મોટી આરાધના – ઉપધાન-નવાણું-સિદ્ધિતપ કર્યા હોય, તો અનુભવ હશે જ કે, અનેક ચડાવ-ઉતાર આવે છે. તેથી કંઈ ધર્મ નિષ્ફળ નથી જતો, જો અફસોસ ન હોય તો..
- એટલે **મન ભટકતું હોય તેથી આરાધના છોડી ન દો. કરતાં-કરતાં સ્થિરતા વધતી જશે.. એ જ માર્ગ છે !**

---

## પરિણતિ – લક્ષ્ય

- પરિણતિ – ઉપયોગ અને સંસ્કાર – ઉભયરૂપ છે; અને બંનેથી કર્મબંધનો નિર્ણય થાય છે.
- સંસ્કાર અનેક પ્રકારના હોય છે; તેમાં એક પ્રકાર છે, પ્રવૃત્તિનું લક્ષ્ય શું છે ? અર્થાત્ પ્રવૃત્તિ કરીને શું મેળવવું છે ?
- પ્રવૃત્તિ કરતી વખતે ઉપયોગ તો પ્રવૃત્તિમાં હોય; લક્ષ્યમાં ન હોય.. પણ સંસ્કારરૂપે એ લક્ષ્ય પડ્યું હોય.. એ લક્ષ્ય કર્મબંધમાં મહત્ત્વનો ભાગ ભજવે છે.
- સાધુ એકાગ્ર ચિત્તે ભણતો હોય.. મન પૂર્ણપણે ગ્રંથના વાંચનમાં હોય.. સમજવાનો – અવધારવાનો પ્રયાસ હોય.. બધી વિધિનું પાલન હોય.. ત્યારે ઉપયોગ તો પૂર્ણપણે સ્વાધ્યાયનો હોવાથી શુભ છે.. પણ આ સ્વાધ્યાય કરવા પાછળનું લક્ષ્ય અનેક પ્રકારનું હોઈ શકે.

1. પદાર્થને સમજીને પરિણતિ નિર્મળ કરવાનું, રાગ-દ્વેષ ઘટાડવાનું, પ્રભુશાસન પરની શ્રદ્ધા વધારવાનું, ચારિત્રને સારી રીતે પાળવાનું... આ બધા શુભ લક્ષ્ય છે.
2. વિદ્વાન બનીને વ્યાખ્યાનકાર, લેખક, સર્જક બનવાનું, નામના કમાવાનું... આ લક્ષ્ય અશુભ છે, કારણકે માનકષાય પુષ્ટ કરવાનું લક્ષ્ય છે.
   *સભા : તે પ્રશસ્ત ન કહેવાય ?*
   ના. **દેવ-ગુરૂના રાગ વગેરેથી ઉત્પન્ન થાય તે કષાય પ્રશસ્ત કહી શકાય.** અહીં તો પોતાનો માનકષાય છે.
3. બંનેનું મિશ્રણ પણ હોઈ શકે – એક બાજુ શ્રદ્ધા-પરિણતિને નિર્મળ કરવાનું લક્ષ્ય હોય – બીજી બાજુ નામના પણ ગમતી હોય..
   જેવું લક્ષ્ય હોય – તે મુજબ કર્મબંધ થાય..

- અધ્યવસાય – દોરડા જેવો છે.
  **જેમ દોરડું – અનેક દોરીઓથી બને છે; તેમ અનેક પ્રકારના સંસ્કાર-ઉપયોગરૂપ અધ્યવસાયોના મિશ્રણથી અંતિમ અધ્યવસાય બને છે. કર્મબંધ – ફળમાં એ દરેક અધ્યવસાયનો દોરો ભાગ ભજવે છે.** તેમાં કેટલાક મહત્ત્વના અધ્યવસાયો જે ફળમાં મહત્ત્વનો

ભાગ ભજવે છે, તેની વાત કરવી છે.

- એક પ્રવૃત્તિ પાછળ ઘણા લક્ષ્ય પણ હોઈ શકે.

જેમ કે ૧૦મા ધોરણમાં ભણતા વિદ્યાર્થીનું લક્ષ્ય સારા માર્ક લાવવાનું હોય.. પણ સારા માર્ક લાવીને સારી કોલેજમાં એડમિશનનું; તેના પછી એન્જિનીયર-ડોક્ટર વગેરે સારી ડિગ્રીનું; તેનાથી સારી નોકરી-કમાણી-છોકરી-સમાજમાં પ્રતિષ્ઠાનું – તેના દ્વારા જીવનમાં સુખી થવાનું લક્ષ્ય હોય.. આમાં સુખી થવું એ અંતિમ લક્ષ્ય છે, બીજા બધા તેના માટેના વચગાળાના લક્ષ્ય છે.

- **અંતિમ લક્ષ્ય શું છે ? તે કર્મબંધમાં બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે.**

*સભા : અંતિમ લક્ષ્ય તો બધી પ્રવૃત્તિમાં સુખી થવાનું જ હોય ને ?*

હા. પણ જ્યાં ઈચ્છા પૂરી કરીને-સામગ્રી મેળવીને સુખી થવાનું લક્ષ્ય હોય – તે જુદું છે. અને જ્યાં ઈચ્છા ખતમ કરીને – સમતા પ્રાપ્ત કરીને સુખી થવાનું લક્ષ્ય હોય, તે જુદું છે.

જેમ કે, ૧ કરોડ મેળવીને સુખી થવાનું લક્ષ્ય જુદું છે. અને લોભકષાયને જીતીને સુખી થવાનું લક્ષ્ય જુદું છે.

- **જે પણ પ્રવૃત્તિનું અંતિમ લક્ષ્ય ગુણની પ્રાપ્તિ, દોષનો નાશ, રાગ-દ્વેષનો નાશ (વીતરાગતા) છે, તે આત્માને હિતકર બને છે.**

કદાચ અજ્ઞાનતા વગેરે કારણે દેખીતી રીતે પ્રવૃત્તિ અનુચિત હોય, તો પણ જો અંતિમ લક્ષ્યરૂપે વીતરાગતા હોય, તો તે પ્રવૃત્તિ હિતકર બની શકે..

- યોગદષ્ટિ સમુચ્ચયમાં શાસ્ત્રકાર હરિભદ્રસૂરિ મ. લખે છે - જેનો જન્મ જૈનેતર કુળમાં થયો હોવાના કારણે જૈનધર્મ મળ્યો નથી, પોતાના બાપદાદાથી મળેલો ધર્મ માને છે, પણ જો તેને એવી સમજ સ્થિર થઈ હોય કે જે વીતરાગ હોય - સર્વ દોષથી રહિત હોય તેને જ ભગવાન કહેવાય; અને પોતે જે ધર્મ આચરતો હોય તે પણ દોષ ઘટાડવા માટે આચરતો હોય; તો તે પણ માર્ગ પર જ છે – ભલે દેખીતી રીતે જૈન ધર્મ પામ્યો નથી – પાળતો નથી. તેની – 'વીતરાગ જ ભગવાન હોય' – તેવી સમજ જ - એવો ક્ષયોપશમ કરાવે – પુણ્ય બંધાવે કે ટૂંકા સમયમાં તેને જૈન ધર્મ મળે – સદ્ગુરૂનો સંયોગ મળે – અને 'આ જ સાચો માર્ગ છે' એવું જ્ઞાન થઈ જાય..

- આ વાત સમજવા માટે હું તમને પ્રશ્ન કરૂં – ભગવાન કોણ ? ઋષભદેવ, મહાવીર સ્વામી કે સીમંધર સ્વામી ?

*સભા : બધા જ.*

એટલે, એનો અર્થ એ થયો કે નામનું મહત્ત્વ નથી, ગુણનું મહત્ત્વ છે. જે વીતરાગ છે, તે ભગવાન છે.

તો જે વ્યક્તિ વીતરાગને ભગવાન માનતો હોય, પછી નામ કોઈપણ આપતો હોય – પોતાની કુળપરંપરાથી જે મળ્યું હોય, તે લેતો હોય, તો પણ તે માર્ગ પર છે. પોતે જેનું નામ લે છે, તે વીતરાગ નથી – તેવી ખબર પડશે તો તેને છોડી દેશે – અને જે ખરેખર વીતરાગ છે – તેનું નામ લેશે. અને આવું ટૂંક સમયમાં જ બને. તેની સમજ જ તેને ક્ષયોપશમ-સંયોગ કરાવે..

- જૈન ધર્મમાં પણ અનેક પંથો છે.

શ્વેતાંબર મૂર્તિપૂજક પરંપરા, પ્રભુ વીરના સમયથી અખંડ ચાલે છે – તેની પાસે શુદ્ધ માર્ગ છે. બીજા બધા પંથો પાછળથી નીકળ્યા છે. અને તેમાં ઘણી ગેરસમજ છે, ઘણી અશુદ્ધિ છે. હવે જે જન્મથી જ સ્થાનકવાસી કુળમાં જન્મ્યો હોય, તે પોતાના બાપદાદાથી મળેલો આચાર પાળવાનો.. પણ જો તેની સમજ પાકી હોય કે વીતરાગ જ ભગવાન છે, અને જે આપણને વીતરાગ બનાવે – તે જ ધર્મ કહેવાય – તો તે પણ અપેક્ષાએ માર્ગ પર છે. અને તેની આ સમજ

જ તેને સાચા માર્ગ પર લઈ આવશે.

- તમને કદાચ ખ્યાલ હશે જ કે - અમારા સમુદાયનું સર્જન જેમનામાંથી થયું, તે આત્મારામજીએ સ્થાનકવાસી દીક્ષા લીધેલી.. પણ જ્યારે સત્ય સમજાયું કે સ્થાનકવાસી પંથની માન્યતાઓ દૃષ્ટિરાગથી ઊભી થયેલી છે, ત્યારે તે પંથ છોડીને મૂર્તિપૂજક દીક્ષા લીધી..

  આત્મારામજી મ. ના ગુરૂ બુટેરાયજી મ. પણ સ્થાનકવાસી દીક્ષા છોડીને આવેલા હતા. તેમના બીજા ગુરૂભાઈઓ – મૂલચંદજી મ. અને વૃદ્ધિચંદજી મ. પણ સ્થાનકવાસી દીક્ષા છોડીને આવેલા હતા.

  અત્યારના ઘણાંખરા સમુદાયો – શાસનસમ્રાટ નેમિસૂરિ મ. નો, કાશીવાળા ધર્મસૂરિ મ. નો, કેસરસૂરિ મ. નો, મુંબઈવાળા ધર્મસૂરિ મ. નો, પ્રેમ-ભુવનભાનુસૂરિ મ. નો, રામચંદ્રસૂ. મ. નો, લબ્ધિસૂરિ મ. નો – આ બધા સમુદાયો આ ત્રણ મહાપુરુષોમાંથી જ સર્જન પામ્યા છે !

- સંબોધ - સિત્તરિમાં શાસ્ત્રકાર લખે છે – શ્વેતાંબર હોય કે દિગંબર – **જે સમતાથી આત્માને ભાવિત કરવાનો પુરૂષાર્થ કરે છે, તે માર્ગ ઉપર જ છે.** તેને ખરા માર્ગની પ્રાપ્તિ થાય છે અને મોક્ષને પામે છે.

- માર્ગની સાચા-ખોટાપણાંની વ્યાખ્યા સાપેક્ષ હોય છે.

  અમદાવાદથી મુંબઈ જવા નીકળેલો માણસ, દક્ષિણના બદલે ઉત્તરમાં મહેસાણા તરફ ગાડી દોડાવે, તો ખોટા માર્ગ પર કહેવાય. પણ તેને મહેસાણાનું બોર્ડ દેખાતા ખબર પડે કે ખોટી દિશામાં છું – પછી પાછા મુંબઈ તરફ આવવું હોય તો પણ વચ્ચે ડિવાઈડર હોવાથી તરત રિવર્સ ન લઈ શકાય, આગળ યુ ટર્ન મળે ત્યાં સુધી જવું પડે. તે વખતે તેની ગાડી ઉત્તર તરફ જ જતી હોય – મુંબઈની વિરુદ્ધ દિશામાં જ હોય. તો પણ તે સાચા માર્ગે કહેવાય કે ખોટા ?

  *સભા : સાચા..*

  બસ, એ રીતે જ અહીં દેખીતી રીતે સાચા માર્ગ પર ન હોય, તો પણ ટૂંક સમયમાં તેના પર આવવાનો છે. તેથી માર્ગ પર જ ગણાય છે.

- અહીં ધ્યાન રાખવું કે અજ્ઞાનતા જેવા કારણે પ્રવૃત્તિ ખોટી હોય તો પણ – જો લક્ષ્ય સાચું હોય – તો લાભ થાય - તેમ કહેવાયું છે..

  પ્રવૃત્તિ ખોટી છે – તેવું જ્ઞાન થયા પછી પણ – 'મારા બાપદાદાએ કર્યું – તે કેમ છોડું ?' એવા અભિનિવેશ (કદાગ્રહ) થી પકડી રાખે તો લાભ ન થાય. હકીકતમાં, ત્યાં લક્ષ્ય સાચું રહેતું જ નથી.. 'જે બાપદાદાઓએ કર્યું – તે કરવું; તેનાથી દોષ ઘટે કે નહીં – તે નહીં જોવાનું.' એવો દૃષ્ટિરાગ આવી ગયો છે.

  વળી, એ પણ ધ્યાન રાખો કે – 'લક્ષ્ય સાચું રાખો - પ્રવૃત્તિ ગમે તે કરો – વાંધો નહીં.' એવું પણ મેં કહ્યું નથી. સાચી પ્રવૃત્તિનું જ્ઞાન મેળવવાનું છે,અને મળે તો આચરવાનું છે. પણ ત્યાં સુધી અજ્ઞાનતાવશાત્ જે પ્રવૃત્તિ થાય - તે દેખીતી રીતે ખોટી હોય તો પણ લાભ કરનારી બને છે; તેમ કહ્યું છે.

- અ બધી વાત, ધર્મપ્રવૃત્તિ માટે થઈ રહી છે – એ તો સ્પષ્ટ જ છે

- એ પણ સમજવું કે,

  જ્યાં ગુણપ્રાપ્તિનું લક્ષ્ય હોય, ત્યાં લાભ થાય જ - એવું મેં કહ્યું.

  જ્યાં ગુણપ્રાપ્તિનું લક્ષ્ય ન હોય, ત્યાં લાભ ન થાય કે નુકસાન જ થાય – એવું મેં કહ્યું નથી. અને એવો નિયમ પણ નથી.

- મેઘકુમારના જીવે – પૂર્વના હાથીના ભવમાં સસલાની જે જીવદયા કરી – તેની પાછળ કોઈ ગુણપ્રાપ્તિનું લક્ષ્ય નથી. છતાં તે તેને હિતકર બની છે.

*સભા : કરૂણા એ ગુણ જ છે ને ?*

એની ના નથી. પણ કરૂણા કરવા પાછળ, 'મારે દોષો ઘટાડવા છે' તેવું લક્ષ્ય નહોતું – એ વાત હું કરી રહ્યો છું.

એ બંનેનો ભેદ બરાબર સમજો.

- નવમા ગ્રૈવયકે જનારો અભવ્ય, ચારિત્રનું પાલન કરે, ત્યારે પણ જીવરક્ષાનો પરિણામ તો હોય જ છે.. બોલે તો મુહપત્તિ આવી જ જાય, બેસે તો પૂંજે જ, ચાલતાં નીચે જુએ જ, ગોચરી નિર્દોષ જ વાપરે, વરસાદ હોય તો ઉપવાસ કરી લે.. આવા ચારિત્ર વિના નવમો ગ્રૈવેયક ન જ મળે..

  પણ આ જીવરક્ષાના પરિણામ પાછળનું લક્ષ્ય - વૈષયિક સુખોની પ્રાપ્તિનું હોય છે..

  સમકિતી સાધુ જીવદયા પાળે, તેની પાછળનું લક્ષ્ય – સમતાસુખની પ્રાપ્તિનું – રાગ-દ્વેષના નાશનું હોય છે.

  મેઘકુમારના જીવને આ બેમાંથી એકે નહોતું – એ પદાર્થ સમજવાનો છે. અને છતાં તેનાથી તેમનું હિત થયું છે. એ હકીકત છે. શાસ્ત્રકારોએ પણ આની વિસ્તૃત ચર્ચા કરી છે.
- એક વાત ધ્યાનમાં રાખો કે **જે મધ્યસ્થ બુદ્ધિથી પદાર્થ સમજવાનો પ્રયાસ કરે, તેને સમજાય.. જે પોતે મનમાં નક્કી કરીને બેઠો હોય કે 'આમ જ હોય - આમ જ થાય..' તેને બ્રહ્મા પણ સમજાવી ના શકે...**
- અને એ પણ ધ્યાન રાખો કે – મિશ્ર લક્ષ્ય પણ હોય છે. હું તો એમ કહીશ કે અત્યંત ઉચ્ચ કક્ષાના સાધકોને છોડી દઈએ તો બાકીના બધા જ જીવોને – મોક્ષનું લક્ષ્ય હોય તો પણ – આલોક-પરલોકમાં સુખી થવાનું લક્ષ્ય પણ હોય જ છે. દુઃખ કોઈને ગમતું નથી..

  *સભા : સંસાર છોડનારને પણ હોય ?*

  હા.. ગરમી ૪૫ ડિગ્રી થાય તો તે ઘટે તેવી ઈચ્છા મને થાય જ છે ને ?

  *સભા : તે તો શરીરની સહનશક્તિ નથી એટલે..*

  તેવું પણ બને, અને મનની નિઃસત્ત્વતા હોય તેવું પણ બને..
- મે તમને આ દષ્ટાંત આપ્યું. બાકી નવમા ગુણસ્થાનક સુધી દરેક જીવને સંજવલન કષાય હોય જ.. વેદનો ઉદય પણ હોય જ.. એટલે સુખની ઈચ્છા હોય – તેમાં કોઈ નવાઈ નથી.
- તમને પૂછું – તમારી આરાધના પાછળ લક્ષ્ય શું ?

  *સભા : મોક્ષનું લક્ષ્ય હોય તો છે જ.*

  **'મોક્ષનું લક્ષ્ય છે' એમ બોલવું અને ખરેખર મોક્ષનું લક્ષ્ય હોવું – તે બેમાં ફરક છે.**

  ઘરમાંથી બધા અમેરિકા જવાના હોય તો – બે વર્ષનો બાળક પણ બોલે – હું અમેરિકા જવાનો છું.. પણ તેને કશી સમજ હોતી નથી કે અમેરિકા જવું એટલે શું ? ક્યાંક તમારી મોક્ષની વાત આવી નથી ને ?
- *સભા : અમારી ઈચ્છા સાચી છે કે ખોટી ? તે કેમ ખબર પડે ?*

  તે વાત અવસરે વિસ્તારથી લઈશું. પણ એક પરીક્ષા પૂર્વે જણાવી હતી.. ધારો કે કોઈ તમને એમ કહે કે – સતત મનુષ્ય અને દેવના ભવ મળ્યા કરે, તેમાં સારી સામગ્રી મળે.. તો મોક્ષમાં જવાની ઈચ્છા ખરી ? આનો જવાબ તમારા અંતરમાંથી શું નીકળે છે ? તેના પરથી તમે જ નક્કી કરી શકશો તમારી મોક્ષની ઈચ્છા સાચી છે કે ખોટી ?

## પરિણતિ – લક્ષ્ય

- **બહારની પ્રવૃત્તિ અને તેનું પરિણામ – બંને બાહ્ય પરિબળોને આધીન છે, આપણા હાથમાં**

**નથી.. એટલે તેના આધારે કર્મબંધ નથી થતો. આંતરિક પરિણતિ સંપૂર્ણપણે આપણા જ હાથમાં છે. એટલે તેનાથી કર્મબંધ થાય છે.**

- પરિણતિ – અધ્યવસાય એ એક દોરડું છે – જે અનેક અધ્યવસાય રૂપી દોરાનું બનેલું છે.

  એમાં એક દોરો છે – પ્રવૃત્તિનું અંતિમ લક્ષ્ય.. તે જો ગુણપ્રાપ્તિ-દોષનાશનું હોય, તો પ્રવૃત્તિ કદાચ અજ્ઞાનતાદિ કારણે જુદી હોય તો પણ આત્માને હિતકર થાય, એ આપણે જોયું. પ્રવૃત્તિ જુદી હોવામાં જેમ અજ્ઞાનતા કારણ છે, તેમ બીજા પણ કારણો સંભવી શકે – રાજાનો આદેશ... વગેરે... દરેક વ્યક્તિ એવું સત્ત્વ ધરાવતી નથી હોતી કે ગમે તેવા દબાણો સામે અડગ રહી શકે.. ઝૂકી જવું પડે..

  બીજું એ પણ જોયું કે ગુણપ્રાપ્તિનું લક્ષ્ય ન હોય તો પણ આરાધના હિતકર બની શકે છે.

- યોગબિંદુમાં હરિભદ્રસૂરિ મહારાજે આરાધનાના ભેદ બતાવ્યા છે. તેમાં જે આરાધનામાં મોક્ષની તીવ્ર ઝંખના અને આજ્ઞાનું પાલન છે, તે અમૃત અનુષ્ઠાન કહેવાય છે. તે શીઘ્ર મોક્ષ આપનારું બને છે.

  તેના પછી જે ભેદ બતાવ્યો. તેનું નામ તદ્ધેતુ અનુષ્ઠાન છે.

  તેમાં મોક્ષની ઝંખના નથી હોતી. છતાં પણ તે હિતકર બને છે. સાક્ષાત્ મોક્ષ નથી આપતું – પણ અમૃત અનુષ્ઠાન લાવીને તેના દ્વારા મોક્ષ આપે છે. તેનું મુખ્ય કારણ એ છે કે – આરાધના ગમે છે – જેને શાસ્ત્રકાર સદનુષ્ઠાનનો રાગ કહે છે..

  આરાધનાનું ફળ શું ? તેની કદાચ સમજ પણ ન હોય.. સમજ હોય તો પણ તે મેળવવાનું કોઈ લક્ષ્ય ન હોય.. માત્ર 'આરાધના' ગમતી હોવાથી કરે – તે સદનુષ્ઠાન - રાગ છે.

  ઘણાં એવા હોય છે, જેને જીવદયાનાં કાર્ય ગમે છે.

  ન તો તેના દ્વારા માન-સન્માન મેળવવાની ઈચ્છા હોય છે, ન દેવલોકના સુખો મેળવવાની ઈચ્છા હોય છે, ન મોક્ષની ઈચ્છા હોય છે. બસ, બીજા જીવોને બચાવવામાં આનંદ આવે છે – તેથી કરે છે. આ સદનુષ્ઠાન - રાગ છે..

  મેઘકુમારના જીવે હાથીના ભવમાં આ રીતે જ સસલાની દયા કરી હતી.

  ગુરૂની વૈયાવચ્ચ, ગ્લાનની સેવા, પ્રભુની ભક્તિ વગેરે ઘણી આરાધનાઓ એ રીતે થતી હોય છે કે આલોક–પરલોકના કોઈ સુખોની અપેક્ષા ન હોય.. અલબત્ત અપેક્ષા ન હોવાનો અર્થ – તીવ્ર અપેક્ષા ન હોવી – તે સમજવો. બાકી દરેક સંસારી જીવને સુખ ગમે જ છે..

  માન-સન્માન ગમે, એટલા કષાય તો મારામાં પણ હોય.. પણ માન-સન્માન ન મળે, તો પ્રવૃત્તિ છોડી દે કે કાર્યોનો અફસોસ કરે – તેવી તીવ્ર અપેક્ષા ન હોય – તેમ સમજવાનું છે.

  આ રીતે મુખ્યત્વે **આરાધના ગમવાથી થતું અનુષ્ઠાન – તદ્ધેતુ કહેવાય છે; અને તે આત્માને હિતકર બને છે**. તેમાંથી ધીરે ધીરે સમજ કેળવાય છે, ગુણપ્રાપ્તિનું લક્ષ્ય આવે છે, અમૃત અનુષ્ઠાન બનીને મોક્ષ અપાવે છે.

  સમજણ વિનાના બાળકોને પણ આરાધના ગમતી હોય તેવું જોવા મળે છે.. અને આપણે પણ ઘણી બાબતોમાં બાળક જેવા જ છીએ – સમજણ નથી હોતી.

- ગુણપ્રાપ્તિનું અને આલોક-પરલોકના સુખોનું મિશ્ર લક્ષ્ય હોય, તેવું પણ સંભવે છે. તે પણ આપણે જોયું. તેમાં બે પ્રકાર પડે.

  ૧) પ્રધાનપણે મોક્ષનું લક્ષ્ય હોય, સુખનું લક્ષ્ય ગૌણ હોય.

  ૨) પ્રધાનપણે સુખનું લક્ષ્ય હોય, મોક્ષનું લક્ષ્ય ગૌણ હોય.

  માત્ર મોક્ષના લક્ષ્યથી આરાધના – એ અત્યંત ઉચ્ચ કોટિના સાધકો સિવાય હોતી નથી.

સંજ્વલન કષાયો તો ક્ષપકશ્રેણિ સુધી હોવાથી, તેના ઉદયથી ઓછાવત્તા અંશમાં લૌકિક સુખની ઈચ્છા આપણને બધાને રહેતી જ હોય છે. દુઃખ કોઈને ગમતું નથી. નરક-તિર્યંચમાં જવા હું પણ ઇચ્છતો નથી.. મનુષ્યભવમાં પણ રોગ વગેરે દુઃખો મારે જોઈતા નથી.. ગૌણરૂપે આલોકના સુખોની ઈચ્છા હોય, પ્રધાનરૂપે ગુણપ્રાપ્તિની ઈચ્છા હોય તો અનુષ્ઠાન હિતકર બને જ.

પણ અનુષ્ઠાનમાં પ્રધાનરૂપે લૌકિક સુખોની ઈચ્છા હોય ત્યારે - ગૌણરૂપે મોક્ષની ઈચ્છા હોય – અથવા લૌકિક સુખો ભ્રામક છે, વિનાશી છે, દુઃખ લાવનારા છે, રાગ-દ્વેષ વધારનારા છે. – એટલે હકીકતમાં સુખરૂપ છે જ નહીં – એવી સમજણ ઊંડે ઊંડે પડેલી હોય, તો પણ તે તદ્ધેતુ અનુષ્ઠાન બને છે – અને આત્માને હિતકર બને છે.

શાસ્ત્રકાર આવી લૌકિક સુખની ઈચ્છાને 'બાધ્ય' કક્ષાની જણાવે છે.

- એમાં દૃષ્ટાંત અવંતિસુકુમાલનું છે.

  અવંતિસુકુમાલ – શ્રેષ્ઠિપુત્ર હતા. તેમના ઘરે આચાર્ય ભગવંત પોતાના પરિવાર સાથે રોકાયેલા હતા. (પૂર્વના કાળે, અમે અમારા માટે બનાવેલા ઉપાશ્રયોમાં નહોતા રહેતા.. ગૃહસ્થોના મોટા મકાનોમાં ખાલી જગ્યા હોય તેમાં રહેતા હતા. ) આચાર્ય ભગવંત વાચના આપી રહ્યા હતા, તેમાં નલિનીગુલ્મ વિમાનનું વર્ણન આવ્યું. અવંતિસુકુમાલે તે સાંભળ્યું. અને સાંભળતાં એમ થયું કે 'મે આવું ક્યાંક જોયું છે.' જાતિસ્મરણજ્ઞાન થયું. પોતે પૂર્વભવમાં તે જ વિમાનમાં દેવરૂપે હતા, તે જોયું. દેવલોકના સુખોની સામે મનુષ્યભવના સુખો તુચ્છ લાગ્યા. ફરીવાર તે દેવલોકમાં જવાની ઈચ્છા થઈ. આચાર્ય ભગવંત પાસે જઈને તે વિમાનમાં જવાનો ઉપાય પૂછ્યો. આચાર્ય ભગવંતે ચારિત્ર લેવાનું કહ્યું. અવંતિસુકુમાલે દેવલોકમાં જવા માટે જ ચારિત્ર લીધું. આમ અવંતિસુકુમાલે ચારિત્રનું પાલન કર્યું – તેનું પ્રધાન લક્ષ્ય તો દેવલોકના સુખોનું જ હતું, છતાં તેમને તે ચારિત્રપાલન હિતકર બન્યું છે. કારણકે અંદર સાચી સમજ પડેલી હતી.

- અત્યારે પણ એવું બને છે કે કોઈ મહાત્મા બિમાર પડે, તો તેમના સ્વાસ્થ્ય માટે આયંબિલ કરાવાય છે. તેનું પ્રધાન લક્ષ્ય તો સ્વાસ્થ્યનું જ હોય છે.

  *સભા : સમાધિનું હોય ને ?*

  ઘણીવાર અસમાધિ હોતી નથી.. નબળા આરોગ્યમાં પણ મસ્ત સમાધિ હોય છે. ત્યારે સમાધિ માટે આયંબિલ કરવાનો પ્રશ્ન નથી. સ્વાસ્થ્ય માટે જ કરાવાય છે. છતાં તેવા આયંબિલ વગેરે હિતકર બને છે, કારણકે અંદર સમજણ પડેલી છે કે સાચું સુખ વીતરાગતામાં જ છે.

- જેટલી મોક્ષની ઈચ્છા તીવ્ર હોય, તેટલો મોક્ષ જલદી થાય..

  જેટલી મોક્ષની ઈચ્છા નબળી હોય, તેટલો મોક્ષમાં વિલંબ થાય..

  આ વાત પણ આપેક્ષિક છે. બાકી ક્યારે ભાવવૃદ્ધિ થાય અને જીવ ક્ષપકશ્રેણિ માંડીને કેવળજ્ઞાન પામી જાય – તે આપણને ખબર પણ પડતી નથી.

- હવે, જે આલોક-પરલોકના સુખના લક્ષ્યથી જ ધર્મ કરે, તેવા જીવના પણ બે પ્રકાર પડે.

  1. જે જીવને અત્યારે સમજ ન હોય, પણ એવી યોગ્યતા હોય કે આગળ જતાં સમજ આપનાર મળે – તો સમજે કે - 'આલોકના સુખો ભ્રામક છે.. સાચું સુખ મોક્ષમાં છે..' તો તેના માટે પણ તે ધર્મ હિતકર બને..

     નાનો બાળક પાઠશાળા જાય, તે પિપરમિન્ટ માટે જ ગાથા કરે, તેવું બને. પણ તેથી કંઈ એવું ન કહેવાય કે તેના માટે તે ધર્મ અહિતકર જ છે. સમજણ આવ્યા પછી સમજે કે 'પિપરમિન્ટ તો લાલચ હતી.. ખરેખર તો જ્ઞાન આત્માને નિર્મળ કરવા ભણવાનું છે..' વગેરે.. તો તેનો નાનપણમાં કરેલો ધર્મ પણ હિતકર છે. તે પણ તદ્ધેતુ અનુષ્ઠાન જ

કહેવાય છે. આવી યોગ્યતા ચરમાવર્તમાં આવેલા જીવમાં જ હોય. આવી યોગ્યતા જેનામાં છે, તે જીવ લાલચ કે લજ્જા, ભય વગેરે કારણોથી ધર્મ કરે, તો પણ તેને હિતકર બને છે. આવું શાસ્ત્રકારે કહ્યું છે.

2. જે જીવમાં તેવી યોગ્યતા જ નથી.. કોઈ સમજાવે તો પણ મોક્ષ વગેરે પર જેને શ્રદ્ધા ન થાય.. 'બોગસ' લાગે.. તેને તેવા ધર્મથી પુણ્ય બંધાય, તો પણ, તે પુણ્યથી મળેલી સામગ્રીમાં તીવ્ર આસક્તિ કરીને પછી દુર્ગતિમાં જાય.. આમ પરંપરાએ તેની આરાધના અહિતકર બને છે. તેથી જ આવા જીવોને ઉપદેશ આપવાની પણ શાસ્ત્રકારે મનાઈ કરી છે.

- અનુષ્ઠાનના અનેક રીતે, અનેક ભેદ પડી શકે. આપણે લક્ષ્યના આધારે ભેદ અને ફળ બતાવ્યા તેનો સાર આ -

  ૧) માત્ર મોક્ષ (ગુણપ્રાપ્તિ-વીતરાગતા) નું લક્ષ્ય - હિતકર બને.
  ૨) પ્રધાનપણે મોક્ષનું લક્ષ્ય, ગૌણરૂપે સુખનું – હિતકર બને.
  ૩) પ્રધાનપણે સુખનું લક્ષ્ય, ગૌણરૂપે મોક્ષનું – હિતકર બને.
  ૪) કોઈ લક્ષ્ય નહીં - માત્ર આરાધના ગમે – હિતકર બને.
  ૫) સુખનું જ લક્ષ્ય, છતાં યોગ્યતા હોય કે કોઈ સમજાવે ત્યારે સુખની ભ્રામકતા સમજે – હિતકર
  બને.
  ૬) તેવી યોગ્યતા પણ ન હોય - પરંપરાએ અહિતકર બને.

- શાસ્ત્રમાં શુકરાજાની કથા છે.
  તેનું રાજ્ય કોઈએ આંચકી લીધું. તેણે કેવલિ ભગવંતને રાજ્ય પાછું મેળવવાનો ઉપાય પૂછ્યો. કેવલિ ભગવંતે વિમલાચલની આરાધના બતાવી. રાજ્ય પાછું મેળવવા માટે જ શુકરાજાએ વિમલાચલની આરાધના કરી. તેના પ્રભાવે શત્રુને જીત્યા. તેથી જ પર્વતનું નામ શત્રુંજય પડ્યું. પછી તે જ ભવમાં મોક્ષે ગયા. આમ તેમની આરાધના હિતકર જ બની છે.

- બધા અધ્યવસાયોમાં, સૌથી મહત્ત્વનો અધ્યવસાય, લક્ષ્ય છે. તેની – વાત આપણે વિસ્તારથી કરી..

- બીજા નંબરનો મહત્ત્વનો અધ્યવસાય – બહુમાનભાવ-આદર છે.

  ૧) આરાધના
  ૨) આરાધનાનો ઉપદેશ કરનારા દેવ-ગુરૂ
  ૩) આરાધનાની સામગ્રી-ઉપકરણો
  ૪) આરાધનામાં સહાય કરનારા અને
  ૫) બીજા આરાધકો

  આ બધા ઉપર બહુમાન જોઈએ. **આરાધનામાં એકાગ્રતા - ચિત્તની સ્થિરતા જેટલી મહત્ત્વની છે, તેના કરતાં આ બહુમાનભાવ વધારે મહત્ત્વનો છે.** આ બહુમાનભાવ ન હોય તો આરાધના સાનુબંધ ન બને. અર્થાત્, પુણ્યાનુબંધી પુણ્ય ન બંધાવે.

- તમને કદાચ આરાધના, ઉપકરણો, દેવ-ગુરૂ પર તો બહુમાન હોય છે. પણ, આરાધનામાં સહાય કરનારા અને બીજા આરાધકો ઉપર બહુમાનભાવ ખરો ?
  મારી દીક્ષા પૂર્વે – મુહૂર્ત લેવાઈ ગયા પછી – અમદાવાદમાં જ લક્ષ્મીવર્ધક સંઘમાં બિરાજમાન પૂ. ગચ્છાધિપતિશ્રીને વંદન કરવા આવેલો. સાહેબ પાસે હિતશિક્ષા માંગી. પૂજ્યશ્રીએ પૂછ્યું –

'મકાનમાં મહત્ત્વનું શું ? થાંભલા કે દીવાલ ?' સાહેબની આ શૈલી હતી. પદાર્થને એવી રીતે કહે કે આપણાં ગળે ઉતરી જાય. મેં કહ્યું. – 'થાંભલા.. થાંભલા હોય તો વગર દીવાલે પણ મકાન ટકે. થાંભલા ન હોય તો દીવાલ પર મકાન ન ટકે.' પૂજ્યશ્રી કહે – 'દીક્ષા લે છે, તો ધ્યાન રાખજે - આપણી ચારિત્રની વિશુદ્ધિ – આચારોનું પાલન એ દીવાલના સ્થાને છે. બીજા સાધુઓ પ્રત્યેનો બહુમાનભાવ એ થાંભલાના સ્થાને છે. તેના વિના ચારિત્રની ઈમારત ન ટકે.' !

- આપણે દેવવંદન કરીએ છીએ, તેમાં ચોથી થોય સમ્યગ્દષ્ટિ દેવતાની હોય છે. તેમની સ્તુતિ શા માટે ?
  તેઓ આરાધનામાં સહાયક છે, વિઘ્નનો નાશ કરનારા છે.. એટલા માટે.. અમારા પૂ. ગચ્છાધિપતિશ્રી તો કહેતા હતા, 'દેવતાના ઉપલક્ષણથી જે શ્રાવકો સહાયક હોય, તે પણ સમજી લેવાના..'
- આપણે કોઈપણ આરાધના કરી શકીએ છીએ – તે ઘણાંની સહાયના કારણે.. સહાય કરનારા બે પ્રકારના હોય..
  ૧) પોતાના સ્વાર્થથી સહાય કરનારા – જેમ ઉપાશ્રયમાં કાજો લેનાર પગારદાર માણસ હોય..
  ૨) નિઃસ્વાર્થપણે સહાય કરનારા - જેમ કે આયંબિલની વ્યવસ્થા સંભાળનારા..
  તેમાં નિઃસ્વાર્થભાવે સહાય કરનારા પર તો આપણને બહુમાન હોવું જ જોઈએ.

---

## પરિણતિ – બહુમાન – ૧

- **બહુમાન એ આંતરિક પરિણતિ છે. બહાર તે અનુમોદના, સહાયતા, પ્રોત્સાહન વગેરે રૂપે વ્યક્ત થાય છે.**
  અનુમોદના એ પ્રમોદભાવના છે, સહાયતા એ મૈત્રીભાવના છે, પ્રોત્સાહન એ કરૂણાભાવના છે.
- તમને કોઈ મહાત્મા પ્રત્યે આંતરિક બહુમાન હોય, તો કોઈ તેમના વિશે પૂછે તો - અથવા તમારી મેળે જ - તમે તેમના વખાણ કરશો.. આ અનુમોદના છે. તે મહાત્માને કોઈ ચીજની જરૂર હોય તો તમે તરત લાવી આપશો.. તેમનું કોઈ કાર્ય હોય તો તરત દોડશો.. આ સહાયતા છે. પ્રોત્સાહન તમે મહાત્માને આપો – એ કદાચ દુઃશક્ય છે, પણ બીજો કોઈ આરાધક હિંમત હારી ગયો હોય તો તમે પ્રોત્સાહન આપશો.
- તમને 'આરાધના' ગમે, કે માત્ર 'તમારી આરાધના' ગમે ?
  **જેને – પોતાની કે બીજાની – આરાધના ગમે છે, તે બીજાને પણ સહાય કરવા તત્પર હોય.. સહાય કરવામાં પણ તેને 'આરાધના' જ લાગે, આનંદ જ આવે.**
  જેને માત્ર પોતાની જ આરાધના ગમે; તે તો મમત્વ છે. ત્યાં આરાધનાની રૂચિ પ્રધાન છે કે માનકષાય ? તે શંકા છે.
- તમે બીજાને સહાય કરવા તત્પર ખરા ?
  વ્યાખ્યાન સાંભળવા આવનારા બીજાને સહાય કરવાનો ભાવ હોય, તો 'પહોળા થઈને' બેસે કે સંકોચાઈને ? તેને 'વચ્ચે જગ્યા ન છોડશો' તેવું કહેવું પડે કે સ્વયં જ તે રીતે બેસે ?
  *સભા : શક્ય હોય તેટલી સહાય કરીએ.*
  શક્ય જ કરવાનું હોય છે. અશક્ય તો કોઈ ન કરી શકે. અને અશક્ય કરવાનો ઉપદેશ આપનાર કે તેવી અપેક્ષા રાખનાર મૂર્ખ જ ગણાય.. હા, કરવા જેવું હોય, પણ શક્ય ન હોય, તો આદર્શ બતાવાય.

- શાસ્ત્રકારો તો એમ કહે છે કે, **આપણી આરાધના ગૌણ કરવી પડે, તો ગૌણ કરીને પણ બીજાને સહાય કરવી જોઈએ..**

  અમે પર્યુષણમાં સંઘને આરાધનામાં સહાયક બનવા અમારી ઘણી આરાધનાઓ ગૌણ કરીએ જ છીએ..

  તમે આ રીતે સહાયક બનો ખરા ?
- આયંબિલની છેલ્લી પંગતમાં તમે બેઠા છો. ઢોકળાંની છેલ્લી થાળી ઉતરી હોય, થોડા જ હોય, બધાને પહોંચે તેમ ન હોય, તો શું કરો ? 'હું તો ઢોકળા વિના પણ સરસ રીતે આયંબિલ કરી શકું છું. મને ઢોકળાં વિના તકલીફ નથી પડવાની. આગળ બેઠેલા બીજા બધાને ઢોકળાં મળશે તો સારું થશે, બીજી વાર કરવાનું મન થશે..' એમ વિચારીને છોડી જ દો ને ?
- કોઈ આપણને પીરસે છે, તો આપણે આયંબિલ કરી શકીએ છીએ.. તો, આપણે આયંબિલ કરતાં પૂર્વે ૧૫-૨૦ મિનિટ પણ પીરસવું છે – એવો સહાયકભાવ ખરો ?
- સ્વામિવાત્સલ્યમાં જમવા બેઠા હો, મીઠાઈ ઘટવાની છે એવી અફવા ફેલાય, એક જ વાર પીરસાતી હોય અને તમારી પાસે આવે, તો 'હું છોડીશ તો બીજા એક સાધર્મિકની ભક્તિ થશે.. ઘરે ઘણી મીઠાઈ ખાઈએ જ છીએ..' એમ વિચારીને છોડી દો ને.. ? કે પછી એકના બદલે બે ટૂકડા લો ?
- પર્યુષણમાં અષ્ટાહ્નિકા પ્રવચનમાં સાધર્મિક ભક્તિનું માહાત્મ્ય સાંભળો છો – 'એક પલ્લામાં સાધર્મિક ભક્તિ મૂકાય અને બીજા પલ્લામાં બીજા બધા ધર્મ મૂકાય, તો સાધર્મિક ભક્તિ ચડી જાય..' તો બીજા સાધર્મિકની ભક્તિ માટે મીઠાઈનો એક ટુકડો ન છોડી શકો ?

  મેં એક ક્ષેત્રમાં આ વાત કરી તો મને જવાબ મળ્યો.. 'સાહેબ, લાખ – બે લાખનો ખર્ચ કરીને બીજા દિવસે આખા સંઘને જમાડી દઈએ.. પણ મીઠાઈનો ટૂકડો ન છૂટે.. !'
- અમે ૧૧ મહાત્મા છીએ. ગોચરીમાં ૪ મહાત્માએ મીઠાઈમાં ૧-૧ ટુકડો મંગાવ્યો હોય, કદાચ ૩ જ મળ્યા હોય; અને જો બધાને ખબર પડી જાય – તો કોઈ લેવા તૈયાર ન થાય.. બધા બીજાને આપવાનું જ કહે..

  *સભા: અમારે ઘરમાં તો આવું જ હોય છે.*

  અમારું ઘર તો છે નહીં.. અને આ વાત મારા પરિવાર પૂરતી નથી.. અમારા સમુદાયના કે બીજા સમુદાયના પણ – જેની સાથે ગોચરી વાપરીએ છીએ – તેવા ૫૦ સાધુ બેઠા હોય – તો પણ એમ જ થાય..
- પંચાશકની ટીકામાં પૂ. અભયદેવસૂરિજી મ. લખે છે, **સાધુઓને સહાયતા કરવી, એ તો બ્રહ્મચર્યની ગુપ્તિ છે..**

  ગુપ્તિ એટલે 'વાડ.' ખેતરમાં પાકની રક્ષા માટે જેમ વાડ બનાવાય, તેમ બ્રહ્મચર્ય પાળવું હોય – તો સાધુ ભગવંતોને સહાય કરવી જ પડે..

  *સભા : એ બેનો સંબંધ શું ?*

  જે સાધુ, બીજા સાધુઓને સહાય કરવા તૈયાર નથી, તે કાં તો પોતાનો અહંકાર ધરાવે છે, કાં બીજા પ્રત્યે તિરસ્કાર. અને એ બંને, ગુણના અજીર્ણ છે; પતન નોતર્યા વિના રહેતા નથી.
- *સભા : બીજા આરાધકો પ્રત્યે એમ તો બહુમાન હોય.. પણ તેનો વિવેક ઓછોવત્તો હોય તો બહુમાન ન ટકે..*

  તમારામાં સંપૂર્ણ વિવેક છે ? અને તમે ધર્મમાં પ્રવેશ કર્યો ત્યારે બધો વિવેક હતો ? બધામાં બધી અપેક્ષા ન રખાય.
- બીજા આરાધકો પ્રત્યેના સહાયકભાવ વિના આપણી આરાધના સાનુબંધ બનતી નથી.

આપણને મોક્ષ અપાવી શકતી નથી. અને સહાયતા એકલી પણ મોક્ષ અપાવી શકે.

- શાહપુર – માનસમંદિરની પ્રતિષ્ઠા વખતે અમે ૧૮૦ સાધુઓ હતા..
  આટલા બધા સાધુઓ હોય ત્યારે વસ્તુઓ આઘી-પાછી થાય.. કોઈ પરાત ગમે ત્યાં મૂકી દે, કોઈ બાલદી... મારા જેવા કેટલાક શિસ્તપ્રિય સાધુઓ ફરિયાદ કર્યા કરે. પૂજ્ય ગચ્છાધિપતિશ્રીએ એકવાર સવારના વાચનામાં અમને બધાને કહ્યું – 'બધા ફરિયાદ કરો છો – તેના કરતાં એક–બે સાધુ બધું ઠેકાણે મૂકી દેવાનું કામ કરે તો ?' ત્યારે બીજા મહાત્માએ પ્રશ્ન કર્યો – 'એવું તો આખો દિ' ચાલ્યા કરે. પછી ભણવાનું ક્યારે ?' .. પૂજ્યશ્રીએ જે જવાબ આપ્યો, તે સહાયતાનું મહત્ત્વ એક વાક્યમાં જણાવી દે છે – 'જે આ રીતે બધું ગોઠવ્યા કરે, તેને ભણવાની જરૂર જ નહીં પડે. સીધું કેવળજ્ઞાન થઈ જશે.. !!!'
- મારા ગુરૂદેવશ્રીની પ્રભાવકતા તમે સહુ જાણો છો. ભૂતકાળ કદાચ નહીં જાણતા હો.. મેટ્રિકમાં ફેઈલ થયેલા – સંસ્કૃતની પહેલી બુક ૧૧ વાર કરી.. યાદ જ ન રહે.. દીક્ષાના ચોથા વર્ષે તો તેમના ગુરૂદેવને બધા ચોપડા પાછા આપવા ગયેલા – 'મને ચડતું જ નથી.. રસ જ નથી જાગતો.. ભણવું જ નથી..' તેમાંથી આ સ્તરે શી રીતે પહોંચ્યા ?
  ગુરૂદેવશ્રીને પૂછો તો એક જ વાત કરે છે – 'ગુરૂદેવની ભક્તિ અને સહવર્તી સાધુઓની ભક્તિ – એણે જ મને આ સ્તરે પહોંચાડ્યો છે...'
  અમારા સમુદાયના પૂ. આ. શ્રી કુલબોધિસૂરિજી મ. એ તેમની આચાર્યપદવી પ્રસંગે કહેલું – ૮-૯ વર્ષની ઉંમરે દીક્ષા લીધેલી. લાંબા વિહાર હોય તો થાકી જાય, ત્યારે પૂ. રત્નસુંદરવિ. મ. ખભા પર એમને ઊંચકીને વિહાર પૂરો કરતા !!
- તમે જે કંઈ આરાધના કરો છો, તેમાં આ સહાયકભાવ ખરો ?
- પૂજા કરવા લાઈનમાં ઊભા છો.. કોઈ આવે – તેની શારીરિક અવસ્થા હોય કે ચહેરા પર ઉતાવળના ભાવ વંચાતા હોય - તમને કોઈ ઉતાવળ ન હોય, તો આગળ જવા દો .. ?
- સાથિયો કરવા પાટલો લેવા ગયા – એ જ વખતે બીજી વ્યક્તિ પણ પાટલો લેવા આવી. પાટલો એક જ હોય – તો તેને લઈ લેવા દો ને ? તમે બીજો પાટલો ખાલી થાય ત્યાં સુધી રાહ ન જોઈ શકો?
- વ્યાખ્યાન સાંભળવા આવ્યા.. કમર કે ઢીંચણની તકલીફના કારણે ખુરશી પર બેસવું વધારે અનુકૂળ હોય... ખુરશી ઓછી હોય, બેસનારા વધારે હોય – તો તમે ખુરશી છોડીને નીચે બેસી જાવ ને.. ?
- *સભા : મોટો મોટો ધર્મ કરીએ.. આવું નાનું નાનું ઓછું કરીએ.*
  તેનો અર્થ તો એ કે, **લોકો જેનાથી તમને ધર્મી માને-કહે; તેવો ધર્મ કરવો છે... પરિણતિમાં ધર્મ ક્યાં છે ?**
- આયંબિલ કરવા ગયા.. પંગત નાની છે, સંખ્યા વધારે છે.. તો 'મને તો પોણો કલાક મોડું ચાલશે.. પછીની પંગતમાં બેસીશ..' એમ વિચારીને બીજાને પહેલા બેસવા દો ને ?
- યાત્રા કરવા ગયા છો. ૧૦૦ યાત્રિકો છે. ગાદલા ૮૦ જ છે. તો 'ખરેખર તો છ'રી' પાળવી એ જ સાચી યાત્રાની વિધિ છે. આજે જમીન પર – જાજમ પાથરીને સૂઈ જશું – એક 'રી' નું પાલન કરશું.' (ભૂમિસંથારી) એમ વિચારીને ગાદલું છોડી દો ને?
- તમે સહાય કરવા માટે ઢોકળાં, મીઠાઈ, પાટલો, ખુરશી, ગાદલું... શું છોડો ?
- અમે ચાર સાધુ હોઈએ.. મીઠાઈના ૩ ટુકડા આવે.. જો અમારા વચ્ચે લેવા માટે ઝઘડો થાય.. તેના સમાચાર તમને મળે – તો તમે અમારા માટે શું બોલો .. ?
  વિહાર કરીને આવેલા બીજા સાધુઓને થોડી અગવડ વેઠીને પણ અમે સમાવી ન લઈએ, તો

તમે શું બોલો ?

તો તમારી ફરજ શું બને ?

- *સભા : અમારા અને આપનામાં અંતર છે ને ?*

  એ મહાવ્રત–અણુવ્રતમાં છે, સમ્યગ્દર્શનમા નહીં. સહાયતા તો સમ્યગ્દર્શનનો આચાર છે, અને સમ્યગ્દર્શન તો શ્રાવક–સાધુનું સરખું હોય છે. શ્રેણિક વગેરે શ્રાવકો પણ વિશુદ્ધ એવા ક્ષાયિક સમ્યગ્દર્શનના માલિક હતા.
- એ પણ ધ્યાન રાખો કે આરાધના કરનારને માન–સન્માન મળતા હશે, **સહાય કરનારો લોકપ્રિય બને..**
- તમે જ વિચારો - પચાસમી ઓળી કરનાર – પણ આયંબિલ કરીને ચાલ્યો જનાર - અને રોજ ૧ કલાક બધાને પીરસીને ભક્તિ કરનાર – બે માંથી લોકપ્રિય કોણ હોય ?
- એક મહાત્મા ચાતુર્માસ કરી ગયા – તપસ્વી હતા.

  બીજા મહાત્મા ચાતુર્માસ કરી ગયા – જ્ઞાની હતા.

  ત્રીજા મહાત્મા ચાતુર્માસ કરી ગયા – કદાચ તેવું વિશિષ્ટ જ્ઞાન–તપ ન હોય, પણ સંઘના દરેક કાર્યમાં (પોતાના સંયમની મર્યાદામાં રહીને) સહાયક બને..

  તમને ફરીવાર કોનું ચાતુર્માસ કરાવવાનું મન થાય ?
- તમારી સોસાયટીમાં, મિત્રોમાં, વેપારીઓમાં, સમાજમાં, સંઘમાં – બધે સહાયક બનનારો જ લોકપ્રિય બને છે.
- **સહાય કરનારો જીવનભર યાદ રહી જાય..**

  અમારા સમુદાયના હાલ આચાર્ય પૂ. સંયમબોધિસૂરિ. મ. સા. વર્ષો પૂર્વે અમારા ગુરૂદેવ સાથે ૧ મહિનો રહેલા.. ત્યારે સુરત બાજુના વ્યારા પંથકમાં વિહાર હતો.. તે ક્ષેત્રોમાં મહાત્માઓનું આવાગમન ઓછું હોવાના કારણે ઉપાશ્રયની સામગ્રી ઘણીવાર ધૂળ ખાતી હોય. વિહાર કરીને પહોંચીએ ત્યારે અમે નાના સાધુઓ તો પાણી લાવવા વગેરે કામમાં વ્યસ્ત હોઈએ. ત્યારે પૂ. સંયમબોધિસૂ. મ. ના ભાઈ – પૂ. જિનબોધિવિ. મ. ઉપાશ્રયમાંથી ટેબલો ગોતી, સાફ કરીને અમારી જગ્યાએ મૂકી જાય.. મેં તેમને કહ્યું – 'આપ અમારાથી ૧૦-૧૨ વર્ષ વડીલ છો, અને અમારું કામ કરો. તે અમને શોભતું નથી.' તેમણે કહ્યું – 'ભવ્યસુંદર મહારાજ, હું બહુ ભણી શકતો નથી. તો તમારા જેવા ભણનારાને આટલી સહાયતા તો કરું ને ?' આજે ૨૦ વર્ષ પછી પણ એ યાદ છે !
- **જો સંઘમાં પરસ્પર બધાનો સહાયકભાવ હોય તો કોઈ સંઘર્ષ–સંકલેશ જ ન રહે..** સર્વત્ર સમાધિ–આનંદ ફેલાઈ જાય..
- તત્ત્વાર્થ સૂત્રકારે **સંઘની સેવાને તીર્થંકર નામકર્મના બંધનું કારણ બતાવી છે.** સેવા એટલે – સહાયતા જ છે.
- એક શ્રાવકે પૂ. ગચ્છાધિપતિશ્રી પાસે ભવ-આલોચના લીધી – તેમને કેટલીક સામાયિક આપી. તેઓ પૂજ્યશ્રીને મળવા ગયા, અને કહ્યું - 'મારાથી સામાયિક નહીં થાય.' પૂજ્યશ્રીએ કારણ પૂછ્યું, તો કહે - 'આમ તો નિવૃત્ત છું; પણ આખો દિવસ સંઘની પેઢી પર બેસીને હિસાબોનું ધ્યાન રાખું છું.' પૂજ્યશ્રી કહે – 'તો તમારું બધુ પ્રાયશ્ચિત્ત એમાં જ વળી જશે !!'

  તેમના શહેરમાં પૂજ્યશ્રી પધારવાના હતા.. ચાર-પાંચ શ્રાવકો વિનંતી કરવા ગયા – 'અમારા ઘરેથી સામૈયું રાખો...' પૂજ્યશ્રીએ બધાને ના પાડી, અને સામેથી પેલા શ્રાવકને બોલાવીને તેમને ત્યાંથી સામૈયું રખાવ્યું !

  આ સંઘસેવાનો લાભ છે.

- બંદૂકમાંથી છૂટતી ગોળીમાં તાકાત - બંદૂકે પેદા કરેલ ઝડપના કારણે છે.
  **આરાધનામાં તાકાત તો આરાધકભાવ – પરિણતિથી આવે છે. અને પરિણતિમાં લક્ષ્ય પછી મહત્ત્વની વસ્તુ બહુમાન છે !**

## પરિણતિ – બહુમાન – ૨

- બીજા આરાધકો પ્રત્યેનું બહુમાન, એ પરિણતિનો મહત્ત્વનો ભાગ છે. એ બહુમાન ઉત્પન્ન કઇ રીતે કરવું ? તે આજે વિચારવું છે.
- **આપણે જે કંઇ આરાધના કરીએ છીએ, તે પણ બીજા આરાધકોનો ઉપકાર છે.**
- તમને વ્યાખ્યાન સાંભળવા મળે છે, તે વ્યાખ્યાન સાંભળવા આવેલા બીજા શ્રાવકોના કારણે જ. તમે એકલા આવ્યા હો, તો શું થાય ? કદાચ તમારી જિજ્ઞાસા હોય તો ૧૦-૧૫ મિનિટનો ઉપદેશ હું આપું, પણ આ રીતનું વ્યાખ્યાન તો ન જ થાય. એટલે, બીજા સાંભળનારાનો પણ તમારા પર ઉપકાર છે.
- તમારા ગામ-વિસ્તારમાં તમારું એકનું જ ઘર હોય, ૫-૧૦ જણાં જ પૂજા કરનારા હોય, તો શિખરબદ્ધ જિનાલય બનાવવા માટે મોટી રકમ ક્યો સંઘ ફાળવે ? તમે સંઘના અગ્રણી હો, અને આવા કોઇ ક્ષેત્રની અરજી આવે, તો તમે શું કરો ? ના જ પાડો. ૫-૧૦ જણાં જ હોય, તો નાનકડું જિનાલય બનાવવાનું કહો. વિશાળ જિનાલય માટે કોઇ રકમ ન આપે. (પ્રાચીન તીર્થ હોય, જિર્ણોદ્ધાર હોય તો વાત જુદી... ) એટલે આવું સુંદર જિનાલય પ્રભુની ભક્તિ કરવા તમને મળ્યું છે, એ પણ તમારા પરનો બીજા પ્રભુભક્તોનો – દર્શન-પૂજા કરનારાનો ઉપકાર છે.
- પ્રાચીન નેમિનાથ ભગવાનની પ્રતિમા તમારા સંઘને મળી, તે ઘણાં આરાધકો હોવાથી જ... તમે એકલા પૂજા કરનાર હો, તો કોણ આપે ? એકલદોકલ પૂજા કરનાર તો કદાચ ભગવાન જ્યાં હતા, ત્યાં પણ હશે જ. ત્યાંના વહીવટકારોને એમ લાગે કે પરમાત્મા જ્યાં લઇ જવા માગે છે, ત્યાં વર્ષો સુધી ઘણાં ભાવિકો ભક્તિ કરશે, તો જ મંજૂરી આપે. એટલે પ્રાચીન પરમાત્મા મળ્યા, તે પણ બીજા આરાધકોનો ઉપકાર છે.
- પૂ. ગચ્છાધિપતિશ્રીનું ચાતુર્માસ અહીં નક્કી થયું, તે શેના કારણે ? માત્ર ૫-૧૦ પરિવાર હોય તો આવા મહાપુરૂષ કે મોટા સમુદાયનું ચાતુર્માસ સંભવિત બને ખરું ? નહીં જ...... ૪૦૦-૫૦૦ પરિવાર હોય, મોટા સમુદાય માટે ગોચરી-પાણી સુલભ હોય, આરાધકોની સારી સંખ્યા હોય – તો જ આવું ચાતુર્માસ મળી શકે. દેખીતી રીતે ભલે ૨-૫ જણાંની મહેનતથી ચાતુર્માસ મળ્યું તેમ લાગે. હકીકતમાં તેમની પાછળ ૫૦૦ પરિવારનું પીઠબળ છે, એટલે ચાતુર્માસ મળે છે; તે પીઠબળ ન હોય તો ન જ મળે.
- સંઘમાં વિશાળ ઉપાશ્રય બને કે નૂતનીકરણ થાય, ત્યારે ચડાવા વગેરે દ્વારા કોઇ લાભ ક્યારે લે? બે-ચાર આરાધકો જ આરાધના કરતા હોય તો સામાન્યથી મોટી રકમનો લાભ લેવાનો ઉત્સાહ કોઇને નથી જાગતો. આરાધકોની મોટી સંખ્યા હોય તો ઉલ્લાસ જાગે.
  એટલે, વિશાળ ઉપાશ્રય આરાધના કરવા માટે મળ્યો, તે પણ બીજા આરાધકોનો ઉપકાર છે.
- તમારા એકલાનો દીકરો પાઠશાળા જતો હોય, બીજું કોઇ ન આવતું હોય, તો પાઠશાળા કોણ ચલાવે ? કોણ તેના માટે જગ્યા આપે ? કોણ દાન આપે ? કોણ સમયનો ભોગ આપે ? બીજા ઘણાં બાળકો ભણવા આવે છે, તો પાઠશાળા માટે સમયનો ભોગ આપવાનું કોઇને મન થાય, કોઇને દાન આપવાનું મન થાય... તો પાઠશાળા ચાલે છે...
- ૨-૪ જણાં જ આયંબિલ કરનારા હોય તો કાયમી આયંબિલ ખાતું કોણ ચલાવે? તેમાં ઘાટ કરતાં ઘડામણ મોંઘું પડે. પગારના ખર્ચા ભારે પડે.. આયંબિલ કરનારા ઘણાં તપસ્વી હોય, તો

જ આયંબિલખાતું ચાલે. તો જ કોઈ દાન આપે.. તો જ કોઈ વ્યવસ્થા સંભાળે..

- તમને ખ્યાલ આવશે કે **કોઈપણ કાર્ય માત્ર દાનથી કે વ્યવસ્થા કરનારાથી નથી થતું, આરાધકો હોય તો જ થાય છે. એટલે જેમ દાતાઓ કે વ્યવસ્થાપકો ઉપકારી છે, તેમ બીજા આરાધકો પણ ઉપકારી છે જ..**
- સમૂહમાં સિદ્ધિતપ, શ્રેણિતપ, માસક્ષમણ વગેરે કરનારને પૂછો - 'એકલા હોત તો કર્યો હોત?' ૮0% નો જવાબ 'ના' માં હશે..
  'બીજાને કરતા જોઈને મન થઈ ગયું.. પારવાની ઇચ્છા થતી હતી, પણ – બધાના આલંબને ઉત્સાહ ટકી રહ્યો...' વગેરે જેવા જ જવાબ મળશે. એટલે તમે સિદ્ધિતપ કર્યો હોય, તે પણ બીજા તપસ્વીઓનો તમારા પર ઉપકાર છે..
- સાધુજીવન પણ એકલા જીવી શકાતું નથી.
  જો કે શાસ્ત્રકારોએ સાધુને એકલા રહેવાનો નિષેધ જ કર્યો છે. પણ કોઈ રહેવા માગે, તો પણ રહી શકે નહીં. રહે, તો તેણે સાધુના આચારોમાં સમાધાન કરવું જ પડે.
  હું બિમાર પડું તો બીજા સાધુ મારી ગોચરી લાવે.. એકલો હોઉં તો શું થાય? શ્રાવકો પાસે જ મંગાવવી પડે. બિમાર સાધુનું પડિલેહણ બીજા સાધુ કરે. એકલો હોય તો પડિલેહણ કર્યા વિના જ રહે ને ? અરે ! ક્યારેક તો બિમારી એવી હોય કે પ્રતિક્રમણ પણ જાતે ન કરી શકે. ત્યારે બીજા સાધુ હોય તો સંભળાવે – તે રીતે પણ પ્રતિક્રમણ થાય. એકલો હોય તો ?
  મારા ૧૦ શિષ્યો હોય, કદાચ હું ભણેલો હોઉં – બધાને ભણાવતો હોઉં.. તો પણ મારે એમ ન મનાય કે 'મારા કારણે તેઓ સાધુરૂપે જીવે છે...' હકીકત એ છે કે 'તેઓ ૧૦ છે, તો હું સાધુરૂપે જીવું છું.. કોઈ ન હોય તો મારું શું થાય ?'
- સમુદાયિક આરાધના જ નહીં, વ્યક્તિગત આરાધનામાં પણ બીજા આરાધકોનો ઉપકાર હોય છે.
- **તમારા વ્યક્તિગત જીવનમાં પણ જેટલી આરાધનાઓ છે, તેમાંની મોટા ભાગની આરાધનાઓમાં સમાજનું આલંબન કારણ છે.**
- હું અનુમાન કરીશ કે આ સભામાં બેઠેલામાંથી ૫0% ને ચાતુર્માસમાં રાત્રિભોજન ત્યાગ હશે – બરાબર ?
  *સભા : હા.*
  અને ઘણાંને આજીવન પણ હશે.
- હવે પૂછું, ચાતુર્માસમાં ફ્રીઝનો ત્યાગ કરનારા કેટલા ?
  શૂન્ય.. જેના ઘરમાં ફ્રીઝ છે જ નહીં, તેની વાત છોડો તો કોઈ નહી. આવું કેમ ?
  સમાજમાં રાત્રિભોજનત્યાગ ધર્મરૂપે જેટલો વ્યાપક છે, તેટલો ફ્રીઝનો ત્યાગ નથી. એ જ કારણ છે.
  એટલે રાત્રિભોજનના ત્યાગમાં પણ સમાજનું આલંબન એ કારણ છે.
- કદાચ સભામાં બેઠેલા ૮0-૯0% ને કંદમૂળનો આજીવન ત્યાગ હશે. બરફનો ત્યાગ કેટલાને ? બહુ જ ઓછાને.. કારણ શું ? એ જ કે - કંદમૂળ સમાજમાં પાપ તરીકે જેવું મનાય છે, તેટલો બરફ પાપ તરીકે નથી મનાતો. એટલે કંદમૂળના ત્યાગમાં પણ સમાજનું આલંબન કારણ છે.
- નિંદ્ય ગણાતાં પાપના ધંધામાં જૈનો નથી જતા.. પણ શેરબજારમાં કોણ નથી જતું ? એ પ્રશ્ન છે. શેરબજારમાં પાપ ઓછું નથી.
  શેર એટલે હિસ્સો – ભાગીદારી છે. એ ભાગીદારી નફામાં છે, તેમ પાપમાં પણ છે. પાપો કેવા

છે ? તે ખબર છે ?

એક કેમિકલ ફેક્ટરી જોયેલી – તેનું બોઈલર શરૂ કર્યા પછી પૂરું ધમધમતું થતાં ૨૪ કલાક લાગે. કેટલા કોલસા વપરાતા હશે ? ભેગા કેટલા જીવો બળી જતા હશે ? વિચારી પણ ન શકાય. ઘરબેઠાં શેર લઈને આ બધા પાપમાં તમે ભાગીદાર બનો છો.

મારે વાત એ કરવી હતી કે એવા હિંસક ધંધામાં ન જનારા પણ શેરબજારને અસ્પૃશ્ય માનતા નથી. કેમ ? કારણકે સમાજે તે પાપ સ્વીકારી લીધું છે.

- એટલે નક્કી એ જ થાય કે **તમારા જીવનમાં જે પાપ નથી, કે જે ધર્મ છે, તેમાં પણ સમાજનો ઉપકાર છે.**
- આરાધના માટે જેવી ઈચ્છા છે, તેવું બીજા આરાધકો પર બહુમાન નથી, તો પ્રગટાવવાનું છે.
- કેટલાક કહે છે, બીજા અવિધિ કરે, ખોટું કરે, અવિવેકથી કરે તો બહુમાન નથી રહેતું.

તો પહેલા તો એ સમજી રાખો કે તમને જે ભૂલ લાગે, તે ભૂલ જ હોય, તેવું જરૂરી નથી. શક્યતા તો એ પણ છે કે ભૂલ તમારી હોય..

છતાં, માની લઈએ કે બીજાની અજ્ઞાનતા, અણસમજ, પ્રમાદ વગેરેથી ભૂલ થઈ. તો પણ તેને સુધારવાની બુદ્ધિથી – કરૂણાથી કહેવાય, ઉતારી પાડવાની બુદ્ધિથી – તિરસ્કારથી ન કહેવાય. કરોડો જીવો સંસારમાં રચ્યાપચ્યા છે. તેમાંથી કોઈ આરાધના કરવા આવે, તે ય પરાક્રમ છે.. તેમાં થતી ભૂલો ગૌણ છે..

- અને તમને બીજાની કઈ અવિધિ-ભૂલ માટે તિરસ્કાર થાય છે ? તે જરા ઊંડાણથી વિચારો.

બોલો, મુહપત્તિના ૫૦ બોલ કોને આવડે છે ? ૧૦% પણ નથી. બાકીના ૯૦% ને પૂછું – તમારી બાજુવાળો બોલ બોલ્યા વગર આડેધડ મુહપત્તિ પડિલેહતો હોય તો તિરસ્કાર જાગે ?

*સભા : ના. કારણકે અમને ય આવડતું નથી.*

અને તમે ઊભા ઊભા પ્રતિક્રમણ કરતા હો, અને બાજુવાળો નિષ્કારણ – આળસથી બેઠાં બેઠાં કરતો હોય – તો તિરસ્કાર જાગે છે.

- એ બતાવે છે કે **હકીકતમાં બીજા પ્રત્યેનો તિરસ્કાર, આપણી આરાધનાના અહંકારની આડપેદાશ છે.** તેની અવિધિના કારણે તિરસ્કાર નથી જાગતો (તે તો મુહપત્તિમાં ય હતી), આપણા અહંકારના કારણે જાગે છે.
- *સભા : પ્રતિક્રમણ ઊભા ઊભા જ થાય ?*

'જ' નો અર્થ તમે એવો કરતા હો, કે બેઠાં બેઠાં ન જ કરાય; તો તમારી વાત ખોટી છે. સંયોગ ન હોય ત્યારે બેઠાં બેઠાં કરી શકાય..

- **શાસ્ત્રોમાં જે વિધિ બતાવ્યો હોય, તેનું ઊંધું ન જ થાય, તેવો નિયમ સર્વત્ર ન કરી શકાય..** ક્યાંક થાય, ક્યાંક ન થાય.. એકસણું બેઠાં બેઠાં થાય; એટલે ઊભા ઊભા ન જ થાય – તેવો નિયમ થાય.. પણ બધે તેવું ન હોય.
- ઘણાં કહે – દીકરો ધર્મ ન કરે, તો શું કરીએ ?

હું કહું – બે મહિનાથી પ્રવચન કરું છું, તો ય તમે દીક્ષા નથી લેતા.. મારે શું કરવાનું ? ભવિતવ્યતા છે.. મારું પુણ્ય નથી.. તમારી પાત્રતા નથી.. એમ કાંઈપણ સમાધાન કરવાનું. તિરસ્કારથી શું વળે?

*સભા : એટલે કશું નહીં કહેવાનું ?*

**જ્યાં સામાની પાત્રતા હોય, તમારો અધિકાર હોય, પુણ્ય હોય, ત્યાં સુધારવાની બુદ્ધિથી, ખાનગીમાં, પ્રેમથી કહેવાય.**

- **તમે બીજાનો જે દોષ માટે તિરસ્કાર કરો – નિંદા કરો, તે દોષ તમારામાં આવે..** *(ઉપદેશમાળા)*
- ભગવાનની કેટલી વાત આપણે નથી માની ? તો ય ભગવાન આપણા પર કરૂણા જ કરે છે. તો આપણે બીજા આરાધકોની ભૂલ હોય તો ય કરૂણા જ કરવાની છે.
- એક વાત ખ્યાલમાં રાખજો - સમુદાય હોય, ત્યાં શિસ્ત જાળવવા ભૂલ કરનાર પ્રત્યે વ્યવસ્થાપકે કઠોર થવું પડે. શિબિરમાં ૫૦ બાળકો હોય, એક બાળક વારંવાર અવાજ કરતો હોય, સમજાવવા – ઠપકો આપવા છતાં ન સુધરે, તો બીજા બધાની આરાધના સાચવવા – તેને રવાના પણ કરવો પડે. તે તિરસ્કાર નથી; પણ સમુદાયની આરાધનાની રક્ષા છે.
- મેં તમને કહ્યું હતું – સહાય કરવા માટે બીજાની રાહ જોવી જોઈએ.. તે વ્યક્તિગત વાત છે. પર્યુષણમાં સામુદાયિક પ્રતિક્રમણમાં ૪૦૦ જણાં આવ્યા હોય, તો એકની રાહ જોવામાં બધાને દુર્ધ્યાન થાય.. ત્યાં મોડા આવનારે એમ ન કહેવાય કે 'મારી રાહ જુઓ.'
- ષોડશકમાં હરિભદ્રસૂ. મ. એ આરાધનાના પાંચ તબક્કા બતાવ્યા છે. પ્રણિધાન, પ્રવૃત્તિ, વિઘ્નજય, સિદ્ધિ, વિનિયોગ.

  તેમાં પ્રણિધાન એટલે સંકલ્પ.. તેમાં ય તરતમતા હોય.. સામાન્ય ઝંખનાથી માંડીને દૃઢ સંકલ્પ – અનેક પ્રકારના પ્રણિધાન હોય. તે પ્રણિધાન કેવું હોવું જોઈએ ? તે બતાવતા શાસ્ત્રકાર લખે છે - હીનગુણી પ્રત્યે તિરસ્કાર ન જોઈએ. એટલે, રાત્રિભોજનના ત્યાગનો તમે સંકલ્પ કરો, ત્યારે રાત્રિભોજન કરનારા પ્રત્યે અરૂચિ-દ્વેષ-તિરસ્કાર ન જોઈએ.. નહીં તો, તમારો સંકલ્પ એ શુદ્ધ પ્રણિધાન પણ નથી.

  એટલે, **બીજાની ખામી પ્રત્યે તિરસ્કાર હોય, તો આપણે આરાધનાના પહેલા તબક્કામાં પણ નથી આવ્યા !**
- દસમા ધોરણનો દાખલો, નવમા ધોરણના વિદ્યાર્થીને ન આવડે, તો દસમા ધોરણવાળા વિદ્યાર્થીઓ તેને તિરસ્કારે નહીં. સમજે કે - તે હજી ભણ્યો નથી.

  જે આરાધક અવિધિ કરતો હોય - તેના માટે વિચારવું કે - તે હજી પાછલી કક્ષામાં છે, ત્યાં આવું જ હોય. અને ગઈકાલે હું પણ ત્યાં જ હતો !
- એક આરાધનામાં આપણા કરતા પાછળ રહેલ વ્યક્તિ, બીજા અનેક ગુણોમાં આપણાથી આગળ પણ હોઈ શકે છે.. તો તિરસ્કાર કેમ કરાય ?

## પરિણતિ – અનુમોદના

- આરાધક પ્રત્યે અંતરમાં રહેલું બહુમાન, તેની અનુમોદના – ઉપબૃંહણા દ્વારા પ્રગટ થાય છે.
- સમ્યગ્દર્શનના ૮ આચારોમાં એક ઉપબૃંહણા છે. **બીજાના સુકૃતની-આરાધનાની ઉપબૃંહણા કરવાથી સમ્યગ્દર્શન નિર્મળ થાય. અને જાણવા-જોવા છતાં ન કરે, તો તે સમ્યગ્દર્શનનો અતિચાર બને.**
- ક્રિકેટનો શોખીન હોય, તો કોઈની સેન્ચ્યુરીના વખાણ કર્યા વિના રહી જ ન શકે.

  **જેને ગુણનો અનુરાગ હોય, આરાધના ગમતી હોય, તે બીજાની આરાધના જોયા-જાણ્યા પછી ઉપબૃંહણા કર્યા વિના રહી જ ન શકે.** સહજ જ – સ્વભાવથી જ થઈ જાય. અનુમોદના કરવાથી લાભ છે – ન કરવાથી નુકસાન છે – તેવું તેને વિચારવું જ ન પડે.
- છતાં, આ કાળની બલિહારી છે. અનુમોદના કરવામાં બધા કંજૂસ દેખાય છે. અનુમોદનામાં ન તો પૈસા ખર્ચવા પડે, ન તો શરીરને કોઇ કષ્ટ આપવું પડે, છતાં અનુમોદનામાં કંજૂસાઈ શા માટે ?

*સભા : અહં નડે.*

તો પછી તમારી આરાધનાનું ફળ ઘણું ઘટી જાય. કારણકે તમને તેનો અહંકાર છે.. બીજા પ્રત્યે બહુમાન નથી જાગતું.

- પર્યુષણમાં તમે સાંજે દર્શન કરવા આવ્યા. સરસ અંગરચના હતી. જોઈને મન ઠર્યું. ભક્તિ કરવાનું મન થયું. ચિત્ત એકાગ્ર બન્યું. બહાર નીકળ્યા પછી આવી સરસ અંગરચના કોણે કરી ? તેની તપાસ કરીને તેમની ઉપબૃંહણા કરો ખરા?

  અમે એક તીર્થમાં સાંજના દર્શન કરવા ગયેલા. સરસ આંગી હતી. અમારા મહાત્માએ પૂજારીને પૂછ્યું. – 'તમે કરી છે ?' તેણે હા પાડી.. બે શબ્દથી અનુમોદના કરી. પીઠ થાબડી. તે પૂજારીની આંખમાં આંસુ આવી ગયા. 'કેટલાય વર્ષથી આંગી કરું છું. આજ સુધી કોઈએ બે શબ્દ વખાણનાં કહ્યાં નથી.'
- મારા ગુરૂદેવના ઘણા ગુણો છે, પણ તમે મને પૂછો તો એ બધામાં ટોચ કક્ષાનો ગુણ હું કહીશ – 'ગુણાનુરાગ.' કોઈની પણ કોઈ પણ પ્રકારની આરાધનાના સમાચાર મળે, એટલે ગુરૂદેવ ઉપબૃંહણા કરે જ.. ટપાલ લખીને પણ તેમની અનુમોદના કરે..
- તમે વ્યાખ્યાન સાંભળવા આવ્યા.. કોઈએ જાજમ પાથરી રાખી છે, ખુરશી ગોઠવેલી છે, પાર્ટીશન ગોઠવેલું છે.. તે બધાના કારણે તમે શાંતિથી વ્યાખ્યાન સાંભળી શકો છો, એક પણ મિનિટ બગડતી નથી, ખલેલ પડતી નથી.. તો આ બધું કરનારની તમે અનુમોદના કરો ખરા?
- કોઈ મહાત્મા ચાતુર્માસ પધાર્યા. તમે પ્રવચનો સાંભળ્યા. તમને ગમ્યા. તમારી શ્રદ્ધા વધી, તમારા જીવનમાં પરિવર્તન આવ્યું. વિચારધારા બદલાઈ. આ મહાત્મા કોની મહેનતથી પધાર્યા? તે જાણવાની મહેનત કરીને, જાણીને, તેમની ઉપબૃંહણા કરો ખરા ?
- એક વાત ધ્યાનમાં રાખો.

  **કામ કરનાર કદાચ પોતાની ભાવનાથી કરે છે. પોતાના આત્માના હિત માટે કરે છે. એટલે - તેને કોઈની પ્રશંસાની અપેક્ષા ન પણ હોય. તો પણ કોઈ ઉપબૃંહણા કરે, તો તેનો ઉલ્લાસ વધે, એ લગભગ નિયમ છે.**
- પ્રશંસા સાંભળીને ઉલ્લાસ પણ ન વધે, તેવી ઉદાસીન પરિણતિના સ્વામી તો કોક ઉચ્ચ કક્ષાના સાધક હોય.

  પણ આપણે બધા તો તેવા નથી જ.

  તમે જ એ સ્થાને હો, તો શું થાય ? તે વિચારો.

  તમે વ્યવસ્થા કરો છો – તેની કોઈ ઉપબૃંહણા કરશે – તો તમે રોજ ૮. ૨૦ આવતા હશો, તો ૮.૧૮ આવવાનું મન થશે. વધારે ઉલ્લાસથી – વધારે સારું કામ કરશો.
- આયંબિલમાં કોઈ વ્યક્તિ પીરસે છે – પીરસનારા પર ધ્યાન રાખે છે – તેના કારણે બધાના આયંબિલ સરસ થાય છે. તો આયંબિલ કરીને ઊભા થાવ ત્યારે બે શબ્દ પ્રશંસાના કહો ખરા, કે 'તમે ધ્યાન રાખો છો, તો અમારું આયંબિલ સરસ થાય છે..'
- કાર્યકર્તાઓના મુખેથી અનેકવાર સાંભળ્યું છે – 'સારા કામ કરીએ તો કોઈ કદર કરતું નથી.. અને એકાદ ભૂલ થાય તો ડઝનબંધ લોકો તૂટી પડે છે...'

  હું તો કહીશ કે **જે સારા કામની કદર કરતો નથી, તેને ફરિયાદ કરવાનો અધિકાર જ નથી.**
- કંઈક પત્રિકાઓ જોવામાં આવે છે – માસક્ષમણ, સિદ્ધિતપ વગેરે અનેક આરાધનાઓની.. કંઈક રીતે સમાચારો મળે છે. આપણાં કોઈપણ પરિચિતે કોઈ પણ આરાધના કરી તે જાણવા મળે તો કોઈપણ રીતે અનુમોદના કરો ખરા ? હવે તો તમારા માટે બધું સરળતાથી શક્ય છે.
- કોઈએ મોટી રકમ ખર્ચીને ચડાવો લીધો.. સમાચાર મળે તો અનુમોદના કરો ? આખી દુનિયાને

ફાલતુ મેસેજ કર્યા કરતા હો છો.. આના માટે ટાઈમ ન મળે ?

- પ્રતિક્રમણ કરવા આવ્યા.. નાનો બાળક સ્નાતસ્યા બોલ્યો.. બે શબ્દ ધન્યવાદના કહો ખરા ?
- અનુમોદનાના બે શબ્દો શું કામ કરી શકે છે ? તેની તમને ખબર નથી.
  વિહાર કરતા એક સ્થાનમાં પહોંચ્યા. વિશાળ ઉપાશ્રય - હવા-ઉજાસ સરસ હતા.
  જુઓ, બધી પરિસ્થિતિમાં સમતા રાખવી, તે અમારા માટે આદર્શ છે. પણ બધા આદર્શ ધરતી પર ઉતરતા નથી. લાંબો વિહાર કરીને પહોંચીએ – ત્યારે સ્થાન પ્રતિકૂળ હોય, તો ક્યારેક ઉદ્વેગ થાય પણ ખરો.. અને અનુકૂળ હોય, તો આનંદ પણ થાય. તે ઉપાશ્રય અનુકૂળ હતો. કદાચ પાંચેક હજાર સ્ક્વેર ફૂટ હશે. આજે બાંધવાનો ખર્ચ ૫૦ લાખ થાય, જગ્યા તો જુદી. ઉપાશ્રયમાં તક્તી હતી, ચાર ભાગ્યશાળીઓએ પોતાના ખર્ચે બનાવીને સંસ્થાને સોંપેલો. તેમાંના એક મારા પરિચિત હતા. મેં તેમને પોસ્ટકાર્ડ લખ્યું.. તેમણે લીધેલા લાભની અનુમોદના કરી. અમને શાતા-સમાધિ મળી, આરાધનાની અનુકૂળતા થઈ - તે લખ્યું. એ પત્રની શું અસર થઈ ?
  ૬-૧૨ મહિના પછી તે ભાગ્યશાળી મળેલા... મને કહ્યું - ‘ઉપાશ્રયમાં મોટી રકમથી લાભ લીધેલો.. પણ જોઈએ તેવો લાભ મળતો નહોતો – એમ લાગતું હતું.. ક્યારેક અફસોસ થતો... (ન કરવો જોઈએ; પણ થતો હતો.) આપનો પત્ર આવ્યો એટલે થયું – જો આપને શાતા-સમાધિ મળ્યા તો મારા પૈસા વસૂલ છે.. !’
- રાજસ્થાનમાં વિહારમાં વિજયનગર પાસે એક ગામમાં ગયેલા. દેરાસર–ઉપાશ્રય–વિશાળ જગ્યા હતી. ગામમાં મૂર્તિપૂજક ઘરો ૮-૧૦.. સ્થાનકવાસી ૨૦૦.. દેરાસરની જમીન માટે બંને વચ્ચે ઝઘડા – કોર્ટમાં કેસ ચાલે. દેરાસરની જમીન સ્થાનકવાસીઓની હોય તે કોઈ કાળે સંભવે નહીં. આવું કેમ બન્યું ? તેની તપાસ કરતાં ખબર પડી – મૂળમાં બધા ઘરો મૂર્તિપૂજક હતા.. પણ આપણાં મહાત્માઓનું વિચરણ નહીંવત્ અને તેમના મહાત્માઓનું ઘણું.. તેથી ધીરે-ધીરે બધા બદલાયા.. ટ્રસ્ટીઓ પણ કેટલાક બદલાઈ ગયા.. તેમાંથી ઝઘડો ઊભો થયો. મૂર્તિપૂજક સંઘમાંથી એક જ ભાગ્યશાળી લડત આપતા હતા.. યાદ રાખજો - સામે પક્ષે ૨૦૦ ઘર હોય – આપણા પક્ષે ૮-૧૦ હોય, ત્યારે લડવું ખૂબ અઘરું છે. આર્થિક તો ખરી જ, સામાજિક પણ મુશ્કેલી આવે. (તમને ખબર નહીં હોય, પણ રાજસ્થાનમાં ઓસવાલ જ્ઞાતિ એક છે, તેમાં મૂર્તિપૂજક–સ્થાનકવાસી–તેરાપંથી બધા હોય છે. તેમને પરસ્પર રોટી-બેટી વ્યવહાર છે.) તે વ્યક્તિને હું મળ્યો, ધન્યવાદ આપ્યા. તેણે કહ્યું – ‘સાહેબ, વર્ષો પૂર્વે હું થાકી ગયેલો. છોડી જ દેવાનો હતો. ‘સંઘનું છે - મારે એકલાએ શા માટે લડવું ?’ એમ જ થતું હતું. પણ એક દિવસ મેવાડ - દેશોદ્ધારક પૂ. આ. શ્રી જિતેન્દ્રસૂરિજી મ. ગામમાં પધાર્યા. ત્યારે તેમણે આ બધું જાણીને મને બોલાવીને કહ્યું – ‘તમે સંઘ માટે એકલા લડો છો, તો હું તમારા ઘરે પગલાં કરીશ...’ બસ ત્યારથી નિર્ણય કર્યો કે હું જિંદગીના છેલ્લા શ્વાસ સુધી લડીશ..’
  નાનકડી અનુમોદના – શું કામ કરી શકે ? તે તમને દેખાય છે ?
- કોઈ મુમુક્ષુરૂપે મહાત્મા પાસે રહેવા જઈ રહ્યો હોય તો બે શબ્દ અનુમોદનાના ન કહેવાય ? – ‘સાચો નિર્ણય કર્યો. ધન્યવાદ છે તને !’
- કોઈ વ્યક્તિ – જે ક્યારેય વ્યાખ્યાનમાં નહોતી આવતી – નિયમિત રીતે વ્યાખ્યાન સાંભળવા આવતી દેખાય – તો બે શબ્દ વખાણના ન કહેવાય ? તેને આળસ આવી હશે, તો દૂર થઈ જશે..
- **અનુમોદના કરવાથી ઉત્સાહ વધે છે, તેમ ઘણાં સમય સુધી કદર ન થાય, તો ઉત્સાહ ઘટતો પણ હોય છે.** ક્યારેક વ્યક્તિ કામ છોડી પણ દે. તો તેમાં ગુનેગાર કોણ ? અનુમોદના ન કરનારા બધા જ.

- અમારો પરિવાર છે. સાંજે વંદન કરવા બધા મહાત્માઓ ભેગા આવે – ત્યારે કોઈએ સરસ કાર્ય (સ્વાધ્યાય, વૈયાવચ્ચ, તપ, પરિષહ સહન કરવો.. ) કર્યું હોય, તેની બે શબ્દથી અનુમોદના કરું, તો ઉત્સાહ કેટલો વધી જાય ? આનંદ-આનંદ થઈ જાય..
- અમારો આચાર છે, શિષ્ય પણ સુકૃત કરે, તો ઉપબૃંહણા કરવાનો.. શાસનપ્રભાવના કરીને શિષ્ય આવે, તો ગુરૂ પણ તેનો ઉચિત સત્કાર કરે.
  સં. ૨૦૬૪ નું ચાતુર્માસ મહેસાણા કરીને હું અમદાવાદ આવ્યો. પૂ. ગચ્છાધિપતિશ્રી તો પ્રાયઃ મુંબઈ હતા. અમદાવાદ ખાતે વડીલ પૂ. આ. શ્રી રાજેન્દ્રસૂરીશ્વરજી મ. સા. હતા. હું તેમને વંદન કરવા ગયો. તેઓ પાલડી – જૈન સોસાયટી સંઘના ઉપાશ્રયે હતા. અમે ક્યાંય પણ જઈએ, ત્યાં જો કોઈ વડીલ હોય તો ઉપાશ્રયમાં જઈને પહેલા તેમને વંદન કરીએ.. સીધો તેમને વંદન કરવા ગયો. તેઓ ઊભા થઈ ગયા.. સામાન્યથી કોઈ મળવા આવે ત્યારે અર્જન્ટ કામ ન હોય તો ઊભા ન થાય – તેવું વિચારીને મને થયું – માતરું કરવાની શંકા હશે – એટલે મેં પૂછ્યું. – 'સાહેબ, માતરું કરવા જવું છે ?' ત્યારે બાજુમાં રહેલા પૂ. પં. શ્રી ધર્મયશવિ. મ. એ મને કહ્યું – 'તમે સફળ ચાતુર્માસ કરીને આવ્યા, તેનું બહુમાન કરવા સાહેબ ઊભા થયા છે !!!'
  મારા કરતાં ૫0 વર્ષ દીક્ષામાં મોટા.. સમુદાયમાં બીજો નંબર... તેવા વડીલ પણ ઉપબૃંહણાનો આચાર કેવો સાચવે ?
- જો આ રીતે ઉપબૃંહણા ન કરાય, તો દુષ્પરિણામ પણ આવે.. શાસ્ત્રોમાં કથા છે.
  એક આચાર્ય ભગવંતના ચાર શિષ્યો ગીતાર્થ થયા. તેમને શાસનપ્રભાવના માટે ગુરૂએ ચાર જુદી જુદી દિશામાં મોકલ્યા. ખૂબ જોરદાર શાસનપ્રભાવના કરીને પાછા આવ્યા. હકીકત એવી બની કે ગુરૂ કરતાં પણ તેઓએ વધુ શાસનપ્રભાવના કરી. તેના કારણે ગુરૂને ઈર્ષ્યા થઈ. તે શિષ્યોનો યોગ્ય સત્કાર ન કર્યો. શિષ્યોને પણ તેનાથી દુર્ધ્યાન થયું.. પાંચે દુર્ગતિમાં ગયા !
- ભંડારમાં પૈસા ભરો છો.. ક્યારેક ભંડાર પૂરો ભરાઈ ગયો હોય અને પૈસા અંદર જતા ન હોય, તો ફરિયાદ કરવા આવશો. પણ, નિયમિત રીતે ભંડાર ખોલીને, ગણીને હિસાબ કરનારાની કદી અનુમોદના કરી ખરી ?
- આ શનિવારે રોડ પર ઘૂંટણ જેટલા પાણી હતા. તો પણ સવારમાં પાંચ વાગ્યામાં બે-ત્રણ ભાગ્યશાળીઓ દેરાસરે આવી ગયા અને પ્રભુની પૂજા વગેરે કર્યું. ક્યારેય તેમની અનુમોદના કરવાનું મન નથી થતું ?
  નીચેના દેરાસરમાં પાણી ભરાયા હતા. ડઝનબંધ યુવાનો - જે ઘરમાં સળીના ટૂકડા નહીં કરતા હોય – આવીને સાફસફાઈમાં મંડી પડ્યા.. તેમની અનુમોદના તમે કરી ?
- ગોરેગામમાં પ્રતિક્રમણમાં એક બાળક શુદ્ધ સૂત્ર બોલ્યો. પ્રતિક્રમણ પછી બોલાવીને, ખભે હાથ મૂકીને બે શબ્દ વખાણ કર્યા. ઘરે જઈને ખુશખુશાલ થઈને કહે – 'મોટા મહારાજે મારા ખભે હાથ મૂક્યો !'
  *સભા : અમારા ખભે મૂકો, તો અમને પણ થાય.*
  તો પછી, તમે બીજાની અનુમોદનામાં કંજૂસ શા માટે બનો છો ?
- **અનુમોદનાથી, કામ કરનારને ઉત્સાહ વધે, આનંદ વધે, વધુ કામ કરે, શાસનને લાભ થાય, તેના આત્માને લાભ થાય..** (અનુમોદના ન થાય તો આ બધા નુકસાન પણ થાય – ઉત્સાહ ઘટે, અફસોસ કરે, કામ બંધ કરે.. શાસનને-તેના આત્માને નુકસાન થાય.. )
- **તમને – 'જિન ઉત્તમ ગુણ ગાવતાં – ગુણ આવે નિજ અંગ' એ ન્યાયે ગુણની પ્રાપ્તિ થાય, ક્ષયોપશમ થાય, ભાવ જાગે, સામગ્રી મળે.. સમ્યગ્દર્શન નિર્મળ થાય..** આ બધા લાભો છે..
- ભૂલ કાઢનારા કેવા હોય છે ?

એક સંઘમાં બીજા માળે ઉપાશ્રય, ત્રીજા-ચોથા માળે દેરાસર છે. લિફ્ટ બગડી ગઈ. સવારે ટ્રસ્ટી મારી પાસે બેઠા હતા ત્યાં એક ભાઈ આવીને કહે – 'આ લિફ્ટ બગડી ગઈ છે. તમે શું કરો છો ?' ટ્રસ્ટીએ કહ્યું – 'ગઈ કાલે સાંજે બગડી ગઈ. કંપનીમાં ફોન કર્યો છે. આજે ૯-૧૦ વાગે માણસ આવશે.' પેલા ભાઈ કહે – 'પણ સવારે આવનારને કેટલી તકલીફ પડે ?' ટ્રસ્ટી કહે – 'સાચી વાત છે. તમારી પાસે એવો માણસ હોય કે હમણાં જ આવે, તો બોલાવી લો, આપણે પૈસા આપી દઈશું.' ત્યારે પેલા ભાઈ કહે – 'તો તમને ટ્રસ્ટી શેના માટે બનાવ્યા છે ?' !

આનાથી જ કેટલાય કાર્યકર્તાઓ કામ છોડી દે છે. ક્યારેક તેઓ સમતા ટકાવે તો પણ ઘરવાળા કહે – 'પૈસા ખરચવાના, કામ કરવાનું ને ઉપરથી જૂતા ખાવાના... છોડો આ બધું..' એટલે તેમણે છોડી દેવું પડે છે..

એમાં ગુનેગાર કોણ ?

---

## પરિણતિ – આજ્ઞાપાલન

- જે પરિણતિ-અધ્યવસાયથી કર્મબંધ થાય છે; તેમાં લક્ષ્ય અને બહુમાનભાવ સાથે મહત્ત્વનો છે આજ્ઞાપાલન (વિધિ)નો પરિણામ...
- 'આરાધના કરવી છે.' એ ભાવ જુદો છે.
  'જે રીતે ભગવાને-શાસ્ત્રકારોએ કહી છે, તે રીતે આરાધના કરવી છે.' એ આજ્ઞાપાલનનો ભાવ જુદો છે.
- ગતાનુગતિકતાથી, દેખાદેખીથી કે અન્ય કારણે આરાધના કરવાનો ભાવ આવી જતો દેખાય છે. પણ આજ્ઞાપાલનની પરિણતિ બહુ ઓછી જોવા મળે છે.
- આજ્ઞાપાલનનું મહત્ત્વ બતાવતાં શાસ્ત્રવચનો જુઓ –
  **પ્રભુની આજ્ઞાના પાલનના લક્ષ્ય અને પુરૂષાર્થ વિનાનો ધર્મ-ફોતરાં કે ઘાસ જેવો અસાર છે.** *(સંબોધ સિત્તરિ)*
  ખેતીથી ઉગેલા અનાજની જ કિંમત હોય છે. અનાજ લઇ લીધા પછીના ફોતરાંની નહીં. શાસ્ત્રકાર કહે છે – આજ્ઞાપાલનની પરિણતિ એ જ અનાજ છે. તેના વિના તો માત્ર ફોતરાં છે.
  કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રસૂરીશ્વરજી મ. સા. વીતરાગ સ્તોત્રમાં કહે છે – **ભગવાનની આજ્ઞાનું પાલન કરનારનું કલ્યાણ થાય છે, મોક્ષે જાય છે. ભગવાનની આજ્ઞાનો ભંગ કરનારનો સંસાર વધે છે !**
  હરિભદ્રસૂરિ મ. ષોડશકમાં કહે છે –
  **ભગવાનની આજ્ઞાની આરાધના એ જ ધર્મ છે. અને તેની વિરાધના એ જ અધર્મ છે.**
  આવા તો અનેક શાસ્ત્રપાઠો છે, જે આજ્ઞાપાલનનું મહત્ત્વ સ્પષ્ટ શબ્દોમાં બતાવે છે. આજ્ઞાભંગના દુષ્પરિણામ અતિ ભયંકર બતાવે છે.
- તમે જે કોઇ ધર્મ કરો છો – દર્શન, પૂજા, નવકારશી, સામાયિક, પ્રતિક્રમણ, સુપાત્રદાન... બધામાં આજ્ઞાપાલનનો પરિણામ ખરો ? તેનો વિધિ શું છે ? તે જાણવાનો અને જાણ્યા પછી પાળવા પુરૂષાર્થ ખરો ?
- એક-એકની વાત કરીએ.
- નવકારશીનો વિધિ ખબર છે !
  1. ત્રણ વાર પચ્ચક્ખાણ કરવાનું છે. સવારે ઊઠીને જાતે, પછી દેરાસરમાં પ્રભુ પાસે અને પછી ગુરૂ પાસે...

2. ગુરૂ પાસે પચ્ચક્ખાણ સીધું ન લેવાય. પહેલાં વંદન કરવાનું. ગુરૂ પચ્ચક્ખાણ આપે ત્યારે બધા શબ્દો મનમાં બોલવાના.

   *સભા : આવડતા નથી.*

   ૫૦-૬૦ વર્ષથી નવકારશીનું પચ્ચક્ખાણ કરતા હોય, તેને આ ૧૫ શબ્દો ન આવડે ? નિબંધ થોડો ગોખવાનો છે ?

   ગુરૂ 'પચ્ચક્ખાઇ' બોલે ત્યારે 'પચ્ચક્ખામિ' બોલવાનું; 'વોસિરઇ' બોલે ત્યારે 'વોસિરામિ' બોલવાનું.
3. પચ્ચક્ખાણના શબ્દોના અર્થ આવડવા જોઇએ. તો પચ્ચક્ખાણનું શુદ્ધ પાલન કરી શકાય.
4. પચ્ચક્ખાણ વિધિપૂર્વક – બેસીને, મુટ્ઠી વાળીને, નવકાર ગણીને પારવાનું...
5. પચ્ચક્ખાણની છ શુદ્ધિ બતાવી છે - 'ફાસિઅં, પાલિઅં, સોહિઅં, તીરિઅં, કિટ્ટિઅં, આરાહિઅં.' – તે પાળવાની...

- *સભા : તે પૌષધમાં હોય કે છૂટામાં પણ ?*

  બોલવાનું ભલે પૌષધમાં જ છે, પાળવાનું તો હંમેશા છે...
- બોલો, આ બધી વિધિનું પાલન છે ? કરવાનો પરિણામ છે ?

  *સભા : ખબર જ નથી.*

  ૫૦-૫૦ વર્ષ થવા છતાં વિધિ જાણવાની તસ્દી જ ન લો, અને એમ કહો કે વિધિપાલનનો ભાવ તો છે; એ જાત સાથેની છેતરપિંડી નથી... ?

  *સભા : અમને મા-બાપ પાસેથી મળ્યો, એ જ વિધિ... એવું માની લીધું છે.*

  સાવ અજ્ઞાની માટે એ સાચું હોઇ શકે. વર્ષોથી સમૂહમાં આરાધના કરનાર, વ્યાખ્યાન સાંભળનાર – આવું માની લે, તો આત્મવંચના જ લાગે.
- *સભા : અત્યાર સુધી જે કર્યું – તે નિષ્ફળ ગયું ?*

  આવતી કાલથી કરીએ – તે સફળ થવું જોઇએ – એમ વિચારો.

  ભૂતકાળને યાદ કરીને શો અર્થ ?

  અને મેં તમને જણાવ્યું કે પરિણતિ-અધ્યવસાય એ એક દોરડું છે, જે અનેક દોરાઓનું બનેલું છે. તેમાંનો એકાદ દોરો ગેરહાજર હોય તો ફળ ઘટે. ૧૦૦ માંથી ૯૯ જાય – ૧ જ રહે, કે ૧ લાખમાથી ૯૯,૯૯૯ ઘટી જાય તેવું પણ બને. છતાં સર્વથા નિષ્ફળ તો ન જ કહેવાય. બાકીના બધા દોરાનું યત્કિંચિત્ તો ફળ મળે જ...
- નવકારશીમાં ત્યાગ શું છે ? કેટલાક તો નવકારશી આવ્યા પછી ઊઠતા હશે. વહેલા ઊઠતા હો – તો પણ ૨-૩-૪ કલાક ખાવા-પીવાનો ત્યાગ છે... વધુ નહીં... આટલા નાના ત્યાગથી, નરકનો જીવ ૧૦૦ વર્ષ સુધી ભૂખ-તરસ-ઠંડી-ગરમી-માર-વેદના વગેરે સહન કરીને જેટલા કર્મ ખપાવે, તેટલા કર્મ શી રીતે ખપી શકે ? તે તાકાત પ્રભુની આજ્ઞાના પાલનની છે, આજ્ઞાપાલનના પરિણામની છે. બાકી જેને તેવો પરિણામ નથી, તે ૧૦ વાગે ઊઠતો હોવાથી રોજ નવકારશી સુધી ન ખાતો હોય, તો પણ કંઇ લાભ થતો નથી. નરકના જીવને જીવનભર ખાવા મળતું નથી, છતાં કર્મની નિર્જરા કરે જ – તેવો નિયમ નથી.
- મા-બાપના સંસ્કાર, ગુરૂનો ઉપદેશ, મિત્રોની પ્રેરણા વગેરે કોઇપણ કારણથી ધર્મ કરો છો, તે સારું જ છે. પણ જો તેમાં આજ્ઞાપાલનનો પરિણામ ન હોય, તો કદાચ ૧૦૦માંથી ૯૯ પૈસા જેટલું ફળ ગુમાવી દો છો !

- પ્રભુની પૂજા કરો છો, તેમાં આજ્ઞાપાલનનો પરિણામ ખરો ?
  પૂજાનો વિધિ, સ્નાનથી શરૂ થાય છે.
  તમે જાણો છો ? જો તમે (૧) માત્ર ભગવાનની પૂજા માટે – શરીરની શુદ્ધિ કરવા માટે જ સ્નાન કરતા હો... બહુ ગરમી છે - પસીનો થયો છે - ક્લેશ થવું છે - શરીરમાંથી વાસ આવે છે - મેલ જામ્યો છે... આવા કારણે સ્નાન કરવાની ઇચ્છા ન હોય.. અને (૨) સ્નાન માટે બતાવેલ વિધિનું પાલન હોય.
  તો, સ્નાનમાં અપ્કાય જીવોની હિંસા હોવા છતાં – તમારા માટે તે પુણ્યબંધનું કારણ બને !
  પણ આવો આશય કેટલાનો ? અને વિધિનું પાલન કેટલાનું ?
- *સભા : હાલના કાળે બધું શક્ય નથી હોતું...*
  જુઓ, જેને વિધિનું પાલન કરવાનો પરિણામ છે, અને યથાશક્ય પુરૂષાર્થ છે, તે કદાચ સંયોગવશાત્ ૧૦% જ વિધિ પાળી શકે, તો પણ ૯૦ કે ૯૯% લાભ મેળવી શકે; કારણકે પરિણતિ છે, ભલે પ્રવૃત્તિ ઓછીવત્તી છે. જેને તેવો પરિણામ જ નથી, તે લાભ ગુમાવે છે.
- સ્નાન છોડો, પૂજાની વિધિ કેટલા પાળે છે?
  કેસર ઘસેલું તૈયાર જોઇએ, ફૂલ તૈયાર જોઈએ, નૈવેદ્યના નામે સાકર... બધું રેડીમેડ જોઇએ છે... મહેનત કોને કરવી છે ? ખરેખર તો, 'પ્રભુને ચઢાવવા માટે ફળ ખરીદવા છે.' આવા ભાવથી તમે ફળ ખરીદવા જાવ – તો તે પણ પુણ્ય બંધાવે ! પણ તમને એ બધા માટે સમય જ નથી !
- મોટી ક્રિયાઓની વાત બાજુ પર મૂકો.
- એક ખમાસમણ પણ વિધિપૂર્વક આપો છો ? વિધિપૂર્વક અપાયેલું એક ખમાસમણ પણ કેવળજ્ઞાન આપી શકે. ઇરિયાવહીથી કેવળજ્ઞાન થયું જ છે ને !
- મુહપત્તિના ૫૦ બોલનો પ્રશ્ન કરેલો. ૧૦% લોકોને પણ આવડતા નથી. ૨૫-૫૦ કે ૭૫ વર્ષથી મુહપત્તિનું પડિલેહણ કરો છો. અને વળી તેના ૫૦ બોલ હોય તે ખબર પણ છે. છતાં શીખતા નથી... તો વિધિપાલનનો પરિણામ છે, તેવું કેમ કહેવાય ?
- *સભા : બધું વિધિપૂર્વક કરવા જઈએ તો એક પ્રતિક્રમણમાં દોઢ-બે કલાક થઇ જાય.*
  શરૂઆતમાં થાય, પણ અભ્યાસથી સ્ફૂર્તિ આવે, ઝડપ વધે. અને થોડો સમય વધુ લાગે તો પણ ફળ અનેકગણું વધી જતું હોય તો સરવાળે લાભ જ છે ને ?
- આરાધનામાં મહત્ત્વ કોનું ? Quantity નું કે Quality નું ? જો કે Quantity વધારવાથી પણ Quality સુધરી શકે; પણ તે લક્ષ્ય હોય તો...
  **Quality વાળી આરાધનાની દરેક ક્ષણ સાર્થક છે. જેઓ કેવળજ્ઞાન પામ્યા, તેઓ Quality વાળી આરાધનાથી પામ્યા છે. માત્ર Quantity થી કદી કોઇને કેવળજ્ઞાન થતું નથી.**
- યોગવિંશિકાની ટીકામાં મહો. યશોવિજયજી મ. એ વિધિપાલન પર જબરદસ્ત ભાર મૂક્યો છે. અનાદર–ઉપેક્ષા–બેદરકારીથી અવિધિ કરનારને ઝાટકી નાખ્યા છે.
- તમે જ કહેતા હો છો – 'આટલા વર્ષોથી આરાધના કરીએ છીએ, કંઇ ફળ નથી મળતું...' જો આજ્ઞાપાલનનો ભાવ ન હોય, તો ફળ કેવું-કેટલું મળે ?
- ચાલો, બીજી રીતે પૂછું.
  તમે જે કંઇ ધર્મ કરો છો – નવકારશી, પૂજા, રાત્રિભોજન ત્યાગ વગેરે... તેમાંથી કયા ધર્મ માટે એમ કહી શકો કે તેમાં ૧૦૦% ભગવાનની આજ્ઞાના પાલનનો ભાવ - અને પુરૂષાર્થ છે ? કદાચ અજાણતાં ભંગ થઇ જાય તે વાત જુદી, પણ તમારો પુરૂષાર્થ ૧૦૦% પાલનનો જ હોય ?
  *સભા : રાત્રિભોજનના ત્યાગ માટે...*

તેનો વિધિ ખબર છે ને ?

૧) ચોવિહાર ફરજિયાત છે. તિવિહાર તો અપવાદ છે.

૨) સૂર્યાસ્તથી બે ઘડી પૂર્વે ત્યાગવાનું છે.

૩) જે વિધિ નવકારશીના પચ્ચક્ખાણમાં કહ્યો, તે તેમાં પણ છે.

ત્રણ વાર પચ્ચક્ખાણ લેવાનું. ૧) છેલ્લીવાર વાપરી લીધા પછી જાતે, ૨) સાંજે દર્શન કરવા જાવ ત્યારે પરમાત્મા, પાસે અને ૩) પ્રતિક્રમણ કરવા જાવ ત્યારે (અથવા પચ્ચક્ખાણ માટે જઇને) ગુરૂ પાસે...

આ બધું કરવાનો પુરૂષાર્થ ખરો?

- *સભા : આવું બધું જાણીએ તો હતાશ થઇ જવાય છે.*
- **તમારી ભૂલ બતાવીએ – તે હતાશ કરવા માટે નહીં, સુધારવા માટે.** હતાશ થવાથી શું લાભ થવાનો? અને જો કોઇ ભૂલ બતાવશે નહીં તો – સુધરશે નહીં અને અનંતકાળથી ચાલતો સંસાર એમ જ ઊભો રહેશે... ભૂલ થઇ છે, તે જાણીને શોક નથી કરવાનો, પણ 'જાગ્યા ત્યારથી સવાર' માનીને સુધરવાનો પ્રયાસ કરવાનો છે.
- *સભા : ધંધાના કારણે વિધિ ન સાચવી શકાય તો ?*

  મેં કહ્યું જ હતું કે **પાળવાનો પરિણામ જોઇએ... શક્ય ન હોય, ત્યાં ન પળાય, તે ક્ષમ્ય છે...** તમે રાતના ટ્રેનની મુસાફરીમાં હો, તો ભગવાન કે ગુરૂ પાસે પચ્ચક્ખાણ ન પણ લઇ શકો. ધંધામાં પણ દુકાન-ઓફિસની બાજુમાં દેરાસર-ઉપાશ્રય હોય તો ૧૦ મિનિટ કાઢીને જવું જોઇએ.
- *સભા : અત્યાર સુધી વિધિ ન કરી તેનું શું ?*

  **અત્યાર સુધી જે પણ-જેવી પણ આરાધના કરી - તેનું ફળ જ છે કે તમને જિનવચન મળ્યા... સાચી સમજ આપનારા સદ્ગુરૂનો સંયોગ મળ્યો. તે પણ નાનું ફળ તો નથી જ.**
- ક્રિકેટમાં ટીમને જીતવા ૪૦૦ રન કરવાના હોય.. કોઇ ૨૦૦ રન કરે, કોઇ પાંચ જ કરે; પણ એ પાંચનો પણ ૪૦૦માં ફાળો તો હોય જ છે. એમ, જે પણ આરાધના શુભ ભાવથી કરી, તે તમને લાભકારી બની જ છે...
- અમારે પણ વિધિ છે.

  અત્યારે હું વડીલ છું; મારાથી વડીલ કોઇ નથી. તો મારે સ્થાપનાચાર્યને વંદન કરીને પણ પચ્ચક્ખાણ લેવાનું. દેરાસરે પણ લેવાનું... કદાચ નવકારશીનો સમય થઇ ગયો હોય, ગોચરી પણ આવી ગઇ હોય, પણ પચ્ચક્ખાણ પાર્યું ન હોય તેવા સમયે જો કોઇ વડીલ મહાત્મા વિહાર કરીને પધારે, તો હું વંદન કરું, પચ્ચક્ખાણ લઉં, પછી જ પારું...
- સામાયિકનો પણ વિધિ છે.

  ચરવળાની દાંડીનું પણ માપ છે, દશીનું પણ છે. દાંડી લાકડાની જ જોઇએ... ચાંદી વગેરે ધાતુની ન ચાલે...

  *સભા : ઉત્તમ દ્રવ્ય જોઇએ ને ?*

  ઉત્તમ દ્રવ્યોની વાત ભક્તિમાં હોય. પ્રભુની ભક્તિ ઉત્તમ દ્રવ્યોથી કરવાની. ગુરૂની ભક્તિ ઉત્તમ દ્રવ્યોથી કરવાની. જાતે એકાસણું કરો ત્યાં ઉત્તમ દ્રવ્યો નથી વાપરવાના...

  *સભા : ઉપકરણો તો ઉત્તમ દ્રવ્યના જોઇએ ને ?*

  તે સજાતીય જોઇએ. અર્થ એ કે પુષ્પ પૂજામાં ઉત્તમ પુષ્પ – કમળ-ગુલાબ વગેરે લવાય. ચાંદી-સોનાના નહીં. અભિષેક ઉત્તમ-ગાયના દૂધથી કરાય... સોનાના પાણીથી નહીં...

- અને જાતે વાપરવાના ઉપકરણો પર જો રાગ થાય, તો તો તે ઉપકરણ મટીને અધિકરણ બની જાય. તમે મને સ્ફટિકની નવકારવાળી વહોરાવો અને મને રાગ થાય, તો મારા માટે મારક બને.

  *સભા : ઉપકરણનો રાગ તો પ્રશસ્ત કહેવાય ને ?*

  તે રાગ - 'ઉપકરણ' તરીકે હોય તો... સારા રૂપ-રંગ કે કિંમતના કારણે થતો રાગ એ પ્રશસ્ત નથી. એમ્બ્રોયડરીવાળા કટાસણાં, મુહપત્તિ... આ બધો અવિધિ છે.

  *સભા : દ્રવ્ય ઊંચું હોય તો ઉલ્લાસ વધે...*

  સામાયિક એ સમતાની સાધના છે. તેમાં 'ઊંચું દ્રવ્ય' એ સાધક નથી, પ્રતિબંધક છે. ચાંદીની દાંડી હોય તો કોઇ ચોરી ન જાય, તેનું ધ્યાન રહ્યા કરે... વિધિ મુજબ પવિત્ર દ્રવ્યનો આગ્રહ રખાય - 'ઊંચા' નો નહીં. એક ઠેકાણે તો ચરવળામાં ઘૂઘરી જોયેલી ! ખમાસમણ આપે એટલે અવાજ આવે! મુહપત્તિનું ય માપ છે. ઘડી કરવાનો ય વિધિ છે... આ બધામાંથી કેટલાનું પાલન છે ? પરિણતિ છે ?
- નાની આરાધનાઓની વાત કરી. મોટી આરાધનાઓની તો વાત જ થાય તેમ નથી. મહદંશે – 'ધૂમધામે ધમાધમ ચલી !' નો ઘાટ છે. અલબત્ત કેટલાક અનુષ્ઠાનોમાં આજ્ઞાપાલનનો ભાવ-પુરૂષાર્થ દેખાય છે. સૂકાં ભેગું લીલું નથી બાળવું – બધા માટે નથી કહેતો... પણ મોટેભાગે દેખાદેખી-ગતાનુગતિકતા છે. લોકોને સારું દેખાડવાનો ભાવ છે. અંદર 'પોલંપોલ' ચાલે છે. આજ્ઞાનું દેવાળું જોવા મળે છે...
- શાસ્ત્રકાર લખે છે – **ધર્મ આત્મસાક્ષિક છે. તેમાં લોકોને ખુશ કરવાની શું જરૂર છે ?** પણ અત્યારે અવળી ગંગા છે.
- સમૂહને - હું નહીં – અમે બધા સાધુઓ ભેગા મળીને પણ સુધારી શકીએ તેમ નથી. અમારી તમારા પર કોઈ સત્તા ચાલતી નથી. તમે ગુનો કરો તો તમને શિક્ષા કરવાનો અમારી પાસે કોઈ અધિકાર નથી. **જે કાયદાના ભંગની સજા ન હોય, તેનું પાલન કદાપિ ન થાય.**

  *સભા : પૂર્વના કાળમાં હતો ?*

  હા. તમારા પર મહાજન-સંસ્થાનું વર્ચસ્વ હતું.. કાયદાનો ભંગ કરનારને જ્ઞાતિબહાર મૂકાતા. અને મહાજન-સંસ્થા પર ગુરૂ ભગવંતોનું વર્ચસ્વ હતું – આમ પરોક્ષ સત્તા હતી. અમારા ગુરૂદેવ કહેતા હતા – તેમના ગુરૂદેવ (સંસારી પિતાશ્રી) ગૃહસ્થપણામાં ગામડાની દુકાનમાં વેચવા માટે ખીલી લાવ્યા ત્યારે સાંજે ગામના મહાજને ભેગા મળીને ચેતવણી આપેલી - 'ખીલીનો ધંધો વહોરાઓ કરે – વાણિયા નહીં... ખીલી વેચવાની બંધ કરો – નહીં તો જ્ઞાતિબહાર થશો !'

  આ અનુશાસન હતું.
- હવે અમે સમાજને સુધારી શકતા નથી, પણ તમને વ્યક્તિગત સુધારી શકીએ. અને બધી વ્યક્તિ સુધરે એટલે સમાજ સુધરી જાય, કારણકે તમે બધા ભેગાં મળો એ જ સમાજ છે.
- **તમે નક્કી કરો – હું કોઈપણ અનુષ્ઠાન કરીશ કે કરાવીશ કે મારા હાથમાં જવાબદારી–સત્તા હશે, તો પ્રભુની આજ્ઞાના પાલનનો પૂર્ણ પુરૂષાર્થ કરીશ...**

---

## પરિણતિ – ઔચિત્ય

- અધ્યવસાયોના દોરડાના અનેક દોરાઓમાંનો એક દોરો છે – ઔચિત્યપાલનની પરિણતિ.
- ઔચિત્યની વ્યાખ્યા કરવી મુશ્કેલ છે. છતાં સ્થૂળથી એમ કહી શકાય કે **કોઈપણ આરાધના કરતાં પૂર્વે, બીજાનો – આસપાસ રહેલાનો, આગળ-પાછળનાનો - વિચાર કરવો – તેનું નામ ઔચિત્ય છે.**

- જેમ કે, પૂજાની લાંબી લાઇન લાગી હોય ત્યારે પૂજા કરવામાં બહુ વાર ન લગાડવી, સ્ફૂર્તિથી કરવી – એ ઔચિત્ય છે; જેથી દરેક વ્યક્તિ પૂજાનો લાભ લઇ શકે, કોઇ વંચિત ન રહે, કોઇને દુર્ભાવ-દુર્ધ્યાન ન થાય. તે વખતે શાંતિથી પૂજા કરે – તો કદાચ લક્ષ્ય ખોટું નથી, કદાચ બીજા પ્રત્યે બહુમાનભાવ નથી તેવું ય નથી, કદાચ વિધિ - આજ્ઞાનું પાલન નથી તેવું ય નથી; પણ બીજાનો વિચાર કરવાનો વિવેક નથી – તે ઔચિત્ય નથી...
- યોગશતક ગ્રંથમાં હરિભદ્રસૂરિજી મ. એ 'યોગ' પર વિવેચન કર્યું છે. **જે મોક્ષ તરફ તમને લઇ જાય – તેને 'યોગ' કહેવાય...**
- વ્યાખ્યા ત્રણ રીતે થાય – હેતુ, સ્વરૂપ અને અનુબંધ(ફળ) થી...
  હિંસા-અહિંસામાં આ પદાર્થ તમને સમજાવેલ હતો.
- ચારિત્રની વ્યાખ્યા કરીએ તો,
  અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાન અને પ્રત્યાખ્યાનાવરણનો ક્ષયોપશમ – તે ચારિત્ર... એ હેતુથી વ્યાખ્યા થાય... કારણકે એના ક્ષયોપશમથી જ ચારિત્ર આવે...
  પાંચ મહાવ્રતનું પાલન એ ચારિત્ર... એ સ્વરૂપથી વ્યાખ્યા થાય... કારણકે જેનામાં એ પાલન દેખાય, તેનામાં જ ચારિત્ર છે, એમ કહેવાય...
  સાક્ષાત્ સમતાનું સુખ, પરલોકમાં સદ્ગતિ, પરંપરાએ મોક્ષ આપે તે ચારિત્ર – આ અનુબંધથી વ્યાખ્યા થાય...
  કારણકે એ બધા ચારિત્રના ફળ છે.
  મોટે ભાગે – વ્યવહારમાં – સ્વરૂપથી જ વ્યાખ્યા થતી હોય છે. હેતુ-અનુબંધનો વિચાર નિશ્ચયનયમાં – સૂક્ષ્મદૃષ્ટિથી હોય છે.
- જે મોક્ષ તરફ લઇ જાય તે 'યોગ' – આ 'યોગ' ની અનુબંધથી વ્યાખ્યા છે, 'યોગ' ની સ્વરૂપથી વ્યાખ્યા શું ?
  તો હરિભદ્રસૂ. મ. કહે છે – **સર્વત્ર ઉચિત અનુષ્ઠાન એ 'યોગ' છે** !! જે ઉચિત નથી – તેવું અનુષ્ઠાન – દેખીતી રીતે ધર્મનું હોય તો પણ તે 'યોગ' બનતો નથી... અર્થાત્ કદાચ પુણ્ય બંધાવે તો પણ તે સાનુબંધ ન હોય – મોક્ષ ન અપાવી શકે.
- હું બધા સાધુઓમાં વડીલ છું... મારું કર્તવ્ય એ બધાનું યોગક્ષેમ કરવાનું છે – તેમને સ્વાધ્યાય વગેરે આરાધના કરાવવાનું છે. જો હું એ છોડીને પોતાનો સ્વાધ્યાય કરવા બેસું, તો તે દેખીતી રીતે (સ્વાધ્યાયરૂપી) ધર્મ હોવા છતાં, મારા માટે ઉચિત ન હોવાથી યોગ ન બને – મોક્ષપ્રાપક ન બને.
  *સભા : સ્વ-કલ્યાણ જ મહત્ત્વનું છે ને ? તેને છોડીને પર-કલ્યાણ થોડું કરાય ?*
  શું એમ માનો છો કે શિષ્યોના યોગક્ષેમમાં – બીજાને સ્વાધ્યાય કરાવવામાં સ્વકલ્યાણ નથી ?
  **અધિકાર ધરાવતી (જ્ઞાની અને પુણ્યશાળી) વ્યક્તિ – નિઃસ્પૃહ ભાવથી – માત્ર કરૂણા-અનુગ્રહ (ઉપકાર કરવાની) બુદ્ધિથી પરોપકાર કરે, તેમાં પોતાનું વધુ મોટું અને સાનુબંધ સ્વકલ્યાણ છે.**
- ઉપાશ્રયમાં કોઇ મહાત્મા ગ્લાન હોય, તેમની વૈયાવચ્ચ જરૂરી હોય, અથવા તેમને વેદના ઘણી હોય ત્યારે પાસે બેસીને હૂંફ અને સમાધિ આપવી જરૂરી હોય, ત્યારે તેની ઉપેક્ષા કરીને સ્વાધ્યાય કરે તે ધર્મ હોય તો પણ યોગ નથી... મોક્ષપ્રાપક ન બને...
  *સભા : તેને ધર્મ પણ કેમ કહેવાય ?*
  સ્વરૂપથી – દેખીતી રીતે તો તે સ્વાધ્યાય નામનો ધર્મ છે, તેથી...

- જો કે અમારા ગચ્છાધિપતિશ્રી તો એમ કહેતા હતા કે ગ્લાનસેવાના અવસરે – તેની ઉપેક્ષા કરીને સ્વાધ્યાય કરે, તો જ્ઞાનાવરણ કર્મ બંધાય – એટલે તે પાપરૂપ બની જાય... પણ કદાચ માની લઈએ કે પુણ્ય બંધાય – તો પણ – તે સાનુબંધ તો ન જ હોય, મોક્ષ ન અપાવે...
- વિહાર કરીને કોઈ સાધુ ભગવંતોનું વૃંદ આવ્યું હોય, ત્યારે તેમની સાથે અનુભવોનું આદાન-પ્રદાન કરવું – એ શાસ્ત્રકારે બતાવેલું ઉચિત કર્તવ્ય છે. તેના બદલે સ્વાધ્યાય કરે, કે મૌન લઈ લે – તો ઔચિત્ય નથી.
- અહીં વ્યાખ્યાન કરવું એ મારે માટે ઉચિત કર્તવ્ય છે. એકાસણું કરીને પણ વ્યાખ્યાન કરી શકું તો સારું જ છે. પણ તેવું શારીરિક સામર્થ્ય ન હોય, તો બેસણું કે નવકારશી કરીને પણ વ્યાખ્યાન કરવું – એ ઔચિત્ય છે. ત્યારે એકાસણું પકડી રાખીને વ્યાખ્યાનની ના પાડવી એ મારું ઔચિત્ય નથી.
- સં. ૨૦૬૪ માં મારું ચાતુર્માસ મહેસાણા હતું. મારું સ્વતંત્ર ત્રીજું ચાતુર્માસ. ત્યાં મહેસાણા પાઠશાળામાં ભણતાં પંડિતો મારી પાસે અભ્યાસ કરી રહ્યા હતા. આખો દિવસ પાઠ ચાલે. ત્યારે શ્રાવકો આવે, તો સમય ન હોય... જિજ્ઞાસા-સંઘના કાર્યથી આવે, તો સમય આપવો પડે; પણ તે સિવાય સમય ન બગડે – તે આશયથી મૌન લઈ લેતો, અને બોર્ડ મૂકી દેતો કે 'મૌન છે.' અમારે દર પંદર દિવસે પૂ. ગચ્છાધિપતિશ્રી પાસે આલોચના કરવાની હોય ત્યારે થયેલી ભૂલો લખીએ, તેમ સાથે આરાધના પણ લખવાની હોય – તપ, સ્વાધ્યાય, મૌન વગેરે... તેમાં મૌનના કલાકો ઘણાં થયા. એટલે પૂ. ગચ્છાધિપતિશ્રીએ મને લખ્યું - 'તમારે મૌનમાં શ્રાવકો સાથે બોલવાની છૂટ રાખવાની !' સાહેબનો આશય એ હતો - 'તમે વડીલ છો. આવેલા શ્રાવકોને સંતોષ આપવો – તમારું ઔચિત્ય–કર્તવ્ય છે. તેની ઉપેક્ષા ન કરાય... અને તમે જવાબ ન આપો – તો બીજા સાધુ પાસે જાય – તેનો સમય બગાડે – તે જ્ઞાની-અધિકારી ન હોય અને ગમે તે જવાબ આપે, તો તેમનું અહિત થાય...'
- ઈર્લાની અંદર અમને ચાર-પાંચ સાધુઓને પૂ. ગચ્છાધિપતિશ્રીએ એક વાર કહેલું - 'શ્રાવક આપણને વંદન કરે – આપણને ખબર પડવા છતાં 'ધર્મલાભ' ન આપીએ – કોઈ જ પ્રતિસાદ ન આપીએ... તો આપણું સમ્યક્ત્વ શી રીતે ટકે ?'
- આ બધા દૃષ્ટાંત-અમારા-સાધુના કહ્યા. હવે તમારી વાત કરીએ.
- કોઈ આરાધના એવી નથી હોતી કે જેમાં ઔચિત્ય ન હોય. **માર્ગાનુસારિતા – જે ધર્મની શરૂઆત છે – ત્યાંથી માંડીને વીતરાગતા સુધી - બધે જ ઔચિત્યનું પાલન હોય છે.**
- **કેવલિ ભગવંત પણ ઔચિત્યનું પાલન કરે છે.** તેમને કશું જાણવાનું બાકી નથી... ભગવાન શું દેશના આપે છે, તે તેમને ઉપાશ્રયે બેઠાં – કેવળજ્ઞાનથી જ જણાય છે – અને કાનથી તેઓ સાંભળતા પણ નથી... છતાં પ્રભુની દેશનામાં જાય છે – ઔચિત્યનું પાલન કરવા ! પ્રભુની દેશના પૂરી થયા પછી બીજા પ્રહરમાં ગણધર ભગવંત પ્રભુની પાદપીઠ પર બેસીને દેશના આપે. તેઓ છદ્મસ્થ પણ હોઈ શકે. (ગૌતમ સ્વામીને કેવળજ્ઞાન તો પ્રભુવીરના નિર્વાણ પછી થયું છે.) છદ્મસ્થ એવા ગણધર દેશના આપે, ત્યારે પણ કેવલિઓ ઊભા થઈને ચાલ્યા ન જાય... જેમને પ્રભુએ પોતાના પટ્ટધર જાહેર કર્યા છે, સંઘના નાયક છે, તેવા ગણધરનું ઔચિત્ય તેઓ પણ જાળવે.
- પ્રભુની દેશનામાં, મુનિઓ પોત-પોતાના સ્થાને જ બેસે. વડીલોનું સ્થાન ખાલી રાખે...... એ પણ ઔચિત્ય છે.
- તમારે સામાન્યથી **સંઘમાં–સમૂહમાં પ્રતિક્રમણ કરવું, તે ઔચિત્ય છે.** ઘરે પ્રતિક્રમણ કરનાર કરતાં, સંઘમાં પ્રતિક્રમણ કરનાર – અનેક ગણો લાભ પામે. સૌથી મહત્ત્વનો લાભ એ કે

ભવાંતરમાં આરાધક સમુદાય-સંઘ મળે... જેને સામૂહિક આરાધના ન ગમે, સમૂહને છોડીને એકલો આરાધના કરે, તેને ભવાંતરમાં સંઘ ન પણ મળે...

- અમારા પૂ. ગચ્છાધિપતિશ્રી કહેતા હતા - 'શિષ્ય કોને થાય ? જેને બધા સાધુઓની સાથે-વચ્ચે રહેવું ગમે, બધાની ભક્તિ કરવી – સહાય કરવી ગમે, તેને શિષ્યો થાય... જેને બીજા સાધુઓનો સહવાસ ન ગમે – તેને શિષ્યો ન થાય...'
- ઘરમાં કોઇ બિમાર હોય, સંઘમાં આરાધના કરવા ન આવી શકે તેમ હોય, ત્યારે પોતે સામૂહિક આરાધનાનો લોભ છોડી, ઘરમાં રહેલ બિમારને આરાધના કરાવે – તે ઔચિત્ય છે.
- **સંઘમાં સામૂહિક તપની આરાધના થતી હોય, તો તેમાં જોડાવું – બીજી આરાધના આગળ-પાછળ કરવી – તે ઔચિત્ય છે.**

*સભા : સંઘમાં થતી આરાધના નાની હોય, પોતાને મોટી આરાધના કરવાની ભાવના હોય તો ?*

તેવા અવસરે ગુરૂ ભગવંતને પૂછીને કરી શકાય.

- જિનપૂજા અને પ્રવચનશ્રવણ બંને ધર્મ છે; **પણ પ્રવચન ચાલતું હોય ત્યારે પ્રવચન સાંભળવું; પૂજા આગળ-પાછળ કરવી, તે ઔચિત્ય છે.** કારણકે પ્રવચન નિયત સમયે જ થાય, પૂજા તો આપણી અનુકૂળતાએ કરી શકાય.
- શાસ્ત્રમાં વાત આવે છે – ભગવાન કોઇ નગર બહાર પધાર્યા – દેશના આપે છે... ત્યારે કોઇ શ્રાવક પૂજા કરવા જઇ રહ્યો હતો – તેને ઇન્દ્ર અટકાવીને પ્રતિબોધ કરે છે – 'સાક્ષાત્ પ્રભુ આવ્યા છે – ત્યારે દેશના સાંભળવાનું પ્રધાન કરવાનું – પૂજા તો આગળ-પાછળ થઇ શકે.'
- તમે ડૉક્ટર પાસે ગયા હો... ડૉક્ટર તપાસીને દવા લખી આપે... પછી કંપાઉન્ડર તમને 'દવા શી રીતે લેવી ?' તે સમજાવતા હોય, ત્યારે તેના પર જ ધ્યાન અપાય, ડૉક્ટરને હાર-તોરા કરવા ન જવાય... ડૉક્ટરના સ્થાને ભગવાન છે, કંપાઉન્ડરના સ્થાને ગુરૂ છે – તેઓ ભગવાનના વચનો સમજાવતા હોય – ત્યારે ભગવાનની પૂજા કરવા ન જવાય...

કદાચ સમય ઓછો જ હોય, તો પૂજામાં કાપ મૂકીને પણ પ્રવચન તો સાંભળવું જ જોઇએ.

- ચૈત્યવંદન કરતી વખતે સ્તવન એટલું મોટેથી ગાય કે બીજાની ભક્તિમાં ખલેલ પડે – તો ઔચિત્યનો ભંગ છે.

*સભા : તેવી ખબર ન પડતી હોય તો ?*

તે ન ચાલે. જેને ઔચિત્યપાલનની પરિણતિ હોય, તેને એટલી સમજ પડે જ કે મારા આવા કાર્યથી બીજાને તકલીફ થશે...

- વિવેકાનંદની પરીક્ષા તેમની માતાએ કરી હતી – તે જાણીતી વાત છે. ચપ્પુ પોતાને આપવાનું કહ્યું. વિવેકાનંદે ધારવાળો ભાગ પોતાના હાથમાં પકડીને હેન્ડલ માતાને આપ્યું – આ ઔચિત્ય છે – બીજાનો વિચાર છે...
- **હું જે કરું છું, તે બધા કરશે તો શું થશે ? એ વિચાર પણ ઔચિત્ય છે.**
- કોઇ કારણે બધાંને બેઠાં બેઠાં ક્રિયા કરવાનો આદેશ મેં કર્યો હોય, ત્યારે 'હું એકલો ઊભો રહું તો શું તકલીફ પડવાની છે ?' આવું વિચારે તેનામાં ઔચિત્ય નથી... કારણકે તેની જેમ બધા વિચારે તો વ્યવસ્થા ખોરવાઇ જાય...
- ઉપાશ્રયમાં સામાયિક કરવા આવો, બારી બંધ હોય તે ખોલો... તો પાછા જતી વખતે બંધ કરવી તે ઔચિત્ય છે. નહીં તો ધૂળ આવે, કબૂતરો આવે – માળા બાંધે – ઇંડા મૂકે, બારણાં પવનથી ફડાફડ થાય, કાચ તૂટે, જીવો મરે... બધા દોષ લાગે.
- વ્યાખ્યાન કે પ્રતિક્રમણ કરવા ખુરશી લઇને બેઠાં, તો જતા વખતે પાછી સ્થાને મૂકવી, તે ઔચિત્ય છે. ઘણીવાર તો એવું બને કે – અમે જ્યાં રોકાયા હોઇએ ત્યાં જ વ્યાખ્યાન કે

પ્રતિક્રમણ હોય, તો પત્યા પછી અમારે બધી ખુરશી લઇને ઠેકાણે મૂકવી પડે... અરે ! ક્યારેક તો અમને વંદન કરવા આવે, ખુરશી લઇને બેસે, જાય ત્યારે એમ જ મૂકીને ચાલ્યા જાય !

- દેરાસરમાં ધૂપદાની કાળી થઇ ગઇ હોય, તો ૫-૧૦ મિનિટનો સમય કાઢીને ધોઇને સ્વચ્છ કરવી – તે ઔચિત્ય છે.

  *સભા : કાળી થઇ છે, તે દેખાતું નથી.*

  તે વાત ખોટી છે. 'બહુ કાળી થઇ ગઇ છે.' એવી ફરિયાદ કરવા તો ઘણાં આવે છે !
- **શ્રાવક જમવા બેસે ત્યારે પોતાના – આશ્રિતો (કુટુંબ-પરિવાર-નોકર-ચાકર) જમ્યા કે નહીં ? અથવા તેમના જમવાની વ્યવસ્થા થઇ કે નહીં ? તેનો વિચાર કરે – તેવું ઔચિત્ય યોગશતકમાં શાસ્ત્રકારે બતાવ્યું છે.** જમવા જેવા સાંસારિક કાર્યમાં પણ બીજાના વિચાર રૂપ ઔચિત્ય જરૂરી હોય, તો ધર્મકાર્યમાં તો પૂછવું જ શું ?
- યાત્રા કરવા ગયા હો, ધર્મશાળાની રૂમ લીધી હોય, તો નીકળતી વખતે બધું ઠેકાણે મૂકવું – તે ઔચિત્ય છે. તમે લોકો જ અક્ષરધામની શિસ્તની પ્રશંસા કરો છો, અને આપણાં તીર્થોની અવ્યવસ્થાની ફરિયાદ કરો છો; પણ એ અવ્યવસ્થા કે ગંદકી ઊભી કરનાર છે કોણ ? તમે લોકો જ કચરો જેમ-તેમ ફેંકો છો... વસ્તુ આડી-અવળી મૂકી દો છો અને તમે જ – અક્ષરધામ જાવ – તો શિસ્તનું પાલન પણ કરો જ છો !
- દેરાસરે પૂજા કરીને થાળી-વાટકી, પાટલો વગેરે ઠેકાણે મૂકવા, તે ઔચિત્ય છે. તેના બોર્ડ કેમ લગાડવા પડે ?
- વ્યાખ્યાનમાં મોડા પડ્યા હો, સામાયિક કરવી હોય તો પણ શાંતિથી સ્થાન લઇને સામાયિક લઇ લેવી – બીજાને સ્હેજ પણ વિક્ષેપ ન પડવા દેવો તે ઔચિત્ય છે.
- પ્રતિક્રમણમાં મોડા પડ્યા હો, સંઘની સામાયિક લેવાતી હોય, તો પોતે આદેશ મોટેથી માંગીને સકળ સંઘની આરાધનામાં વિક્ષેપ કરવો – તે ઔચિત્યનો ભંગ છે. શાંતિથી પોતે સામાયિક લઇ લેવામાં ઔચિત્ય છે. ગુરૂ પાસે આદેશ લેવા હોય-કરેમિ ભંતે ઉચ્ચરવું હોય તો સમયસર આવી જવું જોઇએ.
- અમને વંદન કરવા આવો, તો મહાત્માની અનુકૂળતા જોઇને વંદન કરવા તે ઔચિત્ય છે. મહાત્મા ચાલતા હોય – જતાં હોય તો વંદન કરવા ઊભા ન રખાય... પાઠ ચાલુ હોય-સ્વાધ્યાય કરતા હોય તો દૂરથી-શાંતિથી-ખલેલ પાડ્યા વિના વંદન કરીને નીકળી જવાય.
- મહાત્મા પાસે બેઠાં હો ત્યારે મોબાઇલ પર વાત કરવામાં ઔચિત્યનો ભંગ છે.

  આ વાત કરું ત્યારે એક પ્રસંગ યાદ આવે છે.

  મુંબઇ-મુલુંડમાં પ્રસિદ્ધ ઓર્થોપેડિક સર્જનને મારે બતાવવા જવાનું હતું. મુંબઇના અગ્ર ક્રમાંકિત ડૉક્ટર... પોતાની હોસ્પિટલ... એપોઇન્ટમેન્ટ માંગીએ તો મહિના પછીની મળે, અને એ પણ રાતના ૧૨ વાગ્યાની ! તેવા વ્યસ્ત...... પણ ઓળખાણથી એપોઇન્ટમેન્ટ મળી. તેમની કેબિનમાં બેઠો હતો. તેમના મોબાઇલની રિંગ વાગી તો બાજુના માણસને આપી દીધો. માણસે વાત કરીને કહ્યું - 'કલકત્તાથી ફોન છે.' તો મારી રજા લીધી - 'મારે બે મિનિટ વાત કરવી પડશે...' અને પછી વાત કરી. જૈનેતર ડૉક્ટર, તેની કેબિન (ઉપાશ્રય નહીં), અને મારી ગરજ (તેને મારું કામ નહોતું) – છતાં તેને એટલા ઔચિત્યની ખબર પડે કે સંતની સામે મોબાઇલમાં વાત ન કરાય, કરવી પડે તો રજા લેવી જોઇએ...... તમારામાં આટલું ઔચિત્ય ખરું ?
- તમને ખબર છે ને ? જેમ દેરાસરમાં પ્રવેશતા 'નિસીહિ' છે, તેમ ઉપાશ્રયમાં પ્રવેશતા પણ 'નિસીહિ' છે.

*સભા : નીકળતાં 'આવસ્સહિ' પણ હોય ને ?*

ના. તે અમારા માટે, પૌષધ કરનાર માટે છે. બાકીનાને નહીં. 'આવસ્સહિ' નો અર્થ છે – આવશ્યક કાર્ય હોવાથી બહાર જવું... તમે સંસાર માટે દેરાસર-ઉપાશ્રય છોડો, ત્યારે 'આવસ્સહિ' ન કહેવાય.

હું વાત એ કરતો હતો કે ઉપાશ્રયમાં પ્રવેશતા 'નિસીહિ' કહ્યા પછી સંસારની વાતો થઇ શકે ? ઘણીવાર તો એટલા મોટેથી વાત કરે કે બધા સાધુઓને વિક્ષેપ પડે, ધ્યાન ખેંચાય, સ્વાધ્યાય-પાઠમાં અંતરાય થાય...

- **બીજાને આરાધના કરવા દેવા માટે પોતે બીજા કાર્ય સંભાળી લેવા, તે ય ઔચિત્ય છે.**
- પર્યુષણ આવે છે. સાસુઓ વહુઓને કહે - 'અમે તો ઘણાં વર્ષ પ્રવચન સાંભળ્યા... હવે આ વર્ષે રસોડું હું સંભાળી લઇશ – તું તારે પ્રવચન સાંભળ...' તો ઔચિત્ય છે.
- **ઔચિત્યનું જે સદા પાલન કરે, તે લોકપ્રિય બને છે. ઔચિત્યનો ભંગ કરનારો, અપ્રિય બને છે;** કારણકે બીજાનો વિચાર કરતો નથી.
- તમારામાં આ બધી પરિણતિ આવશે તો તમારો ધર્મ શુદ્ધ બનશે. અને શુદ્ધ ધર્મ નાનો હોય તો પણ તેની તાકાત પ્રચંડ હોય છે.
- અધ્યાત્મ કલ્પદ્રુમમાં શાસ્ત્રકાર લખે છે – ગમે તેટલા જૂના અને ગાઢ અંધકારને દૂર કરવા દીવાની એક જ્યોત પૂરતી છે. તેમ **શુદ્ધ ધર્મ અનંત પાપોને સાફ કરવા સમર્થ છે !**
- *સભા : ઔચિત્ય શું છે ? તે ખબર ન પડે તો ?*

  જેનામાં 'ઔચિત્યપાલન કરવું છે' તેવી પરિણતિ હોય, તેને ઔચિત્ય શું છે ? તે સમજવાનો ક્ષયોપશમ થઇ જ જાય... અને, બીજાએ શું કરવું ઉચિત છે ? તેની તો તમને ખબર પડતી જ હોય છે !

## પરિણતિ – ઉપયોગ

- ધર્મારાધનાના પૂર્ણફળને પામવા, પરિણતિમાં

  ૧) લક્ષ્ય ૨) બહુમાન ૩) આજ્ઞાપાલન ૪) ઔચિત્ય પછી ૫) ઉપયોગ – ચિત્તની એકાગ્રતા જોઇએ.
- જે કાર્ય કરતા હોઇએ, તેમાં જ મન એકાગ્ર બનવું જોઇએ... બીજા કોઇ વિચાર ત્યારે આવવા ન જોઇએ.
- શાસ્ત્રકાર લખે છે કે સાધુ ચાલતી વખતે 'ઇર્યાસમિતિ' મય બની જાય... નીચે જોવામાં જ તેનું મન એકાગ્ર હોય, બીજો વિચાર પણ ન કરે...
- ધર્મકાર્યમાં ચિત્તને એકાગ્ર કરવું અઘરું છે.

  નીચે જોવા માટે ડોક-આંખ નીચે હોય તો પણ મન તો આખી દુનિયામાં ભટકતું હોય...

  હાથમાં માળાના મણકા ફરતા હોય અને મન દુનિયામાં ફરતું હોય...

  શરીર પૂજા-પ્રતિક્રમણ કરતું હોય અને મન તો 'તેના પછી શું કરવું ?' તેના જ વિચારો કરતું હોય...

  આવી ફરિયાદ મારી-તમારી બધાની છે.
- બીજી બાજુ, પાપની પ્રવૃત્તિ પ્રાયઃ એકાગ્રચિત્તે થાય છે. રૂપિયાની નોટો ગણતાં મન આડું-આવળું થતું નથી...

  ધંધામાં, ટી. વી. માં... બધે મન એકાગ્ર બને છે. તેનું કારણ એ છે કે પાપના સંસ્કાર અનાદિ

કાળના છે, તેમાં તત્કાળ ઈન્દ્રિય-મનના સુખનો અનુભવ થાય છે.

- પણ, 'ચિત્ત ચોંટતું નથી...' એવી ફરિયાદ કર્યા કરવાનો અર્થ નથી... ચિત્ત કઇ રીતે ચોંટે ? તેના ઉપાય વિચારીને તે દિશામાં પુરૂષાર્થ કરશો – તો થોડીઘણી પણ સફળતા મળશે... ૧૦૦% ચિત્ત તો મારું પણ સ્થિર રહેવાનું નથી. આજે ૧૦-૨૦% રહેશે – તો કાલે વધતાં ૫૦-૭૦% પણ થશે...
- **સ્વાધ્યાય એ એક એવી આરાધના છે, કે જે ચિત્તના ઉપયોગ વિના થતી નથી...** વાંચવું, સાંભળવું, ભણવું, ભણાવવું, સમજાવવું... આ બધા સ્વાધ્યાય ચિત્તની એકાગ્રતા હોય તો જ થઇ શકે... વ્યાખ્યાન કરતી વખતે મારું મન આડું-અવળું જાય તો - બફાઇ જાય – ઊંધું ચત્તું બોલાઇ જાય... સાંભળવામાં વચ્ચે તમારું મન આડું-અવળું જાય તો લિંક તૂટી જાય... આગળ-પાછળની વાત સમજી ન શકો... એટલે જ શાસ્ત્રકારોએ સ્વાધ્યાયને શ્રેષ્ઠ તપ કહ્યો છે...
- ઉપવાસ વગેરે તપમાં તો મન કંઇ આખો દિવસ તપના વિચારમાં રહેતું નથી. વૈયાવચ્ચમાં પણ, મન તો બીજે ભટકી શકે.. સ્વાધ્યાય મનના ઉપયોગ વિના થઇ શકે નહીં.
- સ્વાધ્યાયમાં મનને ચોંટાડવું સરળ પણ છે. વ્યાખ્યાનકાર મહાત્મા જો સારી રીતે પદાર્થ સમજાવતા હોય, તો ૧ કલાક ક્યાં પસાર થઇ જાય ? તેની ખબર પણ પડતી નથી – તેવો તમારો પણ અનુભવ છે. સારું પુસ્તક વાંચવા લીધા પછી મૂકવાનું મન ન થાય, તેવો તમારો અનુભવ છે જ.

  એટલે, **ચિત્ત ચોંટાડવું હોય, તો સ્વાધ્યાય કરવો જોઇએ.**
- સાધુનું વિશેષણ છે – નિત્યં સ્વાધ્યાય-સંયમરતાનામ્... અમારે બે જ મુખ્ય કાર્ય છે – સંયમ અને સ્વાધ્યાય... જ્યારે પડિલેહણ-પ્રતિક્રમણ-ગોચરી વગેરે આવશ્યક કાર્યો ન હોય, ત્યારે અમારે સ્વાધ્યાય જ કરવાનો હોય છે. વૈયાવચ્ચ તો નૈમિત્તિક છે – તેવો અવસર આવે ત્યારે જ કરવાની હોય છે.
- મન કદી નવરું પડતું નથી, ખાલી રહેતું નથી. જો તેને શુભ વિચારો ન આપો, તો અનાદિકાલીન સંસ્કારના કારણે અશુભ વિકલ્પો કરશે જ... વિષય કષાયના કે તદ્દન નિરર્થક ફાલતુ વિચારો કરશે - એટલે મનને અશુભમાં ન જવા દેવું હોય તો સતત શુભ વિચારમાં રાખવું જ પડે... અને તેના માટે સ્વાધ્યાય જેવી બીજી કોઇ આરાધના નથી. અથવા સ્વાધ્યાય સિવાય બીજી કોઇ આરાધના નથી.
- સાધુજીવનમાં એટલે જ સ્વાધ્યાય ઉપર આટલો ભાર મૂકાયો છે. સાધુ ઘણાંબધાં પાપોથી બચી શકે છે – તેનું કારણ સ્વાધ્યાય છે. તમને જે વિચારોથી બચવું અશક્ય કે અતિ-મુશ્કેલ લાગે છે, તેનાથી સાધુ સરળતાથી બચી જાય છે; તેનું કારણ સ્વાધ્યાય છે.
- પૂ. પ્રેમસૂરિ મ. ના ચરિત્રમાં લખ્યું છે – સ્વામિવાત્સલ્ય કે તેવા કોઇ કારણે ગોચરીમાં મીઠાઇ વગેરે આવ્યા હોય – બધા સાધુને અપાયા હોય, ત્યારે માંડલીમાં ગોચરી વાપરવાની શરૂ થાય તે પહેલાં પ્રેમસૂરિ મ. કર્મગ્રંથના અઘરા ગણિતવાળા બે-ત્રણ પ્રશ્ન માંડલીમાં મૂકી દે અને કહે - 'ગોચરી વાપરીને મને આનો જવાબ આપજો...' સાધુઓ એનો જવાબ વિચારવામાં એટલા તલ્લીન થઇ જાય કે ગોચરીના દ્રવ્યોમાં રાગ ન થાય.. પછી પૂ. પ્રેમસૂરિ મ. પૂછે - 'દૂધપાક કેવો હતો?' તો સાધુઓને તે પણ યાદ ન હોય કે 'આજે દૂધપાક ખાધો હતો !' આ સ્વાધ્યાયની તાકાત છે.
- ગુરૂદેવ સાથે અમે નાસિક ચોમાસું કર્યું ત્યારે સંઘમાં સામૂહિક તપના બેસણાં સાંજે કરાવતા હતા. એક મહાત્મા ઉપવાસના પારણે એકાસણું કરતા હતા. વરસાદ ખૂબ હોવાથી એકાસણું

- બપોરના બદલે - સંઘનું સાંજનું બેસણું હોય - ત્યારે – કરતા – જેથી ગોચરી લેવા જવામાં વિરાધના ન થાય. ત્યારે તેમને કમ્મપયડીનો અભ્યાસ ચાલતો હતો. કમ્મપયડી એ છ કર્મગ્રંથ પછી ભણાતો જટિલ ગ્રંથ છે. સમજવામાં ભેજાનું દહીં થાય. આગળ-પાછળનું બધું યાદ રાખ્યા વિના ભણી જ ન શકાય. ઉપવાસના પારણે -એકાસણાના દિવસે પડિલેહણ પછી બપોરના અઢી-ત્રણ વાગે કમ્મપયડીનું પુસ્તક લઇને બેસે – તો એટલા તલ્લીન થઇ જાય કે ચાર વાગ્યે વહોરવા જવાનું છે એ પણ યાદ ન આવે ! ચાર ને પાંચ-દસ થાય, કો' ક મહાત્મા યાદ કરાવે ત્યારે ઊભા થાય... સ્વાધ્યાય, ભૂખ પણ ભૂલાવી શકે...

- કો' ક સાધુ એમ કહે કે 'ભણેલું યાદ નથી રહેતું...' તો પણ ભણાવીએ. યાદ ભલે ન રહે, ભણતી વખતે ચિત્ત સ્વાધ્યાયમાં રહે, તેનાથી અશુભ વિકલ્પોથી બચી જવાય, તેના સંસ્કાર નબળા પડે, સ્વાધ્યાયના સંસ્કાર પડે, તે પણ ઘણો મોટો લાભ છે...
- રાતના તમારી ઊંઘ ઊડે, તો શું કરો ?

  *સભા : ટી. વી. કે મોબાઇલથી ટાઇમપાસ કરીએ.*

  અને તે ન હોય તો પણ ફાલતુ વિચારો જ કરો ને ? અમારી ઊંઘ ઊડે તો પણ સ્વાધ્યાય કરીએ, જેથી મન કોઇ અશુભ વિકલ્પમાં ન જાય... તેમાં ગાથાઓનું પરાવર્તન પણ હોય, પદાર્થનું પરાવર્તન પણ હોય. જે સૂત્રોનું પરાવર્તન અનેક વાર થઇ ગયું હોય, તેનું પુનરાવર્તન ક્યારેક ઉપયોગ વગર પણ થઇ જાય. તમે પણ ઉપયોગ વગર ચૈત્યવંદન વગેરે કરી શકો છો. પણ પદાર્થનું પરાવર્તન એવી વસ્તુ છે કે તેમાં ઉપયોગ જોઇએ જ. એટલે પૂ. ભુવનભાનુસૂરિજી મ. એ પોતાના સમુદાયમાં પદાર્થના પરાવર્તન પર ખૂબ ભાર મૂક્યો. મારા ગુરૂદેવ વિશેષાવશ્યક ભાષ્ય ભણ્યા – ૨૭૦૦૦ શ્લોકનો ગ્રંથ છે. ૨૭૦૦૦ ગાથા તો મોઢે ન થાય. પણ પદાર્થ આખો મોઢે કરેલો. સળંગ બોલે તો ૧૨ કલાક લાગે. રોજ રાત્રે ૮ થી ૧૨ – ચાર કલાક સ્વાધ્યાય કરતા ત્યારે ત્રણ દિવસે થતો.
- તમારા બધાના જીવનમાં બીજી બધી આરાધના હશે, સ્વાધ્યાય કેટલો ? લગભગ રહ્યો નથી. સ્વાધ્યાયથી નવા પદાર્થનો બોધ, શ્રદ્ધામાં વૃદ્ધિ, બહુમાન, વૈરાગ્ય વગેરે અનેક લાભ તો છે જ, પણ તત્કાળ લાભ એ છે કે અશુભ વિકલ્પોથી મુક્તિ મળે.
- કોના ઘરમાં ૧૦૦૦ ધાર્મિક પુસ્તકો છે ?

  *સભા : કોઇના નહીં...*

  તમારું સદ્‌ભાગ્ય છે કે આજે સાહિત્ય સુલભ છે. કો' કની કે કો' કની શૈલી તો તમને રૂચે જ.. પુસ્તકો હશે, તો સ્વાધ્યાય થશે... નહીં તો કઇ રીતે થશે ? જિનવાણી શ્રવણ તો આખો દિવસ ન મળી શકે... ક્યારેક જ મળે, તે પણ એકાદ કલાક. વાંચન જ એવો સ્વાધ્યાય છે, જે તમે ઇચ્છો ત્યારે કરી શકો. તેના માટે સામગ્રી જ નહીં રાખો, તો શી રીતે કરશો ?
- મને ઘણાં પૂછે છે – એન્જીનીયરીંગ-સારી નોકરી-પદ-પ્રતિષ્ઠા-પૈસો બધું છોડીને દીક્ષા લેવાનું મન કેમ થયું ? જો કે પરિવારમાં જ ધર્મના સંસ્કાર હતા... પણ છતાં વૈરાગ્યમાં કોઇ નિમિત્ત બન્યું હોય તો પુસ્તકોનું વાંચન... કોલેજના અભ્યાસકાળમાં કદાચ ૩૦૦ પુસ્તકો વાંચ્યા હશે... કોલેજમાં જાઉં, એટલે બેગમાં ધાર્મિક પુસ્તક હોય જ... લેક્ચર ન હોય – ફ્રી ટાઇમ મળે એટલે છેલ્લી બેંચ પર બેસીને પુસ્તક જ વાંચતો હતો. આપણે વાંચવામાં ચિત્ત એકાગ્ર કરીએ, તો દુનિયાની કોઇ વસ્તુ આપણને ડિસ્ટર્બ કરી ન શકે.
- તમે કદાચ બિમાર પડો, ૧૫-૨૦ દિવસ પથારીમાં કાઢવા પડે, તો મનને શુભ ધ્યાનમાં રાખવા માટે તમારી પાસે સામગ્રી શું છે ? એટલે દરેક વ્યક્તિએ ઘરમાં પુસ્તકો રાખવા જોઇએ. સમય મળે તો વાંચવા જોઇએ, સમય કાઢીને પણ વાંચવા જોઇએ...

- સ્વાધ્યાય સિવાય જે આરાધના છે, તેમાં મન શી રીતે ચોંટાડવું ? તો તે આરાધનામાં બોલવાના સૂત્ર, દુહા... જે હોય, તેનો અર્થ વિચારવો...
  પ્રભુની પૂજા કરતાં નવ અંગના દુહા છે.. તેનો અર્થ વિચારો તો મન બહાર ન ભટકે...
  'ખડાં ખડાં કેવળ લહ્યું...' બોલતાં કાઉસ્સગ્ગ ધ્યાને ઊભેલાં પ્રભુનું ચિત્ર નજર સામે આવી જાય...
  ચૈત્યવંદનમાં 'જાવંત કે વિ સાહૂ...' બોલતાં સાધુ-સાધ્વી ભગવંતો નજર સામે આવી જાય... તો મન ભટકે નહીં...
- ચૈત્યવંદન વગેરે ક્રિયા તો સૂત્રાત્મક જ છે. પૂજા વગેરે તો શરીરથી થાય છે, છતાં તેમાં પૂર્વાચાર્ય ભગવંતોએ દુહા એટલા માટે જ જોડ્યા, કે આપણું મન સ્થિર રહે – ભટકે નહીં. પડિલેહણના બોલ એ માટે જ છે. બાકી હકીકતમાં શાસ્ત્રમાં તો વિધાન એવું છે કે પડિલેહણ (= પ્રતિલેખન = જોવું) કરતી વખતે, બીજું કશું વિચારાય પણ નહીં... તેમ કરવા જતાં જીવો તરફથી ઉપયોગ હટે, તો વિરાધના થાય. છતાં મન રૂપી માંકડાને અંકુશમાં લેવા માટે જ ૫૦ બોલ, પૂર્વાચાર્યોએ ગોઠવી દીધા છે.
  પણ અર્થમાં ઉપયોગ લઇ જવા માટે અર્થ આવડવો જોઇએ. પ્રાકૃત-સંસ્કૃત સૂત્ર તો દૂર રહ્યા, ગુજરાતી દુહાઓનો અર્થ પણ તમને ખબર હોતી નથી – કારણકે તમે વિચારતા નથી. ફળ-પૂજાના દુહામાં આવે છે - 'માંગે શિવફળ-ત્યાગ...' આમાં શિવફળ-ત્યાગ એટલે શું ? સાચો અર્થ કદાચ કોઇને ખબર નથી... શિવ (મોક્ષ) છે ફળ જેનું એવો ત્યાગ... આ પ્રમાણે બહુવ્રીહિ સમાસ છે... અર્થાત્ સંસારનો ત્યાગ-સંયમની માંગણી છે.
- સુણો ચંદાજી ! સ્તવનની કડીઓ કેટલી સરળ છે ? પણ તમને ખબર છે ? પહેલી કડીમાં ચંદ્રને વિનંતી કરાઇ કે સીમંધર સ્વામી પાસે જજો – મારી વિનંતી સંભળાવજો... પછી ૪ કડીમાં, સીમંધર સ્વામીનું સરનામું બતાવ્યું છે, જેથી ચંદ્ર ત્યાં પહોંચી શકે. અને છેલ્લી ૩ કડીમાં ભગવાનને સંભળાવવાની વિનંતી બતાવી છે - 'તુમ સેવા કરવા રસિયો છું...' વગેરે...
- સૂત્રોના અર્થમાં મન કેમ ચોંટાડવું ? તે શીખવું હોય, તો પૂ. આ. શ્રી ભુવનભાનુસૂરિજી મ. એ લખેલું - 'પ્રતિક્રમણ સૂત્ર ચિત્ર આલ્બમ' વાંચવું.
- આવશ્યક નિર્યુક્તિ ગ્રંથમાં સૂત્રને કેવી રીતે બોલવું ? તેના ૩૨ ગુણ બતાવ્યા છે. (ભેળસેળ ન કરવી, અસ્ખલિત બોલવું વગેરે.) પછી શાસ્ત્રકાર લખે છે - આ બત્રીસે ગુણ સહિત સૂત્ર બોલે, પણ જો મનનો ઉપયોગ તેમાં ન હોય; તો દ્રવ્યક્રિયા જ બને, ભાવક્રિયા નહીં ! **ભાવક્રિયા બનાવવી હોય તો ઉપયોગ જોઇએ જ.** અને ભાવક્રિયા બને તો ફળ અનેકગણું થઇ જાય..
- પ્રભુની ભક્તિ પૂરી થયા પછી રોજ તમારા પોતાના શબ્દોમાં પ્રભુને પ્રાર્થના કરો... ગોખેલું નહીં, મનથી વિચારીને બોલો. તેમાં મન ચોંટશે જ... કારણકે તેના વિના બોલી જ નહીં શકાય...

---

## પરિણતિ – અનુબંધ

- પરિણતિના મુખ્ય પાંચ અંગ આપણે જોયા.
  **૧) લક્ષ્ય ૨) બહુમાન ૩) આજ્ઞાપાલન ૪) ઔચિત્ય ૫) ઉપયોગ..**
  **આ પાંચે અંગ હોય તો ભાવ-અનુષ્ઠાન બને. આમાંનું એકપણ ગેરહાજર હોય તો દ્રવ્ય-અનુષ્ઠાન બને...**
- દ્રવ્ય અને ભાવ અનુષ્ઠાનમાં ફરક શું પડે ?
  પુણ્ય તો બંનેથી બંધાય... પણ **ભાવ-અનુષ્ઠાનથી સાનુબંધ પુણ્ય બંધાય... એટલે પરંપરાએ**

**મોક્ષ મળે. દ્રવ્ય-અનુષ્ઠાનમાં પુણ્યનો અનુબંધ ન હોવાથી અંતિમ ફળરૂપે સદ્ગતિ જ મળે,** મોક્ષ નહીં...

*સભા : એટલે તેમાં પાપનો અનુબંધ હોય ?*

ના. તેવું જરૂરી નથી. અનુબંધ વગરનું (નિરનુબંધ) પણ પુણ્ય હોઈ શકે.

- અનુષ્ઠાનના પ્રકારોમાં એક અનનુષ્ઠાન બતાવ્યું છે, જેમાં સંમૂર્ચ્છિમની જેમ – મનના ઉપયોગ વિના ક્રિયા કરે – તો નિરનુબંધ હોય... જો લક્ષ્ય સર્વથા ખોટું હોય, માત્ર ઇન્દ્રિયના સુખો જ જોઈતા હોય, તેમાં ત્યાજ્યતાની બુદ્ધિ જ ન હોય, મોક્ષ પ્રત્યે – સમતાના સુખ પ્રત્યે શ્રદ્ધા જ ન હોય – અરૂચિ હોય; તો પાપના અનુબંધ પડે. તેને શાસ્ત્રકારો વિષ-ગર અનુષ્ઠાન કહે છે. એટલું નક્કી છે કે ભાવક્રિયા ન હોય, માત્ર દ્રવ્યક્રિયા હોય, તો વિશિષ્ટ પુણ્યાનુબંધ ન હોય...
- ઉપયોગ ગમે તેટલો હોય, લક્ષ્ય ખોટું હોય તો પણ ભાવક્રિયા નથી બનતી. અભવ્ય જીવ ગ્રૈવેયકમાં લઈ જનારું ચારિત્ર પાળે, ત્યારે ઉપયોગ તો ઘણો સારો હોય છે; તે વિના ગ્રૈવેયક મળે નહીં... પણ લક્ષ્ય ખોટું હોય છે.. તેથી તેની ક્રિયા ભાવ-અનુષ્ઠાન નથી.. એમ આજ્ઞાપાલન વગેરે માટે સમજી લેવું... બિલકુલ ન હોય તો ભાવ-અનુષ્ઠાન ન બને... તેમાં તરતમતા હોઈ શકે... તે બધી પરિણતિ જેટલી તીવ્ર, તેટલું ફળ વધારે-જલદી મળે... જેટલી ઓછી, તેટલું ફળ ઓછું-વિલંબથી મળે.

પણ આનો અર્થ એવો નથી થતો કે દ્રવ્યક્રિયા નકામી છે.

- શાસ્ત્રકારો દ્રવ્યક્રિયાના પણ બે ભેદ પાડે છે. (૧) પ્રધાન (૨) અપ્રધાન... **જે દ્રવ્ય-અનુષ્ઠાનમાં ભાવ-અનુષ્ઠાન બનવાની યોગ્યતા પડી છે, અર્થાત્ આગળ જતાં તેમાંથી ભાવ-અનુષ્ઠાન ઉત્પન્ન થાય; તેને પ્રધાન દ્રવ્ય-અનુષ્ઠાન કહેવાય.** જેમાં તેવી યોગ્યતા નથી, તે અપ્રધાન દ્રવ્ય-અનુષ્ઠાન કહેવાય.
- **જે પ્રધાન દ્રવ્ય-અનુષ્ઠાન છે, તે નકામું નથી જ...** કારણકે તેમાંથી જ ભાવ-અનુષ્ઠાન પેદા થાય છે – જે મોક્ષપ્રાપક છે.
- **ભાવ ઉત્પન્ન થયા પછી ક્રિયા કરવાની નથી હોતી; ક્રિયા કરતાં કરતાં તેમાં ભાવ ઉત્પન્ન થાય છે** – તે આપણો બધાનો અનુભવ છે. જે ક્રિયા કરે જ નહીં, છોડી દે – તેનામાં તો ભાવ ઉત્પન્ન થવાની કોઈ શક્યતા જ નથી હોતી.

એકડો ૯૯ વાર ખોટો ઘૂંટાય પછી સોમી વાર સાચો ઘૂંટાય; તેથી ૯૯ વાર ઘૂંટેલો નિષ્ફળ નથી... કારણકે સીધો સાચો એકડો કોઈ ઘૂંટી શકતું નથી. ખોટો ઘૂંટતા ઘૂંટતા અભ્યાસથી જ સાચો ઘૂંટાય છે.

- હવે પ્રશ્ન એ થાય કે, આપણે જે ક્રિયા કરીએ છીએ, તે દ્રવ્યક્રિયા હોય તો પ્રધાન છે કે અપ્રધાન, તેનો નિર્ણય શી રીતે થાય?

શાસ્ત્રકારે તેના લક્ષણ બતાવ્યા છે... પણ અત્યંત સ્થૂળથી કહેવું હોય તો, એમ કહી શકાય કે

1. જ્યાં લક્ષ્ય સાચું છે – મોક્ષ-સમતા સુખની પ્રાપ્તિનું, રાગ-દ્વેષના નાશનું (દોષનાશનું), ગુણપ્રાપ્તિનું – ઓછાવત્તા અંશમાં પણ પડ્યું છે.
2. અથવા લક્ષ્ય કોઈ ન હોવા છતાં અનુષ્ઠાન સ્વરૂપથી ગમે છે. જેમ કે જીવદયા ગમે છે – તેથી કરવી છે... ન તો સ્વર્ગાદિ સુખનું લક્ષ્ય છે, ન તો મોક્ષનું... (જેને શાસ્ત્રકાર સદનુષ્ઠાનરાગ કહે છે.)
3. અથવા લક્ષ્ય કોઈપણ હોવા છતાં – વીતરાગતામાં જ સાચું સુખ છે – એવી સમજણ અંદર પડેલી છે...

તે દ્રવ્યક્રિયા – પ્રધાન બને...

- એટલે, ભાવ-અનુષ્ઠાન માટે પાંચે જોઈએ; પ્રધાન દ્રવ્ય-અનુષ્ઠાન માટે મુખ્યત્વે સાચું લક્ષ્ય જોઈએ...
  જો લક્ષ્ય સાચું હશે, તો બીજું બધું મોડું-વહેલું પણ આવશે – લક્ષ્ય જ તેને ખેંચી લાવશે; અને ભાવ-અનુષ્ઠાન બનશે – કદાચ તેમાં ૧૦૦-૨૦૦ ભવ પણ લાગે; પણ થાય તે નક્કી છે.
  એટલે આપણે સૌથી વધુ મહેનત-વિશુદ્ધ લક્ષ્ય માટે કરવાની છે. અને તે કેવી રીતે થાય ? તો આપણે જે જોયું કે રાગ-દ્વેષ જ દુ:ખના કારણ છે, ઈચ્છાની અપૂર્તિ નહીં... રાગ-દ્વેષથી મુક્ત થવાથી જ સુખ મળવાનું છે – સામગ્રી-સફળતાથી નહીં... તે વિચારથી આત્માને ભાવિત કરીએ તો લક્ષ્ય વિશુદ્ધ બને...
- પરિણતિની વાતો કરતાં આપણે વારંવાર ‘અનુબંધ’ શબ્દ વાપર્યો. ‘અનુબંધ’ નો અર્થ શું ? સ્થૂળથી અર્થ કરીએ તો ‘પરંપરા’ ... ભવિષ્યમાં જે ચાલે તે...
- શ્રીપાળ-મયણાના રાસમાં તમે સાંભળો છો – મયણાસુંદરી અને સુરસુદરીને પિતાએ પ્રશ્ન કર્યો - ‘પુણ્યથી શું મળે ?’
  સુરસુંદરીનો જવાબ હતો – રૂપ, ઐશ્વર્ય, સંપત્તિ, બુદ્ધિ, સત્તા...
  મયણાસુંદરીનો જવાબ હતો – સદ્બુદ્ધિ, સદ્ગુરૂ, સદ્ધર્મ...
- તમારે પુણ્યથી શું જોઈએ ? તમે કોના પક્ષમાં – સુરસુંદરી કે મયણાસુંદરી ?
  પુણ્યથી સામગ્રી તો મળે જ... સામગ્રી જેનાથી મળે તેને જ પુણ્ય કહેવાય. હવે એ પુણ્યના ઉદયમાં બે સંભાવના છે.
  **જે પુણ્યના ઉદયમાં સામગ્રી સાથે સદ્બુદ્ધિ પણ મળે, તે પુણ્યના (શુભ) અનુબંધવાળું કહેવાય.**
  **જે પુણ્યના ઉદયમાં સામગ્રી મળે, પણ સદ્બુદ્ધિ ન મળે – દુર્બુદ્ધિ મળે, તે પાપના (અશુભ) અનુબંધવાળું કહેવાય..**
  દા. ત. તમને ગમે તે રીતે અચાનક કરોડ રૂપિયાની કમાણી થઈ.. હવે કયો વિચાર આવે ? ‘ઘણાં વખતથી પાલડી-સેટેલાઈટ જેવા સારા વિસ્તારમાં ફ્લેટ-બંગલો લેવાની ઈચ્છા હતી... ચાલો લઈ લઈએ...’ તે, કે ‘ઘણાં વખતથી એક ઉપાશ્રયનો લાભ લેવાની, ઉપધાન કરાવવાની.. ઈચ્છા હતી તો લાભ લઈ લઈએ...’ તે ?
  જો પહેલો વિચાર આવે તો દુર્બુદ્ધિ છે – અનુબંધ પાપનો છે. જો બીજો વિચાર આવે તો સદ્બુદ્ધિ છે - અનુબંધ પુણ્યનો છે.
- સંપત્તિ મળ્યા પછી દાન વગેરે સુકૃતમાં સદુપયોગ કરવાનું મન થાય તો પુણ્યના અનુબંધ છે. સામગ્રીમાં ઉપયોગ કરવાનું મન થાય, તો પાપના અનુબંધ છે.
- સુંદર કંઠ મળ્યો હોય તો પિક્ચરના ગીતો ગાવાનું મન થાય, નવરાત્રિમાં ગરબા ગાવા જાય, તેનાથી પૈસા કમાય – તો પાપના અનુબંધ છે. પ્રભુની ભક્તિમાં લોકોને ઝીલાવવાનું મન થાય, તો પુણ્યના અનુબંધ છે.
- પુણ્યથી સામગ્રી મળે, તેની સાથે સદ્બુદ્ધિ મળે તો તેનો સદુપયોગ કરે, એટલે નવું પુણ્ય બાંધે... આમ પુણ્યની પરંપરા ચાલવાથી પુણ્યાનુબંધ કહેવાય... દુર્બુદ્ધિ મળે તો દુરૂપયોગ કરે, એટલે પાપ બાંધે – તો પાપાનુબંધ કહેવાય.
  બેમાંથી કશું ન હોય તો નિરનુબંધ કહેવાય.
  *સભા : બંને કરવાનું મન થાય તો ?*
  જે બળવાન્ હોય – તેનો અનુબંધ માનવાનો.

૧ કરોડમાંથી ૯૦ લાખ સંસારમાં અને ૧૦ લાખ સુકૃતમાં ખર્ચવાનું મન થાય – તો પાપનો અનુબંધ વધારે છે...

- એ યાદ રાખવું કે અનુબંધ બદલી પણ શકાય છે, એ વાત પૂર્વે થઇ ગઇ છે.
- સંયમના પ્રભાવે જો દેવલોકમાં ગયા, તો સેંકડો રૂપ કરવાની શક્તિ મળશે. જો પાપનો અનુબંધ હશે તો બધા ભોગો ભોગવવાનું મન થશે. જો પુણ્યનો અનુબંધ હશે તો શાશ્વતા જિનેશ્વરોની યાત્રા કરવાનું, વિહરમાન તીર્થંકરોની દેશના સાંભળવાનું મન થશે. દેવો એક શરીરથી પ્રભુની દેશના સાંભળતા હોય, ત્યારે બીજા શરીરથી ભોગો ભોગવતા હોય – તેવું પણ બનતું હોય છે. તમે દેવલોકમાં જશો, તો શું કરશો ?

  *સભા : તે કેમ ખબર પડે ?*

  આ ભવમાં જેનો રસ કેળવ્યો હોય, તે કરવાનું મન થાય. ૨૪ કલાકમાં ૨૨ કલાક ટી. વી.-મોબાઇલ પાછળ કાઢતા હશો, તો દેવના ભવમાં તેવું જ મન થવાનું છે.
- જેમ પુણ્યમાં અનુબંધ છે, તેમ પાપમાં પણ છે. પાપના ઉદયે દુઃખ આવે. તેમાં કલ્પાંત કરે, આર્તધ્યાન કરે અને ફરી પાપ બાંધે, તો અનુબંધ પણ પાપનો છે, તેમ કહેવાય. પણ સમાધિ રાખે, શુભ અધ્યવસાયથી કર્મનિર્જરા કરે, તો અનુબંધ પુણ્યનો કહેવાય.
- શ્રેણિક પાપના ઉદયથી નરકે ગયા. પણ ત્યાં સમાધિ રાખે છે, તો આવતા ભવે મનુષ્યભવ પામી, તીર્થંકર થઇ મોક્ષે જશે. એટલે અનુબંધ પુણ્યનો છે. (તેમણે શિકાર કરતી વખતે તો પાપનો અનુબંધ કરેલો, પણ પછીથી તે બદલી નાખ્યો.)
- સાર એ છે કે, **બંધ કરતા અનુબંધનું મહત્ત્વ વધારે છે. બંધ એકવાર ફળ આપીને રવાના થઇ જાય... અનુબંધથી પરંપરા ચાલે...**
- અનુબંધમાં સૌથી મહત્ત્વનું કારણ લક્ષ્ય છે, અને તે પછી બહુમાન, ઔચિત્ય, આજ્ઞાપાલન, ઉપયોગ છે. જ્યારે તમારી ફરિયાદ 'ચિત્ત ચોંટતું નથી...' તેની (ઉપયોગ ન હોવાની) જ હોય છે... લક્ષ્ય વગેરે પર તમારું ધ્યાન જ નથી... યાદ એ રાખો કે અનુબંધ જ સંસાર વધારે - ઘટાડે છે.
- પરિણતિના વિષય પર આટલા પ્રવચનો કર્યા... તેનો અર્થ એ ન કરતા કે પાપ છોડવા-આરાધના વધારવાની વાત હું કરતો જ નથી. હજુ ચાતુર્માસમાં ઘણાં દિવસો છે, એ વાત પણ કરીશ.. અત્યારે, તમે બધા આરાધક છો – એવું દેખાયું – ૫0% ભાઇઓ સામાયિકમાં હોય છે – તે દેખાયું.. એટલે પહેલા તમારી આરાધના શુદ્ધ બને – સાનુબંધ બને – મોક્ષપ્રાપક બને – સંસાર ઘટાડનારી બને – એનો ઉપદેશ કર્યો...
- આરાધના કરતો જ ન હોય, તેને આ બધો ઉપદેશ ન અપાય... આરાધના કરતો હોય, તેને જ અપાય. મેં પૂર્વે પણ કહ્યું હતું - 'અનંતા ચારિત્ર લીધા છતાં મોક્ષ નથી થયો...' એ વાત તમને ન કરાય... જેણે ચારિત્ર લીધું હોય, તેને જ કરાય કે 'ચારિત્ર લેવા માત્રથી મોક્ષ નથી થતો... સારી રીતે પાળવું પડશે – વગેરે...'
- મહત્ત્વની વાત એ છે કે, આ બધાની તમને કોઇ અસર થશે ?

  *સભા : જીવનમાં અસર આવે કે નહીં, મનમાં તો થઇ જ છે...*

  જો મન બદલાય, તો જીવન બદલાયા વિના નહીં રહે... પણ મારે એ કહેવું છે કે સાંભળવા માત્રથી અસર નહીં થાય.. સાંભળેલું તો થોડા વખતમાં ભૂલાઇ જશે – બાષ્પીભવન થઇ જશે... હૃદયસ્થ કરવું હોય તો વારંવાર પરાવર્તન કરવું પડશે. તેના માટે જ આ પ્રવચનો લખ્યા છે... તે ૪-૫ વાર વાંચશો, ચિંતન કરશો, આત્માને ભાવિત કરશો, તો જીવનમાં અસર થશે.
- ધર્મબિંદુમાં શાસ્ત્રકારે કહ્યું છે – **સાંભળ્યા પછી ચિંતન ન કરાય, તો સાંભળેલું વ્યર્થ છે**.

- અમારા ગુરૂદેવ ઘણીવાર કહે છે. ફેરફાર બે પ્રકારના હોય – ભૌતિક અને રાસાયણિક.
  પાણીમાંથી બરફ બને, તે ભૌતિક ફેરફાર (Physical Change) છે. ગરમી મળે એટલે પાછું પાણી થઇ જાય.
  દૂધમાંથી દહીં બને, તે રાસાયણિક ફેરફાર (Chemical Change) છે. લાખ પ્રયત્ને પણ પાછું દૂધ ન થાય.
  પ્રવચન સાંભળીને તમારામાં જે ફેરફાર આવ્યો છે – તે ભૌતિક કે રાસાયણિક ? અમે ચાલ્યા જઇએ પછી - જેવા હતા તેવા થઇ જશો – તો ભૌતિક ફેરફાર છે, રાસાયણિક નથી.
- એક સરસ પ્રશ્ન આવ્યો છે. પરિણતિની બધી જ વાત, ધર્મપ્રવૃત્તિ માટે કરી. પાપપ્રવૃત્તિનું શું ? ગૃહસ્થને પાપ અનિવાર્ય છે. સત્ત્વશાળી જીવ કદાચ જૂઠ, ચોરી વગેરેથી બચે, તો ય હિંસા–પરિગ્રહ વગેરેથી બચવું અસંભવ છે. અને કુટુંબનિર્વાહ માટે કરવા પડતાં પાપ ઉપરાંત કષાયથી પણ કેટલાક પાપો થાય છે.. કુટુંબનિર્વાહ માટે જરૂરી સંપત્તિ ઉપરાંત લોભથી પણ કમાણી-પરિગ્રહ થાય છે. તો પાપ કરીએ ત્યારે પરિણતિ શું રાખવી ?
  જિજ્ઞાસા સરસ છે...
- જવાબ આ છે – **પાપ કરતી વખતે બે ચીજ ધ્યાનમાં રાખો –**
  **૧) અનુબંધ પાપનો ન પડે, તેની કાળજી રાખો.**
  **૨) પાપ ઓછામાં ઓછું બંધાય – તેવો પ્રયત્ન કરો.**
- **પાપના અનુબંધથી બચવા શું કરવું ? તો –**
  **'પાપ કરવા જેવું નથી... જે સુખ મેળવવા આ પાપ કરું છું – તે ખરેખર સુખ છે જ નહીં – ભ્રમ છે.. સાચું સુખ તો સમતામાં છે...'** વગેરે રૂપ **સમજણ આત્મસાત્ કરવાની અને જીવંત રાખવાની.**
- આનું જ્વલંત દૃષ્ટાંત રાવણ છે.
  પરસ્ત્રીનું હરણ કરવા જેવું અધમ પાપ કર્યા પછી, રોજ સીતા પાસે ભોગની યાચના કરવા છતાં, સામે પોતાના ગૃહમંદિરમાં મુનિસુવ્રત સ્વામી ભ. પાસે વાસનાથી મુક્ત કરવાની પ્રાર્થના પણ કરતો હતો... તે બતાવે છે કે એ પાપ કરવા જેવું નથી – તેવી સમજણ તેની જીવંત હતી...
  એટલે આ અશક્ય નથી...
- સંયમની પ્રેરણા કરવી – સંસારની અસારતા સમજાવવી – તે પણ ઉપદેશની એક શૈલી છે – વિષય છે. તેમ જેના જીવનમાં આ ભવમાં સંયમ શક્ય જ નથી, તેનું શ્રાવકજીવન આરાધનામય બનાવવું – તે પણ ઉપદેશની એક શૈલી છે.
  અત્યારે બીજા પ્રકારની વાત કરી... આગળ પહેલા પ્રકારની વાત પણ કરીશું.

## પરિણતિ – આલોચના

- પાપપ્રવૃત્તિ વખતે પરિણતિ શું રાખવી, તેની વિચારણા ચાલુ છે.
- પાપ ચાર રીતે થઇ શકે - ૧) અપવાદ ૨) પ્રમાદ ૩) બેદરકારી ૪) શોખ.
- સાધુ બિમાર પડ્યા હોય તો દવા-અનુપાન વગેરે બનાવડાવવા પડે, તે **અપવાદ** છે. જો કે તેમાં પાપ લાગતું નથી. પૂર્વે આપણે એ જોયું છે કે અપવાદમાં પણ નિર્જરા જ છે, પુણ્યબંધ છે, યાવત્ મોક્ષ પણ મળે છે. છતાં, તેમાં સ્વરૂપથી જીવોની વિરાધના હોવાથી, તેને પાપ તરીકે કહ્યું છે.
- **અપવાદ માર્ગના આચરણ વખતે બે વસ્તુ કરવાની છે.**

**૧) મારા પુણ્યની, સત્ત્વની કચાશ છે કે - જેથી અપવાદનું આચરણ કરવું પડે છે – તેનો અફસોસ**
**રાખવાનો.**
**૨) ક્યારે કારણ દૂર થાય અને પાછો ઉત્સર્ગ માર્ગે જાઉં, એવી ભાવના રાખવાની..**

- બિમાર પડ્યો હોય તો – શરીર છે, રોગ આવ્યો – તે પુણ્યની કચાશ છે.. અને સહિષ્ણુતા નથી તેથી દવા કરવી પડે, તે સત્ત્વની કચાશ છે – તેનો અફસોસ હોવો જોઇએ...
- વિહારનો ઉત્સર્ગ વિધિ તો બપોરનો છે. પણ તેવું સત્ત્વ નથી કે તડકો વગેરે સહન કરી શકાય.. તેથી સવારે કે અંધારામાં વિહાર કરવો પડે છે.. એ રીતે પોતાના સત્ત્વની કચાશનો અફસોસ રાખવાનો..
- શ્રાવકને પણ અપવાદમાર્ગ હોય છે, તે આપણે વિચાર્યું છે..
- ગૃહસ્થને કમાવું પડે.. જો કે તે સંસારનું કાર્ય હોવાથી અપવાદમાર્ગ ન કહેવાય.. પણ ભીખ માંગીને ન જીવાય – એટલે કમાવું પડે... તેમાં પાપ થાય જ, કરવા પડે.. ત્યારે એ વિચારવું કે 'સંયમ ન લીધું – સંસારમાં રહ્યો – એ મારા સત્ત્વની કચાશ.. તેના કારણે આ બધા પાપ કરવા પડે છે..' તેવો અફસોસ રાખવો.
- કાર્તિક શેઠની કથામાં આવે છે. તાપસની ભક્તિ રાજાની આજ્ઞાથી કરવી પડી – ત્યારે એ જ વિચારે છે કે 'દીક્ષા ન લીધી, તો આ કરવું પડ્યું...'
- અહીંયા ધ્યાન રાખવું કે આવો અફસોસ – સંસ્કારરૂપે હોવો જ જોઇએ. વ્યક્ત ઉપયોગરૂપે હોય.. તે સારું છે; પણ દરેક ક્ષણે તેવો ઉપયોગ કદાચ ન પણ રહે..
- બીજી વાત એ છે કે ક્યારે અપવાદ છોડીને પાછો ઉત્સર્ગ પર આવી જાઉં ? એવી સતત ભાવના હોય..
- કારણે નવકારશી કરવી પડે તો ય સાધુ તો એમ જ વિચારે કે - ક્યારે કારણ દૂર થાય અને પાછો એકાસણાં કરું..
- તમે ગાડી લઇને જતા હો, તો રસ્તામાં 'ડાયવર્ઝન' આવે.. મુખ્ય રસ્તો રિપેર થતો હોય કે ખાડા ખોદેલા હોય, તો ડાયવર્ઝન હોય. પણ એ પાછું મૂળ રસ્તાને મળતું હોય, તો જ ડાયવર્ઝન કહેવાય; નહીં તો ખોટો રસ્તો બની જાય. અને ડાયવર્ઝન પર ગાડી ચલાવનારની નજર તો એ જ હોય કે ક્યારે પાછા મૂળ રસ્તા પર જવાનો રસ્તો આવે અને તેના પર ચાલ્યો જાઉં.. કારણકે ડાયવર્ઝનમાં ગાડી ચલાવવાની મજા ન આવતી હોય.
**અપવાદ એ ડાયવર્ઝન છે. ઉત્સર્ગ તરફ સતત નજર રહેવી જોઇએ.**
- **જો અપવાદ પર ચાલવાનો અફસોસ ન રહે, અને ઉત્સર્ગ પર ચાલ્યા જવાની ઝંખના ન રહે, તો અપવાદ – અનાચાર રૂપ બની જાય.**
- અપવાદ અને અનાચાર દેખીતી રીતે તો ઘણીવાર સરખા જ હોય છે. તફાવત પરિણતિમાં જ હોય છે.
- પાપ થવાનું બીજું કારણ **પ્રમાદ** છે.
પ્રમાદના અનેક પ્રકાર છે.. ભૂલી જવું, ઉતાવળ, સંજ્ઞા, વિષય, કષાય વગેરે..
- બિમાર સાધુને અશક્તિ હોવાથી બેઠાં બેઠાં પ્રતિક્રમણ કરે તે અપવાદ. પણ વિહારથી થાકી ગયો હોવાથી બેઠાં બેઠાં પ્રતિક્રમણ કરે તે પ્રમાદ છે.
રાતના માતરું કરી આવ્યા પછી ઊંઘ આવતી હોવાથી બેઠાં બેઠાં ઇરિયાવહી કરવી, તે પ્રમાદ છે.

ક્યારેક બોલતી વખતે મુહપત્તિનો ઉપયોગ ન રહે – ભૂલાઇ જાય તે પ્રમાદ છે.
ગોચરીમાં મીઠાઇ આવી હોય, વાપરતા રાગ થઇ જાય તે પ્રમાદ છે.
ખાસ મીઠાઇ વહોરવા માટે કો'ક ઘરે વહોરવા જવાનું મન થાય તે પ્રમાદ છે.

- પ્રમાદ જ્યારે થાય, ત્યારે પણ ક્વચિત્ અફસોસ હોઇ શકે છે – જેમ કે થાકથી બેઠાં બેઠાં પ્રતિક્રમણ કરે ત્યારે અફસોસ હોઇ શકે - 'થાકમાં પણ ઊભા ઊભા પ્રતિક્રમણ કરવાનું સત્ત્વ હું ફોરવી શકતો નથી..' પણ મહત્ત્વની વાત એ છે કે પ્રમાદ થયા પછી પાછળથી પશ્ચાત્તાપ, આલોચના અને પ્રાયશ્ચિત્ત હોય.. એટલા માટે જ રોજ સવાર-સાંજ પ્રતિક્રમણ કરવાનું છે – કારણકે આપણા જીવનમાં ડગલે ને પગલે પ્રમાદ થયા જ કરે છે.
- વચ્ચેના ૨૨ તીર્થંકરના શાસનમાં પ્રતિક્રમણ નિયત નથી, જ્યારે પ્રમાદ થાય ત્યારે જ કરવાનું હોય છે. કારણકે ત્યારના સાધુઓ અપ્રમત્ત હોવાથી ઘણાં દિવસો સુધી પ્રમાદ ન થાય તેવું બને છે; અને સરળ હોવાથી જ્યારે પ્રમાદ થાય ત્યારે પ્રતિક્રમણ કરી લે છે.
- **પ્રમાદથી જે કર્મબંધ થાય, તે ઓછો હોય છે. કારણકે પરિણામ નિષ્ઠુર નથી હોતા. તેમાં અનુબંધ અત્યંત અશુભ તો ન જ હોય. અને પ્રાયશ્ચિત્ત કરવાથી અશુભ અનુબંધ નાશ પામી શકે છે;** ક્યારેક તો બંધાયેલ પાપ પણ સંપૂર્ણ નાશ પામે છે. રહે તો પણ ઓછું રહે છે.
- તમારા જીવનમાં પણ પ્રમાદ હોય છે.
કોઇ અપમાન કરે, હેરાન કરે અને ગુસ્સો આવી જાય તે પ્રમાદ.
કોઇ ભૂલ કરી હોય, અને સજાના ભયથી ખોટું બોલી જાય તો પ્રમાદ.
- તમે આ બધા પ્રમાદનું પ્રતિક્રમણ કરો ? પ્રાયશ્ચિત્ત કરો ?
જો અમારે પ્રતિક્રમણ ફરજીયાત છે, તો તમારે ?
એક વખત સભામાંથી સરસ જવાબ આપેલો... 'આપનાં કપડાં ઉજળાં છે, એટલે ડાઘ લાગે તો ધોઇ નાખો છો... અમારાં તો કપડાં જ ડાઘવાળાં છે, એટલે ધોતાં જ નથી...'
- તેના પછી પાપનું કારણ **બેદરકારી** છે.
ક્યારેક મુહપત્તિનો ઉપયોગ રહી જાય, તે પ્રમાદ કહેવાય. હંમેશા મુહપત્તિને બાજુ પર રાખીને બોલું તો બેદરકારી છે.
હંમેશા બેઠાં-બેઠાં જ ક્રિયા કરે તો બેદરકારી છે.
- બેદરકારીમાં પ્રમાદ કરતાં કર્મબંધ વધુ છે. અનુબંધ પણ અશુભ પડવાની સંભાવના વધુ છે. પણ બેદરકારી કર્યા પછી કોઇના ઉપદેશથી, વાંચનથી, કોઇ નિમિત્તથી જાગ્રત થાય અને આલોચના-પ્રાયશ્ચિત્ત કરે તો અનુબંધ બદલાઇ શકે, પાપ પણ ધોવાઇ શકે.
- છેલ્લું કારણ **રસ-શોખથી**, રાચીમાચીને પાપ કરવા તે છે. તમે મોટા ભાગના પાપ આ રીતે કરો છો. સાધુ તેવા પાપ નહીંવત્ કરે.. તેમાં કર્મબંધ ઘણો વધારે છે, અને અનુબંધ તો પ્રાયઃ અશુભ જ છે. પણ તેનું પણ પ્રાયશ્ચિત્ત કરવામાં આવે તો અનુબંધ બદલાઇ શકે, પાપ ધોવાઇ શકે.
- *સભા : પશ્ચાત્તાપથી અનુબંધ ધોવાઇ જાય કે પ્રાયશ્ચિત્ત કરવું પડે ?*
જેને સાચો પશ્ચાત્તાપ થાય, તે પ્રાયશ્ચિત્ત કરે જ. શા માટે ન કરે ?
- **આલોચના–પ્રાયશ્ચિત્ત કરવામાં આવે તો પાપનું ફળ અનેકગણું ઘટી જાય.. અને ન કરવામાં આવે તો અનેકગણું વધી પણ જાય..**
- મરીચિના ભવમાં એક ઉત્સૂત્ર વચનના કારણે ૧ કોડાકોડી સાગરોપમ જેટલો સંસાર વધ્યો – કારણકે આલોચના ન કરી.
- લક્ષ્મણા સાધ્વીને માત્ર અશુભ વિચાર આવ્યો.. ખોટું કર્યું તેની ખબર પણ પડી. પણ

આલોચના કરતાં શરમ આવી.. પાપની કબૂલાત કરવાને બદલે એમ પૂછ્યું - 'કોઈને આવો વિચાર આવ્યો હોય તો શું પ્રાયશ્ચિત્ત આવે ?' હકીકતમાં તો જેને પૂછ્યું તે જ્ઞાની હતા, જાણતા જ હતા કે લક્ષ્મણાને જ આવો વિચાર આવ્યો છે – છતાં માયા કરી તો ૮૦ કોડાકોડી સાગરોપમ સંસાર વધ્યો !

- એક વાત યાદ રાખજો – **પ્રાયશ્ચિત્તની પૂર્વભૂમિકા પાપની કબૂલાત છે. કબૂલાત વિના પ્રાયશ્ચિત્તથી શુદ્ધિ ન થાય.**
  કેવલિ પાસે જઈને કોઈ એમ કહે કે 'આપ કેવલજ્ઞાનથી મારા બધા પાપ જાણો છો. તેનું પ્રાયશ્ચિત્ત આપો...' તો કેવલિ ન આપે – તેને કહે - 'તું તારી જાતે બોલ – કબૂલાત કર... પછી પ્રાયશ્ચિત્ત આપીશ.'
- ઘણાં અમને આવી રીતે પૂછે - 'આવું થયું હોય તો શું પ્રાયશ્ચિત્ત આવે ?' .. આ જરાપણ ઉચિત નથી... કયા પાપનું શું પ્રાયશ્ચિત્ત હોય ? તે જાણવાનો તમારો અધિકાર નથી.. તે ભણવા માટે ગુરૂ પાસે નથી આવ્યા – આપણાં પાપનું પ્રાયશ્ચિત્ત કરવા આવ્યા છીએ... એટલે કબૂલ કરવાનું - 'મેં આ પાપ કર્યું છે-મારાથી થઇ ગયું છે.. તેનું પ્રાયશ્ચિત્ત આપો.'
- હકીકતમાં લક્ષ્મણા સાધ્વીને જે પ્રાયશ્ચિત્ત આવત, તેના કરતાં ઘણો વધુ તપ કર્યો, તો પણ પાપ ન ધોવાયું.. કારણકે કબૂલાત નહોતી કરી...
- સીતા પર કલંક આવ્યું.. દ્રૌપદીને પાંચ પતિ થયા.. કલાવતીના કાંડા કપાયા.. બધાએ પૂર્વભવમાં પાપ નાનું કર્યું હતું – પણ આલોચના ન કરી તેથી આવું ફળ મળ્યું.
- કૃષ્ણની રાણી રુક્મિણીએ પૂર્વભવમાં મોરના ઇંડા કુતૂહલથી હાથમાં લીધા. મહેંદીનો રંગ ઇંડા પર લાગી ગયો, તેથી તેની માતા ઓળખી ન શકી. વરસાદથી મહેંદીનો રંગ ધોવાઇ ગયો પછી ઓળખી શકી. વચ્ચે ૧૬ ઘડી (૬ કલાક)નો વિલંબ થયો. તેના ફળરૂપે રૂક્મિણીના ભવમાં તાજા જન્મેલા પુત્ર પ્રદ્યુમ્નનો ૧૬ વર્ષ સુધી વિયોગ થયો..
- **આલોચના વગર રહી જતાં પાપને 'શલ્ય' કહેવાય છે.**
  શલ્ય એટલે કાંટો. કાંટો પગમાં વાગ્યા પછી તરત કાઢો, તો કાંઇ ન થાય. પણ જો ૧૦-૧૨ દિવસ રહી ગયો, તો પાકે.. ક્યારેક પગ કપાવવો પડે..
- પાપનો બંધ રહી જાય – તેનું દુઃખ તો સહન થઈ જશે.. પણ અનુબંધ રહી ગયા, તો ભવોની પરંપરા ચાલશે.. દીર્ઘકાલ પરિભ્રમણ કરવું પડશે..
- રુક્મિ રાજકુમારી હતી.. રાજા બની... યુવાની, રૂપ, સત્તા હોવા છતાં નિર્વિકાર હતી..
- એક વાત ધ્યાનમાં રાખજો, **નિમિત્તોની વચ્ચે રહીને બ્રહ્મચર્ય પાળવું તે ખાવાના ખેલ નથી...** આગ સાથે રમત છે... મારે કે તમારે તે જોખમ લેવા જેવું નથી. અમે નિર્મળ રહી શકીએ – તો માત્ર ને માત્ર નિમિત્તોથી બચવાના કારણે જ. એટલે જ ઉપાશ્રયમાં બહેનોને પ્રવેશ આપતા નથી.. પણ તમારા લોકોમાં વિવેકની ખામી છે... ક્યારેક સ્વજનો મળવા આવે, ત્યારે યુવાન દીકરીઓ જીન્સ-ટી શર્ટ જેવા વસ્ત્રો પહેરીને આવે – અમારે તેમને ઉપાશ્રયમાંથી રવાના કરવી પડે ! કેટલાકને નથી ગમતું – પણ તેમણે સમજવું જોઇએ કે નિમિત્તો વચ્ચે રહીને બ્રહ્મચર્ય પાળવું સરળ નથી.
- **શાસ્ત્રકાર કહે છે, માખણ, આગ પાસે જાય તો પીગળ્યા વિના ન રહે.. તેમ સ્ત્રીનો સંપર્ક પતન નોતર્યા વિના ન રહે..**
- રુક્મિ નિર્વિકાર છે – તેવી ખ્યાતિ ચારે બાજુ ફેલાઇ. એક રાજકુમારે સાંભળ્યું... માનવામાં ન આવ્યું.. જોવા-ખાતરી કરવા ત્યાં આવ્યા. રાજસભામાં આવ્યા. રાજકુમાર છે. યુવાન છે, રૂપવાન્ છે. તેને જોઇને રુક્મિની આંખમાં વિકાર જાગ્રત થયો. ચકોર રાજકુમારને ખબર પડી

ગઇ.. સંસારથી વૈરાગ્ય થઇ ગયો.. દીક્ષા લીધી.. આચાર્ય બન્યા.. રુક્મિએ પણ દીક્ષા લીધી. છેલ્લે અનશન કરવાનું નક્કી કર્યું. અનશન પૂર્વે આલોચના કરવા આચાર્ય ભગવંત પાસે ગયા.. એ જ આચાર્ય ભગવંત – જે રાજકુમાર હતા ! સાધુ રોજ સવાર-સાંજ, પંદર દિવસે પક્ખી, ચાર મહિને ચોમાસી અને બાર મહિને સંવત્સરી પ્રતિક્રમણ કરે... છતાં અંત સમયે ફરી આલોચના કરે, એવો વિધિ છે. લખીને આપવાની પદ્ધતિ અત્યારની છે. પૂર્વના કાળે તો બોલીને જ થતી.. રુક્મિ સાધ્વી આલોચના કરે છે. પેલા વિકારનું પાપ યાદ આવે છે, તો પણ આલોચના કરતા નથી.. આચાર્ય ભગવંત પૂછે છે - 'કંઇ રહી જતું નથી ને ?' ના પાડે છે. આચાર્ય ભગવંત કહે છે - 'કંઇક રહી જાય છે... યાદ કરો.' આલોચના જેમની પાસે કરાય તે બધું યાદ કરાવવા પ્રયાસ કરે.. છુપાવતા હોય તો શરમ છોડાવે.. સાધ્વી ના પાડે છે. છેવટે આચાર્ય ભગવંત સ્પષ્ટ કહે છે - 'તે દિવસે રાજસભામાં મને જોવાથી જે વિકાર જાગેલો, તેની આલોચના રહી જાય છે.' સાધ્વી કહે છે - 'એ તો મેં તમારી પરીક્ષા કરવા કટાક્ષ કરેલો !' પોતાની નિર્મળ બ્રહ્મચર્યના પાલક તરીકેની ખ્યાતિ પર કલંક ન આવે તે માટે પાપ છૂપાવ્યું.. તો શાસ્ત્રકાર કહે છે - ૧ લાખ ભવ જેટલો સંસાર વધી ગયો.' આંખમાં વિકાર જાગવો, તે એટલું મોટું પાપ નથી કે તેનું આટલું ફળ મળે... કબૂલ કરે તો બહુ મોટું પ્રાયશ્ચિત્ત પણ ન આવે.. છતાં આલોચના ન કરી તો કેવી સજા !

- શાસ્ત્રકાર કહે છે - દરેકે પ્રાયશ્ચિત્ત કરવાનું. યોગ્ય ગુરૂ ગોતવા બાર વર્ષ ફરવું પડે, તો ફરવાનું. એક સમુદાયના આચાર્ય, બીજા સમુદાયના આચાર્ય પાસે પણ પ્રાયશ્ચિત્ત કરે. પોતાનાથી નાના પાસે પણ કરે. પોતાના શિષ્ય પાસે પણ કરે !
- પ્રભુએ આલોચના બતાવીને કેટલો મોટો ઉપકાર કર્યો છે ! પાપની સજા નાની કરી નાખી.
  ગુજરાતીમાં કવિતા છે ને - 'હા ! પસ્તાવો, વિપુલ ઝરણું, સ્વર્ગથી ઊતર્યું છે... પાપી તેમાં, ડૂબકી દઇને, પુણ્યશાળી બને છે...'
- **ગમે તેટલું મોટું પાપ – આલોચનાથી નાનું થઇ જાય. ગમે તેટલું નાનું પાપ – આલોચના ન કરે, તો મોટું થઇ જાય..**
- કાલ્પનિક કથા છે.
  ગુરૂ પાસે શિષ્ય આવ્યો. પોતાના પાપની કબૂલાત કરી. ગુરૂ કહે - 'તારું પાપ જેટલું મોટું છે, તેટલો મોટો પથ્થર લઇ આવ.' શિષ્ય બહાર ગયો. સાવ નાની કાંકરી લઇને આવ્યો. કહે - 'મારું પાપ તો આનાથી પણ નાનું છે.. પણ આનાથી નાની બીજી કાંકરી નથી એટલે આ લાવ્યો છું.' ગુરૂ કહે - 'તારા પાપનું કાંઇ પ્રાયશ્ચિત્ત નથી.'
  બીજો શિષ્ય આવ્યો. એ જ પાપની કબૂલાત કરી. ગુરૂએ એમ જ કહ્યું. બહારથી હાંફતો હાંફતો મોટો પથ્થર લઇને આવ્યો. કહે - 'મારું પાપ તો આનાથી પણ મોટું છે. પણ આનાથી મોટો પથ્થર હું ઊંચકી શકું તેમ નહોતો, એટલે આ લાવ્યો છું.' ગુરૂ કહે - 'તારા પાપનું પ્રાયશ્ચિત્ત કાંઇ નથી.'
  બાજુમાં બેઠેલા ત્રીજા શિષ્યને કંઇ સમજ ન પડી. ગુરૂને પૂછ્યું. ગુરૂ કહે - 'પહેલાને પોતાના પાપનો કોઇ પશ્ચાત્તાપ નથી.. પશ્ચાત્તાપ વિના પ્રાયશ્ચિત્ત કરવાથી પાપથી શુદ્ધિ ન થાય. બીજાને પાપનો પશ્ચાત્તાપ જ એટલો છે કે તેનું પાપ ધોવાઇ ગયું છે !'
- સાગર શ્રેષ્ઠિની કથા છે. ૧૨ કોડી જેટલું દેવદ્રવ્ય ભક્ષણ કર્યું. આલોચના ન કરી તો વર્ણન કરતાં થાકી જઈએ, કંપારી છૂટે એટલો સંસાર રખડ્યા છે.
- પર્યુષણના કર્તવ્યોમાં પણ આલોચના છે. સંવત્સરીએ માત્ર વેરના વળામણાં જ નથી કરવાના, બધા પાપોની ક્ષમાયાચના કરવાની છે.. એટલે આજ સુધી કરેલા-થયેલા બધા

પાપોની આલોચના કરી લો..

- ઘણાંને થાય - 'કેટલું યાદ આવે ? બધું ક્યાંથી યાદ આવે ?'
  તો સમજી લો કે બધું યાદ કરવાનો પુરૂષાર્થ કરવાનો, જેટલું યાદ આવે તેટલું લખવાનું.. પછી જે યાદ ન આવ્યું હોય, તેનું પ્રાયશ્ચિત્ત ગુરૂ સ્વયં આપી દેશે...
- બીજું યાદ રાખો, **ગુરૂ ઘણાં ગંભીર હોય – તમારા પાપ બીજા કોઇને કદી કહે નહીં..** તમે તો પાપની આલોચના કરીને શુદ્ધ થઇ જાવ.. ગુરૂ જો બીજાને કહે, તો વિશ્વાસઘાતના પાપે તેમનો સંસાર વધી જાય !
- ત્રીજું એ પણ સમજી લો કે **તમે ગમે તેવા પાપ કર્યા હોય – ગુરૂને કદી તિરસ્કાર ન થાય.. કરૂણા જ જાગે..** તમે કહો કે નહીં – તમારા જીવનમાં કેવા પાપો હોઈ શકે ? તેની અમને ખબર હોય જ છે.. મને તો આલોચના વાંચવાનો અધિકાર નથી. જે સાધુ ગંભીર–પરિણત–વૃદ્ધ હોય તેને જ અધિકાર મળે.. પણ રૂબરૂ મળેલ કેટલીક વ્યક્તિઓ પોતાના પાપોની કબૂલાત કરે છે. સાતે વ્યસન હોવાની કબૂલાત કરનારા પણ મળ્યા છે. ક્યારેય કોઇના પર તિરસ્કાર થતો નથી.. ઊલ્ટું તેને ધન્યવાદ આપવાનું મન થાય – પાપ તો દુનિયા આખી કરે છે.. તેં કબૂલ કરવાનું પરાક્રમ કર્યું – તે માટે ધન્યવાદ છે.
- એટલે વહેલી તકે આલોચના કરીને શુદ્ધ થઇ જાવ. આના માટે 'ભવ-આલોચના' પર પુષ્કળ સાહિત્ય ઉપલબ્ધ છે – તેનો અભ્યાસ કરવો...

## પર્યુષણમાં દાન કેવી રીતે કરવું ?

- **ચાર પ્રકારના ધર્મમાં દાન, એ સૌ પ્રથમ ધર્મ છે. તેનું કારણ એ છે કે શીલ, તપ અને ભાવ ઉત્તરોત્તર વધુ કઠિન છે.**
  દાન કરવા સંપૂર્ણપણે બાહ્ય એવી સંપત્તિ છોડવી પડે.
  શીલ પાળવા ઈન્દ્રિયના સુખો છોડવા પડે.
  તપ કરવા શરીરની સુખશીલતા છોડવી પડે.
  ભાવ લાવવા મનને જીતવું પડે..
  આ બધાં ઉત્તરોત્તર કઠિન છે.
  યોગશાસ્ત્રમાં શાસ્ત્રકાર કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રસૂરિજી મ. લખે છે, જે બાહ્ય એવી સંપત્તિ પણ છોડી ન શકે, તે બીજું શું છોડવાનો ?
- **ચાર કષાયમાં લોભ સૌથી ખતરનાક છે.**
  દશવૈકાલિક સૂત્રમાં કહ્યું છે – ક્રોધ પ્રીતિનો નાશ કરે, માન વિનયનો નાશ કરે, માયા મિત્રોનો વિયોગ કરાવે; જ્યારે લોભ તો સર્વ ગુણોનો વિનાશ કરે !
  એટલે લોભને પહેલાં જીતવો જોઇએ.
- **સાત ક્ષેત્રમાં દાન એ ખર્ચ નથી, વાવણી છે.**
  **શાસ્ત્રકાર કહે છે, વ્યાજે આપેલું ધન બમણું થાય; ખેતરમાં વાવેલું સો ગણું થાય... સાત ક્ષેત્રમાં આપેલું તો અનંતગણું થાય !**
- આલોકમાં જ રહેનારી, મરણ સુધી જ સાથે રહેનારી સંપત્તિ પરભવમાં લઇ જવી હોય તો તેનો ઉપાય દાન છે..
  દાનથી પુણ્ય બંધાય, જે પરલોકમાં સંપત્તિ આપે.
- સુભાષિતમાં કહ્યું છે – 'સેંકડોમાં એક શૂરવીર હોય.. હજારોમાં એક બુદ્ધિમાન્ હોય.. દસ

હજારોમાં એક વક્તા હોય.. દાતા તો લાખોમાં એક થાય કે ન થાય.. !'

- **સંપત્તિમાન્ ગમે તેટલો હોય, ઉદાર ન હોય – તેનું કોઈ સન્માન ન કરે.. સંપત્તિનું દાન કરતો હોય, તેનું જ સન્માન થાય છે...**
  અબજોના માલિક હૈદરાબાદના નિઝામ વગેરેનું નામ નથી લેવાતું.. જગડૂશાહ, ભામાશાહ, વસ્તુપાળ વગેરેનું લેવાય છે – દાનના કારણે...
  દાન ઉદારતાથી થાય છે, સંપત્તિ હોવી ન હોવી – ગૌણ છે. એટલે જ ભીમા કુંડલીયાનું નામ બાહડ મંત્રીએ સૌ પહેલું જાહેર કર્યું... લાખો ખર્ચનારા શ્રેષ્ઠિઓ તેના પછી હતા..
  શ્રાવકના દ્વાર અભંગ કહેવાયા છે. તેના આંગણેથી કોઇ યાચક ખાલી હાથે ન જાય..
  તો સાત ક્ષેત્રમાં આપવામાં તો વિચાર જ શું કરવાનો હોય ?
- અમને જરૂર છે, તેવા ભાવથી તમે ગોચરી નથી વહોરાવતા..
  તમારે લાભ જોઈએ છે – પુણ્ય બાંધવું છે – તેવા ભાવથી તમે વહોરાવો છો.
  એટલે જ, 'અમારી ગોચરી આવી ગઈ છે' કે 'ખપ નથી.' તેવું હું કહું; તો પણ તમે લાભ આપવાની આજીજી કરો છો.
  તો **સાતે ક્ષેત્રમાં - 'મારે લાભ લેવો છે, પુણ્ય બાંધવું છે..' એવા ભાવથી લાભ લેવાનો છે.. સંઘને જરૂર છે – માટે આપું છું – એવું નથી વિચારવાનું...**
  **દ્વાત્રિંશદ્ દ્વાત્રિંશિકામાં મહો. યશોવિજયજી મ. કહે છે - 'સામાને જરૂર છે' – તેવા ભાવથી આપે તે અનુકંપા છે.. 'મારે લાભ લેવો છે' – તેવા ભાવથી આપે તે ભક્તિ છે.**
  **ભક્તિમાં, અનુકંપા કરતા અનેકગણો પુણ્યબંધ છે. હકીકતમાં અનુકંપા માત્ર પુણ્ય બંધાવે, ભક્તિ મોક્ષનું કારણ છે.**
- 'સામાને જરૂર છે.' તેવા ભાવથી આપવામાં - 'હું તેના પર ઉપકાર કરું છું.. (મારા કારણે આ કાર્ય થાય છે !)' તેવો અહંકારભાવ આવી શકે...
  **'મારે લાભ લેવો છે.' તેવા ભાવથી આપવામાં તો 'મને લાભ આપીને ઉપકાર કર્યો...' તેવો લઘુતા-નમ્રતાનો ભાવ આવે.. કૃતજ્ઞતા-આનંદની લાગણી થાય..**
- 'સામાને જરૂર છે.' તેવા ભાવથી આપવામાં - 'તેને જરૂર કેટલી ?' તેના લેખાજોખા થાય.. કોઇના પર શંકા જાગે, છેતરાવાની લાગણી થાય, આરોપ મૂકાય.. તેવું બધું બની શકે. અને પોતાની શક્તિ કરતાં ઘણું ઓછું પણ અપાય.. ક્યારેક આપ્યા પછી અફસોસ થાય... બાંધેલું પુણ્ય ધોવાઈ જાય..
  'મારે લાભ લેવો છે.' તેવા ભાવથી આપવામાં કોઈ લેખાજોખા ન થાય... અને પોતાના શક્તિ-મોભા પ્રમાણે અપાય.. અફસોસની કોઈ શક્યતા જ ન રહે... 'લાભ મળ્યો..' એવા આનંદથી પુણ્યબંધના ગુણાકાર થતા રહે...
- અમારા ગુરૂદેવ ઘણીવાર કહે છે - તમે ઉપરના માળે રહેતા હો, નીચેના માળે મહાત્મા પધાર્યા હોય, ઉપર ન આવે – એમ જ ચાલ્યા જાય – તમને ખબર પડે... તો નીચેવાળાને કહો ખરા ને કે - 'ઉપર મહાત્માને કેમ ન લાવ્યા ?' બરાબર ?
  તો કોઈ સંઘ-સંસ્થાના અગ્રણીઓ નીચે ટીપ કરવા આવ્યા હોય, ઉપર ન આવે; તો નીચેવાળાને કહો ખરા ને કે - 'ઉપર કેમ ન લાવ્યો?'
  ત્યાં હું 'લાભ લીધા વિના રહી ગયો..' તેવું કેમ ન થાય ? 'પાપ કરીને કમાયેલી – સંઘરેલી સંપત્તિથી પુણ્ય બાંધવાનો અવસર ચાલ્યો ગયો...' તેવું કેમ ન થાય ?
- ઘણાં શ્રાવકો ઉદાર હોય છે.. સારી સંપત્તિનું દાન કરતા હોય છે... મને તેમને કહેવાનું મન થાય **- 'મારે ઓછામાં ઓછી આટલી રકમ (૧ વર્ષમાં-આ પર્યુષણમાં) સારા ક્ષેત્રોમાં વાપરવી જ..**

**એવો નિયમ એડવાન્સમાં જ લઇ લો..**
તેનાથી અપાર લાભ થશે.

- પુણ્યબંધ પહેલેથી જ ચાલુ થઇ જશે.. નિયમ ન હોય, તો દાન કરો ત્યારે પુણ્ય બંધાય, પહેલાં નહીં...
- દરેક ક્ષેત્રમાં – ક્યાં સારો લાભ મળે તેમ છે ? તેવી દૃષ્ટિથી જોતા થઇ જશો.. ભાવનાથી જ પુણ્ય બંધાશે.
- સારો લાભ મળતો હશે, તો વિચારવા નહીં બેસો, તરત જ લાભ લઇ લેશો. એટલે બે લાભ થશે.
  - દાનમાં વિલંબ એ દૂષણ છે, પુણ્ય ઘટાડે.. તરત દાન કરવાથી પુણ્ય વધારે બંધાય...
  - વિચારવામાં કોઇ અવસર હાથમાંથી ચાલ્યો નહીં જાય...

આમ, એટલી જ સંપત્તિ ખર્ચવા છતાં પુણ્ય ઘણું વધારે બંધાશે..
અને કોઇને સર્વથા નિરાશ નહીં કરો, કોઇનાથી મોઢું છુપાવવાનું મન નહીં થાય... એવા બીજા પણ લાભ છે..

- અમારા ગુરૂદેવ બીજી પણ એક વાત કરે છે.
  શત્રુંજયની યાત્રા કરવા ગયા હો. વિચાર્યું હોય – લાખેક રૂપિયા સુધીમાં મળે તો પ્રક્ષાલનો ચડાવો લેવો છે.
  હવે તે દિવસે તમારા નસીબ (?)ના કારણે ૨૫000 માં જ ચડાવો મળી જાય... તો પછી આનંદ શેનો વધારે થાય – લાભ મળ્યો તેનો, કે 'સસ્તા'માં મળ્યો – (૭૫000 બચી ગયા) તેનો ?..
  તમારી એ ક્ષુદ્રતા હોય છે કે પૈસા બચ્યાનો આનંદ વધી જાય છે.
  એટલે જેટલા ખર્ચવા છે – તે એક ધડાકે બોલી દેવા...
- થોડા વખત પૂર્વે એક સમાચાર મળેલા. પર્યુષણમાં પ્રભુજીનું પારણું ઘરે લઇ જવાનું એક પરિવારે નક્કી કર્યું. ૩૬ લાખ સુધીમાં ચડાવો લેવો હતો... જેવી બોલી શરૂ થઇ કે સીધા જ ૧૪ લાખ ૪0 હજાર મણ બોલ્યા ! (૨.૫0 રૂ. લેખે ગણતાં ૩૬ લાખ થાય..)
  કદાચ ૨૫-૫0 હજાર મણથી વધતાં વધતાં એટલે પહોંચ્યા હોત તો કેટલું પુણ્ય બંધાત ? અને એક સાથે બોલવામાં કેટલું પુણ્ય બાંધ્યું હશે ? ઉલ્લાસના કારણે અનેકગણું વધી જાય.. તેવું બને.
  તો જો રૂપિયા ખર્ચવા જ છે, તો પછી એક સાથે કેમ ન બોલવા ? ટૂકડે ટૂકડે બોલીને પુણ્ય કેમ ગુમાવવું ?
  તેમ **ટીપમાં રકમ લખાવવી જ છે, તો સીધી જ શક્તિ મુજબ રકમ કેમ ન લખાવવી ?** પહેલા ઓછી લખાવવી; પછી કોઇ કહે તો વધારવી – એમ કરીને પુણ્ય શા માટે ઘટાડવું ?
  અને કોઇ કહે ત્યાં સુધી લખાવવા રાહ પણ શા માટે જોવી ? સામેથી જ કેમ ન લખાવવી ?
  તમને ખબર છે ને ? કયવન્ના શેઠે પૂર્વભવમાં વિચારી-વિચારીને, અટકી-અટકીને ઘી વહોરાવ્યું; તો મળેલી સંપત્તિ ૩ વાર સંપૂર્ણપણે ચાલી ગઇ.. સાવ ભિખારી થવાનો વારો આવેલો !
- અમારા ગુરૂદેવ કહેતા હતા..
  કોઇ નાના શહેરમાં એક ભાગ્યશાળી રોજ પ્રભુની પહેલી પૂજાનો ચડાવો લે... સામે કોઇ ગમે તેટલું બોલે – તેઓ છોડે નહીં.
  ગુરૂદેવે પૂછ્યું - 'આટલો બધો પહેલી પૂજાનો રસ કેમ ?' તેમણે જવાબ આપ્યો... 'આ તો દેવલોકના દેવો ઊંઘે છે – એટલે અમને લાભ મળે છે... બાકી એક દેવ જાગે અને મનુષ્યનું

રૂપ લઈને નીચે આવે – ચડાવો બોલે... તો અમારી શું તાકાત ?'

- મને કહેવાનું મન થાય... દરેક સંઘમાં કદાચ બે-ચાર દેવલોકના દેવ હશે – કે જે ધારે તો આખો સંઘ ચલાવી શકે... કોઈને લાભ ન મળે... પણ તેઓ ઊંઘે છે – એટલે બીજાને લાભ મળે છે !
- એક નાના શહેરમાં ચાતુર્માસ હતું... સાધારણનો તોટો ઘણા સમયથી હતો... ટ્રસ્ટીઓની મહેનત છતાં પૂરો નહોતો થતો. મેં પણ પર્યુષણમાં ખૂબ પ્રેરણા કરી... છતાં પૂરો ન થયો.
- ભાદરવા સુદ એકમના, સ્વપ્ન ઊતારી દીધા. જન્મવાંચન બાકી હતું. હજી તોટો પૂરો નહોતો થયો. મેં ખૂબ લાગણીશીલ સ્વરે કહ્યું - 'તુચ્છ, દરિદ્ર કે યાચક કુળમાં પ્રભુનો જન્મ ન થાય. તો સંઘ સાધારણના દેવામાં હોય ત્યાં સુધી મારાથી જન્મવાંચન શી રીતે થાય ?' અને એક શ્રાવકે કહી દીધું - 'સાહેબ... ૩૧ માર્ચના સાધારણનું જેટલું દેવું હશે – તેટલી રકમ હું ભરી દઈશ..આપ ઉલ્લાસથી જન્મવાંચન કરો...'

  આવા નરબંકાઓ કેટલું પુણ્ય બાંધતા હશે ?
- કયા ક્ષેત્રમાં લાભ લેવાનો ?

સંવેગરંગશાળા ગ્રંથમાં પૂ. જિનેશ્વરસૂ. મ. લખે છે –

- સાધારણ દ્રવ્યમાં સંપત્તિ આપે તે
  1. યશ અને કલ્યાણને પામે.
  2. પુણ્યાનુબંધી પુણ્ય બાંધે.
  3. ભવાંતરમાં દેવલોક પામે.
  4. ત્યાંથી મનુષ્યભવમાં આવીને ચારિત્ર પામે, મોક્ષે જાય.
  5. કદાચ તે ભવે મોક્ષે ન જાય તો ત્રીજા કે, યાવત્ સાતમા ભવે મોક્ષે જાય, આઠમાને તો ન જ ઓળંગે !
- સાધારણ દ્રવ્યની યોગ્ય ઉપાયોથી વૃદ્ધિ કરાવે (પોતે આપે તેમ નહી, પણ પ્રેરણા, વહીવટ વગેરે દ્વારા વૃદ્ધિ કરાવે..) તે તીર્થંકર નામકર્મ બાંધે !
- સાધારણ દ્રવ્યની વૃદ્ધિમાં જેને આનંદ થાય, તે નરક કે તિર્યંચગતિમાં ન જાય !

**આમ સાધારણ દ્રવ્યમાં દાન કરવા – કરાવવા – અનુમોદવાના લાભ અપાર છે.**

- તમે સહુ આરાધના કરી શકો છો – તેનું કારણ એ છે કે, આ સ્થાન (ઉપાશ્રય) ઊભું છે.
  - તમે પૂજા કરી શકો છો.
  - તમે વ્યાખ્યાન સાંભળી શકો છો.
  - સામાયિક-પ્રતિક્રમણ કરી શકો છો.
  - તમે આયંબિલ કરી શકો છો.
  - તમારા બાળકો પાઠશાળામાં સુસંસ્કાર મેળવી શકે છે, ભણી શકે છે.
  - તમે સુપાત્રદાનનો લાભ મેળવી શકો છો – કારણકે આ સ્થાનમાં મહાત્મા સ્થિરતા કરે છે.

  કેટકેટલી સગવડ-આરાધના-પુણ્યબંધ આ સ્થાનને કારણે તમે મેળવો છો ? ત્યારે એ સ્થાનને નિભાવવાની, જાળવવાની તમારી ફરજ ખરી કે નહીં ? તમે એક દિવસ આટલી સગવડ બીજે લેવા જાવ તો કેટલા રૂપિયા ખર્ચવા પડે ? તો (તમારી શક્તિ હોય તો) તમારે કેટલી રકમ સાધારણ ખાતે લખાવવી જોઈએ.. ?
- મને કહેવાનું મન થાય કે સંપન્ન શ્રાવકો જો શક્તિ અનુસાર લખાવે, તો પર્યુષણના પહેલા જ દિવસે આખા વર્ષનું ફંડ થઈ જાય.. પછી એક પણ દિવસ ટીપ કરવી ન પડે... વ્યાખ્યાનના સમયમાં કાપ ન મૂકવો પડે !

## ગુણપૂજા

- જિનશાસનની એક અપ્રતિમ વિશેષતા એ છે કે, **પ્રભુનું શાસન ગુણપૂજામાં માને છે, વ્યક્તિપૂજામાં નહીં.**
- આ પદાર્થ જરા વિસ્તારથી સમજીએ.
  આપણે ભગવાન કોને માનીએ ? ઋષભદેવ, મહાવીર સ્વામી કે સીમંધર સ્વામી ?
  *સભા : બધાને.*
  કેમ ? કારણકે તે બધા જ વીતરાગ છે. એટલે મહત્ત્વ નામનું નથી, વ્યક્તિનું નથી - વીતરાગતા નામના ગુણનું છે.
  મહાવીર સ્વામી ભગવાન પણ એટલા માટે પૂજ્ય છે કે તેઓ વીતરાગ છે, અને એટલે જ, જ્યાં સુધી તેમનો આત્મા વીતરાગ નહોતો બન્યો, ત્યાં સુધી વ્યવહારથી પૂજ્ય નહોતો.
- બીજા બધા ધર્મો - કોઈ એક(કે બે-ત્રણ) વ્યક્તિને ભગવાન માની લે છે, અને તેની બધી જ અવસ્થા પૂજ્ય માને છે. તે જે કંઈ કરે, તે સાચું-સારું એમ માની લે છે. ત્યાં ગુણ-દોષ જોતા નથી. એ વ્યક્તિપૂજા છે.
  પ્રભુનું શાસન તો એમ કહે છે **- જેનામાં પણ વીતરાગતા ગુણ છે, તે પૂજ્ય છે. ચાહે તે સ્ત્રી હોય કે પુરુષ હોય; એટલું જ નહીં જૈન હોય કે ન હોય !**
- નવતત્ત્વમાં સિદ્ધોના પંદર પ્રકારમાં ગૃહસ્થલિંગસિદ્ધ અને અન્યલિંગસિદ્ધ પણ બતાવ્યા છે. એટલે અન્યધર્મોના સંન્યાસીના વેશમાં પણ કોઈ વીતરાગ બની શકે છે, એવું પ્રભુશાસન સ્વીકારે છે. 'મારો ભગત હોય તે જ મોક્ષ પામે.' તેવું આપણા ભગવાન કહેતા નથી. '**જે વીતરાગને પૂજે છે, તે સન્માર્ગ પર છે.**' તેવું જ ભગવાન કહે છે. આ કેટલો મહાન્-ઉદાર દૃષ્ટિકોણ છે !
  *{અહીં મોહનીય કર્મના ક્ષયથી આવેલી વીતરાગતા સમજવાની છે. અગિયારમા ગુણસ્થાનકે મોહનીય કર્મના ઉપશમથી આવેલી વીતરાગતા નહીં, તે ધ્યાનમાં લેવું.}*
- સાર એ જ છે કે **વ્યક્તિ મહાન્ નથી, ગુણ મહાન્ છે.** {અહીં એટલું સમજવું કે વીતરાગ થવાનો સાચો માર્ગ જૈન શાસનમાં જ બતાવ્યો હોવાથી મહદંશે જૈન શાસન પામેલા જીવો જ વીતરાગ બને છે. અન્ય વેશમાં કોઈક જ વીતરાગ બને છે, અને ત્યારે પણ ભાવથી તો તેઓ જૈન શાસનના સિદ્ધાંતોને સ્વીકારતા હોવાથી જૈન શાસન પામેલા જ કહેવાય. અને અન્ય વેશમાં વીતરાગ બનેલા, નિશ્ચયથી પૂજ્ય હોવા છતાં, વ્યવહારથી સાધુવેશ ગ્રહણ કરે જ છે, અને તે પછી જ પૂજ્ય બને છે.}
- ગુણની સાક્ષાત્ પૂજા થઈ શકતી નથી, કારણકે ગુણ તો આત્મામાં રહે છે, અતીન્દ્રિય છે. એટલે **ગુણની પૂજા, ગુણવાનની પૂજા દ્વારા જ થઈ શકે છે.** જેમ કે તપનું બહુમાન, તપસ્વીના બહુમાન દ્વારા જ થઈ શકે. એટલે જે પણ વ્યક્તિની પૂજા બતાવી, તે વાસ્તવમાં તેમના ગુણની પૂજા માટે જ છે. ગુણની સાક્ષાત્ પૂજા સંભવિત ન હોવાથી જ જેમનામાં ગુણ છે, તેમની પૂજા છે.
- જે વ્યક્તિ ભૂતકાળમાં ગુણવાન્ નહોતી, પણ પછી સાધના કરીને ગુણવાન્ બની તો તે પૂજ્ય બને છે.
  જે વ્યક્તિ ભૂતકાળમાં ગુણવાન હોવાથી પૂજ્ય હતી; પણ જો ગુણથી ભ્રષ્ટ થાય, તો તે પૂજ્ય રહેતી નથી.
  જો કે વીતરાગતા ગુણ આવ્યા પછી ચાલ્યો જતો નથી; પણ સંયમ વગેરે ગુણ ચાલ્યા જાય,

તેવું બને છે. અને તો વ્યક્તિ પૂજનીય રહેતી નથી. દૃષ્ટાંતરૂપે સાધુતાથી ભ્રષ્ટ થયેલા આષાઢાભૂતિ, નંદિષેણ વગેરે સમજી શકાય.

- બીજા બધા ધર્મો ભગવાનને અનાદિ-અનંત માને છે. જે ભગવાન છે, તે પહેલેથી ભગવાન હતા; અને અનંતકાળ સુધી રહેશે. પ્રભુનું શાસન ભગવાનને અનાદિ માનતું નથી. દરેક પરમાત્મા પૂર્વાવસ્થામાં આપણી જેમ દોષોથી યુક્ત હતા; અને સાધના કરીને પરમાત્મા બન્યા છે. પરમાત્મા બન્યા પછી શાશ્વત કાળ માટે પરમાત્મા રહે છે - એ વાત જુદી છે.
- એક વાત ફરી જણાવું - આપણે કોઈની લીટી નાની કરવી નથી. પણ, આપણને જે મળ્યું છે - તેની મહાનતા - બીજાની સરખામણી વિના સમજાય - તે સંભવ નથી - તેથી જ સરખામણી કરાઈ રહી છે.
- વ્યક્તિપૂજામાં માને, તેને તે વ્યક્તિ કોઈ અનુચિત કાર્ય કરે, તો તેનો ઢાંકપિછોડો કરવો પડે. પ્રભુનું શાસન તેવું કરતું નથી. પ્રભુનો આત્મા પણ પરમાત્મા બનતા પૂર્વેની અવસ્થામાં દોષયુક્ત હતો, તેથી પાપો કર્યા - દુર્ગતિમાં ગયા - તે બધું સ્વીકારે છે; અને જણાવે છે.
  જુઓ – પ્રભુ વીરના આત્માએ →
  - ત્રીજા ભવમાં કુળનું અભિમાન કર્યું - તેથી નીચ ગોત્ર કર્મ બાંધ્યું, જે છેલ્લા ભવે પણ ઉદયમાં આવ્યું.
  - અઢારમાં ભવમાં ઘોર હિંસા વગેરે કરી, તેથી સાતમી નરકે ગયા.
  - છેલ્લા ભવમાં દીક્ષા લીધા પછી પણ કુલપતિને ભેટવા માટે હાથ પહોળા કરવારૂપ પ્રમાદ થયો.

  આ બધી જ વાત શાસ્ત્રકારોએ કરી છે.
- *સભા : મહાપુરુષોના અવગુણ તો ઢાંકવા જોઈએ ને ?*
  તે વાત આપેક્ષિક છે. કોઈ પણ મહાપુરુષ, ભૂતકાળમાં દોષોથી ભરેલા હતા, તે વાત સ્વીકારવામાં-જણાવવામાં તેમનું અવમૂલ્યન થતું નથી. ઊલ્ટું, તેવી કક્ષાથી સાધના કરીને ઉપર આવ્યા - તેવું બહુમાન થાય છે. એટલે ભૂતકાળના દોષો કહેવામાં કોઈ વાંધો નથી.
  જે અવગુણ જાહેર થવાથી અવમૂલ્યન થાય - તે જ ઢાંકવાના હોય છે. મોટે ભાગે વર્તમાનના કે અત્યંત નજીકના ભૂતકાળના દોષોમાં જ તેવું બનતું હોય છે. અને તે પણ જે ઘણા ગુણોથી સંપન્ન છે, તેવા મહાપુરુષો માટે જ કહેવાયેલું સમજવાનું છે. એટલે તેનો અર્થ 'વ્યક્તિપૂજા' નથી થતો.
- વ્યક્તિપૂજામાં માનનારાઓ એકાદ-બે વ્યક્તિને ભગવાન માની લે છે. પછી બીજું કોઈ ભગવાન બની શકતું નથી. તમે ગમે તેટલી સાધના કરો- ભગવાન ન જ બની શકો.
  **પ્રભુનું શાસન ભગવાન બનવાની 'મોનોપોલી' કોઈની માનતું નથી. જે પણ વીતરાગ થવા માંગે છે, સાધના કરે છે - તે વીતરાગ થઈ શકે છે, અને ભગવાન બને છે.**
  આજ સુધીમાં અનંત આત્માઓ ભગવાન બન્યા છે, અને ભવિષ્યમાં અનંત આત્માઓ બનવાના છે. તમારો પણ તેમાં નંબર લાગી શકે છે. તેવું પ્રભુનું શાસન માને છે.
- પ્રભુના શાસનમાં વ્યક્તિની પૂજા પણ હકીકતમાં તો ગુણની જ પૂજા છે. એ પદાર્થ પરથી એક સુંદર વાત ખૂલે છે. **તમે કોઈ પણ એક ગુણવાનની પૂજા, તેમનામાં રહેલા ગુણના કારણે કરો; તો એ ગુણ જે-જે વ્યક્તિમાં રહેલો હોય તે બધાની પૂજા થઈ જ જાય છે !**
  ઓઘનિર્યુક્તિમાં ભદ્રબાહુ સ્વામી લખે છે. 'એક સાધુની ભક્તિ કરનારને, અઢી દ્વીપમાં રહેલા સર્વ (વર્તમાનમાં ૨૦૦૦ કરોડ) સાધુ ભગવંતોની ભક્તિનો લાભ મળે.'

વર્તમાનના જ નહીં, અતીતકાળમાં થઈ ગયેલા અનંતા સાધુ ભગવંતો, ભવિષ્યમાં થનારા અનંતા સાધુ ભગવંતો - બધાને વંદન કરવાનો લાભ મળે.

- સ્નાત્રમાં પંક્તિ છે - 'સયલ જિણેસર પાય નમી.' ત્યાં તમે પ્રત્યક્ષ તો એક પરમાત્માની પ્રતિમા રાખીને જ નમસ્કાર કરી રહ્યા હો છો. પણ ત્યાં ગુણ (અરિહંતપણું) ને જ મુખ્ય કરીને નમસ્કાર થતો હોવાથી, ભાવથી સકળ જિનેશ્વરોને નમસ્કાર થાય છે.
- *સભા : શંખેશ્વર પાર્શ્વનાથની વધારે ભક્તિ કરીએ તો ?*
  વિશેષ ભક્તિ કોઈની પણ કરો, તેની ના નથી. પણ સામાન્ય ભક્તિ તો બધા અરિહંતોની હોવી જોઈએ.
- ગુણપૂજા મુખ્ય હોવાથી જ આદિનાથ ભગવાનની સામે પણ પાર્શ્વનાથ ભગવાનનું સ્તવન બોલી શકાય છે. નામ ભલે જુદા હોય, ગુણ સરખા જ છે; અને વાસ્તવિક પૂજા તો ગુણની જ છે.
- તમારો દીકરો પણ સાધર્મિક તો છે જ (કારણકે જૈન છે); છતાં તેને જમાડવામાં સાધર્મિક ભક્તિનો લાભ નથી મળતો. કારણકે તેના સાધર્મિકપણાંના ગુણને કારણે તેને તમે નથી જમાડતા, તમારો દીકરો હોવાથી જમાડો છો.
- પ્રભુનું શાસન ગુણપૂજામાં માને છે, વ્યક્તિરાગમાં ફસાવાની ના પાડે છે. એટલે જ એકવાર ગુરૂ તરીકે સ્વીકાર્યા હોય, પણ ખબર પડે કે ગુણ છે જ નહીં અથવા ગુણથી ભ્રષ્ટ થઈ ગયા છે - તો તેને છોડી દેવાની વાત કરે છે. અંગારમર્દકને અભવ્ય જાણીને, જમાલિને નિહ્નવ જાણીને - તેમના શિષ્યો તેમને છોડી ગયા છે.
- *સભા : આપ તો કહો છો કે ગુરૂની વાત આંખ મીંચીને સ્વીકારવાની. તો ગુરૂને છોડવાની વાત શી રીતે આવે ?*
  જુઓ, સંવિગ્ન-ગીતાર્થ ગુરૂને જ સમર્પિત થવાની વાત કરી છે. તે સિવાયનાને નહીં. કોઈને ગુરૂ તરીકે માન્યા પછી ખબર પડે કે સંવિગ્નતા નથી; તો તેમને છોડીને બીજા સંવિગ્ન ગુરૂ પાસે જવાની વાત શાસ્ત્રોમાં સ્પષ્ટ છે. ક્યારેક સંવિગ્ન ગુરૂ પણ કર્મના ઉદયને વશ થઈને તેમની સંવિગ્નતા ગુમાવી બેસે, તો પણ બીજા સંવિગ્ન ગુરૂ પાસે જવાનું છે.
- ઋષભદેવ ભગવાનના ઘણાં સાધુઓ જાણતા હતા કે મરીચિ તીર્થંકરનો આત્મા છે. તેમાંનાં કેટલાકને તો મરીચિએ જ પ્રતિબોધ કરીને ભગવાન પાસે મોકલેલા. છતાં માંદા થયેલા મરીચિની કોઈએ સેવા નથી કરી. કેમ ? કારણકે ત્યારની અવસ્થા ગુણસંપન્ન નથી.
- *સભા : તો ભાવિમાં થનાર ભગવાનની પ્રતિમાની પૂજા થાય ?*
  હા, અત્યારે તેઓ ગુણસંપન્ન નથી, પણ તેમની ગુણસંપન્ન અવસ્થાની પ્રતિમાની પૂજા થઈ શકે છે.

  ભરત મહારાજાએ અષ્ટાપદ પર ૨૪ તીર્થંકરોની પ્રતિમા ભરાવી છે. ત્યારે ઋષભદેવ ભગવાન કેવળજ્ઞાન પામી ગયેલા. મહાવીરસ્વામી ભગવાનનો આત્મા સમ્યક્ત્વ પામી ચૂકેલો. બાકીના ૨૨ પરમાત્માનો આત્મા તો સમકિત પણ પામ્યો નહોતો ! તેમાંના કોઈક આત્મા કદાચ વ્યવહારરાશિમાં પણ ન આવ્યા હોય - તેવું પણ સંભવિત છે. સમ્યક્ત્વ પામ્યા પહેલાનું ચરિત્ર આપણને ખબર નથી.
- **જેમ ગુણવાન્ પૂજ્ય છે; તેમ ગુણ માટે પુરુષાર્થ કરી રહેલા સાધકો પણ આંશિકપણે પૂજ્ય છે.**
- આપણે સાધના ગુણ માટે જ કરવાની છે.
  *સભા : અમને તો સુખ જ જોઈએ છે.*

સાચું સુખ ગુણથી જ મળે છે.
બીજા સુખ ઈચ્છવા જેવા જ નથી – હકીકતમાં દુઃખ જ છે, દુઃખના જ કારણ છે. એ વાત અવસરે સમજાવશું.

## રાગ – દ્વેષ – ૧

- **આપણે બધી જ સાધના રાગ-દ્વેષને જીતવા માટે કરવાની છે. જ્યારથી રાગ-દ્વેષ શત્રુરૂપે લાગે, જીતવા જેવા લાગે - ત્યારથી જ અધ્યાત્મનો માર્ગ શરૂ થાય, મોક્ષની મુસાફરી શરૂ થાય.**
- સાધના તો આપણે ઘણી કરીએ છીએ, પણ યક્ષપ્રશ્ન એ છે કે આપણને રાગ-દ્વેષ શત્રુ લાગ્યા ખરા ? **બધા જ દુઃખોનું મૂળ, અનંત કાળના સંસારના પરિભ્રમણનું કારણ, નરક-તિર્યંચગતિમાં ગમનનું કારણ - આ રાગ-દ્વેષ છે - એવું લાગ્યું છે ખરું ?**
  જે શત્રુરૂપે લાગે જ નહીં - તેને જીતવાનો પુરુષાર્થ થાય જ નહિ. તો પછી આપણો મોક્ષ ક્યાંથી થાય ?
- મુસાફરીમાં ઝડપ જેટલી મહત્ત્વની છે, તેના કરતા દિશા ઘણી વધારે મહત્ત્વની છે. દિશા જ ખોટી હોય, તો ગમે તેટલી ઝડપ - મંઝિલે નહિ જ પહોંચાડે. **જો આપણને રાગ-દ્વેષ શત્રુરૂપે લાગતા જ ન હોય; તો હજુ આપણી દિશા જ ખોટી છે. મુસાફરી શરૂ જ નથી થઈ.**
- આપણે અનંત વાર ધર્મ કર્યો છે; પણ તે રાગ-દ્વેષના નાશ માટે કર્યો છે ? કે રાગ-દ્વેષને પુષ્ટ કરવા ? તે પણ પ્રશ્ન છે.
  ચાલો, તમને પૂછું – રાત્રિભોજન શા કારણે છોડો છો ?
  *સભા : પાપનો ડર છે.*
  ડર પાપનો છે કે પાપના કારણે થતી સજાનો છે ?
  'પરીક્ષામાં કોપી કરતાં પકડાઈ જઈશ તો સજા થશે' - એવા ડરથી કોપી ન કરે - તે ચોરીનો ડર નથી - ચોરીથી થતી સજાનો ડર છે...
  કોઈ પકડવાનું નથી - એવી ખાતરી હોવા છતાં - 'ચોરી કરાય જ નહીં.' - એમ સમજીને ચોરી છોડે - તે ચોરીનો ડર છે.
  તમે નરકના ભયના કારણે રાત્રિભોજન છોડતા હો, તો તે પાપનો ડર નથી; પાપના કારણે થતી દુર્ગતિનો - તેમાં આવતા દુઃખોનો ડર છે. અને દુઃખનો ડર એ શરીરનો રાગ જ છે... તો છેવટે તો શરીરના રાગના કારણે જ રાત્રિભોજન છોડ્યું - તેમ નક્કી થયું ને ? રાગનો નાશ કરવાનું લક્ષ્ય ક્યાં આવ્યું ?
- **પાપ કરનાર કરતાં તો, પાપ ન કરનાર હજારો ગણો સારો જ છે, ભલે દુર્ગતિના દુઃખના ભયથી છોડતો હોય.** અને પ્રાથમિક ભૂમિકામાં જીવ દુઃખના ડરથી જ પાપ છોડે છે. 'પાપ' પોતે એને ખરાબ નથી લાગતું; પાપનું પરિણામ ખરાબ લાગે છે; એટલે છોડે છે. એની કક્ષા મુજબ એ સારું જ છે.
  પણ, આ પર્યુષણ પછીની સભા છે. Class છે, Mass નથી. તેને મારે પરિણતિના સ્તરની તાત્ત્વિક વાત સમજાવવી છે. કારણકે એ ન સમજાય, તો આરાધના કરવા છતાં આપણો નિસ્તાર નથી થવાનો.
  અનંત કાળમાં જે ભૂલ કરી છે, તે જ ભૂલ ફરી ન થાય, તે માટે આ પદાર્થ સમજવાનો છે.
- દુર્ગતિનો-દુઃખનો ડર કયા જીવને નથી હોતો ? બધાને હોય છે. તે ડરમાં કોઈ પરાક્રમ નથી. હા, જગતનાં ઘણાં જીવોને - પાપથી દુર્ગતિ આવે છે - તેનું જ્ઞાન જ નથી કે શ્રદ્ધા જ નથી;

તેથી દુઃખથી ડરતા હોવા છતાં તેઓ પાપ છોડતા નથી. જેમને તેવી શ્રદ્ધા આવે છે, તે યથાશક્તિ પાપ છોડે છે - તેટલું સારું જ છે. પણ, જો રાગ-દ્વેષ ખરાબ લાગ્યા જ ન હોય, શત્રુ લાગ્યા જ ન હોય - ઊલ્ટું તેને પોષવા માટે જ ધર્મ થતો હોય - તો તેવા ધર્મથી મોક્ષ નથી થવાનો. કરોડ પૂર્વના ચારિત્ર પાળવા છતાં મોક્ષ નથી થયો, તેનું મહત્ત્વનું કારણ આ જ છે કે એ ચારિત્ર પણ ભવાંતરમાં રાગને પોષવા માટે જ પાળ્યું હતું. દેવલોકના સુખો મેળવવાની ઈચ્છા - એ ઇન્દ્રિયોના રાગને પોષવાની જ ઈચ્છા છે.

- મોક્ષ એટલે શું ? **રાગ-દ્વેષથી મુક્તિ એ જ મોક્ષ છે.**

  *સભા : જન્મ-મરણથી મુક્તિ એ મોક્ષ નહિ ?*

  મોક્ષ થયા પછી જન્મ-મરણ થતા નથી, એ વાત સાચી. પણ માત્ર જન્મ-મરણના અભાવને મોક્ષ કહીએ તો મુશ્કેલી ઊભી થશે. વૈદિકો એવું માને છે કે તપ વગેરે દ્વારા જીવ દેવલોકમાં જાય, પછી તેણે જન્મ-મરણ ના કરવા પડે - શાશ્વત કાળ માટે દેવલોકમાં જ રહે.. માત્ર જન્મ-મરણના અભાવને મોક્ષ કહીએ તો વૈદિકોની તેવા દેવલોકની ઈચ્છાને પણ મોક્ષની ઈચ્છા કહેવી પડે - જે વાસ્તવિક મોક્ષની ઈચ્છા નથી.

  જો કે જીવ સદા માટે દેવલોકમાં રહે - તેવું સંભવિત નથી; પણ આપણે ઘણીવાર 'મોક્ષ' એટલે એવું જ માન્યું છે કે જ્યાં બધા પ્રકારના સુખ જ હોય...... કોઈ દુઃખ ન હોય... તે હકીકતમાં આવા દેવલોકની જ ઈચ્છા નહોતી ને ? તે નિરીક્ષણ કરવા જેવું છે... અને જો તેવી જ ઈચ્છા હોય, તો પછી એમ જ નક્કી થાય કે આપણને હજુ રાગ-દ્વેષ શત્રુ રૂપે લાગ્યા જ નથી... રાગ પોષાય-તેમાં જ સુખ દેખાયું છે.

  આ વાત ચોંકાવનારી છે; પણ વાસ્તવિકતા છે. એટલે જ આપણે સંસારથી મુક્ત થયા નથી. એ કડવું સત્ય છે !

- પક્ખી સૂત્રમાં કે વડીદીક્ષામાં અમારે બોલવાનું એક વાક્ય આવે છે- 'આ પાંચ મહાવ્રત - છટ્ઠું રાત્રિભોજન વિરમણ વ્રત આત્માના હિત માટે સ્વીકારીને વિચરું છું.' એ સૂત્રની ટીકામાં શાસ્ત્રકારે ખૂબ સુંદર વાત કરી છે - આત્માના હિત સિવાયના કોઈપણ પ્રયોજન - દેવલોક વગેરે - માટે મહાવ્રત લે અને પાળે, તો હકીકતમાં મહાવ્રત છે જ નહિ.

  તેનું કારણ એ કે મહાવ્રતમાં ત્રિવિધ-ત્રિવિધ પચ્ચક્ખાણ હોય છે. મન-વચન-કાયાથી કરણ-કરાવણ-અનુમતિનો ત્યાગ હોય છે. હવે જો દેવલોકની ઈચ્છા હોય તો, દેવલોકમાં થતાં પાપો - હિંસા, પરિગ્રહ વગેરેની અનુમતિ આવી જાય. તો પછી મહાવ્રત ક્યાં રહ્યા ?

  અલબત્ત, આ નિશ્ચયનયથી વાત છે. વ્યવહારમાં કોઈને સ્વર્ગાદિની ઈચ્છા હોય તેથી મહાવ્રત નથી - એવું તમારે માની લેવાનું નથી.

- દીક્ષાની યોગ્યતા જોવામાં ૧૬ ગુણ શાસ્ત્રકારે બતાવ્યા છે. પણ બધામાં ૧૬ ગુણ હોય નહિ. એકાદ-બે ઓછા હોય તો પણ દીક્ષા આપી શકાય - તેવું શાસ્ત્રકારે કહ્યું છે.

  છેવટે બે ગુણ તો હોવા જ જોઈએ - તો જ દીક્ષા આપી શકાય.. તે બે ગુણ છે - ગુરુ-સમર્પણ અને વિષય-વૈરાગ્ય...

- **વૈરાગ્યનો અર્થ એ જ છે કે રાગ ખરાબ લાગે... જેના પર રાગ થતો હોય-તેવી વસ્તુઓ ત્યાગવા જેવી લાગે...**
- બધાનો સાર એ જ છે કે **રાગ ખરાબ લાગે, ત્યારથી જ આપણું આત્મ-કલ્યાણ શરૂ થાય...**
- *સભા : રાગનો અનુભવ મીઠો હોવાથી ખરાબ લાગતો નથી.*

  એમ તો ઝેર પણ સ્વાદમાં મીઠું હોય છે... ઉંદર પણ ફૂંકીને કરડે તે મીઠું લાગતું હોય છે. અને અનુભવ મીઠો છે, એટલે જ તો - તે ખરાબ છે - તેવો ઉપદેશ કરવો પડે છે, સમજાવવા

મહેનત કરવી પડે છે. પણ તે નહિ સમજાય - તો નિસ્તાર થવાનો નથી.

- દ્વેષ પોતે જ અકળામણ રૂપ છે - એટલે કદાચ ખરાબ લાગે છે. પણ એ પણ સમજવાનું છે કે **દ્વેષનું મૂળ કારણ રાગ જ હોય છે. જયારે રાગ તૂટે છે, ત્યારે જ દ્વેષ ઊભો થાય છે.**
- આ વાત એકવાર - સાંભળવાથી સમજાવાની નથી. વારંવાર વિચારવી પડશે - ચિંતન કરવું પડશે - ત્યારે સમજાશે.
- *સભા : રાગ વિના શી રીતે જીવાય ? થઇ જ જાય ને ?*

  છદ્મસ્થને રાગ થવાનો તો છે જ... તેને જીતવા તો હજારો ભવોનો પુરુષાર્થ જોઈશે - કારણકે તેના સંસ્કાર અનાદિ કાળના છે. પણ તે ઘટાડી શકાય... અને 'તે ખરાબ છે' તેવું સમજાય - તે જ અત્યારે જણાવી રહ્યો છું... કર્યા પછી 'ખોટું થયું' તેવું લાગવું જોઈએ. તો સમજવું કે રાગ 'શત્રુ' લાગ્યો છે.
- **જેને રાગ 'શત્રુ' લાગ્યો નથી, તે ગમે તેટલી આરાધના કરે - તેની મુક્તિ થવાની નથી.**

  **જેને રાગ 'શત્રુ' લાગે છે, તે કદાચ જૈન ધર્મ ન પામ્યો હોય તો પણ પામશે - અને તેને જીતીને મોક્ષમાં જશે - તે નક્કી છે.**
- રાગ 'શત્રુ' લાગ્યો છે - તેની ખાતરી શું ? પરીક્ષા શું ?

  સ્વાદિષ્ટ વસ્તુ આવે - ભાવે - બે-ચાર વધુ ખવાઈ જાય...... પછી દિવસના અંતે કે કોઈ પણ સમયે - 'મેં રાગ કર્યો તે ખોટું કર્યું...' એવું લાગે - તો સમજવું કે રાગ 'શત્રુ' લાગ્યો છે.

  ચા ઠંડી આવે - અકળામણ થાય - નવી બનાવડાવો અને પીવો. પછી ક્યારેક પણ લાગે કે - 'ઠંડી ચા પર અરૂચિ કરી-દ્વેષ કર્યો - તે ખોટું કર્યું.' - તો સમજવું કે દ્વેષ શત્રુરૂપે લાગ્યો છે.

  ૪૮-૪૯ ડિગ્રી ગરમી હોય - ઠંડકનું સાધન ન હોય - અને અકળામણ થાય - મોઢેથી રટ્યા કરો કે - 'બહુ ગરમી છે.' પછી ક્યારેક પણ એવું લાગે કે - 'આ અકળામણ ખોટી હતી.' - તો સમજવું કે દ્વેષ શત્રુ લાગ્યો છે.

  તેવી ગરમીમાંથી A.C. માં આવતા 'હાશ' નો અનુભવ થાય...... પછી ક્યારેક પણ એવું લાગે કે - 'એ હાશનો અનુભવ શરીરનો રાગ હતો... સુખશીલતા હતી... ખોટું થયું.' - તો સમજવું કે રાગ 'શત્રુ' લાગ્યો છે.

  ચારે બાજુ ગંદકી હોય અને અકળામણ થાય... શર્ટ પર કાદવના છાંટા ઊડે અને અકળામણ થાય... પછી સમજાય કે - 'એ અકળામણ ખોટી હતી..' - તો સમજવું કે દ્વેષ શત્રુ લાગ્યો છે.

  સંગીત ગમે - મધુર કંઠ ગમે - સુગંધ ગમે... પછી એમ લાગે કે - 'આ ગમ્યું - તે રાગ છે – ખોટું થયું... ' - તો સમજવું કે રાગ શત્રુ લાગ્યો છે.

  હવે તમે જ વિચારી લો, તમને રાગ શત્રુ લાગ્યો છે ખરો ?
- જો કે રાગના ત્રણ પ્રકાર છે - કામરાગ, સ્નેહરાગ, દૃષ્ટિરાગ. અત્યારે હું કામરાગની વાત કરી રહ્યો છું.

  *સભા : સારી વસ્તુ પર રાગ થાય જ ને ?*

  'સારી' એટલે શું ? જે રાગને પોષે તે સારી - એ જ તમારી વ્યાખ્યા છે.

  કપડું ચોક્ખું હોય (ચક્ષુનો રાગ પોષે) તો સારું.

  શાક સ્વાદિષ્ટ હોય (જીભનો રાગ પોષે) તો સારું...

  આવી જ બધી વ્યાખ્યા તમારી છે ને ?

  આત્માના હિતની દૃષ્ટિએ સારું હોય તેને તમે 'સારું' કહેતા હો - તો વાત જુદી છે.
- *સભા : આ બધા રાગ શત્રુ લાગે, તે જ સમ્યક્ત્વ ?*

સમ્યક્ત્વ તો તેનાથી ઘણી ઊંચી ભૂમિકા છે.

આ વૈરાગ્ય તો માર્ગાનુસારિતાની ભૂમિકા છે. જેને રાગ ખરાબ લાગતો જ નથી, તે તો માર્ગાનુસારી પણ નથી. સમ્યક્ત્વની તો વાત પણ ક્યાંથી થાય ?

- *સભા : રોજ રાગ કરીએ છતાં શત્રુ કેવી રીતે લાગે ?*

  થઈ શકે. રોજ ભાત સાથે દાળ વાપરવા છતાં - 'મારે ભાત વાપરવા દાળની જરૂર પડે છે, તે જીભનો રાગ છે - ખોટો છે.' એવી સમજ હોઈ શકે છે.

- તમને કઈ ચીજ પર રાગ નથી થતો ?

  જૂતાને ય પોલિશ જોઈએ.

  *સભા : સભ્યતા લાગવી જોઈએ ને ?*

  લઘરવઘર ન રહેવું - તે સભ્યતા કહેવાય. અમે મુમુક્ષુપણામાં હતા તો સવારે ઊઠીને માથામાં કાંસકો ફેરવી દેતા - જેથી લઘરવઘર ન લાગે... પણ કાચમાં નહોતા જોતા. શર્ટનું પહેલું બટન - બીજા ગાજમાં ન નાખો - તેવા વ્યવસ્થિત રહેવાનું... પણ ઈસ્ત્રીટાઈટ જોઈએ, સહેજ પણ સળ ન જોઈએ - તે રાગ છે.

  અરે ! તમને જાજરૂનું કમોડ પણ પસંદ કરવા જોઈએ છે. બાથરૂમનો નળ પણ પસંદ કરવા જોઈએ છે.

  ત્યાં કઈ સભ્યતા છે ? રાગ સિવાય કશું જ નથી.

- *સભા : એક વાર રાગ શત્રુરૂપે લાગે, પછી કાયમ લાગે ?*

  જરૂરી નથી... સમજણ ચાલી જાય તેવું પણ બને. પણ એકવાર - ખરેખર અંતઃકરણથી લાગ્યા - પછી મોક્ષ થવાનો - એ નક્કી છે.

- આ એ રાગ છે, જેણે કંડરિક મુનિવરની ૧000 વર્ષની સાધના પર પાણી ફેરવી દઈને સાતમી નરકમાં રવાના કર્યા છે. એટલે કરુણાભીના હૃદયે શાસ્ત્રકારો આપણને સાવધાન કરે છે ! આપણે સાવધાન થઈએ - તે આપણા હિતમાં છે !

- **આપણો રાગ ઘટ્યો નથી, આપણે ઘટાડવો પણ નથી. અને આપણી જાતને આપણે ધર્મી માની લીધી છે...**

  **કેટલી કરુણ દશા છે આપણી ?**

---

## રાગ — દ્વેષ — ૨

- રાગ-દ્વેષ આપણને દુશ્મન લાગે છે ખરા ? એની વાત ચાલે છે ?
- મચ્છર કરડે અને તરત હાથ ત્યાં જાય, ઊડાડી દઈએ...... પછી એમ લાગે કે - 'આ સ્પર્શનેન્દ્રિયનો રાગ હતો...... ખોટું થયું.' તો સમજવું કે રાગ દુશ્મન લાગ્યો છે.

  *સભા : મચ્છર કરડે તો મેલેરિયા થાય.*

  એ વાત સાચી હોય એમ માની લઈએ તો પણ - તમે મેલેરિયાથી ડરીને ઉડાડો છો ? કે ડંખ સહન નથી કરવો તે માટે ઉડાડો છો ? - તે જાતે નિરીક્ષણ કરી લો.

- **ક્રિયા સરખી હોવા છતાં ભાવ જુદો હોય - તો વસ્તુ બદલાઈ જાય.**

  સાધુ પણ તરપણીમાં ચા ઢાંકીને રાખે - તેમાં પડીને કોઈ જીવ ન મરી જાય તે માટે. તમે થર્મોસમાં ચા રાખો - ગરમ રહે - તે માટે. બંનેમાં ક્રિયા સરખી હોવા છતાં એક ધર્મ છે, બીજું પાપ છે.

- મચ્છર કરડ્યું. ચળ આવી. ખણી લીધું. તે પછી 'શરીરનો રાગ પોષાયો - ખોટું થયું.' એવું લાગે?

પરસેવાના રેલા ઊતર્યા હોય - ન ગમે. લૂછી નાખો... પછી યાદ આવે ? કે - 'આ પણ શરીરનો રાગ છે' !

વૈજ્ઞાનિક દૃષ્ટિએ પણ પરસેવો લૂછવાનો હોતો નથી. શરીરની ગરમી વધે એટલે શરીરને ઠંડું રાખવા માટે પરસેવો બહાર નીકળે. શરીર પર રહે તો શરીરની ગરમી શોષી લે. બાષ્પીભવન થાય.. તેથી શરીર ઠંડું પડે. લૂછી નાખો તો શરીર ઠંડું ન પડે.

સખત ઠંડીમાં બારી-બારણાં બંધ કરી, ધાબળો ઓઢીને સૂઈ જાવ - હૂંફ લાગે. પછી એમ થાય ખરા ? કે - 'આ પણ શરીરનો રાગ છે - ખોટો છે !'

- હું અત્યારે કશું કરવાની વાત નથી કરતો, માત્ર રાગ થાય છે - તે સમજવાની - સ્વીકારવાની વાત કરું છું, તેનો ખટકો પેદા કરવાની વાત કરું છું. કદાચ ૯0% લોકોને તો આ બધામાં - 'કંઈ ખોટું છે' - તેવું લાગતું જ નથી.
- શરીર પરનો મેલ સાફ કરવાનું મન થાય, તે પણ રાગ છે. તેમાં 'કંઈ ખોટું કરી રહ્યો છું' તેવું લાગે?

આપણે ત્યાં એક 'મલધારી' ગચ્છ થઇ ગયો. તેના સાધુઓ શરીર પરનો મેલ સાફ કરતા જ નહોતા. ઉનાળામાં તો પસીનાના કારણે મેલ સાફ થઈ જાય, પણ શિયાળામાં મેલના થર જામી જાય. તે સહન કરવું સહેલું નથી.

છ' રી પાળતા સંઘમાં ગયા હો... ખેતરમાં સૂવાનું હોય... જમીન ખરબચડી હોય... ઢેફાં હોય... વાગે...... એટલે જગ્યા બદલો... પછી લાગે ખરું ? કે 'આ પણ શરીર પરનો રાગ છે.' !

ધર્મશાળામાં ગાદલા પર સૂતા હો, ગાદલામાં ગાંઠો હોય અને અકળામણ થાય તો - 'આ શરીરનો રાગ છે' - તેવું લાગે ?

ખરબચડા કપડા વાગે તો અકળામણ થાય... લીસા-સુંવાળા કપડા ગમે...... તો એ પણ 'શરીર પરનો રાગ' લાગે ?

મચ્છર વગરનું સ્થાન ગમે - તો તે પણ 'શરીર પરનો રાગ છે' - તેવું લાગે ?

ગરમીમાં A.C. ચાલુ કર્યું... મચ્છર ભગાડવા ધૂપ કર્યો... 'આ બધા રાગના તોફાન છે' - તેવી અકળામણ થાય ?

*સભા : તો આખો દિવસ અકળામણ જ કરવાની ?*

હા. શાસ્ત્રકારો કહે છે જગતમાં શરીરની અપેક્ષાએ સૌથી દુઃખી નરક-નિગોદના જીવો છે. પણ મનની અપેક્ષાએ સૌથી દુઃખી સમકિતી જીવો છે, કારણકે વિરતિ ન મળવાના કારણે દુઃખી હોય છે.

**દુનિયાનો કોઈ ધર્મ રાગ-દ્વેષને શત્રુ તરીકે બતાવતો નથી. માત્ર જૈન ધર્મ બતાવે છે. એ ધર્મ પામીને પણ જો રાગ-દ્વેષને ન ઓળખીએ, તો પામેલાની સફળતા શું ?**

ઉપરના બધા દૃષ્ટાંત સ્પર્શનેન્દ્રિયના આપ્યા.

- રસનેન્દ્રિયના તોફાન પણ એટલા જ ભયંકર છે... કદાચ વધારે છે. તમે જ બોલો છો ને - ચા બગડી તેની સવાર બગડી.. દાળ બગડી તેનો દિવસ બગડ્યો... અથાણું બગડ્યું તેનું વરસ બગડ્યું. તીવ્ર રાગ-દ્વેષના તોફાન જીભડી કરાવે છે. કદાચ ૨-૪ % લોકોને છોડીને બાકી બધા આરાધકોની પણ ખાવા બેઠા પછી આ જ હાલત છે ! જીભના રાગને પોષવા કેટલા નખરા ચાલે છે !

મને મુંબઈમાં એક ઘરે ગોચરીમાં પાંઉંની વિનંતી કરેલી.. કહે - 'ઘરે બનાવ્યા છે !' બહારના અભક્ષ્યનો ત્યાગ કર્યો તે સારી વાત છે. પણ રાગનાં તોફાન કેવા કે ઘરે પાઉં બનાવડાવે !

ખાખરાની કેટલી વેરાઈટી મળે ? ઘઉં–ચણા–મગ–મેથી–મઠ–મસાલા-જીરા...... હવે તો

ઢોસાના ય ખાખરા મળે છે. સેવમાં ય અનેક પ્રકાર – ટમેટાની પણ સેવ મળે છે ! આખી દુનિયામાં ખાવાની વેરાઈટીમાં કદાચ ગુજરાતીને કોઈ ન પહોંચે !

આ ગર્વની વાત નથી, ચીકણાં કર્મ બાંધવાના છે !

- **રાગ તો કરો છો, પાછા ચોરી પર શિરજોરીની જેમ - વખાણ કરો છો !** અનુમોદના કરીને તીવ્ર કર્મ બાંધો છો. ખબર છે ને - શિકારની અનુમોદનાના કારણે જ શ્રેણિકે નરકનું આયુષ્ય બાંધેલું.

  **રાગનો ખટકો તો નથી, બીજા દિવસે રાગ વધારે કેમ થાય ? (વધુ સ્વાદિષ્ટ કેમ બને ? ) તેના જ પ્લાનિંગ થાય છે !**

  તપ-ત્યાગ કરો તો પણ પારણામાં રાગથી બચી શકતા નથી, રાગ વધે તેવો જ પુરુષાર્થ કરતા દેખાવ છો !

  આજથી ૫૦-૬૦ વર્ષ પૂર્વે વેરાઈટીઓ ઘણી ઓછી હતી...... હવે તો પાર વિનાની વેરાઈટીઓ નીકળી છે... બધા રાગનાં જ તોફાન છે ને ?

  અમે M.P., રાજસ્થાનમાં પણ વિહાર કર્યો છે. ત્યાં હજુ ઘણી સાદાઈ છે... બહુ ઓછા દ્રવ્યો જોવા મળે.

- રસનેન્દ્રિયના રાગને તોડનારા કેવા હોય છે ?

  હમણાં અમારા સમુદાયના પૂ. આ. ભ. શ્રી યશોવિજય સૂ. મ. નો પત્ર આવેલો. તેમની પાસે દીક્ષા લીધેલ એક મુનિવરે દીક્ષા દિવસથી ૫૦૦ આયંબિલ કર્યા - અને તે પણ સંયોજના વગર... એટલે રોટલી એકલી જ વાપરવાની... દાળ-શાકની સાથે નહિ !

  એવું લાગે કે માત્ર રસનેન્દ્રિયના તોફાન જ આપણી અનેક દુર્ગતિ કરવા સક્ષમ છે.

- ચક્ષુના રાગ પણ પુષ્કળ વધ્યા છે...
- કપડામાં ફેશનો આવી... ચશ્મા, જૂતાં, પર્સ... બધામાં ફેશન ચાલે છે... ઘરની લાદી, બાથરૂમની ટાઈલ્સ... દરેક ચીજ ચક્ષુને ગમે તેવી જોઈએ છે. ટી. વી. , ચેનલો, ઇન્ટરનેટ, મોબાઈલ...... આ બધાએ તો આખી દુનિયાનો ચક્ષુનો વિષય તમારી સામે ધરી દીધો છે. રાગ કર્યા જ કરો..... દુર્ગતિના રિઝર્વેશન કર્યા જ કરો...
- અમે પંકજમાં પૂ. આ. ભદ્રંકરસૂરિજી મ. સાથે હતા, ત્યારે બદરીનાથમાં જેની પ્રતિષ્ઠા થઇ, તે પ્રતિમા દર્શન માટે આવેલા. દર્શન કરીને આવ્યા પછી અમારા ગુરુદેવે પૂ. આ. શ્રી ભદ્રંકરસૂ. મ. ને કહ્યું, - ‘પ્રતિમા ખૂબ સુંદર હતી.’ પૂ. આ. શ્રી ભદ્રંકર સૂ. મ. એ કહ્યું - ‘પ્રતિમા ગમી; ભગવાનના ગુણો ગમ્યા ?’ તેમનો ભાવ એ હતો કે પ્રતિમા ગમવી તે તો ચક્ષુનો વિષય જ થાય. ગુણ ગમે તો આપણું હિત થાય.

  બાળજીવોને આકર્ષવા દેરાસર, પ્રતિમા વગેરે સુંદર બનાવાય, અંગરચના રચાય, ભક્તિભાવથી તે બધું કરાય - તેમાં કોઈ વાંધો નથી. પણ દર્શન કરનારા માત્ર ચક્ષુના વિષય પર અટકી જાય; પ્રભુના ગુણને જાણે જ નહિ તો તેમાં તેમનું આત્મ-કલ્યાણ ના થાય...... એવી સુંદરતા (કે એનાથી વધુ સુંદરતા) તો બીજાના મંદિરોમાં પણ હોઈ શકે... તેના દર્શનથી થોડું આત્મકલ્યાણ થવાનું છે ?

- કર્ણેન્દ્રિયના રાગ પણ એવા જ વધ્યા છે...

  ચોવીસ કલાક સંગીત સાંભળી શકાય તેવા સાધનો આવ્યા છે. લોકો કાનમાં ભેરવીને ચાલતા-ફરતાં હોય છે.

  અમારા પૂ. પ્રેમસૂરિ મ. તો પૂજા-પૂજનમાં પણ સાધુઓને ન મોકલતા... તેનું સંગીત પણ છેવટે તો કર્ણેન્દ્રિયનો વિષય જ છે ને ?

*સભા : તે તો ભક્તિ છે ને ?*

જુઓ, ભક્તિ ગમવી જુદી વસ્તુ છે, સંગીત ગમવું જુદી વસ્તુ છે. બે વચ્ચેની ભેદરેખા પાતળી છે. ઘણાંને સંગીત જ ગમતું હોય છે - પ્રભુની ઓળખાણ હોતી જ નથી. ભક્તિનો રસ હોતો નથી. ભક્તિના ભાવોને જગાડવામાં સંગીત સહાયક બની શકે, તેટલા પૂરતું ઉપાદેય છે, તેની ના નથી. પણ માત્ર સંગીત જ ગમે - તો કલ્યાણ ન થાય. અને સાધુ તો સ્વાધ્યાયાદિ દ્વારા જ પ્રભુભક્તિમાં મસ્ત હોય.. તેને ભક્તિના ભાવ જગાડવા સંગીતની જરૂર ન હોવી જોઈએ. સંગીતની જરૂર પડે - તે કક્ષા નીચલી છે. તીવ્ર વેદના વગેરેમાં સંગીતના માધ્યમે પ્રભુભક્તિમાં મન એકાગ્ર બનાવવાનો પુરુષાર્થ - તે જુદી વસ્તુ છે.

*સભા : તો પછી પૂજા વગેરેમાં સંગીત શા માટે ?*

તે તમારા માટે છે. તમે ૨૪ કલાક સંસારના ઇન્દ્રિયના વિષયોમાં ગળાબૂડ ડૂબેલા છો, તેમાંથી તમને કાઢવા માટે - ધર્મમાં આકર્ષવા માટે છે.

છોકરાના હાથમાં ચપ્પુ આવી ગયું હોય - તે છોડાવવા પીપરમિન્ટ અપાય, તેના જેવું છે.

સાધુને તેની જરૂર ન હોવી જોઈએ. અનાદિકાળના ઇન્દ્રિયના વિષયોના રાગના સંસ્કારો એટલા ગાઢ છે કે સાધુ પણ આવા સંગીતમય કાર્યક્રમોમાં જાય તો ઇન્દ્રિયના વિષયમાં ખેંચાઈ જાય - તેવી શક્યતા ઘણી મોટી છે. એટલે જ મહાજ્ઞાની-ગીતાર્થ એવા મહાપુરુષે ના પાડી હશે ને !

- રાગ-દ્વેષ શત્રુ છે, પણ લાગતા નથી. આ રોગનું નિદાન થયું. ડોક્ટર નિદાન કરે, પણ દવા ન આપે તો દર્દી સાજો ન થાય. મારે તમને દવા પણ આપવાની છે. કઈ રીતે તે શત્રુ લાગે ? - તે સમજાવવાનું છે.

1. **બીજા બધા પાપો કરાવનાર રાગ જ છે.**

તમે જેટલા પાપો કરો છો ? તેનું કારણ વિચારો.

અભક્ષ્ય કેમ ખાવ છો ? રાગ માટે......

ફ્રીઝ કેમ રાખ્યું છે ? રાગ માટે......

A.C. શા માટે ? શરીરના રાગ માટે...

**અઢારે અઢાર પાપનું મૂળ રાગ જ છે...**

શાસ્ત્રમાં દષ્ટાંત છે - સિંહ કેસરિયા લાડુના રાગના કારણે સાધુ આખો દિવસ ગોચરી ફર્યા... દિવસે ન મળ્યા તો રાત્રે પણ ફર્યા... 'ધર્મલાભ' ના બદલે ઘરે ઘરે 'સિંહ કેસરિયા' બોલવા લાગ્યા... પછી કોઈ શ્રાવક તેમની બુદ્ધિ ઠેકાણે લાવ્યા.

નિર્દોષ ગોચરી મળતી હોવા છતાં સાધુને દોષિત લેવાનું મન કેમ થાય ? રાગના કારણે.

ક્રિયામાં પ્રમાદ કેમ થાય ? શરીરના રાગના કારણે.

તમે સંસાર છોડતા નથી, તેનું કારણ પણ રાગ જ છે.

2. **રાગ પોતે જ સૌથી મોટું પાપ છે.**

કર્મબંધનું કારણ રાગ-દ્વેષ જ છે.

હિંસા-જૂઠ વગેરે પાપ ન હોય તો પણ માત્ર રાગના પાપે દુર્ગતિમાં ગયા હોય તેવા દષ્ટાંતો ઓછા નથી.

કંડરિક જીભના રાગે સાતમી નરકે ગયા.

સુમંગલાચાર્ય કપડા પરના રાગથી અનાર્ય દેશમાં ગયા.

મંગુ આચાર્ય જીભના રાગે વ્યંતરનિકાયમાં ગયા.

દેવશર્મા પત્ની પરના રાગે તેના માથામાં જૂ તરીકે ઉત્પન્ન થયા.
અસંખ્ય દેવો, મરીને પૃથ્વીકાય-અપ્કાય-વનસ્પતિકાયમાં ઉત્પન્ન થાય છે. રત્નો, વાવડીના પાણી, બગીચા પરના રાગના કારણે......

3. **આ ભવમાં પણ રાગ દુઃખનું જ કારણ બને છે.**
જેટલા પણ દુઃખો આવે છે, તેનું મૂળ કારણ ઈચ્છા-રાગ જ હોય છે. જેને રાગ નથી-ઈચ્છા નથી, તેને દુઃખી કરવાની તાકાત જગતમાં કોઈની નથી.

- આ ત્રણ વાતનું ચિંતન કરશો - તો રાગ શત્રુરૂપે ઓળખાશે.

## રાગ – દ્વેષ – ૩

- રાગ-દ્વેષ ને સંપૂર્ણપણે જીતવા તો કદાચ સેંકડો ભવોની સાધના જોઈશે.
અત્યારે તેને ઘટાડવા-વધતા રોકવા ના ઉપાયો વિચારવા છે.

1. **મનમાં થતા રાગ-દ્વેષને વચન દ્વારા વ્યક્ત ન કરીએ.**

- કોઈનું ફર્નિચર જોયું-ગમ્યું-એટલે રાગ થયો. હવે 'ફર્નિચર બહુ સરસ છે.' એવા વખાણ કરવાની શી જરૂર ? તેનાથી લાભ તો કંઈ ન થાય, નુકસાન ઘણાં થાય.
વખાણ કરવાથી મનમાં થયેલો રાગ લાંબો સમય ચાલે, બળવાન્ બને, સંસ્કાર વધુ દઢ બને.
અનુબંધ અશુભ પડે, વધારે કર્મ બંધાય.
સાંભળનારના પણ રાગના સંસ્કાર જાગ્રત થાય, રાગના વિકલ્પોમાં મન ખેંચાય.
- દહીંવડા ખાધાં - સ્વાદિષ્ટ લાગ્યા - એટલે રાગ થયો. હવે 'બહુ સરસ હતાં.' એમ કહેવાની શું જરૂર?
*સભા : ઘરવાળાને સારું લાગે ને ?*
એકવાર કહી દેવાનું કે 'તમે જે બનાવો છો, તે બધું સારું જ હોય છે.'
અને હું તો જમણવારની વાત કરતો હતો; જ્યાં બનાવનાર કોણ છે ? તેની તમને ખબર ન હોવા છતાં વખાણ કરો છો. એ માત્ર રાગ છે.
*સભા : વ્યવહારથી પણ જેના પ્રસંગમાં ગયા હોઈએ, તેને કહેવું પડે ને ?*
જરાય જરૂર નથી.
*સભા : 'કેવું લાગ્યું ?' એમ પૂછે તો ?*
તો કહી દેવાનું - 'મારે આવી વસ્તુના વખાણ કરવાની બાધા છે.'
કદાચ તમારામાં એવું સત્ત્વ ન હોય તો વગર પૂછે તો ન જ બોલવું - એટલું નક્કી કરવું છે ?
*સભા : સારું લગાડવા - સંબંધ સાચવવા કહેવું પડે.*
જેને આટલું ન કહેવાથી ખોટું લાગે - સંબંધ બગાડે, તેવી વ્યક્તિને તમે ક્યાં સુધી સાચવી શકશો?
- **એક તો રાગ કરો, પાછા વખાણ કરો - એટલે ચીકણા કર્મ બાંધો છો.**
શ્રેણિકે શિકારના વખાણથી જ નરકનું આયુષ્ય બાંધેલું.
ખંધકમુનિએ પૂર્વભવમાં ફળની છાલ ઉતારવાની પોતાની કળાના વખાણ કરવાના કારણે જ જીવતાં ચામડાં ઉતરેલા..
આ બધા પ્રસંગો સાંભળ્યા નથી ?
કોઈની સાડી - ડ્રેસ - નેકલેસ... 'બહુ સરસ છે.' એમ બોલવાની શી જરૂર ?
ડેકોરેશન - જૂતાં - કપડાંના વખાણ શા માટે ?

કોઈ પિક્ચર કે સિરીયલના વખાણથી શો લાભ ?

*સભા : તો બોલવાનું શું ?*

'મહારાજ સાહેબનું વ્યાખ્યાન બહુ સરસ છે'... એમ ખુશીથી બોલો.

સંસારના ક્ષેત્રના રાગ-દ્વેષની વાત કરી રહ્યો છું.

અમારા માટે શાસ્ત્રકાર કહે છે - ૪૨ દોષથી શુદ્ધ - નિર્દોષ ગોચરી લાવ્યા પછી પણ રાગ-દ્વેષ કરીએ, વખાણ કે ટીકા કરીએ - તો બધું નિષ્ફળ જાય.

અત્યારે આ વાત હસવા જેવી લાગશે - પણ ભોગવતી વખતે ડૂચા નીકળી જશે...

- પૂર્વના કાળમાં સામગ્રીમાં ટકાઉપણું જોવાતું - નકામું થયા પછી પણ કિંમત શું મળે ? તે જોવાતું.

  વાસણ કાંસા કે પિત્તળના હતા. પિત્તળનું વાસણ લેવા જાય તો ૬૦૦ રૂ. કિલો હોય, વેચવા જાવ તો પણ ૪૦૦-૫૦૦ રૂ. તો મળે... આજે આકર્ષકતા જોવાય છે. સ્ટીલના વાસણ આવે ૨૦૦ રૂ. કિલો, વેચો તો ૨૫-૫૦ પણ ન મળે. અને મેલામાઈન વગેરે તો તૂટે એટલે કિંમત શૂન્ય થઇ જાય.

  ઘર લાકડાનાં હતાં... જૂનાં લાકડાનાં ઘર તોડાય તો લાખો રૂ. મળે છે - તે માંથી નવું ઘર બંધાઈ જાય... અત્યારે સિમેન્ટના થયા. તોડ્યા પછી ભંગાર ઉપાડવાના પૈસા આપવા પડે !
- દરેક ચીજમાં આકર્ષકતા મુખ્ય થઇ ગઈ છે. તેના કારણે રાગ - દ્વેષ વધ્યા છે. પાછા બોલીને વધુ કર્મ બંધાય છે.
- **જેમ રાગ વચનથી વ્યક્ત ન કરવો, તેમ દ્વેષ પણ વ્યક્ત ન કરવો. અણગમતી ચીજ આવે - અરૂચિ થાય તો પણ - ફરિયાદ ન કરવી, બોલવું નહીં.**

  પાવર ગયો - લાઈટ-પંખા-A.C. બંધ થયા. અકળામણ થઈ. તો બડબડ ના કરવું. બોલવાથી પાવર જલ્દી આવવાનો છે ? ચાલતું નથી - તેની ફરિયાદ કર્યા કરવાથી શું લાભ થાય ? 'બહુ ગરમી છે.' – એમ બોલવાથી શું લાભ થાય ?
- ફરિયાદ કરવાના નુકસાન ઘણાં છે.
  - આર્ત્તધ્યાન વધે.
  - બીજાને પણ આર્ત્તધ્યાન થાય.
  - ક્યારેક કલેશ - સંઘર્ષ ઊભો થાય.
  - અનેક વિરાધનાઓ પણ ઊભી થાય.
- ચા બરાબર ન બની હોય - ન પીવી હોય તો ન પીવી, પણ બોલવું નહીં કે બરાબર નથી..

  કોઈનું ફર્નિચર ન ગમ્યું. બોલીને શું ફાયદો ?

  એક દિવસ રસોઈ બરાબર ન બની. ફરિયાદ નહીં કરવાની.
- હું ઘણી વાર પૂછું છું - તમે જીભના માલિક, કે જીભ તમારી માલિક ?

  દાળ મીઠા (લવણ) વગરની હોય, તમે જીભને ઓર્ડર કરો કે 'મીઠા વગર ચલાવી લેવાનું છે.' તો તે ચલાવી લે ? કે જીભ તમને ઓર્ડર કરે – 'ઊભો થા, મીઠાની ડબ્બી લે, નાખ......' તો તમારે જીભનું કહ્યું કરવું પડે ?

  જો કે અત્યારે એટલી જ વાત છે કે - ફરિયાદ ન કરવી. જો બધા આવું નક્કી કરે તો ઘરમાં સ્વર્ગ ઉતરે. બધા જ કલેશ ફરિયાદમાંથી જ ઉત્પન્ન થતા હોય છે.
- કદાચ દરેક વિષયના રાગ-દ્વેષ માટે હમણાંને હમણાં નક્કી ન કરી શકો તો કમ-સે-કમ ખાવાની વસ્તુના રાગ-દ્વેષ વચનથી વ્યક્ત ન કરવા. એટલું નક્કી કરો. ત્યાંથી શરૂઆત કરો.

2. રાગ-દ્વેષ ઘટાડવાનો બીજો ઉપાય છે - **જયારે વિકલ્પો હોય ત્યારે પદસંગી ન કરવી.**

- જમણવારમાં જમવા ગયા. ત્રણ શાક છે - કયું લો ?

  *સભા : જે ભાવતું હોય તે.*

  એટલે રાગ વધવાનો જ ને ? તેના બદલે
  - જે પહેલું આવે તે લેવું.
  - બધા ભેગા કરીને વાપરવા.
  - જે ન ભાવતું હોય તે લેવું.

  આવું કંઈપણ કરો તો રાગ ઘટે.
- પાંચ જોડી કપડાં છે, જે હાથમાં આવે - તે પહેરી લેવાના.

  તમે માનો છો કે 'બધા તમને જોઈ રહ્યા છે.' હકીકતમાં કોઈને તમારી સામે જોવાની ફુરસદ નથી. ક્યારેક ઓફિસેથી ઘરે આવ્યા પછી ઓફિસના નોકરને પૂછશો કે - 'મેં આજે કયા રંગનું શર્ટ પહેર્યું હતું ?' તો તે પણ માથું ખંજવાળશે...... સહુ પોતાનામાં રચ્યા પચ્યા છે.

  એવા શ્રાવકો જોયા છે, જે જમવા બેઠા પછી - એક અક્ષર પણ બોલે નહીં - કશું માંગે નહીં - જે પીરસાય – જેવું હોય - તે વાપરી લે.
- **સાધુનું જીવન કેવું છે ? કોઈ પસંદગી હોતી નથી.**

  ગોચરી આપનારા જે આપે તે લઈ લેવાનું. ગોચરી આપનારા ગુરુ જ હોય તેવું નથી, વડીલ હોય તેવું પણ નથી. નાના પણ હોય - ગુરુએ જેને વ્યવસ્થા સોંપી હોય તે આપે.

  કપડાં - નોટ - પેન - જગ્યા - કયો ગ્રંથ ભણવો ? કયો તપ કરવો ?

  કશું જ સાધુને પસંદ કરવાનું હોતું નથી. એટલે વિકલ્પો જાગતા નથી. અને એટલે જ સાધુ સુખી હોય છે.

  ગોચરી-પાણી જેવી બાબતમાં ય જો સંક્લેશ કરે તો તે સાધુ સુખી ના રહી શકે.
- પસંદગી ન મળે - એ સામુદાયિક વ્યવસ્થા છે. વખાણ કે ટીકા ન કરવા - એ વ્યક્તિગત મર્યાદા છે.
- એક અપેક્ષાએ મોટા તપ વગેરે સાધનાઓ સરળ છે, પણ જીવનભર રાગ-દ્વેષને વ્યક્ત ન કરવા, પસંદગી છોડવી એ સાધના કઠિન છે. પણ બીજી રીતે જોઈએ તો - આ સાધના એવી છે, જે બધા જ કરી શકે.

  માસખમણ બધા ન કરી શકે, લાખોનું દાન બધા ન કરી શકે. પણ પસંદગી છોડવાનું તો બધા કરી શકે.

  *સભા : પણ એવું ઓછા કરે છે.*

  એ જ કારણ છે કે આપણો સંસાર અખંડ રહ્યો છે. આવું કરવાનું મન નથી થતું કારણકે તેવું કરનારા ધર્મી કહેવાતા નથી, તેમનાં માન-સન્માન થતા નથી. પણ એજ નિશ્ચયથી ધર્મ છે, સંસાર ઘટાડનાર છે.
- જ્ઞાનસારમાં મહોપાધ્યાયજી લખે છે, બીજી સાધના કરીને **મોહને જીતવા પુરુષાર્થ કરી રહેલા આત્માને પણ મોહરાજાની નોકર જેવી ઇન્દ્રિયો, પોતાના રાગમાં ફસાવી દે છે - બાંધી દે છે.**

  એ રાગ-દ્વેષને જીતવાના પ્રાથમિક ઉપાય બતાવ્યા છે.
- ચાલો, આટલું કરો - **ધર્મ સ્થાનમાં આવ્યા પછી ફરિયાદ ન કરવી.** કંઈ અનુચિત હોય તો સાથે મળી સુધારવા પ્રયત્ન કરવો, યોગ્ય વ્યક્તિ પાસે નિવેદન કરવું... પણ ફરિયાદ નહીં. નિવેદન અને ફરિયાદમાં ફરક હોય છે. ફરિયાદ - પોતાને પડતી અગવડની અકળામણથી થાય......

નિવેદન - બીજાને અગવડ ન પડે અથવા આરાધના વધે તે માટે થાય... ખાતી વખતે 'દાળમાં મીઠું નથી..' એમ અકળાઈને કહે તે ફરિયાદ... જમી લીધા પછી કહે 'દાળમાં મીઠું નહોતું... બીજાને આપતાં પહેલાં ચાખી લેજો.' તે નિવેદન.

- **ધર્મસ્થાનમાં આરાધનાની-સુકૃતની પ્રશંસા કરવી, પણ માત્ર ઈન્દ્રિયના વિષયની પ્રશંસા ન કરવી.**
  કોઈએ ખૂબ ઉદારતાથી સાધર્મિક ભક્તિ કરી હોય, તેની ઉદારતા-ભક્તિભાવની, કાર્યકરોના પુરુષાર્થની... અનુમોદના કરવી... પણ 'રસોઈ સરસ હતી.' તેવી પ્રશંસા ન કરવી.
  આ બંને વચ્ચે સૂક્ષ્મ ભેદ છે. વિચારશો તો સમજાય તેવો છે.
- રાગ-દ્વેષ એ સંસારના મૂળ છે.
  રાગના ત્રણ પ્રકાર છે - કામરાગ, સ્નેહરાગ અને દૃષ્ટિરાગ.
  આટલી વાત કામરાગ માટે કરી.
- હવે દૃષ્ટિરાગ વિચારીએ.
- દૃષ્ટિરાગ એટલે વિચાર પરનો રાગ.
  **'મને જે સાચું લાગે - તે જ સાચું...' 'મારી બુદ્ધિમાં બેસે તે જ સાચું...' આવી માન્યતા; 'જે મારી દૃષ્ટિમાં ન બેસે. તે ન જ સ્વીકારવું......' આવી પકડ - એ દૃષ્ટિરાગ છે.**
  **જ્ઞાની-ગીતાર્થ-ગુણવાન કહેતા હોય - તે ન સમજાય તો પણ સ્વીકારી લે - તો દૃષ્ટિરાગ તોડ્યો કહેવાય.**
- મોટે ભાગે એમ મનાય છે કે 'ખોટી વાતની પકડ' એ દૃષ્ટિરાગ છે. 'સાચી વાતની પકડ' એ દૃષ્ટિરાગ નથી. પણ આ વ્યાખ્યા ભૂલભરેલી છે.
  જે વ્યક્તિ જે વાતને પકડી રાખતો હોય, તેને તો તે વાત સાચી જ લાગતી હોય છે. તેને તો પોતાની પકડ 'સાચી વાતની' જ લાગતી હોય છે. તો પછી દૃષ્ટિરાગ કોને કહેવો ?
  શું સાચું ? અને શું ખોટું ? તેનો નિર્ણય કોણ કરે ?
  *સભા : કેવલિને જે સાચું લાગે તે સાચું.*
  અત્યારે તો કોઈ કેવલિ છે નહીં... અને એનો પરમાર્થ તો એ જ થયો ને, કે - જ્ઞાની અને ગુણવાન જે કહે - તે સાચું... પછી પોતાને સમજાય છે કે નહીં ? સાચું લાગે છે કે નહીં ? તે નહીં જોવાનું...... સ્વીકારી લેવાનું.
  જ્ઞાનીની વાત પણ પોતાને ન સમજાય - તેથી ન સ્વીકારે, તો 'ખોટી વાતની પકડ' જ કહેવાય. (ભલે પોતાને સાચી લાગતી હોય.) અને તે દૃષ્ટિરાગ જ ગણાય. એટલે નક્કી એ જ થયું કે - 'મને સાચું લાગે તો જ સ્વીકારવું.' - એવી પકડ એ જ દૃષ્ટિરાગ છે.
- દૃષ્ટિરાગ જૈનેતરોને જ હોય તેવું નથી. આભિનિવેશિક મિથ્યાત્વ જૈન ધર્મ પામેલાને જ હોય છે. અને તે દૃષ્ટિરાગ જ છે - પોતે જેને પકડ્યું - તેને પકડી જ રાખે.
  બધા નિહ્નવો આભિનિવેશિક મિથ્યાત્વી જ હતા...
- સંસારના બધા ક્ષેત્રોમાં તમે માનો છો કે 'આપણી બુદ્ધિ ટૂંકી છે. જે-તે ક્ષેત્રના નિષ્ણાતની વાત આપણને ન સમજાય તો પણ સ્વીકારી લેવાની...'
  મેડિકલ વિષયમાં ડોક્ટરની વાત સ્વીકારી લો, ભલે ન સમજાય. કાયદાના ક્ષેત્રે વકીલની સલાહ સ્વીકારો. મકાન બનાવવામાં આર્કિટેક્ટની સલાહ માનો......
  એક ધર્મનું ક્ષેત્ર જ એવું છે - જેમાં તમે પકડીને બેઠા છો - 'સમજાય તો જ સ્વીકારવું... ભલે કોઈ પણ કહેતું હોય...'

- આ દષ્ટિરાગ અતિ ખતરનાક છે. સંસારમાં રખડાવનાર છે... ઘણીવાર કામરાગને જીતનારા પણ દષ્ટિરાગમાં ફસાઈ જાય છે.. જમાલિ વૈરાગી-તપસ્વી હતા... છતાં દષ્ટિરાગમાં ફસાઈ ગયા.
  વીતરાગસ્તોત્રમાં કલિકાલસર્વજ્ઞએ લખ્યું છે, **'કામરાગ જીતવો સહેલો છે, દષ્ટિરાગ જીતવો અતિકઠિન છે.'**
- *સભા : બે જ્ઞાનીઓના મત જુદા પડે તો ?*
  કોઈપણ એકને સમર્પિત થવાનું...... પછી તે કહે તે માનવાનું. તેમાંથી 'આપણને સાચું લાગે, તે સ્વીકારવાનું...' આવું નક્કી કરશો; તો એક વિષયમાં એકનું માનશો; બીજા વિષયમાં બીજાનું... એ છેવટે પોતાની બુદ્ધિનું જ માનવાનું થાય છે. જ્ઞાનીનું માનવાનું નહીં.
  જેને સમર્પિત થયા - તેનું બધું જ માની લેવાનું.
- **સાચું સમજવાનો પુરુષાર્થ કરવાની ના નથી. પણ તેની પશ્ચાદ્ભૂમિકામાં 'ન સમજાય, તો પણ જ્ઞાનીની વાત સાચી જ હોય...' એવી શ્રદ્ધા હોવી જ જોઈએ. નહીં તો દષ્ટિરાગ આવી જ જાય.**

## દષ્ટિરાગ – ૧

- દષ્ટિરાગ પણ સંસારમાં રખડાવનાર છે, તેની વાત ચાલે છે.
- જેમ આત્માના વિકાસના ૧૪ તબક્કા ગુણસ્થાનક રૂપે શાસ્ત્રોમાં બતાવ્યા છે; તેમ હરિભદ્ર સૂ. મ. એ યોગદષ્ટિ સમુચ્ચય નામના ગ્રંથમાં આઠ તબક્કા - આઠ દષ્ટિ રૂપે બતાવ્યા છે. તેમાં ચોથી દષ્ટિનું વર્ણન કરતાં શાસ્ત્રકાર લખે છે – **'વૈરાગ્ય એટલો પ્રબળ હોય કે ધર્મની રક્ષા માટે પ્રાણ તજી દે; પણ પ્રાણ બચાવવા ધર્મ ન છોડે !' છતાં ચોથી દષ્ટિમાં સમ્યક્ત્વ નથી હોતું, મિથ્યાત્વ હોય છે.**
  **કારણ ? કદાગ્રહ છે - દષ્ટિરાગ છે. પોતાને સાચું લાગે તે જ સ્વીકારવાની મનોવૃત્તિ છે.** સ્યાદ્વાદની પરિણતિ નથી. એટલે પ્રબળ વૈરાગીને પણ દષ્ટિરાગના કારણે મિથ્યાત્વ હોઈ શકે છે.
- જમાલિનો વૈરાગ્ય કેવો હતો ? રાજકુમાર હોવા છતાં દીક્ષા લીધી છે. સંયમ સારું પાળ્યું છે. શિથિલાચાર સેવવાની વાત ક્યાંય આવતી નથી. તપ પણ કરતા હતા... છતાં દષ્ટિરાગના કારણે સમ્યક્ત્વ ગુમાવ્યું. મિથ્યાત્વે ગયા. નિહ્નવ થયા. તેમણે ગોશાલાની જેમ પ્રભુની આશાતના નથી કરી. પણ પોતાની બુદ્ધિમાં જે ન બેઠું - તેવું ભગવાનનું વચન ન માન્યું - તો સમ્યક્ત્વ ગુમાવ્યું.
  *સભા : એ ભવિતવ્યતા ન કહેવાય ?*
- જિનશાસન કોઈપણ કાર્યના પાંચ કારણ માને છે. કાલ, સ્વભાવ, ભવિતવ્યતા (નિયતિ),કર્મ અને પુરૂષાર્થ.
  પાંચે ભેગા થાય તો જ કાર્ય થાય. પાંચમાં એક પ્રધાન હોય, બીજા ગૌણ હોય. પણ માત્ર એકથી કાર્ય થતું નથી. જે જ્યાં પ્રધાન હોય, તેને જ પ્રધાનપણે બતાવાય. અને જે કારણ માનવાથી આત્માનું હિત થતું હોય, તેને વિચારાય.
  હું વ્યાખ્યાનનો પુરુષાર્થ કરું; પછી પણ તમે ધર્મ ન પામો; તો 'જેવી ભવિતવ્યતા' એમ સમાધાન કરું - જેથી હતાશા ન આવે, અફસોસ ન થાય, દુર્ભાવ ન થાય - તે બરાબર છે. પણ પહેલેથી જ એમ વિચારું કે - 'જેની ભવિતવ્યતા છે, તે પામવાના છે, ઉપદેશની શું જરૂર છે?' અને ઉપદેશ જ ન આપું - તો ભવિતવ્યતા ખોટી રીતે વિચારી ગણાય.

એ રીતે વિચારીએ તો એકાંત નિયતિવાદ આવે. બાકીના ૪ કારણોનું મહત્ત્વ જ ન રહે... તે તો મિથ્યાત્વ થઈ જાય. એ રીતે વિચારતાં તો 'મારી ભવિતવ્યતા હશે, તો હું દીક્ષા લેવાનો જ છું... મોક્ષમાં જવાનો જ છું...' એવું વિચારીને પુરુષાર્થ કરવાનો જ ન રહે. આ બધા કુતર્ક કહેવાય.

- **સમ્યક્ પુરૂષાર્થ કર્યા પછી પરિણામ ન મળે, ત્યારે ભવિતવ્યતા સમજવાની છે. અવળા પુરુષાર્થને ઢાંકવા માટે ભવિતવ્યતા આગળ ધરવાની નથી.**
- જમાલિએ વિચારવું જોઈતું હતું – 'પ્રભુ સર્વજ્ઞ છે. એમની સામે મારી બુદ્ધિ ટૂંકી છે. એમનું વચન મને ન સમજાય, તે મારી બુદ્ધિનો વાંક છે. ફૂટપટ્ટીથી દરિયો ન જ માપી શકાય.' તેના બદલે તેમણે 'ભગવાનનું વચન ખોટું છે' - તેવું વિચાર્યું . તે તેમનો અવળો પુરુષાર્થ હતો. તેને ભવિતવ્યતામાં ન ખપાવાય.

*સભા : મિથ્યાત્વનો ઉદય ન કહેવાય ?*

જો મોહનીયના ઉદયથી જ વિપરીત બુદ્ધિ માનવાની હોય, તો કોઈને સમ્યગ્ બુદ્ધિ ક્યારેય જાગે જ નહીં. મોહનીયના ઉદયને આપણે પુરુષાર્થ દ્વારા નિષ્ફળ કરવાનો હોય છે. બાકી તો ગુસ્સો પણ ક્રોધ મોહનીયના ઉદયથી થાય છે - એમ બચાવ થઈ શકે. બધા જ દોષ - મોહનીયના ઉદયથી જ થાય છે.

- શાસ્ત્રકારોએ આઠ નિહ્નવ જણાવ્યા છે; તેમાંથી છ તો પ્રભુની વિદ્યમાનતા કે નજીકના કાળમાં જ થયા છે. (ગોષ્ઠામાહિલ અને દિગંબરને છોડીને) અને તે બધા, પ્રભુનું વચન પોતાની બુદ્ધિમાં ન બેઠું - એથી ન સ્વીકારવાથી જ નિહ્નવ થયા છે. એના પરથી જણાય છે કે દૃષ્ટિરાગ કેવો ખતરનાક છે !
- એક નિહ્નવની વાત કરીએ.

પ્રભુનું શાસન કહે છે - ૧ જીવને ૧ સમયમાં ૧ ઉપયોગ જ હોય. એક સાથે બે ઉપયોગ કદી ન હોય. આપણને એવું લાગતું હોય તો પણ હકીકતમાં તે વારાફરતી જ આવતા હોય છે. અત્યંત ઝડપથી આવતા હોવાથી એક સાથે છે - તેવું લાગે છે. જેમ કે જલેબી ખાવ ત્યારે હાથમાં પકડી હોવાથી સ્પર્શ જણાય, સ્વાદ જણાય, સુગંધ આવે, દેખાય, ચાવવાનો અવાજ પણ આવે. બધું એક સાથે થતું લાગે; પણ હકીકતમાં વારાફરતી થતું હોય છે.

હવે એક સાધુ કોઈ કારણે નદી ઉતરી રહ્યા હતા. ઉપર તડકો હોવાથી ગરમી લાગતી હતી. નીચે પાણી ઠંડું હતું. તેમને લાગ્યું કે તેમને તો ગરમી-ઠંડી બંનેનો સાથે અનુભવ થયો. ૧ સમયમાં ૧ ઉપયોગનું ભગવાનનું વચન તેમને ન સમજાયું - ન સ્વીકાર્યું - તો નિહ્નવ થઈ ગયા !

- બધા નિહ્નવોની કથા આવી જ છે. જૈન શાસન પામ્યા, સમ્યક્ત્વ પામ્યા, ચારિત્ર લીધું, પાળ્યું, ભણ્યા.. પછી દૃષ્ટિરાગના કારણે સમ્યક્ત્વ ખોઈ બેઠાં - નિહ્નવ થયા.
- દૃષ્ટિરાગ શ્રદ્ધાનો વિરોધી છે.

શ્રદ્ધા એટલે શું ?

જે સમજાય તે સ્વીકારવું - તેનું નામ શ્રદ્ધા નથી. તે તો બધા સ્વીકારે - તેમાં શું પરાક્રમ ? તેને પણ શ્રદ્ધા કહેશો, તો બધાને શ્રદ્ધા આવી જશે - બધા સમકિતી થઈ જશે - નિહ્નવોને પણ તેવી શ્રદ્ધા તો માનવી પડશે ! કારણકે ભગવાનના લાખો વચનો - જે તેમને સમજાયા - તે તો તેમણે માન્યા જ છે.

**ન સમજાય તેવી વાત પણ સ્વીકારવી, તેનું નામ જ શ્રદ્ધા છે.**

- **પ્રભુનું વચન પણ - બુદ્ધિમાં બેસે તેથી જ સ્વીકારતો હોય - તો શ્રદ્ધા ન કહેવાય...** કારણકે જે વચન નહીં સમજાય - તે નહીં સ્વીકારે...

પોતાની બુદ્ધિમાં બેસે, તેને કયો મૂર્ખ ન સ્વીકારે ?

*સભા : સાચી વાત સ્વીકારવી - તેને શ્રદ્ધા કહેવાય ને ?*

'સાચી' એટલે શું ? પોતાને જે સાચી લાગે તે જ ને ? તે તો પોતાની બુદ્ધિમાં બેસે - તે જ સ્વીકારવું તેવું જ થયું... તેને શ્રદ્ધા કઈ રીતે કહેવાય ?

**શાસ્ત્રકાર કહે છે - 'ગુરૂ કાગડાને ધોળો કહે - તો પણ સ્વીકારી લે - તે શ્રદ્ધા છે.'** આમાં સાચી વાત ક્યાં આવી ?

- *સભા : તેને અંધશ્રદ્ધા ન કહેવાય ?*

  જે વ્યક્તિ કહી રહી છે, તે શ્રદ્ધેય છે, તેવું વિચારીને - પરીક્ષા કરીને - નક્કી કરીને - જે શ્રદ્ધા કરાય - તે અંધશ્રદ્ધા નથી. કારણકે વ્યક્તિ શ્રદ્ધેય છે - તેની ખાતરી કરેલી છે. કહેનાર જ્ઞાની છે, ગુણવાન્ છે, ખોટું બોલનાર નથી - તેની પરીક્ષા કરેલી છે. તેવી પરીક્ષા કર્યા વિના શ્રદ્ધા કરો - તો અંધશ્રદ્ધા કહેવાય.

- આ વાત વિસ્તારથી સમજીએ. ખોટું બોલવાના ત્રણ કારણ છે - રાગ, દ્વેષ અને અજ્ઞાન.

  અજ્ઞાનના કારણે ખોટું બોલાય. તે તો તમે સમજી જ શકો છો.

  રાગના કારણે પણ ખોટું બોલાય... મારી પાસે કોઈ માર્ગદર્શન લેવા આવે, ત્યારે - દીક્ષા મારી-મારા ગુરૂદેવ પાસે-મારા સમુદાયમાં જ લેવાય - બીજે નહીં - ત્યાં આત્મકલ્યાણ ન થાય - આવું હું બોલું - તો તે રાગથી છે. બીજે પણ સંવિગ્ન-ગીતાર્થ ગુરૂ ભગવંતો છે જ કે જેમની પાસે દીક્ષા લઈને આત્મકલ્યાણ સાધી શકાય.

  કોઈની પાસે દીક્ષા લેનાર દીક્ષાર્થી આગળ - તેના ગુરૂ પ્રત્યેના દ્વેષના કારણે - તેઓ યોગ્ય હોવા છતાં - 'તેમની પાસે દીક્ષા ન લેવાય.' - તેવું કહું તો તે દ્વેષથી ખોટું બોલાય છે.

  **ભગવાન તો સર્વજ્ઞ-વીતરાગ હોવાથી, તેમનામાં રાગ-દ્વેષ-અજ્ઞાન કશું નથી. એટલે ખોટું બોલવાનો પ્રશ્ન જ નથી. એટલે તેમના પર શ્રદ્ધા જ કરવાની જ છે.**

- અહીં ધ્યાન રાખવું કે, 'મને જે બાપદાદાથી-કુળપરંપરાથી ધર્મ મળ્યો - તે જ સાચો' - આવું માનવું - તે શ્રદ્ધા નથી, અંધશ્રદ્ધા છે. પણ મને જે ધર્મ મળ્યો છે, તેના ભગવાન સર્વજ્ઞ-વીતરાગ છે - તેવી ખાતરી કરીને પછી તે ધર્મ માનવો - તે શ્રદ્ધા છે.

- **ગુરૂ પર શ્રદ્ધા મૂકવામાં પણ શાસ્ત્રકારે બે વિશેષણ મૂક્યા છે, સંવિગ્ન-ગીતાર્થ.** આ વાત આપણે પૂર્વે સમજાવી છે. તેનાથી અંધશ્રદ્ધાની બાદબાકી થઈ જાય છે.

  ગુરૂ સંવિગ્ન હોય એટલે તેમના રાગ-દ્વેષ મંદ હોય. એટલા તીવ્ર ન હોય કે આપણને ખોટું માર્ગદર્શન આપે. અને ગીતાર્થ હોય એટલે આપણા હિતાહિતને જાણતા હોય, જે હિતકર હોય તે જ કહે. એટલે ગુરૂનું વચન માનવું તે શ્રદ્ધા છે, અંધશ્રદ્ધા નથી.

- *સભા : તેમનામાં પણ અજ્ઞાન છે જ, તો ભૂલ થાય તેવું ન બને ?*

  તેમના કરતાં આપણું અજ્ઞાન મોટું છે. તેમના વચનને બુદ્ધિથી તોલવા બેસીએ તો શ્રદ્ધા નામની ચીજ જ ન રહે. અને શાસ્ત્રકારે કહ્યું જ છે કે સંવિગ્ન-ગીતાર્થના અનાભોગાદિથી બોલાયેલા અસત્ય વચનને સ્વીકારનાર શિષ્યને કોઈ દોષ લાગતો નથી. તેમના વચનને અવિકલ્પે - વિચાર્યા વિના જ - તહત્તિ કરવાનું છે.

- **પ્રબળ વૈરાગ્ય હોવા છતાં દૃષ્ટિરાગ હોય તો સમ્યક્ત્વ આવતું નથી,** મુક્તિ થતી નથી. વૈરાગ્ય પણ ચાલ્યો જાય છે.

- મિથ્યાત્વના પણ શાસ્ત્રકારે બે પ્રકાર પાડ્યા છે - ગાઢ મિથ્યાત્વ અને મંદ મિથ્યાત્વ.

  મંદ મિથ્યાત્વ જ ખરું ગુણસ્થાન છે. ગાઢ મિથ્યાત્વ તો દોષનું સ્થાન છે.

  મંદ મિથ્યાત્વનો અર્થ એ જ છે કે સાચી સમજ આવી નથી, પણ દૃષ્ટિરાગ નબળો પડ્યો છે.

સાચી સમજ આપનાર મળશે તો સ્વીકારશે અને સમ્યક્ત્વ પામશે - તેની ભૂમિકા ઊભી થઇ ગઈ છે.

- આ સાંભળ્યા-સમજ્યા પછી આત્મનિરીક્ષણ કરવાનું છે. હળુકર્મી જીવને જ આ વાત સમજાવાની છે. ભારેકર્મી હોય તેને 'ન સમજાય તો પણ સ્વીકારવું' એ વાત સમજાતી જ નથી. આ વાત નહીં સમજાય, તો સંસાર અખંડ રહેવાનો છે. સમજાશે, તો સંસારના મૂળ ઉખડી જશે.
- અંધશ્રદ્ધાની બાદબાકી કરવા માટે જ શાસ્ત્રકારે જણાવ્યું છે કે ગુરૂ અસંવિગ્ન હોય કે સંવિગ્નતા ગુમાવે, તો તેને છોડીને સંવિગ્ન ગુરૂ પાસે જવું.
- આ બધી વાત વ્યક્તિગત આરાધના માટે છે.

**સામુદાયિક આરાધનામાં તો જેની નિશ્રામાં થતી હોય, તેઓ કહે તેમ કરવું - તે અનુશાસન છે. વ્યક્તિગત આરાધનામાં એક સંવિગ્ન-ગીતાર્થને સમર્પિત થવાનું; બીજા બધા પ્રત્યે આદર રાખવાનો... તેમના ટીકા-ટિપ્પણ નહીં કરવાના, તેમને ખોટા પણ નહીં માનવના.**

- શાસ્ત્રકારે સમ્યક્ત્વની પ્રાપ્તિમાં પ્રતિબંધક 'ગ્રંથિ' – 'ઘન રાગ-દ્વેષનો પરિણામ' કહ્યો છે. દૃષ્ટિરાગ પણ આવી જ એક ગ્રંથિ છે.
- ક્યારેક એવું લાગે કે ઓછી બુદ્ધિવાળા - ઓછું ભણેલા સમર્પિત થઇ જાય... શ્રદ્ધાથી સ્વીકારી લે... ભણેલા-બુદ્ધિવાળા માટે શ્રદ્ધા-સમર્પણ કઠિન હોય છે.
- **પરિણત જીવને જ્ઞાન આવે, તેમ શ્રદ્ધા વધે. અપરિણતને તો જ્ઞાન અહંકાર કરાવે, શ્રદ્ધા તોડાવે.**
- એક ચિંતકે સરસ કહ્યું છે - 'મારું અજ્ઞાન કેટલું વિશાળ છે ?' તેની ખબર પડે - તે જ સાચું જ્ઞાનનું ફળ છે.

  અને એ હકીકત છે કે ભણીએ તો જ આપણા અજ્ઞાનની ખબર પડતી હોય છે.
- શાસ્ત્રકારે જ્ઞાનને દર્શન-ચારિત્રની વચ્ચે મૂક્યું છે, કારણકે જ્ઞાન જ બંનેને નિર્મળ કરે છે. જ્ઞાનથી શ્રદ્ધા વધે તો તારક છે. કુતર્કો વધે તો મારક છે.
- **પ્રજ્ઞાપનીયતા એ આત્માના વિકાસમાં અતિ મહત્ત્વનો ગુણ છે. તેનો અર્થ એ જ છે કે જ્ઞાની-ગુણવાન્ ની વાત સ્વીકારવી.**
- દૃષ્ટિરાગની આ વ્યાખ્યા સમજાશે, અને તેને તોડશું, તો મોક્ષની મુસાફરી શરૂ થશે. જો તેને પકડી રાખ્યો તો સંસાર ઘટવાનો નથી.
- પ્રભુનું શાસન કેવી વિશાળ દૃષ્ટિ ધરાવે છે ?

  જૈન ધર્મમાં પણ અન્ય ખોટા પંથને સ્થાપનારાને (દૃષ્ટિરાગ હોવાથી) મિથ્યાત્વી માન્યા છે. પણ તેને અનુસારનારા જો ભદ્રક પરિણામી હોય, પ્રજ્ઞાપનીય હોય - તો સમ્યક્ત્વી હોઈ શકે. તેમને આજે ભલે સાચી વાત સમજાઈ નથી; પણ સમજાવનાર મળશે ત્યારે તે સમજાશે - કારણકે દૃષ્ટિરાગ નથી... અને તેથી સમ્યક્ત્વ પામશે.

  *સભા : પણ તેઓ પોતાના ગુરૂનું જ માને ને ?*

  તેમને સાચી સમજ મળે ત્યારે ખબર પડે કે પોતાના પંથના સ્થાપકો સંવિગ્ન નહોતા - દૃષ્ટિરાગી હતા. એટલે પછી તેમના પ્રત્યે સમર્પણ ન રહે. અને સંવિગ્નને સમર્પિત થાય. અને તેમનો ભદ્રક પરિણામ જ તેમને આ નહીં તો આવતા ભવમાં સાચા સંવિગ્ન ગુરૂનો ભેટો કરાવે.
- એક વાત જણાવી દઉં.

  સંવિગ્ન ગીતાર્થના વચનને તહત્તિ કરવાની વાત - અગીતાર્થ માટે છે. જે પોતે પણ ગીતાર્થ છે, તેને બીજા ગીતાર્થની વાતમાં ભૂલ લાગે તો ખાનગીમાં - તેની સાથે વિચારણા કરવાનો

અધિકાર છે - ફરજ પણ છે. હા, પોતાના ગુરૂ કે તેમના જેવા બીજા વડીલ ગીતાર્થની વાતને છેવટે સ્વીકારી તો લેવી જ જોઈએ - સમજાય કે નહીં.

## દષ્ટિરાગ – ૨

- **દષ્ટિરાગ - એ આત્માનો શત્રુ છે - એવું માત્ર જિનશાસન કહે છે. દુનિયામાં બીજો કોઈ ધર્મ આ શત્રુને ઓળખી શક્યું નથી.**

  આપણું સદ્ભાગ્ય છે કે આપણને જિનશાસન મળ્યું, તો એને શત્રુ તરીકે ઓળખવાની તક મળી. એને સફળ કરીએ અને જીતવાનો પ્રયાસ કરીએ, તો મળેલું શાસન સાર્થક થાય.
- **દષ્ટિરાગને જીતવા માટે બે વાત આત્મસાત્ કરવાની છે.**

  **૧) મારી સમજણ અધૂરી છે.**

  **૨) મારી પણ ભૂલ થઈ શકે છે.**
- આપણો એવો અનુભવ છે કે ૨૫-૫૦ વર્ષથી આપણે જે માનતા આવ્યા હોઈએ, તે ખોટું છે - તેવું કોઈની તર્કસભર રજૂઆતથી આપણને સમજાય છે. બરાબર ને ?

  *સભા : હા.*

  જો ૨૫ વર્ષથી ચાલી આવતી સમજણ ખોટી હોઈ શકે, તો આજે પણ જે સમજણ છે - તે ખોટી હોઈ શકે છે - એ સ્વીકારવું સાવ સીધું-સાદું છે. સરળ છે.
- જ્યાં સુધી આપણી બુદ્ધિ આપણને પૂર્ણ લાગે, ત્યાં સુધી દષ્ટિરાગ અકબંધ રહેશે.

  આપણી અપૂર્ણતા આપણને સમજાશે - તો જ દષ્ટિરાગ નબળો પડશે. અને ભૂતકાળમાં આપણી કેટલી બધી ગેરસમજો થયેલી હતી - તે વિચારીએ તો આપણી અપૂર્ણતા સાક્ષાત્ દેખાય.

  **દુનિયાના બધા ક્ષેત્રોમાં તમને તમારી અપૂર્ણતા સમજાય છે. ડોક્ટર, વકીલ, આર્કિટેક્ટ... આ બધાની સામે તમને તમારી જાત અપૂર્ણ લાગે છે.**

  **માત્ર ધર્મના ક્ષેત્રે જ તમે તમારી જાતને પૂર્ણ માનો છો !**

  અને હકીકત એ છે કે બીજા બધા ક્ષેત્રમાં તમને થોડું ઘણું જ્ઞાન હશે; ધર્મક્ષેત્રમાં તો સિંધુમાં બિંદુ જેટલું પણ જ્ઞાન નથી !
- શાસ્ત્રોમાં એક કથા છે.

  એક આચાર્ય ભગવંતના શિષ્ય સમર્થ થવાથી ગુરુએ જુદા વિચરવાની આજ્ઞા કરી. શાસનના હિત માટે ગુરુ સમર્થ શિષ્યને જુદો વિહાર કરાવે. પાછળથી તે ગુરુની બીજા શિષ્યો સરખી સેવા કરતા ન હોવાથી ગુરુ એકલા વિહાર કરીને તે સમર્થ શિષ્ય પાસે પહોંચ્યા. ત્યારે વાચના ચાલુ હતી. ઘણાં વર્ષો પછી આવેલા ગુરુને શિષ્ય ઓળખી ન શક્યા. વાચના પૂરી થયા પછી થોડા અહંકારથી તેમને પૂછ્યું - 'હું કેવી વાચના આપું છું ?' ત્યારે ગુરુએ તેને પ્રતિબોધ કરવા કહ્યું - 'તું ખોબામાં પાણી લે. તારા પહેલા શિષ્યને આપ, તે બીજાને આપે, તે ત્રીજાને આપે...... તેમ ફરતાં-ફરતાં પાછું તારી પાસે આવે, ત્યારે કેટલું રહે ?' શિષ્યએ કહ્યું - 'કાંઈ નહિ.' ત્યારે ગુરુએ કહ્યું - જંબૂસ્વામી તો કેવલી હતા. તેમણે પ્રભવસ્વામીને આપ્યું... તેમણે શય્યંભવસૂરિને... તેમણે યશોભદ્રસૂરિને... એમ કરતાં કરતાં આપણા સુધી પહોંચ્યું - તેમાં ઘણું ચાલ્યું ગયું છે, થોડું રહ્યું છે...'

  આ વાત પણ સેંકડો વર્ષ પૂર્વેની છે. તેમાંથી ય ઘણું ચાલ્યું ગયું. જે છે તેને સિંધુ માનીએ તો ય અમે બિંદુ જેટલું જ ભણ્યા છીએ... તમારું જ્ઞાન તો કેટલું ? તો પછી આપણે એ સ્વીકારવું જ

પડે કે આપણી સમજણ અધૂરી છે.

- અમારો અનુભવ એવો છે કે વ્યાખ્યાનમાં અમે તર્કસભર રજૂઆત કરીને તમારા ગળે ઉતારી શકીએ તો સારું, બાકી જો અમે તર્કમાં ઊણા ઉતરીએ - તો તમે લગભગ સ્વીકારતા નથી. એમાં શ્રદ્ધા ક્યાં રહી ?

  *સભા : શાસ્ત્રમાં જ તર્કગ્રાહ્ય પદાર્થોને તર્કથી સમજવાનું કહ્યું છે ને ?*

  તમે ભૂલો છો. એ વાત પ્રરૂપણા માટે છે. કહેનારે તર્કથી કહેવાનું છે. સાંભળનાર માટે તો સંવિગ્ન-ગીતાર્થના વચનને અવિકલ્પે તથાકાર કહ્યો છે. તર્કથી સમજવાનો પુરુષાર્થ કરવાની ના નથી... પણ - ન સમજાય તો ન સ્વીકારવું – એવી વાત તો દષ્ટિરાગ બની જાય છે.

- તમે નોંધ્યું હશે કે ગમે તેવા પ્રચંડ વિદ્વાન હોય, વ્યાખ્યાન પૂરું કર્યા પછી ‘જિનાજ્ઞા વિરુદ્ધ બોલાયું હોય તેનું મિચ્છા મિ દુક્કડમ્’ કહે જ છે. પુસ્તક વગેરેના લેખનમાં પણ તેવી ક્ષમાપના માંગે જ છે.

  તેનો અર્થ એ જ છે કે ‘હું ગમે તેટલો ભણેલો હોઉં; મારી સમજણમાં ભૂલ હોઈ શકે, વિસ્મૃતિ થઇ શકે, ક્યારેક બોલવા-લખવામાં સ્ખલના થઇ શકે (Sleep of Tongue).’ એવું બધા માને છે - સ્વીકારે છે. એટલે જ મિચ્છા મિ દુક્કડમ્ માંગે છે.

- સેંકડો વર્ષ પૂર્વે થઇ ગયેલા ગ્રંથકારો પણ પોતાના ગ્રંથમાં અંતે ‘છદ્મસ્થતાદિ કારણે મારી જે સ્ખલના થઈ હોય, તેને બહુશ્રુત વિદ્વાનો સુધારે.’ તેવી પ્રાર્થના કરતા જોવા મળે છે. તેઓ પણ સ્વીકારે છે કે તેમની ભૂલ થઇ શકે.

  તો આપણે શી વિસાતમાં છીએ ? આપણી બુદ્ધિને શી રીતે પૂર્ણ માની લેવાય ?

- આ વાત અત્યારે તો કદાચ તમે સ્વીકારી લેશો. પણ જ્યારે હકીકતમાં તેનો અમલ કરવાનો હોય ત્યારે યાદ ન કરો, અને તમારી વાત પકડી રાખો; તો તેનો અર્થ શું? એ તો પોપટ-પાઠ કહેવાય.

- કલ્યાણમંદિરમાં શાસ્ત્રકારે લખ્યું છે - ‘ભગવાનના ગુણોનું વર્ણન કરવું - તે હાથ પહોળા કરીને સમુદ્રનું વર્ણન કરતા બાળક જેવી ચેષ્ટા છે.’

  તેમ, **આપણી ટૂંકી બુદ્ધિથી શાસ્ત્રકારોના કે જ્ઞાનીના વચનોને માપવા - તે તેવી બાળચેષ્ટા જ છે.**

- વૈરાગ્યના-પાપત્યાગના પ્રવચનો સાંભળો તેને સ્વીકારવામાં તો કદાચ બુદ્ધિ ન નડે. પણ શાસ્ત્રીય પદાર્થોના રહસ્યોને પ્રગટ કરતાં પ્રવચનો સાંભળો ત્યારે દષ્ટિરાગની પરીક્ષા થાય.

- આટલું ભણ્યા પછી અમને પણ અનુભવ થાય છે - અમારી પાસે ભણેલા-ભણનારા પ્રશ્ન કરે - ત્યારે લાગે છે કે વર્ષોની અમારી સમજણ ખોટી હતી. અને અમે સ્વીકારીએ છીએ-સુધારીએ છીએ.

  તો તમારે તો - ‘મારી સમજણ સાચી જ છે.’ - એવો આગ્રહ શી રીતે રખાય ?

- ઘણીવાર કોઈની તર્કસભર રજૂઆત સાંભળીને સાચી લાગે, પોતાની વાત, ખોટી છે - તેવું સમજાય; તો પણ ‘જે હું ૨૫-૫૦ વર્ષથી માનતો આવ્યો-કરતો આવ્યો - તે ખોટું શી રીતે હોઈ શકે ?’ એવા અભિનિવેશના કારણે પોતાની માન્યતા છોડતા નથી. આ પણ દષ્ટિરાગ બની જાય છે.

  **કોઈ પણ ચીજ ઘણાં વખતથી કરતા આવ્યા હો - એટલે સાચી બની જતી નથી.**

- ગૌતમસ્વામીને વિચારો... ૫૦-૫૦ વર્ષથી જે માનતા આવેલા; તે માન્યતા પણ સાચી સમજ મળતા ફેંકી દીધી છે. તેમાં પોતે ચૌદ વિદ્યાના પારગામી છે - ૫૦૦ શિષ્યોના ગુરુ છે - વગેરે રૂપ અહંકાર નડ્યો નથી. તેથી જ તેઓ પામી ગયા.

- સંસારમાં પણ વધારે જ્ઞાનીની સામે તમે તમારી વાત છોડી જ દો છો.
  ગમે તેટલો હોંશિયાર ડોક્ટર હોય, પોતાનાથી મોટી ડીગ્રી ધરાવતા ડોક્ટરની સામે નમતું જોખે જ.
  *સભા : વર્ષોથી જે બુદ્ધિથી સફળ થયા છીએ, તેને અધૂરી માનવી સહેલી નથી.*
  અઘરી વાત પણ અભ્યાસથી સિદ્ધ થઇ શકે - કરવી પડે. 'અઘરી છે' કહીને દૂર થવાથી કલ્યાણ નથી થવાનું.
  અશક્ય લાગતાં જિમ્નેસ્ટીકસના ખેલ અભ્યાસના બળે સાધ્ય થતા હોય છે.
  શાસ્ત્રોમાં વાત છે - અભ્યાસથી રાજાની રાણીએ આખી ભેંસ ઉપાડીને સીડી ચડી બતાવેલી.
  સુથારને લાકડું છોલતા જોયો છે ? એકવાર રંધો હાથમાં લઈને પ્રયત્ન કરી જોજો. મેં કર્યો છે - એટલે કહું છું. આડો જ જશે. આખું લાકડું છોલાઈ જશે, પણ સપાટ-લીસું નહિ થાય. અને સુથાર એક જ વાર ફેરવે - અને લાકડું લીસું-સપાટ થઇ જાય છે - તે અભ્યાસનું જ પરિણામ છે.
- દોષના સંસ્કારો અનાદિના છે - મજબૂત છે.
  ગુણના સંસ્કાર છે જ નહિ અથવા નબળા છે, હમણાંના છે. તેને ભાવનાથી-ચિંતનથી મજબૂત બનાવવાના હોય છે.
  સોળ ભાવના એના માટે જ છે.
  અનિત્ય વગેરે ભાવનાઓના ચિંતનથી જડ પદાર્થો પરના રાગ-મમત્વ વગેરેના સંસ્કાર નબળા પડે.
  મૈત્રી વગેરે ચાર ભાવનાથી જીવો પ્રત્યેના દ્વેષના સંસ્કાર નબળા પડે.
  એ રીતે, **'મારી બુદ્ધિ અપૂર્ણ છે... મારી ભૂલ થઇ શકે છે...' આવું વારંવાર ચિંતન કરશો, તો દૃષ્ટિરાગના સંસ્કાર નબળા પડશે.**
- *સભા : જો એવું માનીએ, તો કોઈ માન્યતા દૃઢ જ નહિ રહે.*
  દૃઢતા અને જડતાનો ભેદ પહેલા સમજી લો. **જ્ઞાની કહે ત્યારે પણ પકડી રાખવું - તે દૃઢતા નથી, જડતા છે.**
  પાંચમના ઉપવાસનો નિયમ હોય, સવારે માથું દુઃખતું હોય, ઊલટી થતી હોય - તો પણ ઉપવાસ કરે તે દૃઢતા છે. ઢીલો પડી જાય - ઉપવાસ છોડી દે - તે દૃઢતાનો અભાવ છે. પણ ગુરુ કહે - 'બીજાની સેવામાં જવાનું છે - આજે ઉપવાસ રહેવા દો..' ત્યારે પણ પકડી રાખે - તે જડતા છે, દૃઢતા નહિ.
  અંબડ પરિવ્રાજકે ગમે તેટલા ચમત્કાર દેખાડવા છતાં સુલસા ન ડગી, તે દૃઢતા છે.
  જમાલિ ભગવાન સામે ન ઝૂક્યા - તે જડતા છે.
- ઉપદેશમાળામાં શાસ્ત્રકાર લખે છે - ભગવાનની એક આજ્ઞા પણ ન માને, એ બાકીની માને તેનો કંઈ અર્થ નથી. કારણકે તે બધી એટલા માટે માને છે કે પોતાની બુદ્ધિમાં બેઠી છે. તે ભગવાન પરની શ્રદ્ધા નથી... પોતાની બુદ્ધિ પરનો જ વિશ્વાસ છે.
- કામરાગ કદાચ ઓળખાય છે. દૃષ્ટિરાગ તો છૂપો શત્રુ છે. એટલે વધારે ભયંકર બની જાય છે.
- ત્રીજી વાત સ્નેહરાગની...
- સ્નેહરાગ જેના પર હોય, તે વ્યક્તિ જો આપણને આત્મહિતમાં જોડે તો પરંપરાએ તારક પણ બને.
  રાજીમતીએ, નેમિકુમાર પરના સ્નેહરાગથી જ દીક્ષા લીધી. ગૌતમસ્વામી, વીર પ્રભુ પરના

સ્નેહરાગથી તર્યા. કેટલાય દેવો, મિત્ર દેવોના કહેવાથી પ્રભુના જન્મ-મહોત્સવમાં આવે છે. (કેતા મિત્તનુજાઈ... )

- સ્નેહરાગ જેના પર હોય, તે વ્યક્તિ પાપમાં જોડે, તો મારક પણ બને.
  તમારા મિત્રો તમને ફરવા ખેંચી જાય, પિક્ચર જોવા લઈ જાય, પાપના ધંધામાં જોડે... આ બધું મારક બને.
- એટલે **દેવ-ગુરુ-કલ્યાણમિત્રો - જે આપણું આત્મહિત ઈચ્છે, તેના પરનો સ્નેહરાગ સારો છે.**

## ક્રોધ – ૧

- રાગ-દ્વેષ એ જ બધાં દુઃખોનું મૂળ છે. એ વાત આપણે જોઈ.
  આ રાગ-દ્વેષમાંથી જ ચાર કષાયો ઉત્પન્ન થાય છે. 'માયા અને લોભ' રાગમાંથી, 'ક્રોધ અને માન' દ્વેષમાંથી ઉત્પન્ન થાય છે - એમ શાસ્ત્રકારે કહ્યું છે.
  **ચારે કષાયો સંસારના પરિભ્રમણનું મૂળ છે.**
- મોટે ભાગે 'કષાય' નો અર્થ તમે 'ક્રોધ' કરો છો.
  હકીકત એવી છે કે **ક્રોધ થયા પછી પ્રાયઃ ખબર પડી જાય છે કે 'ક્રોધ થયો'**. મોટે ભાગે તેનાથી પોતાને નુક્સાન જ થતું હોવાથી પસ્તાવો પણ થાય છે. ધર્મ ન સમજેલા લોકો પણ ક્રોધને ખરાબ માને છે, ન કરવા જેવો માને છે, તેનાથી બચવા પુરુષાર્થ કરે છે.
  **માન-માયા-લોભ થવા છતાં તેની ખબર પડતી નથી,** એટલે તેનો પસ્તાવો થતો નથી, ખરાબ લાગતા નથી, તેનાથી બચવા પુરુષાર્થ થતો નથી. એટલે તે વધુ ભયંકર બની જાય છે.
  કાંટો નાનો હોય કે મોટો, જે દેખાય નહિ, ડંખે નહિ તે જોખમી બને છે - અંદર રહીને રસી પેદા કરે.
  એ રીતે માન-માયા-લોભ વધુ ખતરનાક છે.
  છતાં ક્રોધની વાત આપણે પહેલાં કરીશું.
- ક્રોધ પરલોકમાં તો નુક્સાનકારી છે જ.
  શાસ્ત્રકાર કહે છે - 'ક્રોધે ક્રોડ પૂરવતણું સંજમ ફળ જાય...' કરોડ પૂર્વના સંયમને ક્રોધ નિષ્ફળ કરે.
  ચંડકૌશિક - ક્રોધના કારણે જ સાધુપણામાંથી દૃષ્ટિવિષ સર્પ બનવા સુધી પહોંચ્યા.
  અગ્નિશર્માએ ક્રોધના કારણે અનંત સંસાર ઉપાર્જન કર્યો.
  **કારણ હોય કે ન હોય, સાચું હોય કે ખોટું; ક્રોધ કરનારને પરભવમાં તેના ફળ ભોગવવા જ પડે છે.**
  અગ્નિશર્માનું દૃષ્ટાંત આપણે જોયું જ છે. દેખીતી રીતે કારણ સાચું હોવા છતાં પણ ક્રોધે તેમનો સંસાર વધાર્યો છે.
- ક્રોધ આલોકમાં પણ નુક્સાનકારી છે.
  - શરીરને નુક્સાન કરે છે - બ્લડ પ્રેશર વધારે, હૃદયને નુક્સાન પહોંચાડે, મગજને તંગ કરે...
  - પરિવારમાં પણ સંબંધો બગાડે...... મિત્રો સાથેની મિત્રતા તોડે.
  - સ્વજનો-પડોશી સાથે પણ સંબંધ ના રહે.
  - ધંધામાં પણ નુક્સાન કરાવે...... ઘરાકો સાથેના સંબંધો તૂટે.
- શાસ્ત્રોમાં કષાયનો એક પ્રકાર - આદેશ કષાય બતાવ્યો છે. તેમાં અંતરમાં ક્રોધ નથી હોતો,

બહારથી માત્ર દેખાડ - અભિનય હોય છે.

શિષ્ય ભૂલ કરતો હોય, તો અંતરમાં કરુણા-વાત્સલ્ય-સ્નેહ હોવા છતાં, શિષ્ય ફરીવાર ભૂલ ન કરે - તેવી ધાક બેસી જાય - તે માટે ગુરૂ બહારથી ગુસ્સો દેખાડે છે.

ક્યારેક જેની ભૂલ હોય તેને તો ઈશારો કરવાથી સમજી જાય તેમ હોય, પણ બીજા બધા પર ધાક બેસી જાય - તે ભૂલ બીજું કોઈ ન કરે - તેવો પ્રમાદ ન કરે - તે માટે પણ ગુરૂ ગુસ્સો દેખાડે.

નાટક કે પિક્ચરમાં અભિનેતાઓ કરે - તે પણ આદેશ કષાય છે.

આ આદેશ કષાય નિશ્ચયનયથી તો કષાય છે જ નહિ, કારણકે અંતરમાં પરિણામ કષાયના નથી. છતાં વ્યવહારથી તેને કષાય કહેવાય છે.

- ક્રોધ કયો વધારે ખરાબ ? કરાય તે, કે થઇ જાય તે ?

  **થઇ જાય તે ક્રોધ વધારે ખરાબ છે - તેનું કારણ એ છે કે આપણું તેના પર નિયંત્રણ જ નથી,** તે આપણા પર સવાર થઇ જાય છે. કરાતો ક્રોધ તો આપણા નિયંત્રણમાં હોય છે.

  આદેશ કષાય કરાય છે, થઇ જતો નથી. અને તેમાં અંતરમાં તો ક્રોધ હોતો જ નથી.

- બીજો એક પ્રકાર પ્રશસ્ત - કષાયનો છે.

  શિષ્યનું હિત ઈચ્છતા ગુરૂને શિષ્ય પોતાનું અહિત કરતો દેખાય, તેનાથી ગુસ્સો આવી જાય - તો તે પ્રશસ્ત કષાય છે. તેને પ્રશસ્ત એટલા માટે કહેવાય છે કે તે દેવ-ગુરૂ-ધર્મ (પ્રભુના વચન-આજ્ઞા) પરના રાગમાંથી ઉત્પન્ન થાય છે - તે પ્રશસ્ત છે. તેવો કષાય સંસાર વધારતો નથી. શુભ કર્મ બંધાવે છે.

  *સભા : કષાયથી શુભ કર્મ બંધાય ?*

  કમ્મપયડી ગ્રંથમાં જણાવ્યું છે કે તીર્થંકર નામકર્મના બંધનું કારણ પણ પ્રશસ્ત કષાયો જ છે. એટલે કષાયથી શુભ કર્મ બંધાઈ શકે છે.

  અંતરિક્ષ પાર્શ્વનાથ ભ. ની પ્રતિમાને નુક્સાન કરવા આવેલ ગુંડાઓ પર સાગરાનંદસૂરિજી મ. એ દંડો ઉગામ્યો - તે પ્રશસ્ત કષાય છે. તે શુભ કર્મ જ બંધાવે..

  અહીં ધ્યાન રાખવાનું છે કે શિષ્ય પોતાનું અહિત કરતો હોવાથી ગુરૂ ગુસ્સો કરે - તે પ્રશસ્ત છે. પણ 'મારું કહ્યું કેમ નથી કરતો ?' એવો ગુસ્સો ગુરૂને આવે તો તે પ્રશસ્ત નથી, અપ્રશસ્ત છે.

- **આદેશ કષાયમાં માત્ર અભિનય હોય છે, અંતરમાં કષાય હોતો જ નથી.**

  **પ્રશસ્ત કષાયમાં અંતરમાં પણ કષાયની પરિણતિ આવે છે. પણ તે દેવ-ગુરૂ-ધર્મના રાગના કારણે આવી હોવાથી પ્રશસ્ત છે.**

  **અપ્રશસ્ત કષાય - પોતાનો અહં તૂટવાથી, સ્વાર્થ ઘવાયાથી આવે છે.**

  આ ત્રણેનો તફાવત સમજી લેવો.

- આનું વિવરણ એટલા માટે કર્યું કે ઘણાં અમને પ્રશ્ન કરે છે 'શાસનના કાર્યો કરીએ તેમાં કષાય ઘણાં થાય છે... ખોટું થાય-ખોટું કરે - તે સહન નથી થતું - ગુસ્સો આવી જાય છે. તો શાસનના કાર્ય કરવા કે નહિ ?'

  એનો જવાબ એ છે કે જ્યાં સુધી પ્રશસ્ત કષાય હોય, ત્યાં સુધી તો કોઈ વાંધો જ નથી, કારણકે એ નુક્સાન કરતો નથી. જેમ કે શાસનના કાર્યમાં વિઘ્ન કરનાર અન્ય વ્યક્તિ પર ગુસ્સો આવે તો તે પ્રશસ્ત કષાય છે.

- *સભા : અવિધિ-અવ્યવસ્થા કરનાર - અવિવેક આચરનાર શ્રાવકો-આરાધકો પર આવે તો ?*

તેમના પર બહુમાન રાખવું જોઈએ તે પહેલાં કહ્યું છે. પણ તેમના પર આવેલ ગુસ્સો માત્ર અવિધિ વિગેરે પૂરતો જ સીમિત રહે; વ્યક્તિ પ્રત્યે તો અંતરમાં બહુમાન-સ્નેહ જ રહે... પછીના કાળમાં અરૂચિ વગેરે ન આવે, તો તે પણ, ગુરૂ શિષ્ય પર કરે - તેવો પ્રશસ્ત કષાય માની શકાય... પણ પ્રશસ્ત-અપ્રશસ્તની ભેદરેખા પાતળી છે. ઘણીવાર પોતાનો વિરોધ કરનારા - પોતાનાથી જુદી વાત કરનારા કાર્યકરો વગેરે પર ગુસ્સો આવે છે - તે અહં ઘવાવાથી થતો હોવાથી અપ્રશસ્ત બની જાય છે.. તેમ ક્યારેક અવિવેક વગેરેના કારણે આવેલ ક્રોધ કાયમી બની જાય, વ્યક્તિ જ અપ્રિય બની જાય - તો અપ્રશસ્ત કહેવાય. આવા અપ્રશસ્ત કષાય થયા પછી પણ જો તે ડંખે... 'ખોટું થયું' તેવું લાગે... તેનું પ્રાયશ્ચિત્ત કરે... પશ્ચાત્તાપ થાય... તો તેના નુક્સાન કરતાં, શાસનનું કાર્ય કરવાનો લાભ ઘણો મોટો છે - એટલે તેવા કષાયના ડરથી શાસનના કાર્ય છોડાય નહિ.

- દૃષ્ટાંતથી સમજાવું.

  મારું વ્યાખ્યાન સફળ થાય, કોઈ પ્રશંસા કરે - તો માનકષાય જાગે છે. તે અપ્રશસ્ત જ છે. પણ તેના કારણે વ્યાખ્યાન બંધ ન કરી દેવાય... જો એવું નક્કી કરીએ કે સ્હેજ પણ કષાય થાય તો તે ધર્મ છોડી દેવો - તો તપ વગેરે બધી જ આરાધનામાં ઓછાવત્તા અંશે આવા કષાયો થાય જ છે. શું બધો ધર્મ છોડી દઈશું ?

  જે થાય તેનો પશ્ચાત્તાપ કરવાનો, પ્રાયશ્ચિત્ત કરવાનું...

  હા, મારો માનકષાય એટલો પ્રબળ બની જાય કે પછી ગુરૂ વગેરેને પણ અવગણું, થયેલી ભૂલને કબૂલ જ ન કરું, અજ્ઞાન હોવા છતાં ગપગોળા ચલાવું...... તો ગુરૂ વ્યાખ્યાન બંધ કરાવે - તે જુદી વાત છે.

- મારો કોઈ શિષ્ય મારું ન માને અને મને ગુસ્સો આવી જાય, તો શું મારે એમ નક્કી કરવાનું કે હવે કોઈને દીક્ષા ન આપવી ? તો પછી તો કોણ દીક્ષા આપી શકશે ?

  હા, ક્રોધ મર્યાદા વટાવી દે, શિષ્યને મારઝૂડ કરે, વૈરી બની જાય... તેવું બનતું હોય તો તેને શિષ્ય કરવાનો નિષેધ કરાય.

  આવું તમારે પણ સમજી લેવાનું છે.

- કષાયના ડરથી શાસનની સેવા છોડનારા, ઘરે બેસીને સમતાની સાધના કરે છે ? ત્યાં જો બીજા રાગ-દ્વેષના સંક્લેશ જ કરવાના હોય, તો ફાયદો શું ? એટલે, થઇ જતા કષાયની ક્ષમાપના કરવી, પણ શાસનના કાર્ય છોડવા નહિ.
- **પ્રભુનું શાસન નફાલક્ષી છે. જેમાં Net લાભ થતો હોય તેવું કાર્ય કરવાનું કહે છે - તેમાં થતું થોડું નુક્સાન ગૌણ કરવાનું હોય છે.**
- હવે અપ્રશસ્ત કષાયો પર આવીએ...
- **કષાય કારણે કર્યો હોય તેનાથી માફી મળતી નથી. જેણે ભૂલ કરી હોય તેની સજા તેને મળે; પણ કષાય કરનારને તો સજા ભોગવવી જ પડે છે.**

  *સભા : કારણ હોય તો કર્મબંધ ઓછો થાય ?*

  કર્મબંધનું કારણ કષાયની તીવ્રતા-મંદતા છે.

  જે વ્યક્તિ નાના કારણોમાં પોતાના કષાયો પર નિયંત્રણ રાખી શકે - પ્રગટ ન થવા દે, તો સમજવું પડે કે તેની કષાયની પરિણતિ તેણે પુરુષાર્થથી મંદ કરી છે. પછી મોટું કારણ આવવા પર કદાચ અલ્પ કષાય થાય, તો પણ કર્મબંધ ઓછો થાય - કારણકે પરિણતિ તીવ્ર ન હોય. પણ કર્મબંધ ઓછો થવાનું કારણ - તેની મંદ પરિણતિ જ છે. 'બાહ્ય કારણ હતું - એટલે કષાય કર્યો.' એવું હોવાથી કર્મબંધ ઓછો નથી થતો.

સ્કંદકસૂરિનું કારણ ખોટું હતું ? ૫૦૦-૫૦૦ સાધુને ઘાણીમાં પીલનાર પર ગુસ્સો ન આવે ? આવે જ. અને તે પ્રશસ્ત હોઈ શકે. પણ સ્કંદકસૂરિને ગુસ્સો એટલા માટે આવ્યો કે 'મારી એક વાત પણ ન માની...... બાળમુનિને મારા પછી પીલવાનું ન માન્યું...' આમ પોતાનું ન માનવાના કારણે ગુસ્સો આવ્યો - તેથી અપ્રશસ્ત થઇ ગયો. નિયાણું કર્યું - વ્યંતર નિકાયમાં ગયા - આખા નગરને બાળી નાખ્યું. ઘોર હિંસા કરી અને તેનું ફળ ભોગવશે.

- સુનક્ષત્ર-સર્વાનુભૂતિને ગોશાળા પર ગુસ્સો આવ્યો. પણ તે પ્રભુ પરના રાગથી હતો - તેથી પ્રશસ્ત હતો. તેથી તેમની દુર્ગતિ ન થઇ... સદ્ગતિમાં ગયા.
- **ક્રોધ જયારે Freeze થઇ જાય, ત્યારે વૈર બની જાય છે.** અને તે વધુ ભયંકર છે.

  પ્રભુ વીરના જીવે અઢારમાં ભવમાં જે સિંહને મારેલો, તે સિંહના જીવને પ્રભુ વીરના જીવ પર આવેલો ક્રોધ Freeze થઇ ગયો - વૈર બની ગયો. તો હાલિક ખેડૂતના ભવમાં દીક્ષા લેવા છતાં પ્રભુને જોતાંની સાથે વૈર જાગ્રત થયું અને દીક્ષા છોડીને ભાગી ગયો.
- પ્રભુના કાનમાં ખીલા ઠોકાયા... કારણકે અઢારમા ભવે શય્યાપાલક પર ક્રોધ કરેલો... વચ્ચે અસંખ્ય કાળ વીતી ગયો - પછી પણ ક્રોધથી બાંધેલું કર્મ ઉદયમાં આવ્યું.
- બાળમુનિએ આલોચના યાદ કરાવી, તો તેના પર ક્રોધ કર્યો. તો સાધુ મરીને પરંપરાએ અતિક્રોધથી દષ્ટિવિષ સર્પ બન્યા. જે જુએ તેને બાળી નાખે.
- આ બધા ક્રોધના પરલોકમાં વિપાક છે.
- આલોકમાં પણ ક્રોધના વિપાક ખરાબ છે.

  દશ વૈકાલિકમાં કહ્યું છે - **ક્રોધ પ્રીતિનો નાશ કરે. સંબંધ બગાડી નાખે. ક્રોધીના કોઈ મિત્ર ન રહે.**

  થોડા વખત પૂર્વે સમાચાર જાણેલા - એક જૈન યુવાને ગુસ્સામાં પોતાની પત્ની અને દીકરીને 'શૂટ' કરી નાખ્યા... !

  ક્રોધના કારણે આર્થિક પાયમાલી થઇ હોય, કોર્ટના ચક્કર કાપવા પડતા હોય, શરીરને નુક્સાન થયું હોય - તેવા ઉદાહરણો અપાર છે.

  **ક્રોધીને કોઈની પાસેથી હૂંફ ન મળે, જીવનમાં શાંતિ ન મળે,** તેનાથી ડિપ્રેશનમાં આવી તે આત્મહત્યા કરી નાખે; તેવું પણ બને.
- ક્રોધની ભયંકરતા પર ઘણું સાહિત્ય લખાયું છે, ઘણાં વ્યાખ્યાનો થયા છે. મેં પણ પર્યુષણમાં કહ્યું છે. એટલે વધુ વિસ્તાર નથી કરતો......
- આ બધું નિદાન થયું. દવા શું ?

  ક્રોધથી બચવું શી રીતે ? ક્ષમા રાખવી શી રીતે ?

  તો ષોડશક ગ્રંથમાં હરિભદ્રસૂરિ મ. એ ક્ષમાના પાંચ પ્રકાર બતાવ્યા છે, તે જાણવા જેવા છે.

1. **અપકાર-ક્ષમા :**

   સામી વ્યક્તિ બળવાન્ હોય ત્યારે - 'હું ગુસ્સો કરીશ તો તે મને હેરાન કરશે. મને જ નુક્સાન થશે.' - એવું વિચારીને ક્ષમા રાખે - તે અપકારથી ડરીને રખાતી હોવાથી અપકાર ક્ષમા છે.

   નોકરને શેઠ પર ગુસ્સો આવે ત્યારે - 'ગુસ્સો કરીશ તો નોકરીમાંથી કાઢી મૂકશે...' - એવું વિચારીને ક્ષમા રાખે...

   પડોશીની હેરાનગતિ હોય, પણ તે બળવાન્ હોવાથી, તેની લાગવગ હોવાથી - ડરીને મૌન રહે.

   'ઘરાક પર ગુસ્સો કરીશ તો બીજે જતો રહેશે.' - આવું વિચારીને ક્ષમા રાખે.

આ બધી અપકાર ક્ષમા છે.

અપકારક્ષમા એ વાસ્તવિક ગુણ નથી... તેમાં કોઈ પરાક્રમ નથી. પણ ગુસ્સો કરવા કરતા તો સારી જ છે.

2. **ઉપકાર-ક્ષમા :**

જેણે પૂર્વમાં પોતાના પર ઉપકાર કર્યા હોય, તે યાદ કરીને - તેમના અપરાધની ક્ષમા આપે - તેમના તરફથી હેરાનગતિ થાય - તે સહન કરી લે - તે ઉપકાર-ક્ષમા છે.

શેઠે નોકરને ખખડાવ્યો હોય ત્યારે - 'આ શેઠ મને આજીવિકા આપે છે... ઘણીવાર મારી આપત્તિમાં સહાય કરી છે...... આજે કોઈ કારણે ગુસ્સો કરે તો પણ તેમના ઉપકાર સામે તે નગણ્ય છે.' એવું વિચારીને ક્ષમા રાખે તે ઉપકાર-ક્ષમા છે.

માતા-પિતા, શેઠ, શિક્ષક, ધંધો શીખવાડનાર, સહાય કરનાર, ડોક્ટર વગેરે લૌકિક... કે ગુરૂ, કલ્યાણમિત્ર વગેરે લોકોત્તર... ઉપકાર કરનારાનો ઉપકાર યાદ કરીને તેમના પર ક્ષમા રાખે તે ઉપકાર-ક્ષમા છે.

**ખાનદાન માણસ ઉપકારી પર કદી ગુસ્સો ન કરે.**

3. **વિપાક-ક્ષમા :**

ક્રોધના આ ભવમાં-ભવાંતરમાં આવતા વિપાકને યાદ કરીને ક્ષમા રાખવી, તે વિપાક-ક્ષમા છે. પૂર્વે કહેલા દૃષ્ટાંતોને યાદ કરીને પોતાના સ્વભાવ પર નિયંત્રણ કરવું.

4. **વચન-ક્ષમા :**

"ગુસ્સો ન કરવો.' એવી ભગવાનની આજ્ઞા છે.' એવું યાદ કરીને ક્ષમા રાખે, તે વચન-ક્ષમા છે.

5. **ધર્મ-ક્ષમા :**

ક્ષમા જેનો સ્વભાવ બની જાય, ગમે તેવું નિમિત્ત આવે તો પણ ગુસ્સો આવે જ નહિ; **ક્ષમા જેને રાખવી ન પડે - સ્વયં રહે - તે ધર્મ-ક્ષમા છે.**

- સર્વશ્રેષ્ઠ ક્ષમા - ધર્મ-ક્ષમા છે. ત્યાં સુધી પહોંચવા માટે ઉપકાર-વિપાક-વચન-ક્ષમા એ ઉપાય છે.

  વીતરાગને તો ધર્મ-ક્ષમા હોય જ...... પણ બીજા પણ ઘણાં સાધકો, એ ભૂમિકાએ પહોંચ્યા હોય છે કે ગુસ્સો આવે જ નહિ...
- દરેક ગુણોમાં વિપાક-વચન-ધર્મ એ પ્રકાર તો મળે જ... જેમ કે સરળતા (માયાનો ત્યાગ) પણ વિપાક-વચન-ધર્મ એ ત્રણ પ્રકારે મળી શકે.

---

## ક્રોધ – ૨

- ક્રોધના વિપાક આપણે જોયા. તેનાથી બચવું શી રીતે ? તેના ઉપાયો આપણે વિચારી રહ્યા છીએ.
- ક્રોધથી બચવા માટે, ક્રોધનું મૂળ શું ? એ વિચારવું પડે.

  તમને ગુસ્સો ક્યારે આવે ?

  *સભા : ધાર્યું ન થાય ત્યારે......*

  એટલે એવું પણ બને છે કે જરા પણ દુઃખ ન આવ્યું હોય તો પણ ગુસ્સો આવે છે.

  દીકરાને કહ્યું હોય - 'કલાકમાં પાછો આવજે.' અને રમવામાં બે કલાક કાઢી નાખે, તો ગુસ્સો આવે છે - 'કલાક કહ્યું હતું અને બે કલાક કેમ કર્યા ?' તેમાં કંઈ તકલીફ પડી જતી નથી, તો પણ ગુસ્સો આવે છે...

- **ગુસ્સાનું મૂળ અપેક્ષા છે.**
  રસ્તામાં ચાલતા સિગરેટનું ઠૂંઠું ચંપાઈ જાય તો ગુસ્સો આવે છે – 'કોણે નાખ્યું ?' અને પથ્થરની ઠેસ વાગે તો ગુસ્સો નથી આવતો - લોહી નીકળે તો પણ નહિ. કારણકે બીજા પાસે અપેક્ષા છે - રસ્તામાં ઠૂંઠું ન નાખવું જોઈએ.
- **ગુસ્સાથી બચવાનો સરળ ઉપાય છે. - અપેક્ષા ન રાખવી, ઓછી કરવી.**
  દીક્ષાના શરૂના વર્ષોમાં મેં ગુરુદેવને પૂછેલું - 'નાના સાધુઓ ક્યારેક કંઈ ભૂલ કરે, તો ગુસ્સો આવી જાય છે. તેનો ઉપાય શું ?' ગુરુદેવે સરસ જવાબ આપેલો. '૪૦ વોટના બલ્બમાં ૧૦૦ વોટનો કરંટ પસાર કરો, તો ઊડી જ જાય... સામેની વ્યક્તિની ક્ષમતા અને પાત્રતા કરતા વધારે અપેક્ષા તમે રાખો છો, એટલે ગુસ્સો આવે છે. સહુ સાધક છે, સિદ્ધ નથી. પોતાની ક્ષમતા-પાત્રતા પ્રમાણે સાધના કરે. તેમાં ગુસ્સો શું ? હકીકતમાં તેની ક્ષમતા-પાત્રતા કરતા વધારે અપેક્ષા રાખવી, એ આપણો જ ગુનો છે.'
- દીકરાની ક્ષમતા ૭૦% જ લાવવાની હોય. અને ૯૦% ન લાવે તેમાં તમે ગુસ્સો કરો તો ગુનો તમારો છે. તેની ક્ષમતા જ ન હોય તો તે શું કરે ? શી રીતે ૯૦% લાવે ?
- ક્રિકેટમાં ૧૧મા ખેલાડી પાસે સેંચ્યુરીની અપેક્ષા ન જ રખાય. પાંચ રનની પણ રાખે તો તે ગુનેગાર છે. તે બેટિંગ માટે ટીમમાં નથી, બોલિંગ કરવા માટે છે.
- પ્યુનને બેલેન્સ શીટ બનાવવા આપો અને તે બરાબર ન બનાવે, તે તેનો ગુનો નથી. તેની આવડત ન હોવા છતાં તમે કામ સોંપ્યું, તે તમારો જ ગુનો છે...
- મારો શિષ્ય ભણવામાં પાઠ ન સમજે, ત્યારે ગુસ્સો કરવાનો શો અર્થ ? એ જ વિચારવું જોઈએ કે એનામાં સમજ નથી, એટલે તો વિદ્યાર્થી છે અને હું શિક્ષક છું. તે સમજતો હોત તો ભણાવવાની જરૂર જ શી ?
- પહેલીવાર પૌષધ કરે તેની ભૂલ થાય જ. સમજાવવાનું હોય. ક્ષમતા ન હોય તો ન પણ સમજે. સમજવા છતાં પાત્રતા ન હોય તો પ્રમાદ કરે - તેમાં ગુસ્સો શું કરવાનો ?
- સર્વત્ર આ રીતે વિચારી શકાય કે **સહુ પોતાની ક્ષમતા-પાત્રતા મુજબ કરે છે. તેનાથી વધુ અપેક્ષા રાખીએ તો ગુસ્સો આવે - તેમાં આપણો જ ગુનો છે કે અપેક્ષા વધુ રાખી.** એટલે આપણે જ અપેક્ષા ઘટાડવાની છે.
- અધિકારી વ્યક્તિ - કોઈને સન્માર્ગે લાવવા બહારથી ગુસ્સો દેખાડે (આદેશ કષાય) કે કરે (પ્રશસ્ત કષાય) એ જુદી વાત છે.
- જીવના વિકાસના અનેક તબક્કા છે. સહુ પોતે જે કક્ષામાં હોય, તે મુજબ આરાધના કરે છે.
  જેમ કે કોઈ દાન કરતું હોય, પણ તકતીની અપેક્ષા રાખતું હોય; તો એમ વિચારવું કે હજુ તેની કક્ષા એટલી જ છે કે દાનધર્મ સમજ્યો છે, નામનાની અપેક્ષા ન રાખવી - તેવું સમજ્યો નથી. પોતાની કક્ષા મુજબ જે ધર્મ સમજાયો છે - તે કરે છે. તો દુર્ભાવ ન થાય.
  દાન કરવું એ પહેલું પગથિયું છે. સન્માનની અપેક્ષા ન રાખવી એ બીજું પગથિયું છે. દરેક જીવો સીધા બીજા પગથિયે ન આવે. થોડો સમય પહેલા પગથિયે રહે, પછી બીજા પગથિયે આવે. ત્યારે - 'આ તો નામના માટે કરે છે.' - એવી નિંદા ન કરાય કે દુર્ભાવ પણ ન કરાય.
  પહેલા ધોરણમાં રહેલો વિદ્યાર્થી, બીજા ધોરણના વિષયની પરીક્ષામાં નાપાસ થાય - તે સહજ ઘટના છે. તેના પર ક્રોધ ન કરાય.
- *સભા : નામના માટે દાન કરનાર પર ગુસ્સો નથી આવતો... પણ આદર ન જાગે... દુર્ભાવ થાય.*
  અપ્રીતિરૂપ દુર્ભાવ થાય છે, તે દ્વેષનો જ એક પ્રકાર છે. શાસ્ત્રકારે દ્વેષનો અર્થ અપ્રીતિ જ કર્યો છે. કદાચ ક્રોધ ન આવતો હોય, તો પણ અપ્રીતિથી બચવાનું છે, તેના માટે ઉપાય બતાવું છું.

- કોઈ પહેલા ધોરણમાં ૭ વાર પણ નાપાસ થાય.
  તેમ કોઈ ધર્મના પહેલા તબક્કામાં ૭-૮ ભવ પણ કાઢી નાખે, પછી આગળ વધે. પરિચય હોય, આત્મીયતા હોય તો સમજાવી શકાય, પ્રેરણા કરી શકાય. દુર્ભાવ કે નિંદા ન કરાય.
  'તકતીની અપેક્ષા ન રાખવી જોઈએ..' આવો તમને ઉપદેશ તમારા માટે આપું, તો સારું છે... પણ કોઈ રાખતું હોય તેની નિંદા કરવા માટે એ વાક્ય હું બોલું તો ખોટું છે...
- **સંસારમાં ય દુર્ભાવથી બચવાનું છે, પણ ધર્મક્ષેત્રમાં તો ખાસ બચવાનું છે. કારણકે આરાધકો પ્રત્યેનો દુર્ભાવ તો આરાધનાના અંતરાય બંધાવે. ભવાંતરમાં આરાધનાની સામગ્રી-સંયોગ-શક્તિ-આલંબન-સહાય ન મળે.**
- અમારે ઉપદેશ આપતાં પણ સાવધાની રાખવાની છે.
  કોઈ દોષથી બચવાનો ઉપદેશ આપું, તે સારી વાત છે. પણ દોષવાળા ખોટા છે - એવું એ રીતે કહું કે - જેનામાં દોષ હોય તેના પ્રત્યે તમને દુર્ભાવ થાય - તો મારી શૈલી પણ ખોટી છે. મને પણ નુકસાનકારી બને.
  મેં વારંવાર આ વાત કરી છે કે **વ્યાખ્યાન પોતાના જીવનને સુધારવા માટે સાંભળવાનું છે, બીજાનું એનાલિસિસ કરવા નહિ.** અનાદિકાળથી આપણો સ્વભાવ છે, બીજાનું એનાલિસિસ કરીને હલકા ચીતરવાનો... એટલે અમારે ઉપદેશ આપતાં એ સાવધાની રાખવી જ પડે કે તમે સાંભળીને બીજા પર દુર્ભાવ ન કરો.
- **બીજા આરાધકો પ્રત્યેનો સદ્ભાવ એ તો ધર્મનો પ્રાથમિક તબક્કો છે.**
- પ્રતિક્રમણ કરવું એ પ્રથમ પગથિયું છે. ઊભા-ઊભા વિધિપૂર્વક કરવું - એ બીજું પગથિયું છે. કોઈ જીવ હજી પહેલા પગથિયે હોય, તો આળસ કરે, બેઠાં-બેઠાં કરે, અવિધિ કરે... તે સંભવ છે. તેના પર દુર્ભાવ ન કરાય.
- યોગદષ્ટિ સમુચ્ચયમાં હરિભદ્રસૂરિ મ. કહે છે - પહેલી અને બીજી દષ્ટિમાં રહેલા જીવોને વિધિને જાણવાનો-પાળવાનો તેવો રસ નથી જ હોતો. ત્રીજી દષ્ટિમાં આવ્યા પછી જ વિધિનો રસ જાગે. એટલે કોઈ જીવ વિધિમાં પ્રમાદ કરતો હોય, તો વિચારવાનું કે - 'પહેલી દષ્ટિમાં છે' - પછી દુર્ભાવ નહિ જાગે. વિકાસનો દરેક તબક્કો મોહનીયનો વધારે ક્ષયોપશમ માંગે છે. જેનો તેવો ક્ષયોપશમ ન થયો હોય, તે વિકાસ કરી શકતો નથી. તેથી દુર્ભાવ ન કરાય.
- મારો શિષ્ય મુહપત્તિ વગર બોલે - તો ઠપકો આપું. તમે મુહપત્તિ વિના બોલો તો ન આપું... તમારી કક્ષા જુદી છે.
- ૧૦ વર્ષના પર્યાયવાળા સાધુની પક્ખી સૂત્રમાં ૮-૧૦ ભૂલ પડે, તો ય ઠપકો આપું. નૂતન દીક્ષિતની ૨૦-૨૫ ભૂલ પડે, તો ય ન આપું. તેની કક્ષા જુદી છે.
- આપણે બધાને આપણી કક્ષાના માની લઈએ છીએ, તેથી અપેક્ષા ઊભી થાય છે - દુર્ભાવ થાય છે.
  **સામેવાળો જે કક્ષાનો હોય તે ખાનામાં તેને ફીટ કરી દઈએ, તો અપેક્ષા ઘટી જાય - દુર્ભાવ ન જાગે.**
  **તેની યોગ્યતા પ્રમાણે કરતો હોય - તેની ઉપબૃંહણા કરીએ, આગળ વધવાની પ્રેરણા કરીએ, સહાય કરીએ...' આખી દુનિયા આટલું પણ નથી કરતી - એટલું તો તે કરે છે' - એમ વિચારીએ તો સદ્ભાવ જાગે-ટકે.**
- કોઈનો પ્રમાદ જોઈને એવું પણ વિચારી શકાય કે ગઈકાલે-ગયા ભવમાં આપણે પણ આવું જ કરતા હતા... આજે આપણે સુધરી ગયા, એટલે બધા થોડા સુધરી જાય ? તો દુર્ભાવ ન થાય.
- આરાધના કરનારને પોતાના સંતાનો ધર્મ ન કરે તો ગુસ્સો આવતો હોય છે. તેના હિતની ઈચ્છા

સારી છે, પણ પછી વારંવાર કહેવાથી - ગુસ્સો કરવાથી તો પરિસ્થિતિ બગડે છે.

અમે તમને અનેક રીતે-અનેક વાર સમજાવ્યું - તો ય તમે દીક્ષા નથી લેતા. તો શું તમારા પર દુર્ભાવ-ગુસ્સો કરવાનો ? ના. વિચારવાનું કે તમારી પાત્રતા હજુ ઓછી છે.

તેમ, દીકરાની પાત્રતા ઓછી છે - એવું વિચારીને સમાધાન કરવાનું. નાના હોય ત્યારે પરાણે કરાવાય. મોટા થયા પછી ક્યારેક ટકોર કરાય, વારંવાર ટકટક ન કરાય... નહિ તો સંક્લેશો ઉભા થાય. 'મેં તેને સમજણ આપી. મારી ફરજ બજાવી. હવે તેની ભવિતવ્યતા પ્રમાણે થશે...' એમ સમાધાન કરવાનું......

સમજાવટથી પાત્રતા સુધરી શકે-વધી શકે. ક્ષમતા ન પણ વધે. એટલે તેના માટે તો કદી ગુસ્સો ન કરાય.

- કોઈ બીજા બધા સાથે સારો વ્યવહાર કરતું હોય - આપણી સાથે જ ખરાબ વર્તન કરતુ હોય; કે કોઈ બળવાન્ વ્યક્તિ આપણને હેરાન કરતી હોય - દબાવતી હોય ત્યારે વિચારવાનું કે - મારા કર્મનો જ વાંક છે. તો તેના પર દુર્ભાવ નહિ થાય.
- કોઈ તમારા પૈસા દબાવે - ત્યારે વિચારવાનું - 'એને બીજા કોઈના નહિ ને મારા જ દબાવવાનું મન કેમ થયું ? મારા કર્મનો જ વાંક.' બધાના દબાવે તો વિચારવાનું કે 'બીજા કોઈને નહિ ને એને જ માલ ધીરવાનું મન મને કેમ થયું ?' મારા કર્મનો જ વાંક...'
- **આપણને મળતું ફળ આપણા પોતાના જ શુભ-અશુભ કર્મનો વિપાક છે,** એ વાત તો તમે અનેકવાર સાંભળેલી છે જ.

*સભા : પણ ખરા ટાંકણે જ યાદ નથી આવતું.*

પુરુષાર્થ કરશો - તો ધીમે ધીમે સુધારો થશે. કાલે ૧૦૦ માંથી ૧૦૦ કિસ્સામાં દુર્ભાવ થતો હતો... આજે ૯૭માં થશે. આવતી કાલે ૯૨માં થશે. એમ ધીરે ધીરે સુધારો થશે. કોઈ પણ દોષ તરત ચાલ્યો જતો નથી. ધીરજપૂર્વકના દીર્ઘકાલીન પુરુષાર્થથી જ સફળતા મળે છે.

સમય લાગે તો પણ હતાશ થઈને પુરુષાર્થ છોડવો નહિ.

- પડોશી હેરાન કરતો હોય તો વિચારવું- 'આના પડોશમાં ઘર લેવાનું મન થયું... એ મારા કર્મનો જ વાંક.'
- સીતાને વગર વાંકે હેરાન થવું પડ્યું. વનવાસ સ્વીકાર્યો. રાવણે અપહરણ કર્યું. પાછા આવ્યા પછી લોકનિંદાથી રામે ત્યાગ કર્યો. અને ત્યારે કશું કહ્યા વિના બીજા બહાને જંગલમાં છોડી દીધા છે.

ત્યારે સીતાએ શું વિચાર્યું ? 'સામાન્ય ન્યાયાધીશ પણ બંને પક્ષને સાંભળ્યા વિના ચુકાદો ન આપે. આરોપીને પણ બચાવ કરવાની તક આપે. રામ તો મર્યાદા-પુરુષોત્તમ છે. શ્રેષ્ઠ ન્યાયાધીશ છે. છતાં તેમને માત્ર લોકોના કહેવાથી, મને બચાવ કરવાની તક આપ્યા વિના ત્યાગી દેવાનું મન થયું - તે મારા કર્મનો જ વાંક છે !'

- ભગવાનને કાનમાં ખીલા ઠોકાયા - તેમાં કર્મનો વાંક દેખાય. બીજા કોઈને સજા ભોગવવી પડે - તેમાં કર્મનો વાંક દેખાય. તો આપણને સહન કરવું પડે - તેમાં આપણા કર્મનો વાંક કેમ ન દેખાય? શું આપણે પાપ કર્યા જ નથી ?
- સ્કંદકસૂરિના ૫૦૦ શિષ્યો ઘાણીમાં પીલાયા. બધાએ પાલકનો વાંક ન જોયો - પોતાના કર્મનો વાંક જોયો - તો ક્ષપકશ્રેણિ માંડી - વીતરાગ બની - મોક્ષે ગયા.

સ્કંદકસૂરિએ પોતે પાલકનો વાંક જોયો - તો વ્યંતર થયા - ઘોર હિંસા કરી - સંસારમાં દીર્ઘકાળ રખડશે.

- **કષાયના સંસ્કાર અનંતકાળના છે. ક્ષમાના સંસ્કાર ઊભા કરવાના છે. તેના માટે આપણે**

**આપણા આત્માને ભાવિત કરવો પડશે.**

- 'મારે જે કંઈ સહન કરવું પડે - તે મારા કર્મનો જ વાંક છે.' આવું વારંવાર ભાવિત કરવાથી સંસ્કાર દૃઢ થશે. સંસ્કાર જેટલા દૃઢ હશે, તેટલા જલદી જાગ્રત થશે અને ક્રોધથી બચાશે.
  આ વિષય પર પૂ. આ. શ્રી અભયશેખર સૂ. મ. નું પુસ્તક 'જેલર' અવશ્ય વાંચવા જેવું - મનન કરવા જેવું છે.
- **જેમ સજા તો કોર્ટ નક્કી કરે છે, જેલર તો તેનો અમલ કરે છે. તેમ આપણને હેરાન કરનારો તો માત્ર જેલર છે. સજા કરનાર તો કર્મસત્તાની કોર્ટ જ છે - આપણા પોતાના કર્મ જ છે.**
- દુર્ભાવથી બચવા માટે, **આપણને દુઃખ આપનાર - આપણા કર્મ ખપાવીને ઉપકાર કરી રહ્યો છે -** તેવું પણ વિચારી શકાય.
  ગજસુકુમાલે સોમિલ સસરા માટે એ જ વિચાર્યું... 'મારા કર્મોને ખપાવીને મોક્ષ નજીક લાવી રહ્યા છે...'
  સ્કંદકસૂરિના ૫૦૦ શિષ્યોએ ઘાણીમાં પીલનાર પાલક માટે એ જ વિચાર્યું હતું.
- **'જો દુઃખ નરક-તિર્યંચગતિમાં આવત તો સમાધિ કેમ રહેત ? અત્યારે દુઃખ આવ્યું તે સારું થયું. સમાધિ ટકાવવાની સમજણ-શક્તિ મળ્યા છે.** એટલે નરક-તિર્યંચ ગતિમાં ઉદયમાં આવનારા કર્મોને અત્યારે જ ખપાવવા દ્વારા મારો ઉપકારી છે.' એમ વિચારવાથી દુર્ભાવથી બચી શકાય.
  શાસ્ત્રકારો તો કહે છે – 'દુઃખને આમંત્રણ આપવું.' આપણે તેવું તો ન કર્યું. પણ કોઈ દુઃખ લાવીને આપણા કર્મ ખપાવે છે - તે ઉપકારી છે - એમ વિચારી શકાય.
  આ બધી વિચારણા અઘરી હશે, અશક્ય નથી.
  વારંવારના ચિંતનથી શક્ય બની શકે છે.
- દુર્ભાવથી બચવાનો એક ઉપાય એ છે કે **'મને હેરાન કરનાર પોતાના કર્મને આધીન થઈને હેરાન કરી રહ્યો છે. બાકી તે ખરાબ નથી.'** આવું વિચારવું.
  રસ્તામાં પડેલો દારુડિયો ગાળો બોલે, તો ગુસ્સો આવે છે ? ના. ખબર છે કે 'એ માણસ નથી બોલતો - દારુ બોલે છે.'
  એમ દરેક વ્યક્તિ પોતાના કર્મને પરવશ છે - એવું પણ વિચારી શકાય છે.
- આવી અનેક વિચારણાઓ ક્રોધથી બચવા કરી શકાય.
- આ વિષય પર અનેક પ્રકારનું સાહિત્ય ઉપલબ્ધ છે.
  ૧) 'જેલર' – પૂ. આ. શ્રી અભયશેખર સૂ. મ. સા.
  ૨) 'હંસા ! તું ઝીલ મૈત્રી સરોવરમાં' - પૂ. આ. શ્રી અભયશેખર સૂ. મ. સા.
  ૩) 'બુજ્ઝ ! બુજ્ઝ ! ચંડકોસિઆ' – પૂ. આ. શ્રી મુક્તિવલ્લભ સૂ. મ. સા.
  ૪) 'પોલિસી' – પૂ. આ. શ્રી યશોવિજયસૂરિ મ. સા.
  બીજા પણ હશે. મને ખ્યાલ છે - તે જણાવ્યા.
  તે બધાના પરિશીલનથી ક્રોધથી બચીએ.

## માનકષાય

- ક્રોધ-દુર્ભાવ કદાચ સ્પષ્ટ રીતે ઓળખાઈ જાય છે. બાકીના ત્રણ કષાયો થાય તો પણ ખબર પડતી નથી... એટલે તે વધુ ભયંકર છે.
- **માનકષાય** અનેક રૂપે પ્રગટ થાય છે. તેમાં પહેલું રૂપ છે **- 'બધા મને સારો માને, મારા માટે**

**સારું બોલે.' તેવી ઈચ્છા.**

- ક્રોધથી બચવાનો પુરુષાર્થ કરનારા હજી જોવા મળશે, ક્રોધને જીતનારા આરાધકો પણ મળશે. પણ સારા દેખાવાની વૃત્તિરૂપ માનકષાયથી બચનારા ખૂબ ઓછા છે. આપણને બધાને સારા બનવાનો જેટલો રસ છે, તેના કરતા અનેક ગણો રસ સારા દેખાવાનો છે.

  હકીકતમાં **ધર્મ આત્માના હિત માટે કરવાનો છે, લોકોને દેખાડવા, પ્રશંસા મેળવવા નહીં.** પણ આ માનકષાય - ધર્મ કરતી વખતે પણ - 'લોકોને શું લાગશે ? લોકો શું બોલશે ?' એવો વિચાર જ કરાવે છે. એને શાસ્ત્રકાર લોકસંજ્ઞા કહે છે. અને તેથી 'લોકો સારું બોલે' તેવો જ ધર્મ કરવા પ્રેરશે.
- દાન કેવી રીતે કરો ? લોકોને ખબર પડે તેમ કે ન ખબર પડે તેમ ? બધાને ખબર પડે તેવા જ સ્થાને દાન કરવાનું મન થાય, કોઈને ખબર ન પડે તેવા ગામડામાં દાન કરવાનું મન ન થાય તો સમજવું પડે કે માનકષાય પ્રબળ છે.
- દસ જણાએ દાન કર્યું હોય, બધાના નામ લેવાતા હોય, આપણું નામ લેવાય ત્યારે જ માઈક - સિસોટી વગાડે અને આપણને ખળભળાટ થાય તો સમજવું પડે કે માનકષાય બળવાન્ છે.
- પ્રભુભક્તિના મહોત્સવમાં સજાવટમાં ચાર કલાક કાઢો; પણ પરમાત્માને લાવવાની, અભિષેકની ઘોર ઉપેક્ષા કરો - પૂજારીને સોંપી દો; તો સમજવું પડે કે ભક્તિના ભાવ નથી - સારું દેખાડવાના ભાવ છે.
- જમણવારમાં દ્રવ્યો વધારે કરો, પણ સાધર્મિકોને ઉમળકાભેર આવકારો નહીં, જાતે ભક્તિ કરવા ઊભા ન રહો; તો સમજવું પડે કે ભક્તિભાવ નથી, પણ સારું દેખાડવાની વૃત્તિ છે.
- મુખ્યપણે સારું કરવાના ભાવ હોય અને ગૌણપણે સારું દેખાય તેવા ભાવ હોય તો હજી ચલાવી લઈએ - કારણકે તેટલો કષાય તો કદાચ બધામાં હોય. પણ મુખ્યપણે સારું દેખાડવાના જ ભાવ હોય તો ધર્મ પર પાણી ફરી વળે - તેવું પણ બને. અમારા પૂ. મુક્તિવલ્લભસૂરિ મ. કહે છે - 'સુકૃતનું અભિમાન કરવું એટલે - મોહરાજાની સેના સામે લડીને મેળવેલો વિજય, મોહરાજાને ચરણે ધરી દેવો.'
- એક વાત ફરી કહું - આ ઉપદેશ આપણી જાત માટે છે. બીજાને હલકા ચીતરવા-માનવા માટે નહીં. એ વાત વિસ્તારથી ગઈકાલે જ કરી છે.
- **સારું દેખાડવાનો ભાવ, ધર્મ કરવાનું લક્ષ્ય જ બદલી નાખે. ધર્મ ગૌણ બની જાય - માનકષાય મુખ્ય બની જાય.** પ્રભુની ભક્તિ ગૌણ બને - લોકો જોઈને ચકિત થઈ જાય - મોઢામાં આંગળા નાખી જાય - તેવું કરવાના ભાવ આવી જાય.
- હમણાં-હમણાં - દરેક અનુષ્ઠાનમાં - 'કંઈક નવું - આજ સુધી કોઈએ ન કર્યું હોય તેવું' - કરવાની ફેશન થઈ છે. આ માનકષાયનું જ સ્વરૂપ છે. બાકી આરાધનામાં નવું શું હોય ? પ્રભુએ અને પૂર્વાચાર્યોએ જે કહ્યું - તે કરવું; તે રીતે કરવું - તે જ સૌથી મોટી આરાધના છે.
- વ્યાખ્યાનમાં પમાડવાની ઈચ્છા હોય + કરુણા હોય તો પ્રભુના વચનને વફાદાર રહેવાય. ભક્તો ભેગા કરવાની - વખાણ મેળવવાની ઈચ્છા હોય તો ગમે તે વાત આવે......
- ભક્તિ કરવાની ઈચ્છા હોય તો ભલે પાંચ દ્રવ્ય બનાવે, પણ ઉમળકાથી સ્વાગત કરે, જાતે પીરસે, ક્વોલિટી શ્રેષ્ઠ બનાવે. સારું દેખાડવું હોય તે ડેકોરેશન કરે, ઘણી આઈટમ બનાવે... પણ કેટરર્સને સોંપી દે... પછી ભલે કમાવા માટે કેટરર્સ હલકામાં હલકી આઈટમો લાવે - તે ચાલે... પીરસવામાં કંજૂસાઈ કરે - તે ચાલે... હલકી કોમના માણસો પીરસે - તે ચાલે...
- *સભા : માનકષાયના કારણે સુકૃત કરવાની ભાવના થાય તો ?*

  સુકૃતની ભાવના તો સારી જ છે. પણ માનકષાય પોષવા જ સુકૃત કરવાનું મન થાય - તો

સમજવું પડે કે આપણી કક્ષા નીચલી છે. બીજા માટે એવું વિચારવું કે એનો ધર્મ જ માનકષાયને તોડાવશે. પણ આપણે માનકષાય માટે જ ધર્મ કરતા હોઈએ તો સુધરવાની જરૂર છે.

- **સારું દેખાડવાની વૃત્તિ, ધર્મમાં આજ્ઞાપાલનને ગૌણ બનાવી દે.** મોટે ભાગે સારું દેખાડવું હોય તો આજ્ઞાને કોરાણે મૂકવી પડતી હોય છે. આજ્ઞાપાલન કરવું હોય તો વખાણ જતા કરવા પડે છે.

  જમણવારમાં સારું દેખાડવું હોય તો બંગાળી મીઠાઈ કરે. પછી તેમાં રાત્રે પણ રસોઈ થાય, બરફ આવે...... વગેરે થાય.

  આજ્ઞાપાલન કરીને મોહનથાળ થઈ શકે - પણ તેમાં કદાચ તેવા વખાણ ન મળે.
- આજ્ઞાપાલનનું લક્ષ્ય જાય એટલે ધર્મની કિંમત અલ્પ થઈ જાય. શાસ્ત્રકાર કહે છે કે **આજ્ઞા વિનાનો ધર્મ, ફોતરા જેવો અસાર છે.**
- સારું દેખાડવાની વૃત્તિ હોય - તે મહેનત કરીને - કષ્ટ વેઠીને. ભોગ આપીને સુકૃત કરે, પછી ભવિતવ્યતાના યોગે જશ ન મળે, તો પોતાની મહેનત નિષ્ફળ માને - અફસોસ કરીને સુકૃતને બાળી નાખે..
- પૂ. આ. ભ. અભયશેખરસૂરિજી મ. એ આ વિષય પર 'હું કરું હું કરું એ જ અજ્ઞાનતા...' નામનું પુસ્તક લખ્યું છે. તેમાં એક સરસ વાત લખી છે - 'ઉપાશ્રયનો લાભ લીધો હોય...... તકતી લાગી ગઈ હોય... રસ્તા પર ઝાડ મોટું થવાથી તકતી ઢંકાઈ જાય તો શું થાય ?' જો પોતાનું દાન નિષ્ફળ લાગે-અફસોસ કરે - તો માનકષાય છે.
- ક્યારેક તો જશ ન મળે તો – 'હવે ક્યારેય ન કરવું..' એવો નિર્ણય કરીને ભવિષ્યના સુકૃતો પર તાળું મારી દે ! બોલો, નાનકડા માનકષાયનું પરિણામ કેટલું ભયંકર આવે ?
- **સારું દેખાડવાની વૃત્તિ એ મોટે ભાગે બીજા કરતા વધારે સારા દેખાવાની વૃત્તિ હોય છે,** જે અનેક દુષ્પરિણામ લાવે છે.
- **'મારું કોઈ અપમાન ન કરે, મારા માટે કોઈ ખરાબ ન બોલે' આવી વૃત્તિ એ માનકષાયનું બીજું સ્વરૂપ છે.** જો કે સારું બોલે તેવી ઈચ્છા અને ખરાબ ન બોલે તેવી ઈચ્છા એ એક સિક્કાની બે બાજુ છે. પણ ઘણીવાર કોઈ સારું ન બોલે - તે સહન કરી શકાય છે, કોઈ ખરાબ બોલે તે સહન નથી થતું.
- મારા વ્યાખ્યાનની કોઈ પ્રશંસા ન કરે તો હજી સ્વસ્થ રહી શકાય. પણ કોઈ નિંદા કરે તો સ્વસ્થ રહેવું મુશ્કેલ છે. મારી પાસે ભણનાર મારી ઉપબૃંહણા ન કરે તો હજી ભણાવવાનો ઉત્સાહ ટકાવી શકાય, નિંદા કરે તો ટકાવવો મુશ્કેલ છે.

  *સભા : સ્વાભિમાન તો હોય ને ?*

  સ્વાભિમાન એ માનકષાયનું રૂપકડું નામ જ છે.

  હા, ભણનારો નિંદા કરે તો, 'અવિનયી છે - ભણવા માટે અપાત્ર છે.' એમ વિચારીને ન ભણાવવું તે જુદી વાત છે - કારણકે અવિનયીને ભણાવવાનો નિષેધ છે. પણ મારી નિંદાના કારણે ઉત્સાહ તૂટે તો માનકષાય છે.
- એક વાત ધ્યાનમાં રાખો.

  કોઈ વ્યક્તિગત રીતે મારું અપમાન કરે, તો સહન કરવું - એ મારો ધર્મ છે. હું પ્રતિકાર કરું તો તે માનકષાય છે. પણ કોઈ સાધુસંસ્થાનું અપમાન કરે - તો જડબાતોડ જવાબ આપવાની મારી ફરજ છે. સાધુસંસ્થાનું ગૌરવ - એ પ્રશસ્ત કષાય છે. ત્યાં મૌન ન રહેવાય.
- આપણા કાર્યની બધા ટીકા કરે તો 'બધા ટીકા કરે છે એનો અર્થ એ છે કે મારામાં આવડત નથી. તો બીજી હોંશિયાર વ્યક્તિને સોંપી દેવું જોઈએ.' એમ વિચારીને છોડી દે - તે સારું છે. પણ

બધા ટીકા કરે છે તેથી છોડી દેવું - તે માનકષાય છે.

- ભલભલા સાધકો માનકષાયમાં ફસાઈ ગયા છે. કામવિજેતા સ્થૂલિભદ્ર પણ ફસાયા. આપણે સાવધ બનવું જ પડશે.
- **માનકષાયનું ત્રીજું સ્વરૂપ છે. 'મારા કરતા બીજાનું વધારે સારું ન બોલાવું જોઈએ.' જેને ઈર્ષ્યા કહેવાય છે...**

  ઈર્ષ્યા - સમકક્ષની કે નીચે રહેનારની થાય. બહુ ઊંચે રહેનારની નથી થતી.
- મારા વ્યાખ્યાનમાં ૫૦૦ માણસ આવે - મારા ગુરુદેવના વ્યાખ્યાનમાં ૫૦૦૦ આવે તો ય ઈર્ષ્યા ન થાય. મારા ગુરુદેવનું પુણ્ય ઘણું વધારે છે, એ સ્વીકારાઈ જાય છે. પણ મારા ચોમાસા પછી મારા જેટલા જ કે નાના પર્યાયવાળા મહાત્મા આવે, તેમના વ્યાખ્યાનના વખાણ વધારે થાય; તો સહન ન થાય - ઈર્ષ્યા થાય. તે સંભવિત છે.
- સિંહગુફાવાસી મુનિથી બીજા મુનિની વધારે પ્રશંસા સહન ન થઇ તો પતન થયું... સાધુવેશ છોડવા સુધી પહોંચી ગયેલા !
- બીજાનું આલંબન લઈને ધર્મ કરવો તે સારી વાત છે. પણ તે પ્રશંસા માટે નથી કરવાનો... 'તે કરી શકે છે, તો હું કેમ ન કરી શકું ? મારે પ્રમાદ દૂર કરવો જોઈએ. સત્ત્વ ફોરવવું જોઈએ...' એવું આલંબન લઈને કરવાનો...
- માનકષાય ને ઓળખવો બહુ મુશ્કેલ છે. પણ તેનો પુરુષાર્થ કરવો જ પડશે !

## ઈર્ષ્યા

- **માનકષાય, બીજાની વધુ પ્રશંસા સહન ન કરવા દે.** ઈર્ષ્યા કરાવે. તેનું પરિણામ એ આવે કે **કાં તો બીજાની પ્રશંસા ઘટાડવા - નિંદા કરાવવા પ્રયાસ કરાવે, કાં કોઈપણ રીતે પોતાની પ્રશંસા વધારાવવા પ્રયાસ કરાવે.**
- સિંહગુફાવાસી મુનિથી, ગુરૂએ સ્થૂલિભદ્રજીની પ્રશંસા વધુ કરી; તે સહન ન થયું. ગુણાનુરાગી હોત તો વિચારત - 'વેશ્યાના મકાનમાં ૪ મહિના રહીને મનથી પણ નિર્વિકાર રહેવું - તે મહાપરાક્રમ છે. તેમાં ય પૂર્વની પોતાની પ્રેયસી છે. વિગઈ ભરપૂર ભોજન વપરાવે છે - ન જોવા જેવું દેખાડે છે. છતાં રૂંવાડામાં પણ વિકાર પેદા ન થવા દેવો - અશક્ય છે. ખરેખર ગુરૂની પ્રશંસા યોગ્ય છે.' પણ ઈર્ષ્યા નડી ગઈ - એટલે શું વિચાર્યું ? 'મંત્રીના પુત્ર છે - મોટા માણસ છે - એટલે ગુરૂ વધારે પ્રશંસા કરે છે !' ઈર્ષ્યાએ ગુરૂમાં પણ દોષનું દર્શન કરાવ્યું ! જે દોષ નહોતો - ગુણ હતો - તે પણ દોષ રૂપે દેખાડ્યો ! 'હું પણ કરી દેખાડું...' એવા ભાવમાં આવી ગયા... ગુરૂએ ના પાડી - તો ય ગયા - પતન પામ્યા...... વેશ્યાએ પ્રતિબોધ ન કર્યા હોત તો - દુર્ગતિમાં રવાના થઇ જાત !

  નાનકડી ઈર્ષ્યામાંથી કેવું મોટું પરિણામ !
- બ્રાહ્મી-સુંદરી સ્ત્રીવેદે ઉત્પન્ન થયા. હકીકતમાં કર્મગ્રંથના સિદ્ધાંતો મુજબ અનુત્તરમાંથી સ્ત્રીવેદમાં જન્મ થતો નથી, તો યે થયો. કારણ શું ? ગુરૂએ બાહુ-સુબાહુની વૈયાવચ્ચની પ્રશંસા કરી - તે સહન ન થઇ - ઈર્ષ્યા થઇ... ગુરૂ પર દુર્ભાવ થયો - 'પોતાની સેવા કરે છે - એટલે ગુણ ગાય છે ! અમારા સ્વાધ્યાયને જોતાં નથી...' તો સ્ત્રીવેદ બાંધ્યો.

  ગુરૂને સ્વાધ્યાયની પ્રશંસા ન કરવી - તેવો ભાવ ન હોય... વૈયાવચ્ચનો વિષય ચાલતો હોય, તો તે કરનારની પ્રશંસા કરે. જેના લગન હોય, તેના ગીત ગવાય... બીજા વૈયાવચ્ચની ઉપેક્ષા કરતા હોય તો તેમને પ્રેરણા કરવા માટે પણ વૈયાવચ્ચ કરનારની ઉપબૃંહણા કરે. અને

અપેક્ષાએ સ્વાધ્યાય કરતા વૈયાવચ્ચ મહાન્ છે, કારણકે વૈયાવચ્ચમાં શરીરને પણ કષ્ટ આપવું પડે, જાતને ઘસવી પડે, અહંકારને જીતવો પડે .

- મલ્લિનાથ ભગવાન સ્ત્રીવેદે જન્મ્યા, તેનું કારણ માયા છે. પણ માયા કરવાનું મૂળ કારણ માનકષાય છે. 'અત્યારે હું બધા કરતાં મોટો છું. બધા સરખો તપ કરીશું - તો આવતાં ભવે બધા સરખા થઈશું.' એવા વિચારથી મોટા થવા માટે (માનકષાય પોષવા માટે) છુપાવીને તપ કર્યો. એટલે મૂળ તો માનકષાય જ હતો.
- દિગંબર પંથ કેમ જુદો પડ્યો ?
  શિવભૂતિ બળવાન્ યોદ્ધા હતા. દીક્ષા લીધી. રાજાએ મૂલ્યવાન્ રત્નકંબલ વહોરાવી. તેના પરના રાગના કારણે સાચવી રાખતા હતા, વાપરતા નહોતા. તેનો રાગ તોડવા ગુરૂએ ટુકડા કરી નાખ્યા. ગુરૂને પૂછ્યું તો જવાબ આપ્યો – 'તને રાગ થતો હતો તેથી ટુકડા કરી નાખ્યા...' ત્યારે માનકષાય ઉછળ્યો... 'મને રાગ થતો હતો, એમ ? તો તો બીજા કપડા પર પણ રાગ થાય, પાતરા પર પણ થાય..' એટલે બધું છોડીને દિગંબર બની ગયા.
  એક વ્યક્તિના માનકષાયમાંથી આખો પંથ ઊભો થઇ ગયો.
- તપાગચ્છ સિવાયના ગચ્છો વિક્રમની ૧૨મી-૧૩મી સદીમાં ઉત્પન્ન થયા છે... તે બધાનો ઈતિહાસ તપાસીએ - તપાગચ્છમાં જે સમુદાયો છે, તેનો ઈતિહાસ તપાસીએ - તો જણાય છે કે મહદંશે માનકષાયમાંથી જ નવો પંથ-નવો ગચ્છ-નવો સમુદાય ઊભો થાય છે.
  આ માનકષાયે જિનશાસનને કેટલું નુક્સાન કર્યું છે ?
- રાવણે સીતાનું અપહરણ વિકારથી કર્યું... પણ જયારે ખાતરી થઇ ગઈ કે સીતા મહાસતી છે, પ્રાણાંતે પણ પોતાને વશ નહિ થાય. ત્યારે વિકાર તો નાશ પામી ગયો, પણ અહંકાર નડ્યો.. 'રામને એમને એમ સીતા સોંપી દઈશ - તો લોકો માનશે કે રામથી ડરીને સોંપી દીધી. એકવાર તેને જીતી લઉં... પછી સોંપી દઈશ...' આમ અહંકારથી મર્યા......
- **ઈર્ષ્યા બીજાના ગુણ જોવા ન દે. ગુણને પણ દોષરૂપે જુએ. નિંદા કરાવે...**
  દાન કરતો હોય તેની ઈર્ષ્યા આવે તો – 'એ તો તકતી માટે કરે છે... ધંધા કેવા કરે છે ? તે ખબર છે ? ...' વગેરે રૂપે નિંદા કરાવે...
- બીજાની મોટી લીટી જોઈને પોતાની લીટી મોટી કરવાનું મન થાય - તે આલંબન છે. તે પણ માત્ર પ્રશંસા-દેખાડા માટે ન હોય તો જ. ઈર્ષ્યા તો બીજાની લીટી નાની કરવાનો પ્રયાસ કરાવે. દૂધમાંથી ય પોરા કઢાવે.
- કોઈ સુંદર સંયમી ગ્રુપ હોય, સ્વાધ્યાય-વૈયાવચ્ચ વગેરે સુંદર ગુણો હોય - પણ મને ઈર્ષ્યા જાગે, તો 'એ તો માત્ર દેખાડવા માટે છે - દંભ છે - શિષ્યો વધુ થાય તે માટે બહારથી કરે છે...' વગેરે રૂપ માનવાનું - નિંદા કરવાનું મન થાય...... અનુમોદના ન થાય.
- કોઈ અપ્રમત્ત હોવાથી વધુ સ્વાધ્યાય કરતો હોય, હું પ્રમાદી હોવાથી ન કરતો હોઉં, તેના વખાણ થાય ત્યારે ઈર્ષ્યા હોય તો - 'આખો દિ' ભણે છે - ગુરૂદેવની-ગ્લાનની સેવા ક્યાં કરે છે ?' વગેરે રૂપ નિંદા કરવાનું મન થાય.
- કોઈ સેવા કરતો હોય, તેની પ્રશંસા થાય ત્યારે ઈર્ષ્યા થાય તો - 'ગુરૂને વહાલા થવા... પદ લેવા... વારસો લેવા... કરે છે... સ્વાધ્યાયનો રસ ક્યાં છે ?' વગેરે રૂપ નિંદા કરાવે.
- કોઈ તપ કરે તેની પ્રશંસા થાય ત્યારે ઈર્ષ્યા થાય તો - 'તપ કરે છે... પણ પારણું જોયું છે ? બમણું વાપરે... ભરપૂર વિગઈ વાપરે... તીવ્ર આસક્તિ કરે...' વગેરે રૂપ નિંદા કરાવે.
- કોઈ સંઘની સેવા કરતો હોય, તેની પ્રશંસા થાય ત્યારે ઈર્ષ્યા થાય તો 'પ્રતિષ્ઠા માટે, પદ માટે કરે છે... બાકી કશો સેવાભાવ નથી...' વગેરે રૂપ નિંદા કરાવે......

- આ બધી **નિંદાથી પોતાનામાં જે ગુણ હોય, તેનાથી પણ ભ્રષ્ટ થાય.**
- બીજાની લીટી નાની કરવાની પોતાની મહેનત સફળ ન થાય, સામેનાનું પુણ્ય પ્રચંડ હોવાથી તેની જ વાહ-વાહ થાય, તો તેને ભ્રષ્ટ કરવા પણ મહેનત કરાવે - તેવી ખતરનાક ઈર્ષ્યા છે.
- ૧૦ કાર્યકરોની મિટિંગ હોય... કોઈ કાર્ય કરવા અંગે વિચારણા થાય. એકે ના પાડી હોય... બીજા બધા કરવાનો નિર્ણય કરે... કોઈ નેતૃત્વ લે... કાર્ય સરસ રીતે થઈ રહ્યું હોય - તો ઈર્ષ્યાના કારણે કાર્યને તોડી પાડવાનો પ્રયાસ થતો પણ જોયો છે !
- આપણો માનકષાય, આપણને કેટલો નીચે ઉતારી શકે છે ? વિચારતાં ચોંકી જવાય તેવું છે.
- તમે ચાતુર્માસમાં અઠ્ઠમનો લાભ લીધો. ખૂબ પ્રચાર કર્યો. ૩૦૦ અઠ્ઠમ થયા. બીજા વર્ષે બીજા કોઈએ લાભ લીધો. તેનું કે મહાત્માનું પુણ્ય વધારે હોવાથી પાસ વધુ જાય. તો તમારા મનમાં શું વિચાર આવે ? 'જેટલા પાસ વધુ જાય - અઠ્ઠમ વધુ થાય - આરાધના વધુ થાય - તે સારું જ છે.' તેવો ? કે બીજો કોઈ ?
- તમે ઉપધાન કરાવો...... ૨૦૦ ફોર્મ આવે... બીજાને ત્યાં ૪૦૦ આવે. તો શું વિચારો ? 'પ્રભાવના વધારે આપવાના છે... એટલે સંખ્યા થઈ...' તેવું વિચારો તો ઈર્ષ્યા છે... ગુણને દોષરૂપે જોવાની ચેષ્ટા છે...

  *સભા : ખરેખર તેવું હોય તો ?*

  તે નક્કી કરનારા તમે કોણ ? અને તે સત્ય હોય તો ય તેવું જોવું - વિચારવું હિતકર નથી - તેથી હકીકતમાં સત્ય નથી. જિનશાસનમાં સત્યની વ્યાખ્યા એ જ છે - જે હિતકર છે, તે સત્ય છે. અને આપણે ઈર્ષ્યાના ચશ્માંમાંથી જોઈએ ત્યારે દેખાય તે સત્ય નથી હોતું.
- **જગતમાં ક્યાંય પણ આરાધના વધે તેનો સમકિતીને આનંદ જ હોય. આરાધના વધે તેમાં દુઃખ થાય - આરાધના ઘટે-ન વધે તેવી ઈચ્છા થાય - કે તેમાં આનંદ થાય - તો સમ્યક્ત્વ મલિન થાય.** ઈર્ષ્યા, બીજાની આરાધનામાં વિઘ્ન ઊભા કરાવે !
- ઘણીવાર અનુભવ્યું છે કે કોઈ કામમાં વાંધો ઊભો કરનારને કામ સામે વાંધો નથી હોતો. 'મને પૂછ્યા વિના કર્યું.' તેનો જ વાંધો હોય છે. આ માનકષાય જ છે ને ?
- સંસારમાં તો કષાયો ભયાનક છે જ, ધર્મક્ષેત્રમાં થતા કષાયો કેટલા ભયાનક બની શકે છે, તેનો ચિતાર આપ્યો છે.

  ઉપાશ્રય રિનોવેશન માંગતો હોય, પણ જૂના દાતાની તકતીના માનકષાયના કારણે વર્ષો સુધી અટકી પડે - એવું અનુભવ્યું છે !

  માત્ર બીજાને જશ ન મળે, તે માટે સંઘના અતિ મહત્ત્વના કાર્યોમાં વિઘ્નો નખાતાં જોયા છે.

  આપણે બીજાની નિંદા નથી કરવી, પણ કષાયની આ ભયાનકતાને પિછાણીને સાવચેત બનવાનું છે.

---

## અપ્રજ્ઞાપનીયતા

- માનકષાયમાંથી ઉત્પન્ન થતો બીજો ભયાનક દોષ છે - અપ્રજ્ઞાપનીયતા. **કોઈ પોતાની ભૂલ બતાવે તો સ્વીકારવી, કબૂલ કરવી - તે પ્રજ્ઞાપનીયતા છે.** પણ માનકષાય કબૂલ નથી કરવા દેતો - અને જીવને અપ્રજ્ઞાપનીય બનાવી દે છે.
- **પોતાની ભૂલ છે, એ સમજવા માટે સરળતા જોઈએ; અને ખબર પડ્યા પછી કબૂલ કરવા માટે માનકષાયનો ક્ષયોપશમ જોઈએ.** માનકષાય હોય તો પોતાની ભૂલ નથી - તેવું કુતર્કથી પણ સાબિત કરવા મહેનત કરે - બીજા પર ઢોળી દે - હકીકતમાં ભૂલ બીજાની જ હતી - તેવું

સાબિત કરવા પ્રયત્ન કરે.

મારી બોલવામાં ભૂલ થઈ હોય, તમે ધ્યાન દોરો - તો સરળ હોઉં તો સમજાય, નમ્ર હોઉં તો સ્વીકારું... અહંકારી હોઉં તો 'એ તો તમારી સમજવામાં ભૂલ હતી' - એમ કહીને દોષનો ટોપલો તમારા પર ઢોળી દઉં...

શ્રાવકો પણ માનકષાયના કારણે, અમારી સામે પણ ભૂલ કબૂલ ન કરે - તેવું અનુભવ્યું છે.

વડીલ, જ્ઞાની, અધિકારી યાવત્ ગુરૂ ભૂલ બતાવે, તો પણ માનકષાય સ્વીકારવા નથી દેતો - બચાવ કરાવે.

- તેનું પરિણામ શું આવે ?

  હું મારા શિષ્યની ભૂલ બતાવું. તે સ્વીકારવાના બદલે બચાવ કરે, એટલે તે ભૂલ તો ન જ સુધરે... પણ આવું ૪-૫ વાર બને તો મને એમ જ થાય કે 'આને જયારે ભૂલ બતાવું ત્યારે બચાવ જ કરે છે... જવા દો - નથી કહેવું...' અને ગુરૂ ઉપેક્ષા કરતા થઇ જાય... શિષ્યની ભૂલો સુધરતી સર્વથા બંધ થઇ જાય...... વિકાસ સ્થગિત થઇ જાય...

- **ભૂલ સુધરવી એનું નામ જ વિકાસ છે.**

  વિકાસ કરવો હોય તો ભૂલ દેખાડનાર કોઈ જોઈએ જ. અને સ્વીકારવી જ પડે - તો જ સુધરે. વારંવાર ન સ્વીકારે તો પછી કોઈ દેખાડે પણ નહિ.

  મહાકવિ માઘ સંસ્કૃતના શ્રેષ્ઠ કવિ ગણાય છે. કાલિદાસ કરતા પણ તેમનું સ્થાન ઊંચું છે. બહુ નાની ઉંમરમાં કાવ્યરચના કરતા થઇ ગયેલા. રચના કરીને પોતાના પિતાને દેખાડે ત્યારે પિતા હંમેશા તેમની ભૂલ બતાવે અને પૂર્વના કવિઓની પ્રશંસા કરે. માઘને થયું કે પિતા પોતાના વખાણ કદી નહિ કરે. એટલે એક વાર નવું કાવ્ય રચી, કાગળ પર લખી, કાગળને ચૂલાનો ધૂમાડો ખવડાવ્યો. કાગળ પીળા પડી ગયા. પછી પિતા પાસે લઇ ગયા. જૂના જેવા કાગળ જોઇને પિતાને થયું - જૂના કવિની રચના હશે. એટલે એના મોંફાટ વખાણ કર્યા. માઘે હસતા હસતા ફોડ પાડ્યો કે - 'આ તો મારી જ રચના છે.' પિતાને ખૂબ દુઃખ થયું. કહ્યું – 'હું તારી ભૂલ એટલા માટે કાઢતો હતો કે તારો વિકાસ થાય. હવે તું આનાથી વધુ સુંદર કાવ્ય ક્યારેય બનાવી શકીશ નહિ.' અને ઈતિહાસ કહે છે કે માઘ તે કાવ્ય (શિશુપાલ વધ)થી સારું કાવ્ય બનાવી શક્યા નહિ.

- **ધર્મક્ષેત્રમાં પણ ભૂલ ન સ્વીકારવી - તે તો પોતે જ પગ પર કુહાડો મારવા જેવું છે.** પણ માનકષાય જેનું નામ !

  ક્યારેક તો ભૂલ કાઢનારને જ ઉતારી પડાવે - 'તું મને કહેનાર કોણ ? પહેલા તારું મોઢું તો અરીસામાં જોઈ આવ !'

  શિષ્ય વૃદ્ધ-ગ્લાન સાધુની સેવા ન કરતો હોય, ગુરૂ ઠપકો આપે, તો અહંકારી શિષ્ય સામે કહે - 'તમે તો કરતા નથી... અને મને કહો છો !' બીજા શિષ્યો ગ્લાનની સેવા કરનારા હોય તો ગુરૂ ન કરે. કારણકે તેમના માથે બીજાના અધ્યાપન-યોગક્ષેમ વગેરે ઘણી જવાબદારી છે. એકની સેવામાં રોકાઈ જાય તો બીજા બધા સીદાય. હા, કોઈ સેવા કરનાર ન હોય તો ગુરૂ પણ સેવા કરે. અને યોગક્ષેમ પણ એક પ્રકારની સેવા જ છે.

  પણ માનકષાય આવું બધું વિચારવા ન દે.

- દુનિયામાં રમતના ચેમ્પિયન હોય તે પણ પોતાની ઉપર કોચ રાખે છે. શા માટે ? ભૂલ કાઢવા માટે જ... તેના માટે ફી અપાય છે. વધુમાં વધુ ભૂલ બતાવે-સુધારે - તે સારામાં સારો કોચ ગણાય.

  હમણાં સમાચાર જાણ્યા - ભારતની ક્રિકેટ ટીમના કોચનો વાર્ષિક પગાર રૂ. ૬ કરોડ છે !

મહિનાના ૫૦ લાખ... ૨૫ દિવસ કામ કરતા હોય તો રોજના રૂ. ૨ લાખ ! આટલી ફી અપાય છે. ભૂલ કાઢનારનો ઉપકાર મનાય છે.
ધર્મક્ષેત્રે તો મફતમાં ભૂલ બતાવનાર મળે છે; તો સ્વીકારો, ઉપકાર માનો.

- *સભા : આપણને ખાંડવા માટે જ ભૂલ કાઢતા હોય તો ?*
આપણે તો 'ભૂલ સુધરે છે ને ? વિકાસ થાય છે ને ? લાભ થાય છે ને ?' તે જોવાનું. ઉપકાર માનવાનો. તેનો આશય ગમે તે હોય - આપણને શો ફરક પડે ?
- ભૂલ ન સ્વીકારવાથી બે દુષ્પરિણામ આવે છે.
૧) ભૂલ કાઢનારા ભૂલ કાઢવાનું બંધ કરે. ખરા હિતેચ્છુઓ દૂર થતા જાય. આપણો વિકાસ સ્થગિત થાય.
૨) સ્વાર્થી ખુશામતિયાઓ ઘેરી વળે. આપણો લાભ ઉઠાવી લે.
- **સાચા ગુણોની થાય, ગુણાનુરાગથી થાય, ગુણ મેળવવા થાય તે 'પ્રશંસા.' સાચા કે ખોટા (ન હોય તેવા) ગુણની થાય, પોતાના સ્વાર્થ પોષવાના મલિન આશયથી થાય તે 'ખુશામત.'**
ખુશામતખોરો ઘેરી વળે, પછી માણસને પોતાનો દોષ પણ ગુણ રૂપે જ દેખાય, કારણકે ખુશામતિયા તેની પણ પ્રશંસા જ કરે...
- *સભા : આપણી ભૂલ ન હોવા છતાં કોઈ કહે તો ?*
ભૂલ હતી કે નહિ ? તે જો આપણે જ નક્કી કરવાનું હોય, તો આપણને તો આપણી ભૂલ લગભગ દેખાતી જ નથી. અને ગુરૂ કહેતા હોય ત્યારે તો આપણને ભૂલ ન સમજાય તો પણ સ્વીકારી જ લેવી જોઈએ... કારણકે જો બચાવ કરીએ તો ગુરૂ આપણી ભૂલ કાઢતા જ બંધ થઈ જાય - તેમાં ઘણું મોટું નુક્સાન થાય.
મારા ગુરૂદેવ મારાથી ૫૦૦ કિ. મી. દૂર બેઠા છે. એવું બની શકે કે કોઈએ કહેલી કોઈ વાત(કે જે હકીકતમાં ખોટી હોય) સાંભળીને ગુરૂદેવ મને પત્રથી ઠપકો આપે. ત્યારે મારી પહેલી ફરજ તો એ જ બને કે ભૂલ સ્વીકારવી અને ઉપકાર માનવો... પછી અવસરે ખુલાસો કરું તો જુદી વાત. પણ જો પહેલા ધડાકે જ બચાવ કરું, તો ફરીવાર ગુરૂદેવ લખે જ નહિ..
*સભા : ગુરૂએ પણ યોગ્ય સ્થાને - યોગ્ય રીતે બતાવવી જોઈએ ને ?*
ગુરૂએ શું કરવું જોઈએ ? તે આપણે નથી વિચારવાનું.
- ભગવાને ગૌતમસ્વામીને સમવસરણમાં કરોડો મનુષ્યો અને અસંખ્ય દેવોની વચ્ચે ભૂલ બતાવી - છતાં સ્વીકારી છે. આપણે સ્વીકારીએ તો આપણું કલ્યાણ છે.
- **જે ભૂલ સ્વીકારે નહિ - તે ગમે તેટલા શાસ્ત્રો ભણે - તેનું કલ્યાણ ન થાય.** હકીકતમાં તો શાસ્ત્રથી શ્રુતજ્ઞાન મળતું નથી. શાસ્ત્રકારો જ કહે છે - શ્રુતજ્ઞાન ગુરૂને આધીન છે. ગુરૂને માથે ન રાખ્યા હોય, તે ભણીને કુતર્ક કરે. ગુરૂની ય ભૂલ જુએ...... ભગવાનની ભૂલ પણ જમાલિને દેખાઈ હતી ને ?
- ભૂલ તો દરેક છદ્મસ્થની થાય છે. **ભૂલ કરનાર શિષ્ય પર ગુરૂ નારાજ નથી થતા... ઊલટું ભૂલ કાઢે ત્યારે હાથ જોડીને સ્વીકારે, ક્ષમા માંગે તો ગુરૂ પ્રસન્ન થાય છે.** ભૂલ ન હોવા છતાં શિષ્યએ સ્વીકારી લીધી તેવું ગુરૂને પાછળથી ખબર પડે તો ગુરૂ અત્યંત પ્રસન્ન થાય. વિશિષ્ટ કૃપા ઉતરે.
- *સભા : વડીલ ભૂલ કાઢે તે બરાબર. નાના કાઢે તો ?*
અધ્યાત્મસારમાં મહોપાધ્યાયજી લખે છે **- બાળક પાસેથી પણ હિતની વાત ગ્રહણ કરવી.**
ચંડકૌશિકના જીવે પૂર્વભવમાં બાળસાધુએ કાઢેલી ભૂલ ન સ્વીકારી, માનકષાય નડ્યો, ગુસ્સો

કર્યો તો સર્પ બની ગયા.

અલબત્ત, પદાર્થમાં ભૂલ કાઢે, તો ભૂલ હોય તો સ્વીકારાય. હું ભણાવતો હોઉં, ભણનાર ભૂલ કાઢે - તો ભૂલ હોય તો સ્વીકારાય; ન હોય તો જવાબ અપાય. પણ આચરણની ભૂલ કોઈ પણ કાઢે, તો સ્વીકારી જ લેવાની. શંકા પડે તો બીજા જ્ઞાનીને પૂછવું – પછી સુધારવું. પણ ભૂલ કાઢે ત્યારે તો સ્વીકારી જ લેવું.

- ભૂલ ન સ્વીકારવા રૂપ માનકષાય પુણ્યશાળીને વધારે નડે.

  ૨-૪ વર્ષનો પર્યાય હોય તેવા સાધુને ભૂલ સ્વીકારવામાં વાંધો ન આવે. પણ ૨૦-૨૫ વર્ષનો પર્યાય હોય, પદ હોય, ૨-૫ શિષ્યો હોય, પ્રભાવકતા હોય, પ્રવચનકાર હોય... ત્યારે કોઈએ કાઢેલી ભૂલ સ્વીકારવી અઘરી બને.
- પુણ્યશાળીની ભૂલ કાઢવાની - બતાવવાની જલદી કોઈ હિંમત પણ ન કરે.

  મારી ભૂલ થાય તો કોણ કહે ? કાં તો વિશિષ્ટ સત્ત્વશાળી હોય, કાં તો નજીકનો પરિચય-આત્મીયતા-લાગણી હોય તો કહે.
- **ભૂલ કાઢનારનો ઉપકાર માનીએ, તો તેને ફરી કહેવાનું મન થાય. અને તો આપણી ભૂલ સુધરે, વિકાસ થાય.**

  *સભા : કોઈ ભૂલ કાઢ્યા જ કરતું હોય તો ?*

  આપણું એવું સદ્ભાગ્ય ક્યાંથી કે કોઈ આપણા જીવનમાં એટલો રસ લે ? સતત જોયા કરે... ભૂલ કાઢે...

  ગુરૂ પણ ૨-૫ વર્ષ શિષ્ય પર સતત ધ્યાન રાખે... પછી સામાન્ય માર્ગદર્શન આપે, મોટી ભૂલ થાય તો કહે. ઝીણી ઝીણી વાતો પર ધ્યાન ન આપે... નહિ તો ગચ્છનું પરિપાલન ન કરી શકે.
- કૂલવાલકને માનકષાય નડ્યો... ગુરૂએ બતાવેલ ભૂલ ન ગમી. ગુરૂને દેખાડી દેવા ગયા. તો વેશ્યાથી પતન થયું. અને આખી વૈશાલી નગરીના ધ્વંસમાં નિમિત્ત બન્યા.
- ગોષ્ઠામાહિલને માનકષાય નડ્યો. 'હું મોટો, છતાં આચાર્યપદ આર્યરક્ષિતસૂરિને કેમ ?' તેમાંથી મિથ્યાત્વ પામ્યા. નિહ્નવ બન્યા.
- વરાહમિહિર (ભદ્રબાહુ સ્વામીના ભાઈ) ને માનકષાય નડ્યો. ગુરૂએ આચાર્યપદ ન આપ્યું - તો સાધુપણું છોડી દીધું. મિથ્યાત્વી બન્યા.
- આ બધા માનકષાયના દારૂણ વિપાકો છે.
- તેને જીતવા આટલું અવશ્ય કરીએ - ગુરૂ, વડીલ, જ્ઞાની, અધિકારી વ્યક્તિ ભૂલ દેખાડે - ત્યારે સ્વીકારી લેવી. બચાવ ન કરવો.

---

## માનકષાય

- માનકષાયમાંથી માયા પણ ઉત્પન્ન થાય.

  પોતાની ભૂલ થઇ હોય, માનકષાયના કારણે કબૂલ ન કરે.

  છુપાવવા માટે માયા કરે. (લક્ષ્મણા, રુક્મિ વગેરે)
- માનકષાયમાંથી ક્રોધ પણ ઉત્પન્ન થાય.

  પોતાનું કોઈ અપમાન કરે, અપમાન થાય તેવું બીજું કંઈ કરે, તો માનકષાય ઘવાય - તેમાંથી ક્રોધ ઉત્પન્ન થાય. (ચંડકૌશિકનો પૂર્વભવ વગેરે)
- **જેનું અભિમાન કરો, તે વસ્તુ તમારી પાસેથી ચાલી જાય......**

  મરીચિએ કુળનું અભિમાન કર્યું, તો ત્રીજા ભવ પછી સોળમા ભવ સુધી (દેવના ભવ છોડીને)

ઉચ્ચ કુળ પામ્યા નહી. વચ્ચે બે વાર તો અસંખ્ય કાળ તિર્યંચમાં કાઢ્યો... છેક સત્યાવીસમા ભવે પણ ૮૨ દિવસ બ્રાહ્મણ કુળમાં રહેવું પડ્યું.

સનત્કુમાર ચક્રીએ રૂપનું અભિમાન કર્યું. 'હમણાં તો સ્નાન કરી રહ્યો છું.. મારું રૂપ જોવું હોય તો રાજસભામાં આવજો.' એમ બ્રાહ્મણના રૂપે આવેલા દેવોને કહ્યું. તો રાજસભામાં પહોંચે તે પહેલા શરીરમાં ૧૬ મહારોગો ઉત્પન્ન થઈ ગયા. રૂપ ચાલ્યું ગયું.

બુદ્ધિ-સંપત્તિ-શક્તિ-આરોગ્ય... જેનું પણ અભિમાન કરો, તે ચાલ્યું જાય... તેના અંતરાય બંધાય.

- **ગુણનું અભિમાન કરે, તો ગુણથી પણ પતન થાય. ભ્રષ્ટ થાય...**

  *સભા : ગૌરવ ન હોય ?*

  દેવ-ગુરૂ-ધર્મ પરના રાગથી ઊભું થાય-તે ગૌરવ કહેવાય. બાકી જાતનું ગૌરવ, તે ગર્વ જ છે. એ વાત મેં પૂર્વે કરી જ છે.

- અભિમાનથી બચવું કઈ રીતે ?

  જેનું અભિમાન આવે, તે ક્ષેત્રમાં આપણાથી આગળ રહેલાને જોવા-વિચારવા. **શેરને માથે સવાશેર દુનિયામાં હોય જ છે.**

  કલાકની ૧૦-૧૫ ગાથા ગોખાય અને અભિમાન આવે, તો બપ્પભટ્ટસૂરિજીને વિચારવા, જે રોજની ૧૦૦૦ નવી ગાથા ગોખતા હતા.

  સર્જન કરીએ, ૫-૧૦ પુસ્તક લખાય અને અભિમાન આવે, તો કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રસૂ. મ. નજર સામે લાવવા. બે વર્ષમાં વ્યાકરણ, અલંકાર, કાવ્ય વગેરે શાસ્ત્રોની રચના કરી નાખી. જિંદગીમાં સાડા ત્રણ ક્રોડ શ્લોક જેટલી રચના કરી.

  *સભા : આ તો પૂર્વકાળના મહાપુરુષો હતા.*

  જોવાની દૃષ્ટિ હોય તો વર્તમાનકાળમાં પણ દરેક ક્ષેત્રમાં આપણાથી આગળ રહેલા જોવા મળે જ.

- તપનું અભિમાન થાય તો પરમ દિવસે જ કાળધર્મ પામેલા પૂ. આ. શ્રી ધર્મરક્ષિતસૂ. મ. ને યાદ કરવા. ૨૩૫ વર્ધમાન તપની ઓળી કરી. ૩૦ વર્ષ આયંબિલ થાય. ૩૬ વર્ષના દીક્ષાપર્યાયમાં ૩૦ વર્ષ તો આયંબિલમાં !
- દાનનું અભિમાન થાય તો પૂ. આ. શ્રી હંસરત્ન સૂ. મ. ના ૧૮૦ ઉપવાસના પારણાનો ચડાવો લેનારા ભાગ્યશાળી યાદ કરવાના.. એકાદ-બે વસ્તુ વહોરાવવાની ૫-૧૦ મિનિટની ક્રિયા માટે ૨૧ કરોડ રૂ. ખર્ચી નાખ્યા. નથી કોઈ તકતી લાગવાની. નથી કોઈ સન્માન થવાનું !
- વૈયાવચ્ચમાં ય પ્રકૃષ્ટ કોટિની વૈયાવચ્ચ કરનારા મહાત્માઓ છે. પૂ. આ. શ્રી મુક્તિવલ્લભ સૂ. મ. ના શિષ્ય પૂ. મુ. શ્રી ચૈત્યવલ્લભ વિ. મ. છે. વૃદ્ધ એવા પૂ. મુ. શ્રી શોભન વિ. મ. ની સેવામાં હતા, ત્યારે ભાવનગરમાં રાત્રે બે વાગે કપડો-કામળી ઓઢી, દાંડો-તરપણી લઈ ચાલવા માંડેલા.. જાગી ગયેલા તેમના ગુરુદેવે પૂછ્યું - 'ક્યાં ચાલ્યા ?' તો કહે - 'શોભન મ. ની ગોચરી લેવા.' વિચારો કે વૈયાવચ્ચમાં મન કેટલું લીન હશે ? કે સપનામાં ય સેવા કરે ! છેલ્લા ૭-૮ વર્ષથી પૂ. રાજેન્દ્ર સૂ. મ. ની અપ્રતિમ સેવા કરી રહ્યા છે.
- પરિષહો સહન કરવામાં, વિશુદ્ધ આચારો પાળવામાં, સંપૂર્ણ સમર્પિત રહેવામાં... દરેક ક્ષેત્રે પરાકાષ્ઠાના ગુણોના સ્વામી આત્માઓ વર્તમાનકાળમાં પણ છે જ.
- કદાચ કોઈ એકાદ ક્ષેત્રમાં આપણે સૌથી આગળ હોઈએ, તો બીજા ક્ષેત્રોમાં આપણાથી જોજનો આગળ રહેલા આત્માને જોવા - જેથી અભિમાન ઓગળી જાય.
- માનકષાયને જીતવા - માનકષાયના બતાવેલા ભયંકર નુકસાનો વિચારવા...

૧) આરાધનામાં આજ્ઞાનું લક્ષ્ય ચૂકાવે - આરાધનાને અસાર કરે.
૨) બીજાની ઈર્ષ્યા-નિંદા કરાવે.
૩) પોતાને અપ્રજ્ઞાપનીય બનાવે - વિકાસ અટકાવે...
આ બધી વાતો આપણે કરી ચૂક્યા છીએ.

- અમારા સમુદાયના પૂ. ધર્મરક્ષિતસૂ. મ. પરમ દિવસે કાળધર્મ પામ્યા. તેમના જીવનમાંથી કેટલાક ગુણો જોઈએ.
- અકલ્પનીય સમાધિ સાધી ગયા. અંતિમ સમય સુધી જાગ્રત અવસ્થા... ભગવાનનું નામ... 'મિચ્છામિ-ખામેમિ-વંદામિ' નું રટણ કરતાં આયુષ્ય પૂર્ણ કર્યું...

આવી સમાધિ શી રીતે મળે ? સમાધિ એ કોઈ આકસ્મિક ઘટના નથી. જીવનભરની સાધનાનું પરિણામ છે. જેણે જીવનભર સહન કર્યું હોય - સમતા રાખી હોય - તે મરણ સમયે સમાધિ પામે.

સામાન્ય ગરમીમાં ય જે અકળાઈ જાય - તેને મોત વખતે આત્માના પ્રદેશે પ્રદેશે થતી તીવ્ર વેદના શી રીતે સહન થાય ?

- પૂ. ધર્મરક્ષિત સૂ. મ. એ ૧૧૦૦૦ જેવા આયંબિલ કર્યા. બધા નિર્દોષ - માત્ર રોટલી ને દાળ ! કેવું સહન કર્યું હશે ? ક્યારેય ગરમ આવવાની તો વાત જ નહિ... રોટલી પણ નહિ મળી હોય અને ભાત-ખાખરાથી ચલાવ્યું હશે... દાળ પણ નહિ મળી હોય અને રોટલી-પાણીથી ચલાવ્યું હશે... કોઈ ફરિયાદ નહિ કરી હોય... અને આપણી હાલત કેવી ? એક જ આયંબિલ હોય, તેમાં ૧૦ વસ્તુ બરાબર હોય, એક ઢોકળાં ન હોય - તો ય ફરિયાદ કરીએ ! તેને સમાધિ શી રીતે મળે?
- ૨૧ વર્ષના દીક્ષાજીવનમાં જોયું છે **- જે ફરિયાદ ન કરે - તેને સમાધિ સરળ બને છે.**

અમારા મુ. શ્રી મૃદુસુંદર વિ. ના પિતાશ્રી મુ. શ્રી મોક્ષસુંદર વિ...... ૬૮ વર્ષની ઉંમરે દીક્ષા લીધી. ૯ દિવસની ટૂંકી માંદગીમાં તો કાળધર્મ પામ્યા. તેમાં ત્રીજા દિવસે પરિસ્થિતિ ગંભીર બનેલી. ડોકટરોએ હાથ ઊંચા કરી દીધેલા... ઘડી-બે ઘડીનો ખેલ છે - તેવું લાગતું હતું. ત્યારે પૂર્ણ જાગ્રત હતા. પદ્માસને બેસી - સકળ સંઘને ખમાવી - મૃત્યુને આવકારવા તૈયાર હતા. કેવી નિર્ભયતા !

આપણને ખબર પડે કે કલાકમાં મોત આવવાનું છે, તો ય ખળભળી જઈએ !

છેલ્લા દિવસે પણ ૧૦-૧૧ વાગે અનશન ઉચ્ચરી લીધું. સાંજે કાળધર્મ પામ્યા. કોઈ હાયવોય નહિ. પૂર્ણ સમાધિ. કારણ શું ? જીવનમાં ફરિયાદ કરવાનો કોઈ સ્વભાવ જ નહિ. જે જેવું હોય તેવું સ્વીકારી લેવાનું !

- **આપણે સમાધિ મેળવવી હોય, તો સહન કરતા શીખીએ. ફરિયાદ કરવાનું બંધ કરીએ.**

બીજી બધી સાધના કરીએ છીએ - તેમ આ પણ એક સાધના છે !

---

## માન – માયા – લોભ

- ધર્મના ક્ષેત્રે થતો માનકષાય કેટલો ભયાનક છે ? તે જોયું.
- **સંસારના ક્ષેત્રમાં તમે માનકષાયને એક રૂપકડું નામ આપી દીધું છે - 'સ્ટેટસ'.**

આ સ્ટેટસ તમારી પાસે અનેક પાપો કરાવે છે.

ઘણાંની પાસે પર્યાપ્ત સંપત્તિ છે. છતાં ય વધુ કમાવા માટે દિવસ-રાત મહેનત કરે છે. કદાચ તેને પણ ખબર છે કે આ બધું કમાયેલું કશું કામ લાગવાનું નથી... છતાં ય આંધળી દોટ મૂકે

છે. કારણ – 'સ્ટેટસ' .

- મહારાષ્ટ્રના એક નાના શહેરમાં પ્રવચનમાં અમારા ગુરૂદેવે પૂછેલું – 'આ કમાવાની દોટ ક્યારે બંધ કરશો ?' તો જવાબ મળેલો - 'દુનિયામાં નંબર ૧ થઇ જાય. ત્યારે...' છે ને આ સ્ટેટસની દોટ ! અને તેમાં હિંસા-જૂઠ-ચોરી...... બધા જ પ્રકારના પાપો કરે છે.
- **જેટલા પણ 'દેખાડા' થાય છે, તે બધા સ્ટેટસના પાપે...**
  શ્રીમંતો લગ્નમાં કેટલા રૂપિયા ખર્ચે છે ? ૨-૩ કલાકના રિસેપ્શન માટે લાખો રૂપિયાનું ડેકોરેશન કરે... ૫૦૦-૧૦૦૦ રૂ. ની ડીશ હોય... ૨૦-૨૫ આઈટમ બનાવે.. બધું 'સ્ટેટસ' ના પાપે... ફર્નિચર પણ અપ-ટુ-ડેટ જોઈએ... ગાડી પણ લેટેસ્ટ મોડલની જોઈએ... કપડાં પણ લેટેસ્ટ ફેશનના જોઈએ... અ બધું સ્ટેટસના પાપે...
- હવે તો વિદેશ ફરવા જવું-એ પણ સ્ટેટસ છે.
  મને તો ખબર નથી પડતી - વિદેશના તળાવોમાં પાણી નવી-નવાઈનું હશે ? ત્યાં ફરવા જવામાં શું મળે ? માત્ર સ્ટેટસ - 'વિદેશ જઈ આવ્યા...' તેના માટે પૂજા છોડે, અભક્ષ્ય ખાય... સારા સારા ગણાતા આરાધકો પણ તેમાં તણાઈ જાય છે.
- ધર્મક્ષેત્રમાં ય સ્ટેટસના પાપ ઘૂસી ગયા છે !
- સ્ટેટસનું પાપ બીજાને પણ મારે છે. એક કરે, તેનું જોઈને બીજો કરે, ત્રીજો કરે, પરંપરા ચાલે... પછી કેટલાયને ન કરવું હોય તો ય બીજાના દબાણના કારણે કરવું પડે... આ બધાનું પાપ પહેલા શરૂ કરનારના માથે આવે...
- **સ્ટેટસ એ હકીકતમાં ભ્રમ છે... આબરૂ-પ્રતિષ્ઠા તો પુણ્યને આધીન છે.** સાદાઈથી રહેનારાનો પડ્યો બોલ ઝીલાતો હોય, સહુ સન્માન કરતા હોય - તેવા અનેક દષ્ટાંતો છે. છતાં માનકષાયના કારણે લોકો દોડે છે !
- બીજી પણ અનેક રીતે સંસારમાં માનકષાય પીડે છે.
- ત્રીજો કષાય છે, **માયા... મનમાં જુદું - વાણીમાં જુદું...**
- ધર્મના ક્ષેત્રે, પોતાની ભૂલને છુપાવવા - પાપને છુપાવવા માયા થતી હોય છે.
- **માયાથી છુપાવેલું પાપ શલ્ય બની જાય અને અનેક ગણી સજા ભોવવવી પડે.** એ વાત રુક્મિ, લક્ષ્મણા વગેરેના દષ્ટાંતમાં જોયેલી છે.
- પાપની તો સજા વધે જ; પાપને છુપાવવા કરેલી માયાની પણ વધારાની સજા થાય.
- માયાથી બચવા, ગુરૂ પાસે શુદ્ધ હૃદયથી આલોચના કરવી.
  ગુરૂને પાપ કહેવામાં ગભરાવું નહિ. ગુરૂ કદી બીજાને તમારા પાપ કહે નહિ. તમારા પાપ જાણીને ગુરૂને તમારા પ્રત્યે કશો દુર્ભાવ પણ થાય નહિ. ગુરૂ અનંત કરુણાનિધાન હોય છે. સહુના જીવનમાં પાપો છે - એ જાણતા જ હોય છે. કબૂલાત કરનારાના પરાક્રમ માટે તેમને આદર જાગતો હોય છે.
  આ બધી વાત આલોચનાના વિષયમાં આપણે કરી છે.
- **શાસ્ત્રકાર લખે છે - ગમે તેટલા જ્ઞાની હોય, પોતાના પાપોનું શું પ્રાયશ્ચિત્ત છે - તે જાણતા હોય, તો પણ બીજા ગીતાર્થ પાસે આલોચના કરીને જ પ્રાયશ્ચિત્ત લે.**
- જિનશાસનમાં પ્રતિક્રમણની વ્યવસ્થા શેના માટે છે ?
  રોજે રોજ પાપોની ગુરૂ પાસે આલોચના કરવાની. 'દેવસિઅં આલોઉં ?' માં અત્યારે તો સૂત્ર બોલી જઈએ છીએ. હકીકતમાં બધા પાપો યાદ કરીને ગુરૂને કહેવાના હોય છે. રોજ સવાર-સાંજ પ્રતિક્રમણ કરવા છતાં પાછું પક્ખી-ચોમાસી-સંવચ્છરી પ્રતિક્રમણ શા માટે ? કદાચ પાપ

ભૂલાઈ ગયું હોય, કદાચ જે દિવસે પાપ કર્યું-થયું હોય, તે જ દિવસે પશ્ચાત્તાપના ભાવ ન જાગ્યા હોય-તો - પંદર દિવસે યાદ કરીને, પશ્ચાત્તાપ કરીને - આલોચના કરે. તેમાં ય રહી જાય તો ૪ મહિને...... છેવટે વર્ષે સંવત્સરીના દિવસે. તેમાં તો સંવેગ-વૈરાગ્ય જાગ્રત થાય તેના માટે ૮-૮ દિવસ પ્રવચન વગેરે છે...

આવી પ્રતિક્રમણની વ્યવસ્થા બીજા કોઈ ધર્મમાં નથી.

- **આલોચના અને પ્રાયશ્ચિત્તની જે વ્યવસ્થા જિનશાસનમાં છે. તેવી બીજે ક્યાંય નથી......**
  ક્યાંક તો પ્રાયશ્ચિત્તના નામે ભળતી જ વાતો છે... બ્રાહ્મણને દાન કરો એટલે તમારું પાપ ધોવાઈ જાય !
- એટલે આલોચના કરી લેવી જોઈએ.
  પ્રાયશ્ચિત્ત પણ કરનારની શક્તિ જોઈને જ અપાય છે.
- કેટલાકને છુપાવવાનો ભાવ નથી હોતો, પણ આળસના કારણે આલોચના કરતા નથી. તેમાં ય પાપ શલ્ય બની જાય છે.
- સાધુના જીવનમાં પાપો ઘણાં ઓછા છે. રોજ પ્રતિક્રમણ કરીએ છીએ તો ય અમારે ૧૫ દિવસે-મહિને ફરજીયાત આલોચના કરવાની હોય છે. જેમનું જીવન જ પાપભરપૂર છે, તેમણે તો કરવી જ જોઈએ.
- **આલોચના કરવાનો એક સરસ લાભ છે કે મન હળવું ફૂલ થઈ જાય...** અત્યાર સુધી જે પાપનો ભાર હતો તે ન રહે. **અને 'શુદ્ધ થઈ ગયા' એવો ભાવ આવવાથી ફરી પાપ કરતાં અટકે...**
  તમે ૮ દિવસનું મેલું જીન્સ પહેર્યું હોય તો ગમે ત્યાં બેસી જાવ. પણ ચોખ્ખાં-ધોયેલાં-સફેદ કપડાં પહેર્યા હોય તો ? બેસતાં પહેલાં જુઓ - રૂમાલથી સાફ કરો, રૂમાલ પાથરીને બેસો. તેમ પાપભરપૂર જીવન હોય તે પાપ કર્યા જ કરે... પણ આલોચના કરીને શુદ્ધ થાય - તો પછી પાપથી અટકવાનું મન થાય.
- *સભા : પણ ફરી પાપ કરવાના જ હોઈએ તો ?*
  જો કે શુદ્ધ આલોચના એ જ છે કે જેમાં પાપ ફરી ન કરવાનો સંકલ્પ હોય.
  પણ ગૃહસ્થને કેટલાક પાપ અનિવાર્ય છે. પરિગ્રહ, હિંસા વગેરેથી તમે બચી જ શકતા નથી. પણ એટલે આલોચના જ ન કરવી - તેવું ન કરવું. જેમ કપડાં રોજ મેલાં થતાં હોવા છતાં ધુઓ છો, તેમ આલોચના તો કરવી જ.
- કેટલાક પાપો છૂટી શકે તેવા હોવા છતાં, સંજ્ઞાની પરવશતા, પ્રમાદ વગેરેના કારણે છૂટતા નથી. તો પણ - તેની આલોચના કરવાથી - 'આ પાપ છે.. કરવા જેવું નથી...' તેવો ભાવ ઊભો થાય છે, જીવંત રહે છે - તે માટે પણ આલોચના કરવી. **આલોચના કરવાથી બંધાયેલા કર્મ નાશ પામે, અનુબંધ અશુભ ન રહે - એ પણ મોટા લાભ છે.**
- જે હળુકર્મી હશે - તેને આ બધું સાંભળીને આલોચના કરવાનું મન થશે - કરશે.
- ચોથો કષાય છે, લોભ.
  કેટલાક જીવો ક્ષમાશીલ હોય છે. ક્રોધ ન કરે-ઓછો કરે.
  કેટલાક સરળ હોય છે. માયા કરી જ ન શકે.
  પણ માન અને લોભ - આ બે કષાય - બહુ વ્યાપક છે. બહુ ઓછા જીવો એનાથી બચી શકે છે.
- લોભને બધા પાપોનો બાપ કહ્યો છે. શાસ્ત્રકાર કહે છે - **લોભથી સર્વ ગુણોનો નાશ થાય.**
- દરેક વસ્તુ મેળવવાની-રાખવાની-ભોગવવાની ઈચ્છા એ લોભ છે. લોભ પાછો એવો છે કે જેમ

જેમ વસ્તુ મળે - તેમ વધતો જાય.

- પૈસા મળતા હોય તો છોડવા કેટલા તૈયાર થાય ?

  **લાખ રૂપિયાનું દાન કરવું સહેલું છે. પણ લાખની કમાણી છોડવી મુશ્કેલ છે.**

  દાન કરવામાં અભિમાન પોષાય છે. પુણ્યબંધ દેખાય છે. તેથી કરવાનું મન થઇ જાય... પણ લોભથી અટકવાનું મન નથી થતું.

  દસ કપડાંની જોડ હોય તો ય અગિયારમી ભેટ આપે તો લઇ લો.

  દાગીના હોય તો ય નવો લેવાનું મન થાય.

  અને એ લોભ પાછો કંઈક પ્રકારના પાપ કરાવે છે.

- દિવાળીમાં ઘર સાફ કરશો. અમારા ગુરૂદેવ ઘણીવાર કહે છે. '૧ વર્ષથી જે ચીજ કામમાં ન આવી હોય - તે કાઢી નાખવી...' કેટલું નીકળી જાય ?

  પણ તમે કહેવત બનાવી છે - 'સંઘરેલો સાપ પણ કામ લાગે..' આ લોભનું સોફિસ્ટિકેટેડ સ્વરૂપ છે.

- લોભને જીતવા બે વસ્તુ કરો

  ૧) કોઈપણ વસ્તુ રાખતા પહેલા વિચારવું - મને ઉપયોગી છે ? જરૂરી છે ?
  ઉપયોગી ન હોય તેવી વસ્તુ ન રાખવી.

  ૨) નવી વસ્તુ લાવો - તો જૂની કાઢી નાખવી.
  નવાં કપડાંની જોડ લાવ્યા, તો જૂની ૧ જોડ કાઢી નાખવી.

- ચારે કષાયને – રાગ-દ્વેષને જીતવા પુરુષાર્થ કરીએ... તો જ મળેલું જિનશાસન સફળ થશે !

## જગદ્ગુરૂ હીરસૂરીશ્વરજી મ.સા.

- મહાપુરુષોના જીવનમાં બે પ્રકારનો વૈભવ જોવા મળે-

  ૧) ગુણવૈભવ ૨) પુણ્યવૈભવ

  તેમાં **મુખ્ય અનુમોદના ગુણની કરવાની હોય છે, કારણકે તેમાંથી આપણને કંઈક શીખવા મળે છે, કંઈક કરવાની પ્રેરણા મળે છે, જેને અમલમાં મૂકીને આપણે આપણી જાતને સુધારી શકીએ છીએ.**

  તેમના પુણ્ય દ્વારા થયેલા શાસનના કાર્યોથી આપણને આનંદ થવો જોઈએ. તેની પણ ઉપબૃંહણા અવશ્ય કરવાની છે. પણ ગુણની અપેક્ષાએ તેનું મહત્ત્વ અલ્પ છે; કારણકે તેમાંથી આપણે કંઈ અમલમાં મૂકવાનું શીખી શકતા નથી.

  જેમ કે, કોઈ ગુરૂ ભગવંતના તપ-સ્વાધ્યાય-સંયમ વગેરે ગુણોના ગાન કરીએ તો આપણા જીવનમાં તપ વગેરે લાવવાની પ્રેરણા મળે. તેમના વ્યાખ્યાનમાં હજારો માણસ થતું હતું કે તેવા કોઈ પણ શાસનના કાર્યોની અનુમોદના ચોક્કસ કરવાની છે; પણ તેનાથી મને કશી પ્રેરણા ન મળે - મારું પુણ્ય ન હોય તો માણસો નથી આવવાના; તેમાં પુરુષાર્થ કામ નથી લાગતો.

- **મહાપુરુષોએ પોતાના પુણ્યનો ઉપયોગ સત્કાર્યમાં કર્યો; તે પુરુષાર્થ એક ગુણ છે, અને તે પણ અનુમોદનીય છે.** વિદ્વત્તાનો ઉપયોગ પોતાની નામનાના બદલે શાસનના હિતમાં કરવો, તે પણ ગુણ છે; તે અનુમોદનીય છે, અનુકરણીય પણ છે.

  અને પુણ્યની અનુમોદનાથી, મહાપુરુષો પ્રત્યે આદર-બહુમાન ઊભું થાય, વધે; સમ્યગ્દર્શન નિર્મળ થાય - વગેરે લાભો પણ છે જ.

  ગુણોની અનુમોદના કરવામાં તેનાથી અનેક ગણો લાભ થાય - મહાપુરુષો પ્રત્યે આદર તો

પ્રગટે જ, સમ્યગ્દર્શન તો નિર્મળ થાય જ - તે બંને લાભ વધુ સારા થાય; ઉપરાંત આપણને પ્રેરણા મળે; 'જિન ઉત્તમ ગુણ ગાવતાં, ગુણ આવે નિજ અંગ.' એ ન્યાયથી આપણા જીવનમાં ગુણ આવે.

- જગદ્ગુરુ હીરસૂરીશ્વરજી મ. સા. એ અકબરને પ્રતિબોધ કર્યો, તે તેમનો પુણ્યવૈભવ છે. તેની અનુમોદના આપણે અનેકવાર કરી છે.
  પણ તેની પશ્ચાદ્ભૂમિકામાં જે ગુણો પડ્યા છે, તેની વાત આજે વિસ્તારથી કરવી છે.
- અકબરને, જગદ્ગુરુ હીરસૂરીશ્વરજી મ. સા. ને મળવાનું મન થયું; તેમાં બે મુખ્ય કારણ બન્યા.
  ૧) ચંપા શ્રાવિકાના છ મહિનાના ઉપવાસના પારણાંનો **વરઘોડો**.
  ૨) અકબરના પ્રશ્નના ઉત્તરમાં ચંપા શ્રાવિકાનો જવાબ - **'દેવ-ગુરૂ પસાય.'**
- કેટલાક લોકોને આડંબરની 'એલર્જી' હોય છે. કોઈ પણ પ્રકારના આડંબરને 'બિનજરૂરી-નકામો-સંપત્તિનું પ્રદર્શન-વેડફાટ' વગેરે કહીને ખંડન કરવાની ટેવ હોય છે. તેમને પ્રશ્ન કરવાનો - જો ચંપા શ્રાવિકાનું પારણું ખાનગીમાં થયું હોત તો?
  - ન તો અકબર જગદ્ગુરુને મળ્યો હોત.
  - ન છ મહિનાનું અમારિ પ્રવર્તન થયું હોત.
  - ન શિખરજી વગેરે તીર્થોની માલિકીના હક આપણને મળ્યા હોત.
  - ન અનેક જ્ઞાનભંડારો (જે અકબરે હીરસૂરિજી મ. ને ભેટ કર્યા હતા) મળ્યા હોત.

  નુકસાનની કલ્પના પણ કરી શકાય નહિ !
- 'આડંબર' નું ખંડન કરનારાને આ એક જ જવાબ કદાચ પૂરતો થઇ પડે; છતાં કેટલાક શાસ્ત્રપાઠો અને દૃષ્ટાંતો જોઈએ.
- પ્રભુ વીરનો જીવ ત્રીજા મરીચિના ભવમાં ધર્મ પામ્યો - દીક્ષા લેવાનું મન થયું; તેમાં ઋષભદેવ ભગવાનના સમવસરણનો આડંબર નિમિત્ત બન્યો છે.
  તીર્થંકરનો આત્મા પણ આડંબર જોઈને પામે; તો બીજાનું શું કહેવું ?
- જો આડંબર નિરર્થક જ હોય; તો અરિહંતની દેશના માટે ઈન્દ્ર વગેરે આવો આડંબર શા માટે કરે? ઈન્દ્રો અનુચિત કાર્ય કદાપિ કરે નહિ. અને જો તેમનું કાર્ય અનુચિત હોય, તો પ્રભુ તેનો નિષેધ કરે જ. પ્રભુએ નિષેધ તો નથી જ કર્યો, પણ સમવસરણમાં બેસીને દેશના આપી છે; તે તેવા આડંબરને પરોક્ષ અનુમતિ છે.
- શાસ્ત્રકારોએ કહ્યું છે - પ્રતિમા (વિશિષ્ટ તપ સાથેના અભિગ્રહ) પૂર્ણ કરીને સાધુ પાછા આવે (પ્રતિમા કરે, ત્યારે એકલા જ રહેવાનું હોય – ગામ બહાર સ્મશાન વગેરેમાં રહેવાનું હોય) ત્યારે સીધો ગામમાં પ્રવેશ ન કરે. ગામ બહાર રોકાઈને પોતાના ગુરૂ ભગવંતને સમાચાર આપે કે - 'હું પ્રતિમા પૂર્ણ કરીને આવી ગયો છું.'
  શા માટે ? તો શાસ્ત્રકાર કહે છે - ગુરૂદેવ બીજા દિવસે રાજાને કહીને તેમનું સામૈયું કરાવે. રાજા ન માને તો મંત્રીને, નગરશેઠને, શ્રાવકોને કહીને કરાવે. કોઈ ન કરે, તો સાધુઓ તેમનું (પોતાની રીતે) સામૈયું કરે.
  શા માટે સામૈયું કરવાનું ? તો તેનાથી જિનશાસનની પ્રભાવના થાય કે - 'જૈન સાધુઓ તપસ્વી-ત્યાગી હોય છે.' લોકોને જૈન સાધુ - જૈન શાસન પ્રત્યે આદર ઊભો થાય, બોધિબીજ પામે. આ લાભ નાનો નથી - મહાન્ છે.
  તમે થોડું વિચારશો તો ખ્યાલ આવશે કે, પ્રતિમા પૂર્ણ કરીને આવેલા સાધુ ગુરૂ ભગવંતને કહેવડાવે - તેનો પરોક્ષ અર્થ એ જ થાય કે પોતાનું સામૈયું કરાવવાનું કહેવડાવે છે. સાધુ તો

નિઃસ્પૃહ હોય, પોતાની મહત્તાની કામના ન હોય. પણ પોતાના નિમિત્તે – **પોતાના કોઈ સુકૃતના કારણે - જગતમાં જિનશાસનની મહત્તા વધતી હોય, જૈન સાધુ પ્રત્યે લોકોનો આદર વધતો હોય તો તેમાં સાધુ અનુમતિ આપે - નિષેધ ન કરે.**

- કોઈ સાધુએ વિશિષ્ટ તપ કર્યો હોય - તો તેને ભલે પોતાના આડંબરની ઈચ્છા ન હોય, પણ તેમના ગુરૂ ભગવંત, શ્રાવકો તે નિમિત્તે શાસનની પ્રભાવના થાય તેવો પુરુષાર્થ કરે જ. અને તેનો તે તપસ્વી સાધુ નિષેધ ન કરે. તેટલા માત્રથી તેમને નામનાની કામના છે, તેવું માની ન લેવાય.
  જે વાત તપ માટે છે, તે અન્ય સુકૃત માટે પણ યથાયોગ્ય સમજી લેવી.
- કલિકાલસર્વજ્ઞએ રચેલા સંસ્કૃત વ્યાકરણનું સિદ્ધરાજ જયસિંહે હાથીની અંબાડી પર વરઘોડો કાઢીને સન્માન કર્યું. ત્યારે પણ ગુરૂ ભગવંત નિષેધ નથી કરતા, કારણકે એનાથી પોતાની મહત્તા થાય છે - તેવું નથી, પણ 'જૈન સાધુઓ જ્ઞાની, વિચક્ષણ, બુદ્ધિમાન, શક્તિમાન્ હોય છે.' તેવી શાસન પ્રભાવના થાય છે.
- ગુરૂ ભગવંતને આચાર્ય વગેરે પદનું પ્રદાન થાય, ત્યારે મહોત્સવ કરવો - એ શ્રાવકનું કર્તવ્ય છે - તેવું શાસ્ત્રકારે કહ્યું છે.
  ગુરૂ ભગવંતને પોતાને તેવી પ્રસિદ્ધિની ઝંખના ન હોય, પણ શ્રાવકો મહોત્સવ કરે - તેનાથી શાસનની પ્રભાવના થતી હોય, તો તેનો ગુરૂ નિષેધ ન કરે. તેનો અર્થ એવો ન કરાય કે તેમને નામનાની કામના છે.
- **પરમાત્માના શાસનમાં શાસ્ત્ર કે પરંપરાથી માન્ય થયેલું કોઈ પણ અનુષ્ઠાન - પ્રતિષ્ઠા, છ' રી પાલિત સંઘ વગેરે - આડંબરપૂર્વક થતું હોય - તો કદી તેનું ખંડન ન કરવું.** ક્યારે, કયો જીવ, કઈ રીતે પામી જાય છે તેની આપણને ખબર પણ પડતી નથી.
  ઉપધાન કરવા દ્વારા ગુરૂ ભગવંતના સંપર્કમાં આવેલા કેટલાય જીવો એવા છે કે જે આગળ વધીને દીક્ષા લે છે. તેવા ઉપધાનનું ખંડન શી રીતે થાય ?
- થોડા વર્ષો પૂર્વે કે. પી. સંઘવી પરિવારે રાણકપુરનો છ' રી પાલિત સંઘ ખૂબ ઠાઠથી કાઢેલો.
  એનાથી શો લાભ થયો ? તે સંઘ પછી, તે ક્ષેત્રમાં વિચરેલા મહાત્માઓએ મને જણાવ્યું - 'સંઘમાં યાત્રિકોની-મહેમાનોની-સાધર્મિકોની ભક્તિ તો કરી જ; પણ જે - જે ગામમાંથી સંઘ પસાર થયો, તે દરેક ગામની જે જે જરૂરિયાત હતી - (સ્કૂલ, કૂવો વગેરે) તે પૂરી કરી. ઘરદીઠ મીઠાઈઓ વહેંચી. તેનું પરિણામ એ આવ્યું કે તે - તે ગામોમાંથી અનુપ મંડળનો પ્રભાવ નામશેષ થઈ ગયો. મહાત્માઓનો વિહાર સુરક્ષિત થઈ ગયો.'
  બોલો, આ લાભ નાનોસૂનો છે ?
- મુંબઈના એક પરાના સંઘમાં એક ભગવાનની ચલપ્રતિષ્ઠાનો ચડાવો રૂ. ૩૬ લાખમાં સંઘના પ્રમુખે લીધો. તેઓ મૂળ સ્થાનકવાસી હતા. મેં તેમને પૂછ્યું - 'તમને મૂર્તિમાં આટલી બધી શ્રદ્ધા કઈ રીતે?' તેમણે જવાબ આપ્યો - 'આપના ગુરૂદેવ (પૂ. આ. શ્રી રત્નસુંદરસૂરીશ્વરજી મ. સા.) ની આચાર્ય પદવી પ્રસંગે પુસ્તકોનું પ્રદર્શન હતું. તે જોવા આવેલો. તેમાંથી આપના ગુરૂદેવના સંપર્કમાં આવ્યો. સાચી સમજણ મળી.' તેઓ વર્ષોથી સંઘમાં પ્રમુખ હતા. લાખો (કે કરોડો) રૂપિયા ખર્ચી ચૂકેલા. સમયનો ભોગ પણ ઘણો જ આપતા હતા.
  એક પ્રદર્શનનું પરિણામ કેટલું મોટું ?
  સાર એટલો જ છે કે, શાસ્ત્ર-પરંપરાથી માન્ય એવા કોઈ પણ અનુષ્ઠાનનું ખંડન ન કરવું.
- કોઈને પોતાને તેવા કાર્યની વિશેષ રૂચિ ન હોય, પોતાની સંપત્તિ જીવદયા-અનુકંપા-સાધર્મિક ભક્તિ-સંસ્કરણના કાર્યોમાં ખર્ચે - તે તેની ઈચ્છાની વાત છે. પણ બીજી વ્યક્તિ - પોતાની

રૂચિ તેવી હોવાના કારણે આડંબરમાં રૂપિયા ખર્ચે - તો તેનું ખંડન ન કરાય.

**શાસ્ત્ર-પરંપરાથી માન્ય એવા કોઈ પણ અનુષ્ઠાનનું ખંડન, સમ્યક્ત્વને મલિન કર્યા વિના ન રહે.**

*સભા : તેમાં અવિવેક હોય તો ?*

અવિવેકને દૂર કરવાની પ્રેરણા થઈ શકે, પુરુષાર્થ થઈ શકે, પણ 'અનુષ્ઠાન જ ખોટું છે' તેવું ન કહેવાય.

સ્વામિવાત્સલ્યમાં અજયણા હોય, તો તેને દૂર કરવાની મહેનત કરાય...... પણ 'સ્વામિવાત્સલ્ય કરાય જ નહિ.' આવું ન કહેવાય.

- રાણકપુરમાં (જંગલમાં !) દેરાસર બનાવવામાં કરોડો રૂપિયા ખર્ચનારા ધરણાશાહની અનુમોદના કરીએ; સવા કરોડ જિનપ્રતિમા ભરાવનાર - સવા લાખ જિનમંદિરો બનાવનાર સંપ્રતિ મહારાજાની અનુમોદના કરીએ, તો વર્તમાનમાં દેરાસર બનાવનાર - તેમાં કરોડો રૂપિયા ખર્ચનારાની ટીકા શી રીતે થાય ? ખંડન શી રીતે થાય ?
- દીક્ષાના મહોત્સવો ઠાઠમાઠથી થાય છે - તેને જોઈને કેટલાયને સંસારની અસારતા સમજાતી હોય છે. દીક્ષા લેવા મન ઉલ્લસિત થતું હોય છે - દીક્ષા લેતાં પણ હોય છે. ત્યારે 'દીક્ષા લેવી છે - તો લઈ લેવાની... તેમાં ઠાઠમાઠની જરૂર શું ?' - આવું શી રીતે કહી શકાય ?
- જેમાં પોતાનો એક રૂપિયો ખર્ચાતો નથી - કોઈ પોતાની માલિકીની સંપત્તિ ખર્ચી રહ્યું છે - તેને જોઈને પણ જે વિરોધ કરે, તેને કેવો માનવો ?

આશ્ચર્યની વાત એ છે કે આવા લોકોને ધર્મમાં થતાં આડંબર જ ખોટા લાગે છે. લગ્ન વગેરે પ્રસંગોએ થતા ધૂમાડાનો વિરોધ કદી કોઈ કરતું નથી !

એમ લાગે છે કે ભારેકર્મીપણું જ ધર્મનો વિરોધ કરાવતું હશે !

- અકબરને જગદ્ગુરુ સુધી પહોંચાડવામાં બીજું પરિબળ બન્યું છે. 'દેવ-ગુરૂ પસાય' એવો ચંપા શ્રાવિકાનો જવાબ.
- જિનશાસનના નાના-નાના આચારો કેટલી તાકાત ધરાવે છે ? તે આ નાનકડાં વાક્ય પરથી જણાય છે. જો ચંપા શ્રાવિકાએ બીજો કોઈ જવાબ આપ્યો હોત...... 'બધા સારી સેવા કરે છે, એટલે તપ થાય છે... અત્તરવાયણું બરાબર કર્યું છે... શરીર સારું મળ્યું છે...' તો ?
- **પ્રભુના શાસનનો આ આચાર છે. કોઈ પણ કાર્યનો યશ દેવ-ગુરૂને આપવાનો.** તેમની કૃપાથી થાય છે - તેમ જ માનવાનું અને કહેવાનું. તે આચારનું પાલન ચંપા શ્રાવિકાએ કર્યું તો અકબરને ચંપાના ગુરૂ-જગદ્ગુરુને મળવાનું મન થયું... !
- હમણાં હમણાં કેટલાક લોકો 'દેવ-ગુરૂ પસાય' ના બદલે 'દેવ-ગુરૂ-ધર્મ પસાય' બોલતા થયા છે. તે બરાબર નથી. અષ્ટાહ્નિકા પ્રવચનોમાં ચંપા શ્રાવિકા 'દેવ-ગુરૂ પસાય' બોલ્યા એમ જ લખ્યું છે.

*સભા : પણ ધર્મ-પસાય બોલવામાં વાંધો શું ?*

'દેવ-ગુરૂ પસાય' બોલો, તો અર્થ એ થાય કે 'મારી શક્તિ નથી, પણ દેવ-ગુરૂની કૃપાથી શક્તિ આવી - તેથી થાય છે.' આમ અહંકાર ટળે છે.

'ધર્મ-પસાય' એટલે શું ? 'મેં કરેલા ધર્મના પ્રભાવે જ આ શક્તિ મળી છે.' એમ જ ને ? તેમાં અહંકાર વધે કે ઘટે ? અને 'ધર્મ-પસાયે ધર્મ કરું છું.' આ વાક્ય પણ કેવું લાગે છે ?'

વળી દેવ અને ગુરૂ તો 'વ્યક્તિ' છે, કે કૃપા કરે; અથવા જેના પ્રત્યેના સમર્પણથી કૃપાનો અનુભવ થાય. ધર્મ એ કોઈ વ્યક્તિ નથી કે જે કૃપા કરે.

એટલે 'દેવ-ગુરૂ પસાય' વાક્ય જ ઉચિત છે.

- પિંડ નિર્યુક્તિ નામના આગમમાં એક વાત આવે છે.
  એક સાધુ ભગવંત એક બ્રાહ્મણના ઘરે વહોરવા ગયા. બ્રાહ્મણની પત્નીએ રોટલા છત પર લટકતા શીકામાં રાખેલા હતા. (શીકું કાથીનું બને છે - પાણીનો કુંજો રાખવા-લઈ જવા વપરાય છે. પૂર્વના કાળે, હરતા ફરતા બિલાડી જેવા જીવો લઇ ન જાય, તે માટે રોટલા બનાવીને છત પર લટકતા શીકામાં રાખતા હતા.) એ રોટલા લેવા માટે બ્રાહ્મણી પગના પંજા પર ઊંચી થઇ - કારણકે શીકું ઊંચું હતું. એટલે તરત સાધુ ભગવંતે ના પાડી દીધી - 'મારે ખપ નથી.' અને નીકળી ગયા.
  એનું કારણ એ કે, જે વસ્તુ લેવા માટે તમારે પગના પંજા પર ઊંચા થવું પડે, તે વસ્તુ વહોરવાની અમને શાસ્ત્રકારોએ મનાઈ કરી છે. (તેને માલાપહૃત દોષ કહેવાય છે.) તેનું કારણ એ છે કે તેમ કરવા જતાં ક્યારેક તમે બેલેન્સ ચૂકી જાવ, પડી જાવ - તે સંભવિત છે. ઉપરથી લેવા જતાં વસ્તુ છટકે-પડે તે સંભવિત છે. તે બધામાં વિરાધના છે, પેલા બ્રાહ્મણને કંઈ સમજાયું નહીં કે સાધુ ભગવંત કેમ ચાલ્યા ગયા ? થોડી જ વારમાં એક બૌદ્ધ ભિક્ષુ ભિક્ષા માટે આવ્યા. એટલે બ્રાહ્મણે પૂછ્યું - 'હમણાં થોડીવાર પહેલાં જ એક જૈન સાધુ આવેલા. મારી પત્ની શીકામાંથી રોટલા લેવા ગઈ, તો તેઓ ચાલ્યા ગયા. તેવું કેમ ? અને તમને એ રીતે આપીએ, તો લેશો ને ?' પેલા બૌદ્ધ સાધુએ જૈનોની ભરપેટ નિંદા કરી. - 'તેમનો ધર્મ જ એવો છે. પૂર્વભવમાં ભરપૂર પાપ કર્યા હોય, તે જ જૈન સાધુ બને. બિચારાને કંઈ ખાવા ન મળે - તેવા તેમના આચારો છે.' વગેરે. બ્રાહ્મણી શીકામાંથી રોટલો લેવા ગઈ કે તરત જ તેમાં છૂપાયેલા સર્પે ડંખ માર્યો. બ્રાહ્મણી ધડામ્ દઈને પડી... પણ ઉપચારથી બચી ગઈ. થોડા દિવસ પછી ફરીવાર તે જ જૈન સાધુ તે જ બ્રાહ્મણને ત્યાં વહોરવા આવ્યા. બ્રાહ્મણે પૂછ્યું, - 'તમને તે દિવસે સર્પ દેખાઈ ગયો હતો - તો અમને કહ્યું કેમ નહિ ?' બિચારા બ્રાહ્મણે એમ માન્યું કે સાધુને સર્પ દેખાયો હશે, એટલે લીધા વિના નીકળી ગયા હશે. સાધુએ જવાબ આપ્યો - 'મને કોઈ સર્પ દેખાયો નહોતો.' બ્રાહ્મણે પૂછ્યું - 'તો તમે લીધા વિના કેમ ચાલ્યા ગયા ?' સાધુએ કહ્યું, - 'તેવો અમારો આચાર છે, ભગવાનની આજ્ઞા છે.' અને માલાપહૃત દોષ સમજાવ્યો. પેલા બ્રાહ્મણને તે સાંભળીને જૈન ધર્મ પ્રત્યે આદર થયો. તે બંનેએ જૈન ધર્મ સ્વીકાર્યો. આગળ જતાં દીક્ષા લીધી, તે જ ભવમાં કેવળજ્ઞાન પામીને મોક્ષે ગયા.
- કેટલાક લોકોને આવી બધી વાતો 'ચીકણાશ' લાગતી હોય છે. પરિણત આત્માને વિધિનું પાલન ગમે. માત્ર દેખાડ માટે ધર્મ કરતા હોય - તેને નાની નાની કાળજી - 'ચીકણાશ' લાગે. ધર્મ કરવો તે સારો છે; પણ દરેક વિધિના પાલન માટે ચોક્કસ બનવું જોઈએ - કાળજીવાળા બનવું જોઈએ.
  આનો અર્થ એવો પણ નથી કે 'જડ' બનવાનું... દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવને અનુસારે ગીતાર્થોને આચારમાં ફેરફાર કરવાની - અપવાદનું સેવન કરવાની છૂટ હોય છે. એકાંતે વળગી રહેવાની વાત જિનશાસનમાં નથી.
- **દઢતા-જડતા વચ્ચે ભેદ હોય છે. અપવાદ-શિથિલતા વચ્ચે ભેદ હોય છે.**
- હું તમારા ઘરે વહોરવા આવું; તમે રૂમમાં જાજમ પાથરી હોય તો તેના પર ન ચાલું - તે મારી દઢતા છે. તે આચારની ઉપેક્ષા કરું તો શિથિલતા છે.
- કોઈ કારણે હોસ્પિટલમાં જવું પડે - ત્યાં જાજમ પાથરેલી જ નહિ - ચીટકાવેલી હોય; ઉપાડી શકાય તેવી જ ન હોય. (અથવા ઉપાડી શકાય તેવી હોય તો પણ ત્યાંના લોકો તેવું કરવા રાજી ન હોય, તેનો આગ્રહ રાખવામાં દુર્ભાવ થવાની સંભાવના હોય) ત્યારે મારી પાસે બીજો વિકલ્પ

ન હોવાથી - જાજમ પર ચાલીને જવું પડે - તે અપવાદ છે. તેનો કોઈ વિરોધ કરે - તો જડતા કહેવાય.

- ત્રીજી મહત્ત્વની વાત એ છે કે અકબરે ચંપા શ્રાવિકાને પૂછ્યું - 'તારા ગુરૂ કોણ ?' ત્યારે ચંપાએ જગદ્ગુરુ હીરસૂરીશ્વરજી મ. સા. નું નામ આપ્યું.
  દિલ્હીમાં રહેલ ચંપા શ્રાવિકાએ, ગુજરાતમાં રહેલા હીરસૂરીશ્વરજી મ. નું નામ આપ્યું, તે અપ્રતિમ દીર્ઘદષ્ટિ છે. નજીકમાં વિચરતાં બીજા ગુરૂ ભગવંતો હશે જ... તેમાં ગીતાર્થો પણ હશે, પ્રભાવકો પણ હશે. પણ ચંપાએ વિચાર્યું હશે - 'દિલ્હીનો-ભારતવર્ષનો બાદશાહ પૂછી રહ્યો છે. તેને નામ એવું આપવું કે જે પ્રકૃષ્ટ પુણ્યશાળી હોય - સર્વોત્કૃષ્ટ જ્ઞાની હોય. જેનો પ્રભાવ બાદશાહ પર પડે.' એટલે હીરસૂરીશ્વરજી મ. નું નામ આપ્યું. તે કાળે તેઓ તપાગચ્છમાં સર્વોચ્ચ પદે હતા.
- હરિભદ્ર બ્રાહ્મણ, યાકિની મહત્તરાને પૂછવા ગયા, ત્યારે યાકિની મહત્તરાને જવાબ આવડતો હતો. અને સાધ્વીજી પુરુષોને સર્વથા ઉપદેશ ન આપે, તેવું નથી. સાધ્વી મદનરેખાએ નમિ રાજર્ષિને ઉપદેશ આપ્યો છે. પણ યાકિની મહત્તરાએ જોયું કે સામી વ્યક્તિ અતિશય પ્રતિભાસંપન્ન છે, તેને આચાર્ય ભગવંત પાસે મોકલાય - તો વિશેષ લાભ થશે - તેથી ત્યાં મોકલ્યા છે.
- દીર્ઘદષ્ટિથી કામ કરાય, તો જિનશાસનને કેટલો લાભ થાય ?
- અકબરનો જીવ મૂળભૂત રીતે પાત્રતાવાળો હતો, કારણકે પૂર્વભવમાં સંન્યાસી હતો. તેના ઉપર હીરસૂરીશ્વરજી મ. ની વાણીની અસર થઇ, તેમાં મૂળ ભૂમિકા તેમના આચાર-પાલનની હતી.
- અકબરે તેમને લેવા પાલખી મોકલી. પણ હીરસૂરિજી મ. એ ના પાડી. ચાલતા જ ગયા. તેમાં ૧ વર્ષ વીતી ગયું. તો પણ આચાર ન છોડ્યો. અને રાજમહેલમાં પ્રવેશ કરતા જાજમ જોઈ, તો તેના પર ન ચાલ્યાં, ઉપાડાવી. નીચે જીવો હતા. આ બંનેથી અકબર પ્રભાવિત થઇ ગયો. ઉપદેશે તો પછી 'વિનિંગ શોટ' જ લગાડ્યો.
- હીરસૂરિજીના જીવનમાંથી આપણે આ શીખવાનું છે - **દરેક આચારમાં ચુસ્ત-દઢ બનવું. નાનો હોય કે મોટો.**
- અત્યારે કાળ એવો છે કે આવી ઝીણી વાતોની ઉપેક્ષા છે. તેની કાળજી કરનારા પણ 'વેદિયા-ચીકણા' માં ખપે છે !
- વહાણમાં મોટું કાણું પડે તો તો ડૂબે જ, નાનું કાણું પડે તો ય ડૂબે.
  શાસ્ત્રકાર કહે છે - **મૂળગુણના ભંગથી તો ચારિત્ર જાય જ; પણ ઉત્તરગુણો (જે નાના કહેવાય) માં પણ ઘણીવાર-વારંવાર ભંગ થાય, તો પણ ચારિત્ર જાય.**
  એટલે નાના આચારો પ્રત્યેની બેદરકારી પણ ધર્માનુષ્ઠાનને જર્જરિત-નિષ્ફળ બનાવી શકે.
- જે આચારો પળાય છે, તેમાં પણ દઢતા ઓછી જોવા મળે છે. સ્હેજ મુશ્કેલી આવે તો છોડી દેવાય છે.
  રાત્રિભોજન ત્યાગ કરતા હોય, પણ કોઈના પ્રસંગમાં જાય તો રાત્રે ખાઈ લે.
  પૂજા કરતા હોય, પણ બહારગામ જાય તો તેના વગર ચલાવી લે. આવું ઘણું જોવા મળે છે.
- **દઢતા વિના આચારનું વિશિષ્ટ ફળ નથી મળતું, કારણકે અધ્યવસાય નબળો હોય છે.**
- હીરસૂરિજી મ. એ તપાગચ્છ માટે ૧૨ બોલનો પટ્ટક કર્યો છે, તેમાં તે વખતે ચાલતા ગચ્છો વચ્ચેના કલહ બંધ કરીને પરસ્પરના સદ્ભાવને ટકાવી રાખવા માટેની કલમો છે. તે કાળે તપાગચ્છ-ખરતરગચ્છ વગેરે વચ્ચે ઘણા સંઘર્ષો થતા હતા. પરસ્પરને 'મિથ્યાત્વી' કહેવાતા. એકબીજાના દેરાસરો, પ્રતિષ્ઠા વગેરે પ્રસંગો, સ્વામિવાત્સલ્ય વગેરેમાં જતાં નહોતા; એવું તે

વખતના સાહિત્યના અવલોકનથી જાણવા મળે છે.

હીરસૂરિજી મ. એ એ બધાને મિથ્યાત્વી કહેવાનો નિષેધ કર્યો. વાદ-વિવાદ ઊભા કરવાનો નિષેધ કર્યો. બધાની પ્રતિષ્ઠા માન્ય કરી.

એ બધાના કારણે ગચ્છો વચ્ચેના સંઘર્ષો ઘટ્યા. આજે મૂર્તિપૂજક સંપ્રદાયના ગચ્છો વચ્ચે લગભગ નહીંવત્ સંઘર્ષ છે. તે હીરસૂરિજી મ. નો પ્રભાવ છે.

- તેમના જીવનમાંથી બીજી આ વાત શીખવાની છે કે **બીજાના આપણા કરતાં જુદા આચાર પ્રત્યે પણ સદ્ભાવ રાખીએ, સહિષ્ણુ બનીએ, સંઘર્ષો ન કરીએ !**

## સિદ્ધિસૂરિ(બાપજી) મ.સા.

- આપણા માનકષાયનું બીજું એક સ્વરૂપ છે **- આપણે માની લઈએ છીએ - 'હું ઘણી આરાધના કરું છું... બીજા લોકો કંઇ નથી કરતા...** હું તો શક્તિ કરતા વધારે કરું છું...' **આવી માન્યતાના કારણે ધર્મક્ષેત્રમાં વિકાસ સ્થગિત થઇ** જાય છે. વધારે કરવાની - આગળ વધવાની ઝંખના નથી રહેતી.
- ઘણીવાર જોવા મળે છે - વર્ષોથી આરાધના કરનારા આપણે જ્યાં અને ત્યાં રહીએ છીએ. અને કશું ન કરનારા કોઈના સત્સંગ-ઉપદેશથી પામીને, ઝડપી પ્રગતિ કરીને ક્યાંયના ક્યાંય પહોંચી જાય છે.

  તેનું કારણ આપણો આ માનકષાય જ છે - આપણે માની લીધું છે કે 'હું તો ઘણું કરું છું.'
- કદાચ આપણે શરૂઆતમાં ધર્મ પામ્યા ત્યારે આપણી વિચારધારા પણ એ જ હતી કે 'હું કાંઈ નથી કરતો...' તેથી જ આપણે પ્રગતિ કરી... પણ થોડું કરતા થયા એટલે વિચાર બદલાઈ ગયા. 'હું પૂજા કરું છું, રાત્રિભોજન ત્યાગ કરું છું, પ્રવચન સાંભળું છું, વાર તહેવારે દાન કરું છું, તિથિએ પ્રતિક્રમણ કરું છું.. બીજા તો આમાંનું કશું નથી કરતા...' આ માનકષાય આપણા વિકાસને સ્થગિત કરી દે છે.
- જ્ઞાનસારમાં મહોપાધ્યાયજી લખે છે - **'જે પોતાને અપૂર્ણ માને છે, તેની જ પૂર્ણતા તરફ પ્રગતિ થાય છે. જે (અપૂર્ણ હોવા છતાં) પોતાને પૂર્ણ માને છે, તે અપૂર્ણ જ રહે છે.'**

  ગુજરાતીમાં કહેવત છે ને - 'અધૂરો ઘડો, છલકાય ઘણો...'
- આપણે ગમે તેટલું કરતા હોઈએ તો પણ અપૂર્ણ જ છીએ. વીતરાગ સિવાય કોઈ પૂર્ણ નથી. **આપણામાં દરેક સ્તરે સુધારાની શક્યતા છે જ.** ગુણદષ્ટિ હોય તો આપણી આસપાસમાં જ, આપણા જેવા જ સંયોગો અને શક્તિ હોવા છતાં આપણા કરતાં ઘણી વધુ આરાધના કરતા દેખાશે. માનકષાયનો ક્ષયોપશમ હોય તો તેમાંથી આલંબન લઈને આરાધના વધારવાનું મન થાય. માનકષાય હોય તો બહાના કાઢવાનું મન થાય...
- બાપજી મ. નો માનકષાયનો ક્ષયોપશમ કેવો હશે ?

  ૭૨ વર્ષની ઉંમર, આચાર્યપદ, જિનશાસનમાં ટોચપદે બિરાજમાન હોવા છતાં - એક બહેન ઉપવાસનું પચ્ચક્ખાણ લે - વર્ષીતપ છે તેવી ખબર પડે - તો વિચાર આવે –'મેં તો જિંદગીમાં એકપણ વર્ષીતપ કર્યો જ નથી..' અને આલંબન લઈને વર્ષીતપ શરૂ કરે, જિંદગીના અંત સુધી અખંડ ચાલે !
- મારા જેવા પાસે કોઈ અટ્ઠમનું પચ્ચખાણ કરે, તો વિચારું - 'મારે પાઠ આપવાના છે, પ્રવચન કરવાનું છે, તપ સિવાય બીજી ઘણી આરાધના છે...' આમ 'હું તો ઘણું કરું છું' એવો માનકષાય કોઈના જીવનમાંથી આલંબન લઈને આગળ વધવા ન દે.

- આપણે કોઈને વાત કરીએ ત્યારે 'હું શું શું કરું છું...' એ જ યાદ આવે અને કહીએ. 'હું શું શું નથી કરતો...' એ યાદ પણ ન આવે, કહીએ ક્યાંથી ? એ જ માનકષાય છે. પછી આગળ ક્યાંથી વધાય?
- અમારા ગુરુદેવ કહેતા હતા - એક સાધ્વી ભગવંત દીક્ષા દિવસથી અટ્ઠમને પારણે અટ્ઠમ કરતા.. પારણે એકાસણું - તે પણ પુરિમડ્ઢ પચ્ચક્ખાણે...... બધાનું જમવાનું પતી જાય પછી વહોરવા નીકળે... વધ્યું ઘટ્યું લઈને વાપરે. તેમની મારા ગુરૂદેવે ઉપબૃંહણા કરી - તો કહે 'હજી જીભને ગરમ ભાત - ઠંડા ભાતની ખબર પડે છે - એટલી રસનાની આસક્તિ સતાવે છે !' પોતાની અપૂર્ણતાનું કેવું દર્શન !
- **આપણને જોતાં આવડે, તો દરેક પાસેથી કંઈને કંઈ શીખવા મળે તેમ છે.** દરેક વ્યક્તિમાં કશુંક આપણા કરતા વધારે હોય છે. પણ માનકષાય તેને જોવા નથી દેતો.
- બાપજી મ. નું પુણ્ય કેટલું પ્રચંડ હતું ?
  વગર પદના તપાગચ્છાધિપતિ હતા.
  અમદાવાદમાં તો તેમનું વચન 'સીમંધર સ્વામી ભગવાનનું વચન' ગણાય - તેવી આદેયતા હતી.
  સ્વર્ગવાસના ૬૦ વર્ષ પછી પણ તેમના નામના સિક્કા પડે છે. સ્વ-પર સમુદાયમાં તેમનું વચન શિરોમાન્ય થતું.
  કેટલાક સમુદાયના ગચ્છનાયકો, બાપજી મ. જેમ કરે તેમ કરવું - તેવી માન્યતાવાળા હતા.
  પૂ. પ્રેમસૂરિ મ. પાસે જેટલા બહેનો દીક્ષા લેવા આવતા, તેમને બાપજી મ. પાસે જ મોકલતા. ભુવનભાનુ સૂ. મ. ના બહેન પણ તેમના સમુદાયમાં દીક્ષિત થયેલા. કેવી શ્રદ્ધા હશે તેમના પર! નહિ તો બીજે મોકલવામાં શંકા થાય કે ત્યાં આત્માનું હિત થશે કે નહિ ? પણ આવી શંકાને સ્થાન જ નહોતું.
- આવા મહાપુરુષનો માનકષાયનો ક્ષયોપશમ કેવો ? કે એક સામાન્ય શ્રાવિકાનું આલંબન લઈને વૃદ્ધ અવસ્થામાં પણ તપ શરુ કરે - ૩૩ વર્ષ ચલાવે !
- મોટી ઉંમરે તપ થવો મુશ્કેલ હોય છે. જીવનભર તપ કરનારાને પણ શરીરના કારણે છોડવો પડે છે. જયારે બાપજી મ. એ જિંદગીના છેલ્લા દિવસે પણ ઉપવાસ કર્યો !
- બાપજી મ. ની પ્રભાવકતા-આદેયતા માત્ર પ્રવચનના કારણે નહોતી... પણ ગુણવત્તાના કારણે હતી...
- આપણને ફળ દેખાય છે, મૂળ નથી દેખાતું.
  મહાપુરુષોનો પુણ્યવૈભવ દેખાય, પણ તેની પશ્ચાદ્‌ભૂમિકામાં રહેલી સાધના નથી દેખાતી.
- બાપજી મ. નું પુણ્ય આટલું પ્રચંડ કેમ ? તેના મૂળમાં જઈએ, તો જાણવા મળે કે દીક્ષાના શરૂઆતના વર્ષોમાં જ ગ્લાન મહાત્માની નિઃસ્વાર્થ ભાવે સેવા કરી છે.
- દીક્ષાના પહેલા જ વર્ષે તેમના ગુરુદેવ - મણિવિજય દાદાએ તેમને રત્નસાગરજી મ. ની સેવામાં મોકલ્યા. સેવા કરવી જ અઘરી છે. તેમાં ય અધ્યયનના કાળે જ સેવા કરવી - અતિશય કઠિન છે.
  'મારા અભ્યાસનું શું ? અભ્યાસ વિના મારી પ્રગતિ કેમ થશે ?' એવા વિચારો આવે.
  પણ બાપજી મ. એ એવું કશું વિચાર્યું નથી.
  સેવા પણ કોની ? જેની સાથે લોહીનો તો સંબંધ નથી, ગુરુનો ય સંબંધ નથી. પોતાના ગુરુભાઈ નથી, પોતાના ગ્રુપ કે સમુદાયના પણ નથી. સાવ અપરિચિત એવા મહાત્માની.

જેમની સાથે લાગણી જોડાયેલી હોય, તેમની સેવા હજી કદાચ કરવાનું મન થાય... તેના માટે પોતાના અભ્યાસ વગેરેનો ભોગ આપવાનું મન થાય... પણ અહીં તો તેવું કશું નહોતું... છતાં સેવા કરી...

દીક્ષાના પ્રથમ જ વર્ષે ગુરુદેવ બીજે મોકલે - તે પણ બીજા શહેરમાં - બીજા સમુદાયના મહાત્મા પાસે - તો પણ સ્વીકારી લેવું, તે કેવો સમર્પણભાવ હોય તો શક્ય બને... ? ગુરુ પરની પ્રચંડ શ્રદ્ધા વિના એ સંભવ જ નથી. આ સમર્પણ અને સેવાના પ્રભાવે જ તેઓ પ્રચંડ પુણ્યના સ્વામી બન્યા... સાથે સંયમની વિશુદ્ધિ, કરુણા-વાત્સલ્ય વગેરે ગુણો પણ હતા. બીજાના દોષોને ગળી જવા અને વાત્સલ્ય આપ્યા વિના આવી લોકપ્રિયતા સંભવિત નથી.

- તેમના જીવનમાંથી આટલું શીખીએ.
  1. **આપણે અપૂર્ણ છીએ** - તે સતત નજરમાં રાખીએ. કોઈનું પણ સારું આલંબન મળે - તો ગ્રહણ કરીએ; આચરણમાં લાવીએ. તેમાં માનકષાય વચ્ચે ન લાવીએ. 'હું ઘણું કરું છું.' તેવા સંતોષને બદલે – 'હું હજી ઘણું કરી શકું છું - મારે ઘણું કરવાની જરૂર છે - બીજા કેટલું બધું કરે છે ?' તે ભાવ આત્મસાત્ કરીએ.
  2. **વૈયાવચ્ચ-ભક્તિ કોઈ પણ સમુદાયના ભેદ વિના કરીએ...** સમર્પણ ભલે કોઈ એક પ્રત્યે હોય; ભક્તિ તો સહુની સમાન આદરથી કરવાની છે... પોતાના સમાજના કે પોતાના માનેલા ગુરુ આવે ત્યારે દોડાદોડ કરીએ, બીજા આવે ત્યારે ઉપાશ્રયનો દાદરો પણ ન ચડીએ - આવા સંકુચિત ભક્તિભાવવાળા ન બનીએ.
  3. **ગીતાર્થ ગુરુને સમર્પિત થઈએ.**
- બાપજી મ. ને સેવા માટે મોકલવાનો મણિવિજય દાદાનો નિર્ણય આપણી તુચ્છ બુદ્ધિથી કેવો લાગે ?

  પરિણામ સારું આવ્યું છે એટલે વાત જુદી - બાકી આપણે તેમના સ્થાને હોઈએ તો ?

  આપણે દીકરાને દીક્ષા આપી હોય અને ગુરુ પહેલા જ વર્ષે કોઈની સેવાનું કાર્ય સોંપી દે તો ?
- **ગુરુની દીર્ઘદષ્ટિ પર શ્રદ્ધા રાખીએ. 'તેઓ જે કરે છે, તે સારા માટે જ છે...' તેવું વિચારી સમર્પણ કેળવીએ.**
- બાપજી મ. એ આંખોએ કામ આપ્યું ત્યાં સુધી સ્વાધ્યાય કર્યો. શાસ્ત્રકાર કહે છે - સાધુ અગ્નિ જેવો હોય - **જેમ અગ્નિમાં ગમે તેટલું ઇંધણ નાખો - બધું સ્વાહા કરી જાય, તૃપ્ત ન થાય. તેમ સાધુ સ્વાધ્યાયથી કદી તૃપ્ત ન થાય.**

---

## પ્રશ્નોત્તરી – ૧

---

- *પ્રશ્ન : જ્ઞાની પાપ કરે, અને અજ્ઞાની પાપ કરે; બેમાંથી કોને કર્મબંધ વધારે થાય ?*
- પહેલા તો એ વાત કરવી છે કે પ્રશ્નો અનેક આશયથી પૂછાઇ શકે.
  1. જિજ્ઞાસા : પોતાને શું કરવું ? શું ન કરવું ? કેવી રીતે કરવું ? વગેરે મૂંઝવણ હોય, તેથી પ્રશ્ન કરે. જાણીને સમજે, જીવનમાં યથાશક્તિ અમલમાં મૂકવાની ઇચ્છા હોય..
  2. કુતૂહલ : માત્ર બુદ્ધિની ખણજ હોય... જાણીને કશું કરવાનું નથી.
  3. પરાભવ : 'તમને નથી આવડતું.' એવું સાબિત કરવા, ઉતારી પાડવા માટે પ્રશ્નો કરાય..

  બીજા પણ આશય હોઇ શકે.
- આ જે પ્રશ્ન કરાયો, તેમાં શું આશય છે ? તે પણ પ્રશ્ન છે. છતાં આ પ્રશ્નનો જવાબ મારે આપવો છે, કારણકે તેમાં જિનશાસનના ઊંડા રહસ્યો છે. જે જાણીને તમારો અહોભાવ વધશે.

- ગઈકાલે જણાવેલું - 'પાપ છે' તેવું જ્ઞાન હોવા છતાં પાપ કરનારના સ્થૂળથી ૪ તબક્કા છે. અપવાદ, પ્રમાદ, બેદરકારી અને શોખ. બધામાં કર્મબંધ ઉત્તરોત્તર વધે છે. અપવાદમાં તો કર્મબંધ હોતો જ નથી.. તેમાં અજયણા થઇ હોય તો તેટલો કર્મબંધ થાય.
- જેમ કે સાધુને વિહારમાં નદી આવે તો ઉતરવી પડે. પુલો તો છેલ્લા ૧૦૦-૧૫૦ વર્ષમાં થયા. પહેલા તો નદી ઉતરવી જ પડતી. તે સિવાય નદી પાર કરવાના કોઇ ઉપાય નહોતા.. પ્રભુ વીર પણ હોડીમાં નદી ઉતર્યા હતા. નદી કેવી રીતે ઉતરવી ? તેના વિધાન છે. ઘૂંટી સુધી, ઘૂંટણ સુધી, કમર સુધી, છાતી સુધી પાણી હોય તો દરેકમાં જુદી જુદી રીત છે. તેથી વધુ હોય તો હોડી સિવાયનો કોઇ રસ્તો નથી. કોઇપણ રીતે નદી પાર કરવામાં અપ્કાય જીવોની વિરાધના છે જ. પાણીના ટીપે ટીપે અસંખ્ય જીવો છે; એટલે કેટલા જીવો મરતા હશે ? છતાં નદી ઉતરવાનું પ્રાયશ્ચિત્ત માત્ર એક ઇરિયાવહી છે; કારણકે તે અપવાદ છે. અને 'વરસાદ આવે છે કે નહીં ?' તે જોવા જો બારીની બહાર હાથ કાઢું તો આયંબિલ-ઉપવાસ જેવું પણ પ્રાયશ્ચિત્ત આવે; કારણકે તે પ્રમાદ છે. હાથ બહાર કાઢું અને વરસાદનું ટીપું પડે, તો જીવોને કિલામણા થાય, મરી જાય... એટલે માત્ર જોઇને જ નિર્ણય કરવાનો હોય...
- વાત એ છે કે **જ્ઞાની, અપવાદમાર્ગે પાપ કરે** (જો કે તે પાપ નથી; માત્ર સ્વરૂપથી પાપ કહેવાય છે – તે ગઇકાલે કહ્યું હતું), **તો કર્મબંધ બિલકુલ ન થાય.** એટલે, અજ્ઞાની કરતાં જ્ઞાનીને કર્મબંધ વધુ જ થાય – તેવું ન કહેવાય..
- હા, **જેને પાપનું જ્ઞાન છે, છતાં શોખથી પાપ કરે; તો કદાચ જેને પાપનું જ્ઞાન નથી, તેવો જીવ પાપ કરતો હોય - તેના કરતા કર્મ વધુ બાંધે તેવું બની શકે**.. કારણકે જાણવા છતાં પાપ કરવું – તે પરિણતિ નિષ્ઠુર હોવાનું સૂચક છે. 'પાણીમાં જીવ છે.' એવી જેને ખબર જ નથી – તે વરસાદમાં નહાય; તેના કરતા 'પાણીમાં જીવ છે' એવી ખબર હોય, રોજ '૭ લાખ અપ્કાય' બોલતો હોય... તે વરસાદમાં નહાય – તેને પાણીના જીવ પ્રત્યેની નિષ્ઠુરતા વધારે હોય, તેવી સંભાવના છે... એટલે તેને કર્મબંધ વધુ થઇ શકે. પણ તેવો નિયમ ન કરવો, એ હમણાં જ સમજાશે...
- 'આ પાપ છે.' એવી ખબર જ ન હોય – તેવા અજ્ઞાનના અનેક કારણો હોઇ શકે.
- પહેલું કારણ એ છે કે જ્ઞાન મેળવવાની ઇચ્છા જ નથી. જે નાસ્તિક હોય, પાપ-પુણ્ય પર શ્રદ્ધા જ ન ધરાવતો હોય, પાપ છોડવાની વૃત્તિ જ ન હોય – તેની આવી ભૂમિકા હોય..
- મને કોઇ પૈસા કમાવાના ઉપાય બતાવે, તો રસ જ ન પડે; કારણકે કમાવાની ઇચ્છા જ નથી. તેમ જેને પાપ છોડવા જ નથી, તેને જાણવાની ઇચ્છા જ ન થાય.. આવી વ્યક્તિ પણ નિષ્ઠુર પરિણામી જ છે. જ્ઞાન હોવા છતાં શોખથી પાપ કરનાર જેવો કર્મબંધ કરે, તેવો જ (કે તેનાથી વધુ પણ) કર્મબંધ એને થઇ શકે.
- જુઓ, હું સંભાવના જ બતાવી શકું. બાકી નિશ્ચિતપણે તો પરિણામના આધારે જે કર્મબંધ થાય, તે જ્ઞાની જ કહી શકે; કારણકે અધ્યવસાયના અસંખ્ય ભેદો છે. આવા જીવનું અજ્ઞાન જરા પણ ક્ષમ્ય નથી.
- હવે, જેને જાણવાની ઇચ્છા છે, છતાં જ્ઞાન નથી; તેના અનેક કારણો હોઇ શકે.
  1. ક્ષયોપશમ ન હોય, સમજણશક્તિ-બુદ્ધિ ન હોય – તેથી સમજી ન શકે... જેમ કે બાળકો વગેરે...
  2. ક્ષયોપશમ હોવા છતાં જ્ઞાન આપનાર કોઇ ન હોય.. પૂર્વના કાળે આજના જેવા સંદેશવ્યવહારના સાધનો નહોતા, પુસ્તકો નહોતા; ત્યારે કેટલાય ક્ષેત્રોમાં ભણાવનાર ન હોય તો જ્ઞાન મેળવવાનો કોઇ માર્ગ નહોતો.

3. સંયોગો પ્રતિકૂળ હોય... જેમકે સાધુ બિમારની સેવામાં વ્યસ્ત હોય તો ભણવાનો સમય ન હોય...

- આવા બધા કારણો હોવાથી જેને જ્ઞાન નથી; તે અજ્ઞાનતાથી પાપ કરે, તો કર્મબંધ અલ્પ થાય.. કારણકે તેની જાણવાની ઈચ્છા છે, અનુકૂળતા મળે તો જાણવાનો પુરૂષાર્થ કરવો છે, અને - જેટલું ખબર પડે તેટલું અમલમાં મૂકવું છે – તેવો ભાવ છે.. પરિણતિ નિષ્ઠુર નથી..
  જેમ કે નવી દીક્ષા થઈ હોય, તેને ગોચરી વહોરવાનું શીખવાડવા, ૧-૨ મહિના અમે સાથે જઈએ. ગૃહસ્થો સાથે શી રીતે વાત કરવી ? શું જોવું ? શું પૂછવું ? શું વહોરવું ? કેટલું વહોરવું ? બધું શીખવાડીએ. પછી એકલા મોકલીએ. હવે કોઈવાર એવો પ્રસંગ ઊભો થાય કે જે અમે શીખવાડ્યું ન હોય (કારણકે ૧-૨ મહિનામાં બધા જ પ્રકારના પ્રસંગો આવી જ જાય, તેવું જરૂરી નથી.) ત્યારે પોતાની બુદ્ધિથી નિર્ણય કરે. આવ્યા પછી અમને કહે. ત્યારે જો ભૂલ હોય તો અમે જણાવીએ. પછી ફરીવાર તેવું ન કરે, તો તેની ભૂલ ક્ષમ્ય ગણાય. કર્મબંધ બહુ અલ્પ થાય.
- ઘણીવાર ઈચ્છા હોવા છતાં, બધા સંયોગો અનુકૂળ હોવા છતાં, જ્ઞાન મેળવતા નથી – પ્રમાદ હોય છે – આળસ હોય છે.. ત્યારે તેની ભૂલ ક્ષમ્ય ન ગણાય. જ્ઞાન હોય તે પ્રમાદથી પાપ કરે, તેની જેમ પ્રમાદના કારણે જ્ઞાન ન મેળવે – તે પણ ગુનેગાર છે જ. તેને કર્મબંધ વધારે થાય.
- તમને અજ્ઞાન તો ઘણું છે. કારણ શું ? ઈચ્છા નથી કે સંયોગ નથી ?
  *સભા : ઈચ્છા તો હોય જ ને ?*
  તેવું જરૂરી નથી. ૧૮૦૦ માણસોના સંઘમાંથી ૩૦૦-૪૦૦ જણાં વ્યાખ્યાનમાં આવે છે. ૪૦૦ કદાચ બાળકો હશે – જેમને ક્ષયોપશમ નથી. બાકીના ૧૦૦૦ ને શું છે ? ઈચ્છા જ નથી.. સમયની પ્રતિકૂળતા હોય તો આસપાસના સંઘોમાં ક્યાંક ને ક્યાંક વહેલું વ્યાખ્યાન પણ હશે જ. પણ ઈચ્છા નથી.
- કેટલાકને ઈચ્છા હોય, પણ નબળી હોય.. નથી જ જાણવું - તેવું ય ન હોય, જાણવું જ છે – તેવું ય ન હોય.. તેને આળસ આવે.. કોઈ પ્રેરણા કરનાર મળે, ઠપકો આપનાર મળે – તો આવે પણ ખરા...
- આમ કર્મબંધનો આધાર અનેક પરિબળ પર નિર્ભર છે. એટલે જ્ઞાનીને કર્મબંધ વધારે જ થાય – તેવું બોલી નાખવું નહીં..
- આવું જ વિધિ બાબતે સમજવાનું છે.
- અવિધિના ઘણાં કારણો છે.
- વિધિ જાણવા છતાં અપવાદે-પ્રમાદથી-બેદરકારીથી કે નિષ્ઠુરતાથી અવિધિ કરે...
  બિમાર હોવાથી બેઠાં બેઠાં પ્રતિક્રમણ કરે તે **અપવાદ...**
  વિહાર વગેરેના થાકથી બેઠાં બેઠાં પ્રતિક્રમણ કરે તે **પ્રમાદ..**
  હંમેશા બેઠાં બેઠાં કરે – આળસ હોય – તે **બેદરકારી..**
  અને 'કરીએ છીએ તે ઘણું છે.. તેમાં વિધિની ચીકણાશ નહીં કરવાની...' આવી **નિષ્ઠુરતાથી** ય કોઈ કરે..
  આ બધામાં ઉત્તરોત્તર કર્મબંધ વધે.
- વિધિનું જ્ઞાન ન હોય – તો જ્ઞાન ન હોવાનું કારણ શું ? તે જોવું પડે.
  વિધિ જાણવાનો રસ જ ન હોય તો નિષ્ઠુરતા કહેવાય..
  જાણવાના સંયોગ વગેરે હોવા છતાં આળસ કરે તો પ્રમાદ-બેદરકારી કહેવાય..

સંયોગ જ ન હોય તો અજ્ઞાન ક્ષમ્ય ગણાય; કર્મબંધ અલ્પ થાય.

---

- મેં પૂર્વે જણાવ્યું હતું કે, અમુક પ્રકારના આર્તધ્યાનના નિવારણ માટે અપવાદની છૂટ મળે, અમુક પ્રકારના આર્તધ્યાનના નિવારણ માટે ન મળે, તે ભેદ હવે સમજીએ...
- ધ્યાનના ચાર પ્રકાર છે. ધર્મધ્યાન અને શુક્લધ્યાન શુભ છે. આર્તધ્યાન અને રૌદ્રધ્યાન અશુભ છે.
- આર્તધ્યાન-રૌદ્રધ્યાન વચ્ચે ભેદ કરવો હોય તો સ્થૂળથી એમ કહી શકાય કે ઈન્દ્રિયના વિષયો સંબંધી થાય – તે આર્તધ્યાન.. જેમ કે અતિશય ગરમીના કારણે થાય, બેસ્વાદ ભોજનના કારણે થાય, શરીરમાં રોગ-વેદનાના કારણે થાય... અને બીજા જીવો સંબંધી થાય તે રૌદ્રધ્યાન – જેમ કે અપમાન કરનાર – હેરાન કરનાર માટે 'હરામખોર છે – લબાડ છે..' એવા વિચારો.
  જો કે આ સ્થૂળ વ્યાખ્યા છે – સૂક્ષ્મતાથી બંનેના ભેદ શાસ્ત્રકારોએ બતાવેલા છે.
- બેમાંથી વધારે ખરાબ કયું ?
  *સભા : રૌદ્રધ્યાન.*
  અપેક્ષાએ એ વાત સાચી છે – કારણકે આર્તધ્યાનથી તિર્યંચગતિ થાય; રૌદ્રધ્યાનથી નરકગતિ થાય છે. પણ એવો એકાંત ન સમજવો, કારણકે આર્તધ્યાનથી એકેન્દ્રિય ગતિ પણ થાય.. અને નિગોદ એ નરક કરતાં વધુ ખરાબ છે. નરક કરતાં નિગોદમાં અનંત ગણાં દુઃખો છે, વળી નિગોદમાં અનંતકાળ રહેવું પડે – તે પણ સંભવિત છે.
- આર્તધ્યાનના બે ભાગ પાડી શકાય.
  ૧) શારીરિક અશાતાના કારણે થતું આર્તધ્યાન.
  ૨) માનસિક અરતિના કારણે થતું આર્તધ્યાન.
- જેમ કે કોઈ સાધુને ટાઇફોઇડ થયો હોય ત્યારે ઘી-તેલ વગેરે બંધ થાય. મોસંબીનો જ્યુસ વગેરે વપરાવવો પડે. ત્યારે વેદના વગેરેથી આર્તધ્યાન હોય તો તે અશાતાના કારણે છે. તેના નિવારણ માટે અપવાદ છે – દોષિત પણ લેવાય.
  પણ ગોચરીમાં કેરીનો રસ ન મળે, તેના કારણે આર્તધ્યાન થાય, તો તે માનસિક અરતિના કારણે છે. તેના નિવારણ માટે અપવાદ ન હોય.
- ૪૫ ડિગ્રી કરતાં વધુ ગરમી પડે – તો શરીરમાં અશાતા ઉત્પન્ન કરે. પિત્તનો પ્રકોપ થાય, વાયુ માથામાં ચડે... તેના નિવારણ માટે અપવાદ હોઈ શકે. તમને A. C. ની ટેવ પડી હોય એટલે ૩૫ ડિગ્રી પણ સહન કરવી ન ગમે – તે માનસિક અરતિ છે. તેના નિવારણ માટે અપવાદ ન હોય.
- તેના બે કારણ છે.
  1. અશાતાથી થયેલ આર્તધ્યાનનું નિવારણ મનને સમજાવવાથી ન થઈ શકે. સામાન્ય વેદના હોય તો કદાચ થાય, તીવ્ર વેદનામાં ન થાય. અશાતા દૂર કરાય તો જ આર્તધ્યાનનું નિવારણ થાય. એટલે અશાતા દૂર કરવા અપવાદનો આશરો લેવો પડે. અરતિથી થયેલ આર્તધ્યાનનું નિવારણ તો મનને સમજાવવાથી થઈ જ શકે. એટલે તેના નિવારણ માટે સમજાવટ જ હોય, અપવાદ નહીં.
  2. અપવાદ દ્વારા અશાતા દૂર કરાય, તો સમાધિ આવે... પછી મન ધર્મધ્યાનમાં લાગી જાય.. આમ પરિણામે આરાધના આવે.
     અરતિને દૂર કરવા અપવાદનો આશરો લેવાય, તો અરતિ ઊભી થવાનું કારણ રાગ હોવાથી (જેમ કે કેરીનો રસ બહુ ભાવતો હોય તો જ ન મળવાથી અરતિ થાય.) અપવાદના સેવન

વખતે તીવ્ર રાગ થાય.. (અશાતાને દૂર કરવા અપવાદ સેવે, ત્યારે તો મારે આ પાપ કરવું પડે છે, એવી જાગૃતિ હોવાથી તીવ્ર રાગ ન કરે; ઊલટો ડંખ હોય; રાગ ન થાય તે રીતે અપવાદ સેવે – તેવું પણ બને.)

અપવાદના સેવનથી અરતિ દૂર કરાય, તો પણ રાગના સંસ્કાર બળવાન્ બનવાથી થોડા જ સમયમાં પાછી તેની ઈચ્છા ઊભી થાય – અરતિ પાછી આવે.. આમ વિષચક્ર ચાલે. એટલે પરિણામે આરાધના – ધર્મધ્યાન ન આવે. આમ, તેમાં આત્માનું અહિત જ થતું હોવાથી, અરતિથી થયેલા આર્તધ્યાનના નિવારણ માટે અપવાદ સેવનની રજા સામાન્યથી નથી હોતી.

- *પ્રશ્ન : સંસારના ક્ષેત્રમાં સફળતા પુણ્યથી જ મળે.. જ્યારે ધર્મક્ષેત્રમાં પુરૂષાર્થ પ્રધાન છે – એવો ભેદ હોવાનું કારણ શું ?*

  એનો જવાબ જાણવા કર્મ વિશે જાણકારી જોઈશે.
- કર્મ ૮ છે. જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અંતરાય.
- **સંસારના ક્ષેત્રની બધી જ સફળતાઓ, મોહનીય સિવાયના ૭ કર્મના ઉદય અથવા ક્ષયોપશમથી મળે છે.**

  સારો કંઠ મળે – સુસ્વર નામકર્મના ઉદયથી.

  સંપત્તિ મળે – લાભાંતરાય કર્મના ક્ષયોપશમથી.

  બુદ્ધિ મળે – જ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમથી.

  શરીરનું બળ મળે – વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમથી.

  નામના મળે – યશ નામકર્મના ઉદયથી...
- જ્યારે, **ધર્મક્ષેત્રે કોઈપણ ગુણની પ્રાપ્તિ, મોહનીય કર્મના ક્ષયોપશમને આધીન છે.**

  ક્ષમા આવે – ક્રોધ મોહનીયના ક્ષયોપશમથી.

  સંયમ મળે – મિથ્યાત્વ, મિશ્ર મોહનીય, ૪ અનંતાનુબંધી, ૪ અપ્રત્યાખ્યાન, ૪ પ્રત્યાખ્યાનાવરણ – એ ૧૪ કર્મના ક્ષયોપશમથી.
- *સભા : દાન તો સંપત્તિથી થાય ને ?*

  ના. ઉદારતાથી થાય.. ૧૦૦ રૂ. માંથી પણ ઉદારતા હોય તો ૧૦ રૂ. નું દાન થઈ શકે.
- જો કે, કેટલાક ધર્મ માટે વીર્યાંતરાયનો ક્ષયોપશમ જરૂરી છે, પણ તે પ્રાયઃ મોહનીય કર્મના ક્ષયોપશમથી થઈ જ જાય છે.
- મોહનીય કર્મનો ક્ષયોપશમ, આપણા પુરૂષાર્થથી થાય.

  અંદર ગુસ્સો પેદા થાય, તો પણ મનને સમજાવીને રોકી શકાય.

  લોભ સતાવતો હોય, તો પણ ચિંતન-મનનથી ઘટાડી શકાય.
- બાકીના સાત કર્મનો ઉદય-ક્ષયોપશમ, આપણા પુરૂષાર્થથી થઈ જ જાય – તેવું નથી.

  દુઃસ્વર નામકર્મનો ઉદય હોય તો લાખ પ્રયત્ને પણ કંઠ સૂરીલો ન બને.

  લાભાંતરાયનો ઉદય હોય તો સંપત્તિ ન જ મળે...
- એટલે, એ સ્પષ્ટ છે કે,

  **ધર્મક્ષેત્રમાં પુરૂષાર્થથી જ સફળતા મળે છે.. ત્યાં પુણ્યની રાહ જોવાથી કશું ન વળે..** કોઈ પણ પ્રકારનું પુણ્ય – મોહનીયનો ક્ષયોપશમ ન કરી શકે.. સ્વાધ્યાય-ભાવના વગેરેથી જ મોહનીય ક્ષયોપશમ થાય..

  **જ્યારે સંસારના ક્ષેત્રમાં પુણ્યથી જ સફળતા મળે છે.**

આ પદાર્થ એકદમ વૈજ્ઞાનિક – કર્મસિદ્ધાંતને અનુસરતો છે.

## પ્રશ્નોત્તરી – ૨

- ***પ્રશ્ન :** પરમાત્માની પૂજામાં પાણી-ફૂલ વગેરે જીવોની હિંસા કરીએ તેનું પાપ ન લાગે ?*

  આનો જવાબ આપતાં પૂર્વે એક પ્રશ્ન કરવો છે. જ્યાં જ્યાં હિંસા હોય-થાય – ત્યાં પાપ લાગે, એવો નિયમ છે ?

  જો હા પાડશો, તો એવો કોઈ ધર્મ નથી કે જેમાં બિલકુલ હિંસા ન થતી હોય..

  હું વ્યાખ્યાન કરું છું – તેમાં મારા મોઢામાંથી નીકળતા શબ્દના પુદ્ગલો ચાર સમયમાં આખા ચૌદ રાજલોકમાં ફેલાઈ જાય છે. અને માર્ગમાં જે જીવોને અથડાય છે – તે બધાને પીડા કરે છે. એટલે વ્યાખ્યાન કરવામાં ય હિંસા થાય છે.

  તમે વ્યાખ્યાન સાંભળવા વાહન પર આવો – તેમાં તો હિંસા છે જ, ચાલતા આવો તો પણ રસ્તામાં તમને ન દેખાતા જીવોની વિરાધના થાય છે, વાયુકાય વગેરેની વિરાધના થાય છે.

  સામાયિક કરવા માટે હાથ-પગ શુદ્ધ કરો, વસ્ત્ર બદલો... અરે ! ખમાસમણ આપો, તેમાં ય જીવોની હિંસા છે.

  ગુરૂને વંદન કરશો – તો ય જીવોની હિંસા થશે.

  ઉપવાસ કરો – તો પણ પેટમાં રહેલા – આહાર પર જીવતા કીડા મરી જાય છે – તેમાં પણ હિંસા છે.

  **એવો ધર્મ એકપણ નહીં મળે કે જેમાં હિંસા બિલકુલ ન થતી હોય..**

- હવે **જો નિયમ કરાય કે - જ્યાં હિંસા, ત્યાં પાપ; તો પછી દુનિયામાં ધર્મ નામની ચીજ જ નહીં રહે – બધું પાપ જ બની જશે.**

  એટલે એવો નિયમ તો માની શકાય જ નહીં !

- આશ્ચર્ય છે ને ! હિંસાને નામે પ્રભુપૂજાનો વિરોધ કરનારાઓ પણ બીજા બધા ધર્મો – જેમાં હિંસા થાય જ છે – તેને ધર્મ તરીકે સ્વીકારે છે !

  જિનાલય બનાવવામાં હિંસા માનીને પાપ કહેનારા પણ, ગુરૂને રહેવા માટેના - પ્રવચન માટેના સ્થાન બનાવવાને ધર્મ માને છે.

  હિંસા તો બંનેમાં સરખી જ છે ને ?

  ભગવાનના વરઘોડામાં હિંસા કહીને પાપ કહેનારા પણ ગુરૂના સામૈયા તો કરે જ છે.. !

  ભગવાનની પૂજામાં જળ-વનસ્પતિની હિંસા કહીને પાપ માનનારા પણ – સાધર્મિકોની ભક્તિ – રસોઈ બનાવીને કરે જ છે, જેમાં અનેક ગણી હિંસા છે !

  નથી લાગતું કે ભગવાનની પૂજાનો જે 'હિંસા' માનીને વિરોધ કરાય છે, તે ખરેખર 'હિંસા'નો નથી, 'પૂજા'નો જ છે !

- *સભા : તો શું હિંસા એ પાપ છે જ નહીં.. ?*

  એવું મેં નથી કહ્યું..

  હિંસા હોય એટલે પાપ લાગે જ એવો નિયમ નથી.. જે હિંસા રાગ-દ્વેષથી – સ્વાર્થથી – મોહથી થાય છે, તેમાં પાપ લાગે છે. જે હિંસા તેવી નથી, તેમાં પાપ લાગતું નથી. પ્રભુની ભક્તિ, પ્રભુ વીતરાગ હોવાથી – તેમની ભક્તિ દ્વારા વીતરાગતા પ્રાપ્ત કરવા માટે કરાય છે; રાગ-દ્વેષને ઘટાડવા માટે કરાય છે – અને ઘટાડે પણ છે.

  એટલે પ્રભુપૂજા વગેરેમાં થતી હિંસા, પાપનું કારણ નથી બનતી..

- ઈતિહાસ તપાસશો તો ખબર પડશે, કે ભારતવર્ષમાં મૂર્તિપૂજા સર્વ ધર્મોમાં હતી..
  વિદેશીઓના આક્રમણ આવ્યા પછી, એક ચોક્કસ સમયગાળો એવો થયો છે – કે જેમાં દરેક ધર્મમાં મૂર્તિપૂજાનો વિરોધ કરનારો પંથ જુદો પડ્યો છે. એવું લાગે કે ભારતની એક્તાને ખંડિત કરવા– વિદેશીઓની જ આ કોઈ ચાલ હશે ? 'ભાગલા પાડો અને રાજ કરો' ની કૂટનીતિ હશે? દરેક ધર્મમાં અંદર-અંદર ઝઘડા ઊભા કરાવીને ખતમ કરવાનું ષડયંત્ર હશે ?
  જૈનોમાં મૂર્તિપૂજા-વિરોધી પંથો છેલ્લા ૫૦૦ વર્ષમાં જ થયા છે તેમની પાસે ૫૦૦ વર્ષથી જૂનો કોઈ ઈતિહાસ નથી, કોઈ ગુરૂપરંપરા નથી, કોઈ પ્રાચીન શાસ્ત્રો નથી..
- આપણી પાસે પ્રભુ વીરથી ચાલી આવતી અખંડ ગુરૂપરંપરા છે, ૨૫૦૦ વર્ષ સુધી સતત ચાલ્યું આવતું શ્રુતજ્ઞાન છે, જેમાં નિરંતર નવસર્જન પણ થયું છે, સળંગ ઈતિહાસ છે !
  આપણે કોઈની નિંદા નથી કરવી; પણ સત્યનું અન્વેષણ કરવા બેસીએ ત્યારે જે હકીકત છે, તે જાણવી પડે – જણાવવી પડે.
  હદ તો ત્યારે થાય, જ્યારે ૨૦૦૦ વર્ષ સુધી થયેલ મહાપુરુષોને 'શિથિલાચારી' કહી દેવામાં આવે! તે બધા દ્વારા રચાયેલા ગ્રંથોને અપ્રામાણિક કહી દેવામાં આવે ! ગણધર ભગવંતોએ રચેલા આગમોમાંના કેટલાક ઊડાવી દેવામાં આવે ! કેટલાકના પાઠ બદલી દેવામાં આવે ! અર્થ બદલી દેવામાં આવે !
  એકવાર 'પૂજા' માં પાપ છે – એવું માની લીધું – પછી તેને સત્ય સાબિત કરવા કેટ-કેટલું કરવું પડ્યું ?
- આપણે મૂળ વાત પર આવીએ.
  શાસ્ત્રકારોએ હિંસાના ત્રણ પ્રકાર બતાવ્યા છે.
  ૧) હેતુહિંસા ૨) સ્વરૂપહિંસા ૩) અનુબંધહિંસા..
- **સ્વરૂપહિંસાનો અર્થ છે – જીવની વિરાધના થવી અથવા જીવને પીડા થવી..**
  સ્વરૂપહિંસા તો દરેક કાર્યમાં થાય છે - તે પૂર્વે બતાવ્યું.
  જો સ્વરૂપહિંસાને પાપ માની લેઈએ તો કોઈ ધર્મ રહે જ નહીં.. !
  'મૂર્તિપૂજામાં પાપ છે.' એવું બોલવામાં પણ સ્વરૂપહિંસા હોવાથી, એ બોલવું પણ પાપ જ થશે ને? એટલે સ્વરૂપહિંસા માનીને પૂજા ન કરનારે – આવું બોલવું પણ બંધ કરવું પડે !
  એટલે સ્વરૂપહિંસાને પાપ માની શકાય નહીં જ.
  સ્વરૂપહિંસા તો કેવલીથી પણ થાય છે. કેવલિ ભગવંત નદી ઉતરે – અપ્કાયની હિંસા થાય. તેમના શરીરને અડવાથી વાયુકાયની હિંસા થાય, મચ્છર વગેરે જીવો પણ મરે. વિહાર કરે ત્યારે બીજા પણ જીવો મરે. દેશના આપે ત્યારે પણ હિંસા થાય. છતાં કેવલિ ભગવંતને પાપ લાગતું નથી જ.
  એટલે **માત્ર સ્વરૂપહિંસા એ પાપનું કારણ નથી.**
- **હેતુહિંસા એટલે અજયણા.**
  તે સમજવા પહેલા જયણા સમજીએ.
- જયણા એટલે શું ?
  *સભા : જીવહિંસા ન કરવી અથવા ઓછી કરવી..*
  તો પછી તો સ્વામિવાત્સલ્યમાં મીઠાઈ ન કરવી – રોટલી - દાળ જ કરવા એ જયણા બનશે. ભગવાનની પુષ્પપૂજા એક જ ફૂલથી કરી લેવી પડશે – વધારે ફૂલમાં હિંસા થશે – અજયણા થશે!

જયણાનો બધે આ અર્થ ન થાય.

- **જયણાનો અર્થ છે – 'રાગ-દ્વેષથી રહિત, આજ્ઞાનુસારી પ્રયત્ન.'** પિંડનિર્યુક્તિ નામના આગમમાં આ અર્થ મળે છે.
  એટલે, સ્વામિવાત્સલ્યમાં જયણા શું ?
  તો – રાત્રે રસોઈ ન બનાવવી, પાણી ગાળીને વાપરવું... વગેરે.. જે ભગવાનની આજ્ઞા છે..
  પ્રભુની પૂજામાં જયણા શું ?
  અભિષેકનું પાણી ગાળીને લેવું, પગમાં ન આવે તેવી રીતે પરઠવવું વગેરે... જયણા છે..
  હા, ઘણાં બધા સ્થાને જયણાનો અર્થ – હિંસા ઘટાડવી – તે છે.
  મુખ્યત્વે સંસારના કાર્યોમાં.. જેમ કે રસોઈમાં જયણા એટલે – ચૂલા પૂંજવા, લોટ ચાળવો.. વગેરે.
  નહાવામાં જયણા – પાણી ગાળવું, ઓછું વાપરવું.. વગેરે..
  પણ ધર્મકાર્યમાં સર્વત્ર જયણાનો અર્થ તેવો ન થાય..
- જયણા ન હોય, ત્યાં સ્વરૂપહિંસા ન હોય – તો પણ હેતુહિંસા કહેવાય.
  જેમ કે જોયા વિના ચાલે – પછી જમીન પર હમણાં જ પોતું માર્યું હોવાથી જીવો ન હોય અને ન મરે – તો પણ હેતુહિંસા કહેવાય જ.
  પાણી ગાળે નહીં – પછી કદાચ પાણીમાં તેવા ત્રસ જીવો ન હોય કે જે ન ગાળવાથી મરી જાય – તો પણ હેતુહિંસા કહેવાય જ.
  અનાજ વીણ્યા વિના દળે – પછી તેમાં જીવાત હોય કે નહીં – હેતુહિંસા કહેવાય જ..
- અત્યારે સંસારના અને ધર્મના – બધા જ કાર્યોમાંથી જયણા અદશ્ય થઈ ગઈ છે. રસોડામાંથી તો ખાસ !
  સંઘમાં થતા જમણવારોમાં પણ, કોણ અનાજ વીણે છે ? લોટ ચાળે છે ? પાણી ગાળે છે ? આ બધા પ્રશ્ન છે.
  પણ અત્યારે એનો વિસ્તાર નથી કરવો..
- **અનુબંધહિંસા એ કે જે રાગ-દ્વેષ વધારે, દુર્ગતિમાં લઈ જાય, દુઃખ આપે, સંસાર વધારે..**
  પ્રભુપૂજામાં થતી હિંસામાં સ્વરૂપહિંસા છે, પણ અનુબંધહિંસા નથી.. કારણકે તે રાગ-દ્વેષ ઘટાડવા માટે થાય છે.
  સંસારના સર્વ કાર્યોમાં પ્રાયઃ અનુબંધહિંસા હોય છે.. કારણકે રાગ-દ્વેષ વધારનારા હોય છે..
  હા, તેમાં જેટલા અંશે જયણાનું પાલન થાય, તેટલી અનુબંધ હિંસા ઓછી થાય.
  **ધર્મના કોઈ કાર્યમાં અનુબંધહિંસા હોતી નથી. કારણકે તે રાગ-દ્વેષ ઘટાડનાર હોય છે.**
  હા, જો તેમાં જયણાનું પાલન ન થાય, તો હેતુહિંસા હોય છે. અને તેટલા અંશમાં પુણ્યબંધમાં ઘટાડો થાય..
- *સભા : હેતુહિંસા અને અનુબંધહિંસા વચ્ચે તફાવત શું ?*
  સંસારના સર્વકાર્યોમાં તો હેતુહિંસા – અનુબંધહિંસામાં પરિણમે જ છે. એટલે કે હેતુહિંસા હોય તો અનુબંધહિંસા હોય જ છે.
  ધર્મકાર્યોની અંદર - અજ્ઞાન-પ્રમાદ વગેરેના કારણે થતી અજયણારૂપ હેતુહિંસા – તે અનુબંધહિંસા છે - એવું ન કહેવાય, કારણકે પાપ નથી બંધાતું – દુર્ગતિ નથી થતી. પણ અવિધિના કારણે ધર્મનું ફળ ઘટે છે.
  આ પદાર્થ ગહન છે, હેતુહિંસા કયા કારણે થઇ રહી છે – તેના પર આધાર રાખે છે. તે જ્ઞાનીઓ

પાસે સમજવું.

- ધર્મકાર્ય અને સંસારકાર્યમાં આવો ભેદ કેમ ? કારણકે ધર્મકાર્યો રાગ-દ્વેષ ઘટાડનારા છે, સંસારકાર્યો રાગ-દ્વેષ વધારનારા છે.

  મને કેરીનો રસ ખાવાની ઈચ્છા થાય અને રસ બનાવડાવું, તો તે રાગથી થતું હોવાથી અનુબંધહિંસા છે.

  કોઈ મહાત્માને વૈદે અનુપાન રૂપે કેરીનો રસ વાપરવા કહ્યું હોય – અને રસ બનાવડાવું – તો ત્યાં રાગ નથી – પણ સંયમના સાધક એવા શરીરને સ્વસ્થ કરીને સ્વાધ્યાય-વૈયાવચ્ચ વગેરે આરાધના વધારવાનું – રાગ-દ્વેષ ઘટાડવાનું લક્ષ્ય હોવાથી અનુબંધહિંસા નથી.

- એક વાત જણાવું.

  'અહિંસા પરમો ધર્મઃ' એ વચન પ્રસિદ્ધ થયું છે, હકીકતમાં પ્રભુનું શાસન 'આણાએ ધમ્મો' કહે છે – **પ્રભુની આજ્ઞા એ ધર્મ છે.**

- **આજ્ઞાના પાલનમાં હિંસા થાય તો સ્વરૂપહિંસા છે, અનુબંધહિંસા નથી.**

  અને આજ્ઞાનો ભંગ કરીને હિંસાથી બચે તો ય અનુબંધહિંસા છે.

  ગુરૂ શિષ્યને ગોચરી લઈ આવવા કહે, રસ્તામાં પાણી હોય, તેના પર ચાલવામાં સ્વરૂપહિંસા તો થશે. પાપ લાગે કે નહીં ?

  નહીં... કારણકે ગુરૂની આજ્ઞાથી ગયો છે.

  તેમ, પ્રભુની આજ્ઞાનું પાલન કરવામાં સ્વરૂપહિંસા થાય, તો પણ પાપબંધ નથી.

  અને પ્રભુની આજ્ઞા – રાગ-દ્વેષ ઘટાડનારી જ હોય છે.

---

## પ્રશ્નોત્તરી – ૩

- *પ્રશ્ન : તિથિએ લીલોતરી ન ખવાય તો ભગવાનને ફળ કેમ ચડાવાય ?*

  **એવો કોઈ નિયમ નથી કે - જે આપણે છોડવાનું, તે ભગવાનને પણ ન ધરાવાય..** નહીં તો, ભંડારમાં પૈસા પણ નહીં મૂકાય, કારણકે તમારે પૈસા છોડવાના છે. તમને અમે પૈસા છોડવાનો, આભૂષણ છોડવાનો, વિભૂષા ત્યાગવાનો ઉપદેશ આપીએ છીએ. અને પરમાત્માની અંગરચના કરવાનો, આભૂષણ પહેરાવવાનો, ભંડારમાં પૈસા મૂકવાનો ઉપદેશ પણ આપીએ છીએ.

- *સભા : તો પછી જે અભક્ષ્ય મીઠાઈ વગેરે અમારે છોડવાની છે, તે પણ ભગવાનને ધરાવાય ?*

  ના, બંનેમાં ફરક છે.

  તિથિએ લીલોતરી, પૈસા, આભૂષણ વગેરેનો ત્યાગ; રાગના ત્યાગ માટે, મૂર્ચ્છા તોડવા માટે છે. અને ભગવાનને ધરવામાં તો સુતરામ્ મૂર્ચ્છા તૂટે છે, વધતી નથી જ. એટલે ભગવાનને ધરી શકાય છે.

  અભક્ષ્ય મીઠાઈ વગેરેનો ત્યાગ તો - તે બનાવવામાં કે ખાવામાં થતી જીવહિંસાના કારણે છે. એને ભગવાનને ધરવામાં પણ જીવહિંસા તો થાય જ, એટલે ન ધરાય. જેમ કે કાચા માવાના પેંડામાં બીજે દિવસે બેઈન્દ્રિય જીવો ઉત્પન્ન થાય. તેવા જીવતા જીવોથી ખદબદતા પેંડા શી રીતે ભગવાનને ધરી શકાય ?

- રાગ માટે છોડવાની વસ્તુ પણ જો ભગવાનને ન ધરાવાય - તેવું માનશો, તો આજીવન મીઠાઈ છોડનારે નૈવેદ્ય પૂજા બંધ કરવી પડશે.

- **તિથિએ લીલોતરીનો ત્યાગ મુખ્યત્વે રાગને ત્યાગવા માટે છે.** અલબત્ત તેમાં હિંસા પણ કારણ

છે જ; પણ હિંસા તો કઠોળમાં પણ છે. મગના દરેક દાણામાં જીવ છે. બાફવાથી તેની હિંસા પણ થાય જ છે. ક્યારેક લીલોતરી કરતા વધુ પણ હોય ! એટલે માત્ર હિંસાના કારણે લીલોતરીનો ત્યાગ નથી, રાગને ત્યાગવાનું મુખ્ય પ્રયોજન છે.

- *સભા : કોઈને લીલા શાક કરતાં મગ વધુ ભાવતા હોય - તેના પર રાગ થતો હોય તો ?*

  તો તેણે મગ પણ છોડીને મઠ વાપરવાના. અથવા મગમાં સુદર્શન ચૂર્ણ નાખવાનું. અથવા મીઠા વગરના મગ વાપરવાના - જેથી રાગ ન થાય. પણ, ૧૦૦માંથી ૯૦-૯૫ જણાંને લીલોતરી પર રાગ વધુ થતો હોવાથી, લીલોતરીના ત્યાગનો વ્યવહાર ગીતાર્થોએ પ્રવર્તાવ્યો, પછી તેનું પાલન કરવું પડે. ભલે તેના પર કોઈકને રાગ ન થતો હોય. કારણકે શાસન વ્યવહારથી ચાલે છે.

- આ વાત બીજી રીતે સમજાવું.

  અમને રંગીન કપડાનો ત્યાગ છે. સફેદ જ પહેરવાના છે. તે મુખ્યત્વે રાગને ત્યાગવા માટે જ છે. હવે બની શકે કે કોઈને લાલ-પીળા રંગ કરતા સફેદ રંગ જ વધુ ગમતો હોય - તેના પર વધુ રાગ થતો હોય. આવું બની શકે ને ?

  *સભા : હા.*

  મારી વાત જ કરું - મને ભડક રંગો કરતાં સફેદ રંગ વધુ ગમે છે. તો શું મને રંગીન કપડાં પહેરવાની છૂટ મળે ? નહીં જ, કારણકે તેમાં સફેદ જ કપડા પહેરવાનો આચાર જ ન રહે. વ્યવહારનો ભાંગીને ભૂકો થઈ જાય. પછી બીજા બધા પણ રંગીન પહેરવા માંડે. સાધુની ઓળખ જ ના રહે. ૯૦-૯૫ % વ્યક્તિને રંગો પર જ રાગ થતો હોવાથી પરમાત્માએ સફેદ જ કપડાંનો આચાર ઉપદેશ્યો. પછી બે-પાંચને સફેદ પર વધુ રાગ થતો હોય, તો પણ તેમણે સફેદ જ પહેરવા પડે.

- *સભા : તેના પર રાગ કરવાથી તેમનું તો અહિત જ થાય ને ?*

  તેમણે રાગથી બચવા બીજા ઉપાયો કરવાના. બહુ ચોખ્ખા કપડાં નહીં કરવાના - મેલા રાખવાના.

  અમારા નાના સાધુનો કપડો ફાટી જાય, તાકામાંથી નવો લે, તો નવો અમને આપીને અમારો જૂનો-મેલો કપડો લઈ લે. જેથી રાગ ન થાય.

  શાસન સમ્રાટ સમુદાયના પૂ. આ. ભ. શ્રી ચંદ્રોદયસૂરિજી મ. ના જીવનચરિત્રમાં વાંચેલું - તાકામાંથી નવો કપડો લે - તે કાંજી (સ્ટાર્ચ)વાળો કડક હોય - પહેરીએ તો ઈસ્ત્રી કરેલો લાગે - તેમાં રાગ ન થાય તે માટે પહેરતાં પહેલાં - ભીનાં કપડાને નીચોવાય તે રીતે - નીચોવી નાંખે - જેથી સળ પડી જાય. પછી જ પહેરે.

- જેને રાગથી બચવું છે, તેને ઉપાય મળી રહે. પણ વ્યવહારનો ભંગ ન થઈ શકે.
- આપણે બધા વક્ર અને જડ છીએ. એકવાર વ્યવહારનો ભંગ થાય, પછી ધીરે ધીરે બધું જ ભાંગી જાય છે. એટલે તેવી છૂટ અપાતી નથી.

---

- ***પ્રશ્ન :*** *જમાલિએ જોયું કે સંથારો પથરાઈ રહ્યો હતો, પથરાઈ ગયો નહોતો. તેથી ભગવાનનું વચન (કડેમાણે કડે = જે કામ થઈ રહ્યું છે, તે થઈ જ ગયું છે) તેને ખોટું લાગ્યું; તેમાં તેની ભૂલ શું ? તેને મિથ્યાત્વ કેમ કહેવાયું ?*
- આ પ્રશ્નનો ઉત્તર સમજવા પૂર્વે 'નય' ને સમજવા પડશે.

  **'નય' નો અર્થ છે, વસ્તુને જોવાનો દૃષ્ટિકોણ - એંગલ.**

  એક જ વસ્તુ જુદા જુદા દૃષ્ટિકોણથી જોવાય, ત્યારે જુદી જુદી દેખાય છે.

મારા શિષ્યને હું 'ગુરુ' દેખાઉં. મારા ગુરુદેવને હું 'શિષ્ય' દેખાઉં.

મને ભણાવનારને મારામાં 'વિદ્યાર્થી' દેખાય. મારી પાસે ભણનારને મારામાં 'શિક્ષક' દેખાય. કોઈને મારામાં 'પ્રવચનકાર' દેખાય. કોઈને 'લેખક' દેખાય. આ બધા જુદા જુદા જોવાના એંગલ છે. તે જ નય છે.

તરસ લાગી હોય તેને પાણી 'તૃષા શમાવનાર' લાગે. હાથ ધોવા હોય તેને પાણી 'સ્વચ્છ કરનાર' લાગે. ગરમી થતી હોય તેને પાણી 'ઠંડક આપનાર' લાગે. આ પણ જુદા જુદા નય છે.

- એક જ વસ્તુમાં જુદા જુદા એંગલથી, તદ્દન વિરુદ્ધ ગુણો પણ દેખાઈ શકે. જેમ કે તમારા પિતાશ્રીને તમારામાં 'પુત્ર' દેખાય, તમારા દીકરાને તમારામાં 'પિતા' દેખાય. અથવા ૪૫ ડિગ્રીમાંથી ૩૫ ડિગ્રીમાં આવનારને ઠંડક લાગે; ૨૫ ડિગ્રીમાંથી ૩૫ ડિગ્રીમાં આવનારને ગરમી લાગે. અડધો ગ્લાસ ભરેલો હોય, તેમાં - માત્ર નીચેનો જ જુએ તેને ભરેલો લાગે, માત્ર ઉપરનો જુએ તેને ખાલી લાગે.
- **બધા નય, પોત-પોતાના એંગલથી સાચા હોય છે. એક નય, બીજા નયની વાત ખોટી ન કહી શકે.** 'મને દેખાય તે સાચું. બીજું બધું ખોટું' એમ ન કહેવાય. જેમ કે ૪૫ ડિગ્રીમાંથી ૩૫ ડિગ્રીમાં આવનારને 'ઠંડક' લાગે, તેથી ૨૫ ડિગ્રીમાંથી ૩૫ ડિગ્રીમાં આવનારો એમ કહે કે 'ગરમી છે' તો તેની વાતને ખોટી ન કહી શકે. તેના એંગલથી તે સાચો છે. પોતાના એંગલથી પોતે સાચો છે.

  તમારા દીકરાને તમે 'પિતા' લાગો છો, તેથી તમારા પિતા તમને 'દીકરો' કહે - તેને ખોટું ન મનાય. **જે નય, બીજા નયની વાત તોડી પાડે - તેને શાસ્ત્રીય ભાષામાં દુર્નય કહેવાય છે.**
- વળી, એનો અર્થ એમ પણ નથી કરવાનો, કે બધા સાચા હોય છે. જે વાત જે નયથી કહેવાય, તે નયથી જ સાચી હોય છે, બીજા નયથી નહીં.

  હું 'ગુરૂ' છું - એ વાત, મારા શિષ્યના એંગલથી જ સાચી છે; મારા ગુરુદેવના એંગલથી નહીં. કોઈ એમ કહે કે હું, મારા ગુરૂદેવના એંગલથી પણ 'ગુરૂ' છું - તો તે વાત ખોટી જ છે.
- 'નય' અંગે આટલી ભૂમિકા સમજ્યા પછી પ્રભુના 'કડેમાણે કડે' વચનનો વિચાર કરીએ. આ વચન 'ઋજુસૂત્ર' નયનું છે. નયના કુલ પ્રકાર તો અસંખ્ય છે, પણ સ્થૂળથી તેના ૭ પ્રકાર બતાવેલા છે. તેમાં ચોથો પ્રકાર 'ઋજુસૂત્ર નય' છે.
- ઋજુસૂત્ર નય, માત્ર વર્તમાનકાળના એંગલથી જ વસ્તુને જુએ છે. ભૂતકાળ કે ભવિષ્યકાળના એંગલથી નહીં.

  જેમ કે વર્તમાનકાળમાં હું પ્રવચન કરી રહ્યો છું; તો મને 'પ્રવચનકાર' જ માનશે. ભૂતકાળમાં હું 'શિક્ષક કે વિદ્યાર્થી' હતો, કે ભવિષ્યકાળમાં થવાનો હોઉં તો પણ મને 'શિક્ષક કે વિદ્યાર્થી' નહીં માને.

  {વ્યવહાર નય ભૂતકાળ કે ભવિષ્યકાળના એંગલથી પણ વસ્તુને જુએ છે. એટલે ભૂતકાળમાં હું વિદ્યાર્થી હતો તો મને 'વિદ્યાર્થી' પણ માને.}
- હવે, કુંભાર ઘડો બનાવે છે, તે ક્રિયા વિચારો. પહેલા માટી લાવ્યો, પાણી નાંખ્યું, ખૂંદી રહ્યો છે. ત્યારે તમને કોઈ પૂછે કે 'કુંભાર શું કરે છે ?' તો તમે શું જવાબ આપશો ?

  *સભા : 'ઘડો બનાવે છે.'*

  આ વાત વ્યવહાર નયથી છે. ઋજુસૂત્ર તો એમ જ કહેશે કે 'માટી ખૂંદી રહ્યો છે.' ભવિષ્યમાં તેમાંથી ઘડો બનવાનો છે, તેવું તે નય જોતો જ નથી. એટલે 'ઘડો બનાવી રહ્યો છે.' તેવું તે નય માનતો નથી.

  માટીના પિંડને ચાકડા પર ગોઠવીને ચાકડો ફેરવશે, ત્યારે ઋજુસૂત્ર નય એમ કહેશે કે 'ચાકડો ફેરવી રહ્યો છે.' માટીના લોંદાને આકાર આપશે, ત્યારે એમ કહેશે કે 'આકાર આપી રહ્યો છે.'

'ઘડો બનાવી રહ્યો છે.' તેવું તો ત્યારે જ કહેશે કે જ્યારે - જે ક્ષણે - ઘડો બની જાય. તેની માત્ર એક ક્ષણ પહેલાં પણ એમ નહીં માને કે 'ઘડો બનાવી રહ્યો છે.' કારણકે 'ઘડો' તો ભવિષ્યમાં બનવાનો છે; અને ભવિષ્યના એંગલથી ઋજુસૂત્ર નય જોતો જ નથી.

- આ જ 'કડેમાણે કડે' વાક્યનો અર્થ છે. જે વસ્તુ, જે ક્ષણે બને છે, તે ક્ષણે જ તે વસ્તુ બનતી હોય છે. (તેની પૂર્વની ક્ષણે તે વસ્તુ નથી બનતી હોતી.)

  તો પછી, કહો, ઋજુસૂત્ર નયથી 'સંથારો પથરાઈ રહ્યો છે.' તેવું ક્યારે કહેવાય ? જે ક્ષણે પથરાઈ જાય, તે ક્ષણે જ. તેની પૂર્વેની ક્ષણોમાં 'પોણો સંથારો પથરાઈ રહ્યો છે. અડધો પથરાઈ રહ્યો છે.' વગેરે કહી શકાય. 'સંથારો પથરાઈ રહ્યો છે.' તેમ ન કહી શકાય.

- હવે, જમાલિના શિષ્યોએ સંથારો પથરાઈ રહ્યો હોવા છતાં, 'પથરાઈ ગયો છે.' તેમ કહ્યું - તે કઈ રીતે ?

  {અહીં એક ખાસ ખુલાસો - કેટલાંક એવું માને છે કે ભગવાનના 'કડેમાણે કડે' વચનાનુસારે શિષ્યોએ એવું કહ્યું. તે સમજણ બરાબર નથી. કારણકે ભગવાનનું તે વચન ઋજુસૂત્ર નયથી છે, અને ઋજુસૂત્ર નયથી તો ત્યારે 'સંથારો પથરાઈ રહ્યો છે' તેમ પણ ન કહી શકાય, તો 'સંથારો પથરાઈ ગયો છે' તેમ શી રીતે કહેવાય ? આ પદાર્થ અને ચર્ચા વિસ્તારથી વિશેષાવશ્યક ભાષ્યમાં છે.}

  તો તે વ્યવહારથી કહ્યું છે.

- તમે પણ આવો વ્યવહાર કરતા હો છો.

  તમે જમવા બેઠા હો, બે-ચાર કોળિયા બાકી હોય ત્યારે કોઈ બોલાવે તો એવું કહો છો ને – 'જમી જ લીધું છે, હમણાં આવ્યો.' હકીકતમાં જમી લીધું નથી, છતાં નજીકના ભવિષ્યકાળમાં તેવું થવાનું હોવાથી તેવું બોલાય છે.

  મુંબઈ જવા માટે ઘરેથી નીકળો, હજી સ્ટેશને માંડ પહોંચ્યા હો, તમારા ઘરે કોઈનો ફોન આવે, તો કહે છે ને 'મુંબઈ ગયા.' હકીકતમાં તો અમદાવાદમાં જ હો છો.

  આવા ઘણાં દૃષ્ટાંત આપી શકાય.

- તે જ રીતે શિષ્યોએ વ્યવહાર નયથી કહ્યું. – 'સંથારો પથરાઈ ગયો છે.'

- જમાલિની ભૂલ શું થઈ ? શિષ્યોનું વચન વ્યવહારનયથી હતું. તેને ઋજુસૂત્ર નયથી જોઈએ તો ખોટું જ પડે. જમાલિએ શિષ્યોના વ્યવહારનયથી બોલાયેલા વચનને, ભગવાનના 'કડેમાણે કડે' ના ઋજુસૂત્રનયથી જોવાનો પ્રયાસ કર્યો. એટલે શિષ્યોનું વચન ખોટું લાગ્યું, અને તેથી ભગવાનનું વચન ખોટું લાગ્યું.

  તેમણે એમ વિચાર્યું હોત - શિષ્યોનું વચન વ્યવહાર નયથી છે, તે વાત સાચી છે; અને ભગવાનનું વચન ઋજુસૂત્ર નયથી છે - તે એંગલ જુદો છે - તે વાત જુદી રીતે છે, અને તે એંગલથી તે વાત સાચી છે; તો મિથ્યાત્વ ન પામત.

  પણ તેમણે ભેળસેળ કરી. શિષ્યો વ્યવહારથી બોલ્યા હોવા છતાં તેઓ ઋજુસૂત્ર નયથી જોવા ગયા - તેથી ભૂલ થઈ. તેથી મિથ્યાત્વ પામ્યા.

- *સભા : અમને સમજાતી આટલી સરળ વાત, તેમને ન સમજાઈ ?*

  મિથ્યાત્વ એનું જ નામ છે. તમે પણ અમારી ઘણી વાત નથી જ માનતા ને ? અને દૃષ્ટિરાગ આવે પછી પકડેલું ગદ્ધાપુચ્છ છૂટે નહીં. લાખ પ્રયત્ન કોઈ કરે, તો પણ ન સમજાય - ન સ્વીકારે.

  *સભા : તે પૂર્વે તો તેઓ ભગવાનને સમર્પિત હતા ને ?*

  તેથી શું ? બે વર્ષનો દીકરો તમને સમર્પિત હોય છે. વીસ વર્ષ થયા પછી નથી હોતો.

- *સભા : આ પદાર્થનો અમને ઉપયોગ શું ?*

  **જે વાત જે દષ્ટિકોણથી કહેવાઈ હોય, તે એંગલથી જ જોવી જોઈએ. તેના બદલે બીજા નયથી જોવાય, તો ગરબડ થઈ જાય. 'ઊંધો કાન પકડવો' એ એનું જ નામ છે.**

  મેં તમને આ વાત પહેલા પણ કરી હતી.

  આયંબિલ કરનારને અમે કહીએ - 'જેવું મળે તે ચલાવવું, ફરિયાદ ન કરવી.' વ્યવસ્થા કરનારને અમે કહીએ - 'સારામાં સારી ભક્તિ - વ્યવસ્થા થાય, તે જોવાની તમારી ફરજ છે.'

  હવે કોઈ ફરિયાદ કરે ત્યારે વ્યવસ્થાપક એમ કહે કે - 'સાહેબે કહ્યું હતું ને - ફરિયાદ નહીં કરવાની.' તો તે દુર્નય છે. એ વાત આયંબિલ કરનારાના એંગલથી હતી, વ્યવસ્થાપકના એંગલથી નહીં.

  અમારી ફરજ બધું સહન કરવાની છે, શ્રાવકોની ફરજ એ છે કે અમને જરા પણ કષ્ટ ન પડે - તેવી કાળજી કરવાની. શ્રાવક એમ વિચારે કે - 'સહન કરવા દો - તેમનો ધર્મ છે.' તો તે દુર્નય છે.

- **પોતાની જાતને સુધારવાના બદલે બીજાનું એનાલિસિસ કરવા વ્યાખ્યાન સાંભળે - તે દુર્નય છે.**

---

## પ્રશ્નોત્તરી – ૪

---

- *પ્રશ્ન : પૂજાના કપડામાં સામાયિક કરી શકાય?*

  આનો જવાબ એ છે કે, સામાયિક કરવી હોય તો પૂજાના કપડા ન પહેરાય, સામાયિકના વસ્ત્રો અલગ રાખવા જોઇએ...

  પણ પૂજાના કપડા પહેર્યા જ હોય, તો સામાયિક કરવાની ના નથી.

- *સભા : બંનેમાં ફરક શું?*

  કોઈ મને પૂછે કે 'નવકાર ગણતાં ગણતાં ચા પીવાય ?' તો હું તેને 'ના' જ પાડું... 'નવકાર ગણવા છે ? તો શુદ્ધ વસ્ત્રો પહેરીને - સામાયિક લઈને - એક સ્થાને બેસીને ગણવા જોઈએ - ચા ન પીવી...'

  પણ કોઈ મને પૂછે કે – 'ચા પીતાં પીતાં નવકાર ગણાય ?' તો 'હા' જ પાડું.

  ફરક એ છે કે – પહેલી વ્યક્તિ નવકાર ગણવાની છે, તે નક્કી છે. 'ચા પીવી કે નહીં ?' એમ પૂછે છે – તેનો જવાબ 'ના' જ હોય.

  બીજી વ્યક્તિ ચા પીવાની છે, એ નક્કી છે. 'નવકાર ગણવા કે નહીં ?' તેમ પૂછે છે. તેને 'ના' પાડવાનું કોઈ કારણ નથી...

- તે રીતે કોઈ સામાયિક કરવા માંગે છે, તે પૂછે - 'પૂજાના વસ્ત્રો પહેરું ?' તો ના જ પાડીએ. સામાયિકના વસ્ત્રો અલગ રાખવાનું જ કહીએ. પણ કોઈ વ્યક્તિ પૂજાના વસ્ત્રોમાં જ વ્યાખ્યાનમાં આવી છે, અને પૂછે – 'આ વસ્ત્રોમાં સામાયિક કરું ?' તો ના ન પાડીએ.

- વસ્તુતઃ, પૂજાના કપડાને સામાયિક સાથે કોઈ વિરોધ નથી - હોઈ પણ ન શકે.

  'પૂજાના કપડામાં સામાયિક ન કરાય' આવું જે કહેવાય છે, ત્યાં હકીકતમાં એમ કહેવું જોઈએ કે, 'પૂજાના કપડામાં પૂજા સિવાયનું કોઈ જ કાર્ય ન કરાય...' પૂજાના કપડા માત્ર પૂજા માટે જ રાખવાના. તે કપડામાં બીજું કાંઈપણ કરો તો તેમાં પરસેવો થાય, દુર્ગંધ આવે. પછી તે પહેરીને પૂજા કરવામાં ભગવાનની આશાતના થાય. એટલે પૂજાના કપડામાં બેંકમાં પણ ન જવાય, વ્યાખ્યાનમાં પણ ન બેસાય, પેઢીમાં પણ ન બેસાય.

તમારો પૂજાનો અને વ્યાખ્યાનનો સમય લગોલગ હોય, વચ્ચે ઘરે જવાનો સમય ન હોય; અથવા ઘરે જઈને પાછા આવવાનો કંટાળો આવતો હોય; તો બીજા વસ્ત્રો અહીં લઈને આવવું જોઈએ અને બદલાવીને વ્યાખ્યાનમાં બેસવું જોઈએ.

પણ તેવો કડક આગ્રહ રાખવા જતાં તમે વ્યાખ્યાન સાંભળવાનું જ બંધ કરી દેશો - તેવું લાગે; તો તેમાં મોટું નુકસાન છે. એટલે મોટા લાભ માટે થોડું નુકસાન ચલાવી લેવા માટે વ્યાખ્યાનમાં પણ પૂજાના કપડામાં બેસવા દઈએ.

હવે જો તમે પૂજાના કપડામાં વ્યાખ્યાનમાં બેસવાના જ હો, તો સામાયિક કરવામાં કોઈ વાંધો નથી. કારણકે, સામાયિકને પૂજાના કપડા સાથે વિરોધ નથી. વિરોધ તો બીજું કામ કરવાનો હતો, અને તે તો તમે કરવાના જ છો.

*સભા : વ્યાખ્યાન પછી ઘરે જઈને કપડા ધોઈ નાખીએ તો?*

તમે બેસવાના જ હો, તો બીજે દિવસે પૂજા કરતા પહેલાં શુદ્ધ કરો, તે જરૂરી છે - સારું છે... પણ 'હું ધોઈ નાખીશ.' એમ માનીને છૂટ ન અપાય.

હકીકતમાં તો પૂજા કરીને પણ વસ્ત્ર રોજ શુદ્ધ કરવાનું વિધાન છે.

બહાર જઈને એમ ના કહેતાં કે 'મહારાજ સાહેબે પૂજાના કપડામાં સામાયિક કરવાની છૂટ આપી..' મેં જે રીતે સ્પષ્ટ કર્યું છે - તે રીતે કરજો.

- ઘણીવાર શાસ્ત્રના કે અમારા વિધાનોનો તમે ભળતો-સળતો જ અર્થ કરી બેસો છો. તેના કારણે જ ગેરસમજ ઊભી થાય છે, ગોટાળાઓ સર્જાય છે.

---

- *પ્રશ્ન : ૪૮ મિનિટ પૂરી થાય, એટલે સામાયિક પારવું જ પડે ?*

પ્રભુનું શાસન તમને અવિરતિમાં જવાની ફરજ પાડે, એ કદી સંભવિત નથી. એવો કોઈ નિયમ હોઈ શકે જ નહીં. એટલું જ નહીં, આવો નિયમ માનીએ, તો સતત ઘડિયાળ સામે જોતાં જ રહેવું પડે. અને તો સ્વાધ્યાય-જાપ વગેરેમાં મન એકાગ્ર થાય જ નહીં. એટલે પણ તેવો નિયમ હોઈ શકે નહીં.

સામાયિક લો, ત્યારે સમય નોંધવો જોઈએ, જેથી '૪૮ મિનિટ ક્યારે થવાની છે ?' તેનો ખ્યાલ રહે. તે પણ એટલા માટે જ કે, તેવી નોંધ ન કરી હોય, ખ્યાલ ન રહે, તો વહેલું પરાઈ જાય, અને તેમાં અતિચાર લાગે. 'ક્યારે લીધી ? ક્યારે ૪૮ મિનિટ થવાની હતી ?' તે ખબર જ ન હોય તો ન ચાલે.

તે સિવાય સ્વાધ્યાય વગેરેની એકાગ્રતાના કારણે ૪૮ મિનિટ પૂરી થઈ ગઈ તે ખબર ન પડે - અને મોડું થઈ જાય; કે ૪૮ મિનિટ પૂરી થવાની ખબર પડવા છતાં જાપ બાકી હોવા જેવા કારણે મોડું પારવામાં આવે - તો કોઈ દોષ લાગે નહીં.

- *સભા : જેટલો વધારે સમય સામાયિકમાં રહીએ, તેટલો લાભ મળે ?*

પહેલી ૪૮ મિનિટ નિયમથી વિરતિ છે. ત્યાં સુધી પારી શકાતું જ નથી - પારવાનો વિકલ્પ જ નથી. ત્યારે પૂરો લાભ છે.

૪૮ મિનિટ પૂરી થાય એટલે નિયમ પૂરો થયો.. હવે વિરતિ રહેતી નથી. છતાં 'જ્યાં સુધી સામાયિક પારું નહીં, ત્યાં સુધી સ્વાધ્યાયાદિ કરવા, ખાવું-પીવું વગેરે સાવદ્ય કાર્યો ન કરવા.' તેવો શુભ પરિણામ હોવાથી તેનો લાભ મળે છે. તે પહેલા જેવો નથી, પણ લાભ તો છે જ. પહેલા જેવો લાભ ન મળવાનું કારણ એ જ કે નિયમથી વિરતિ નથી, જ્યારે ઈચ્છા થાય ત્યારે પારવાનો વિકલ્પ ઊભો છે.

- જેમ એક વ્યક્તિ પોરિસીનું પચ્ચકખાણ કરે, બીજો નવકારશીનું પચ્ચકખાણ કરે, છતાં પણ

પોરિસી સુધી કંઈ ન વાપરે; તો પણ પહેલી વ્યક્તિને લાભ વધુ મળે, કારણકે તેને પોરિસીનું પચ્ચક્ખાણ હતું - ત્યાં સુધી પારવાનો વિકલ્પ જ નહોતો. બીજાને નવકારશી પછી પારવાનો વિકલ્પ ઊભો હતો... તેથી તેને લાભ ઓછો મળે...

- *સભા : પારવાનો વિકલ્પ હોવા છતાં પારે નહીં, તે મોટું પરાક્રમ ન કહેવાય ?*

  તેના કરતાં પહેલેથી પચ્ચક્ખાણ કરીને ત્યાગ કરવો તે મોટું પરાક્રમ છે. પારવાનો વિકલ્પ રાખવામાં તો મનમાં 'પારું ? કે ન પારું ?' ના વિકલ્પો થઈ શકે; ક્યારેક મન ઢીલું પણ પડે. બાકી જો આ નિયમ લગાડીએ, તો નિયમ લઈને ત્યાગનાર કરતા નિયમ લીધા વિના ત્યાગનારને લાભ વધુ માનવો પડે. જ્યારે પ્રભુનું શાસન તો તેને અવિરતિનું પાપ માને છે.

- નિશ્ચયનયથી તો અધ્યવસાયના આધારે લાભ મળે છે, જે કોના કેવા હોય ? તે આપણે જાણતા નથી. આપણે જે વાત કરીએ છીએ, તે વ્યવહારનયથી જ સમજવાની છે

- એક કલાકના વ્યાખ્યાનમાં સામાયિક લઈને બેસવાનું હોય, ત્યારે સામાયિક લેતી વખતે – 'એક કલાક સુધી સામાયિકમાં રહેવું.' એવી ધારણા કરી શકાય. અને તો પૂરા ૧ કલાકની વિરતિનો લાભ મળે.

  આ વાત વ્યાખ્યાન માટે જ સમજવાની છે, તે સિવાય તેવી ધારણાનો વ્યવહાર ન કરવો. વ્યાખ્યાન માટે તેવી છૂટ આપવાનું કારણ એ કે વ્યાખ્યાનની અધવચ્ચે સામચિક પારવામાં જિનવાણીની આશાતના થાય, વ્યાખ્યાનમાંથી મન બીજે જાય... જેને અધૂરું વ્યાખ્યાન છોડીને જવું પડે તેમ હોય, તેની વાત જુદી છે.

  અને તેવી ૧ કલાકની ધારણા કરી હોય, તો કદાચ વ્યાખ્યાન વહેલું પૂરું થાય, તો પણ ૧ કલાક સામચિકમાં રહેવું પડે; તે ખ્યાલ રાખવો.

  અથવા, સામાચિક લેતી વખતે 'જ્યાં સુધી વ્યાખ્યાન ચાલે, ત્યાં સુધી સામાચિકમાં રહેવું.' એવી ધારણા કરી શકાય.

  તે રીતે કરવાથી વ્યાખ્યાન ચાલે ત્યાં સુધી વિરતિમાં રહેવાનો લાભ મળે. તેમાં ખ્યાલ રાખવો કે ઓછામાં ઓછી ૪૮ મિનિટ તો થવી જ જોઈએ, ૪૮ મિનિટ ક્યારે થાય છે ? તેની નોંધ રાખવી જોઈએ..

- *સભા : વ્યાખ્યાન દોઢ - બે કલાકનું હોય તો બે સામાયિક ગણાય ?*

  આપણે વિરતિના લાભ માટે સામાચિક કરવાની છે; ગણવા માટે - કોઈને કહેવા માટે નહીં. પણ કોઈને પ્રાયશ્ચિત્તમાં વાળવાના હોય કે, દેસાવગાસિક માટે ગણવાના હોય કે અમુક સામાચિક કરવાનો નિયમ હોય - તો ગણી શકાય. ત્યારે પહેલેથી લેતી વખતે - 'એક સાથે બે સામાચિક કરવા.' તેવી ધારણા કરવી.

  ફરી ચોખવટ કરું કે આ છૂટ માત્ર વ્યાખ્યાન-વાચના માટે જ સમજવી. તે સિવાય તો ૧ સામાચિકનો સમય પૂરો થયા પછી બીજી સામાચિક લેવી પડે.

- *સભા : સામાચિકની ઓળી કરતા હોઈએ તો ?*

  આ સામચિકની 'ઓળી' વળી ક્યારથી ચાલુ થઈ છે ?

  'ઓળી' શબ્દ જિનશાસનમાં આયંબિલ સાથે જોડાયેલો છે. ચૈત્ર-આસો મહિનાની ઓળી કે વર્ધમાન તપની ઓળી સિવાય, ઓળી શબ્દ વાપરવો, એ જરા પણ યોગ્ય નથી. તેમાં ઘણાં નુકસાનો છે. આજે, કોઈના માટે કહેવાય કે –'૧૦૦ ઓળી કરી છે..' તેનો અર્થ એમ જ સમજીએ છીએ કે વર્ધમાનતપની ૧૦૦ ઓળી (૫૦૫૦ આયંબિલ) કર્યા છે. જો સામચિકની ઓળી પ્રચલિત થઈ, તો ૧૦૦-૨૦૦ વર્ષ પછી એ જ વાક્ય વાંચનારને પ્રશ્ન થશે –'ઓળી કઈ કરી હતી ? આયંબિલની કે સામાચિકની ?' અને કોઈએ આયંબિલ કર્યા હોવા છતાં સામાચિક માની

લેવાય તો અનુમોદના ન થાય...

પ્રભુના શાસનમાં જે શબ્દ જેના માટે છે, તેના માટે જ પ્રયોજી શકાય... બીજા માટે નહીં.

*સભા : એના આલંબને લોકો સામાયિક કરે છે ને ?*

એવા ટૂંકાગાળાના લાભ જોવા તે અગીતાર્થતા છે.

એમ તો હું પર્યુષણમાં આઠ આયંબિલને 'અટ્ઠાઈ' કહી દઉં, તો ઘણા કરવા માંડશે... તો શું તે ચલાવી લેવાનું ?

સામાયિક, પૌષધ વગેરે શબ્દો જે અનુષ્ઠાન માટે છે, તેના માટે જ તે વાપરી શકાય; બીજા માટે ન જ વાપરી શકાય. કોઈ માત્ર ફળનો ત્યાગ કરે તો 'ફળનો ઉપવાસ' ન જ કહી શકાય; 'ફળનો ત્યાગ' જ કહેવાય.

એ જ રીતે 'ઓળી' માત્ર આયંબિલ માટે જ કહી શકાય; બીજા માટે નહીં.

સામાયિક કરવાની ના હોઈ શકે નહીં. સામાયિકની પ્રેરણા કરવા માટે બીજા અનેક ઉપાયો થઇ શકે. પણ ઓળી શબ્દ પ્રયોજવો ઉચિત નથી.

- *સભા : પોતાને અનુમોદના કરવા ગણી શકાય ?*

  પોતે વિરતિની અનુમોદના કરી શકે - 'હું પાપોથી બચી ગયો...' તેમાં ગણતરીની જરૂર નથી. ગણતરી હોય તો જ અનુમોદના થાય, તે નીચલી કક્ષા ગણાય. ક્યારેક તો અનુમોદનાના નામે માનકષાય પણ હોય.
- એકવાર એક વ્યક્તિએ એવું પણ કહેલું – 'નવકારશીનું પચ્ચક્ખાણ પારીએ, એટલે પાણી વાપરવું જ પડે.' આવો કોઈ નિયમ ન કરાય. પ્રભુનું શાસન, ત્યાગની પ્રેરણા કરે; ભોગવવાની ફરજ કદી ન પાડે. પચ્ચક્ખાણ પાર્યા પછી વાપરવાની છૂટ મળે; પણ વાપરવું જ પડે, તેવો નિયમ નથી. આખો દિવસ ન વાપરે - તો પણ વાંધો નથી.
- સામાયિક માટે વર્તમાનમાં 'જાવ નિયમં' નો પાઠ જ છે. શાસ્ત્રમાં 'જાવ સાહૂ પજ્જુવાસામિ' પાઠ પણ જોવા મળે છે. હાલમાં તેવો વ્યવહાર નથી. પણ 'જાવ નિયમં' બોલીને, પૂર્વે જણાવી તેવી ધારણાઓ કરી શકાય. બધે ૪૮ મિનિટ તો ફરજીયાત સમજવાની છે, કારણકે 'નિયમ' નો અર્થ ૪૮ મિનિટ કરાય છે.

---

## પ્રશ્નોત્તરી – ૫

- *પ્રશ્ન : હાથમાં ઘડિયાળ પહેરી હોય કે ખિસ્સામાં મોબાઇલ હોય, તો સાધુ-સાધ્વી ભગવંતને વહોરાવી શકાય?*

  આવો પ્રશ્ન ઊભો થવાનું કારણ એ છે કે કેટલાક લોકો આનો નિષેધ કરે છે. કેટલાક લોકો તો મહાત્મા વહોરવા આવ્યા હોય ત્યારે તેમને દરવાજો ખોલવાનો પણ નિષેધ કરે છે.
- આનો જવાબ આપતાં પૂર્વે મૂળ પદાર્થને ઊંડાણથી વિચારીએ.

  સાધુને બે પ્રકારના સંઘટ્ટા (સ્પર્શ) વર્જ્ય છે.

  1. વિજાતીયનો – સાધુને સ્ત્રીનો, સાધ્વીને પુરુષનો. એ સંઘટ્ટો કરવાનો ય નથી, થઇ જાય તો પણ પ્રાયશ્ચિત્ત લેવાનું છે.

     {જ્યાં ચતુર્થ વ્રતમાં દોષ લાગવાની સંભાવના હોય, તેવો તિર્યંચના સંઘટ્ટો પણ વર્જ્ય છે.}
     શ્રાવક-શ્રાવિકાઓને પણ સામાયિક-પૌષધમાં સમાન નિયમ લાગુ પડે છે.
  2. સચિત્તનો - જેમાં જીવ હોય તેવી વસ્તુનો. તેનું કારણ એ છે કે, અમારા શરીરની ગરમી વગેરેથી તે જીવની વિરાધના કે તેને કિલામણા થવાનો સંભવ છે.

અમને પાણી અડે, તો શરીરની ગરમીથી તેના જીવો મરી શકે. વનસ્પતિ અડે તો તેને કિલામણા થઇ શકે. અહીં સચિત્તમાં એકેન્દ્રિય (પૃથ્વી-અપ્-તેઉ-વાઉ-વનસ્પતિ) ની વિચારણા કરવાની છે.

- સચિત્તનો સંઘટ્ટો બે રીતે થાય - સાક્ષાત્ અને પરંપર.
  પાણી મને અડે, તો સાક્ષાત્ સંઘટ્ટો કહેવાય. પાણી ભરેલી વોટરબેગ અડે, તો પરંપર સંઘટ્ટો કહેવાય.
- સાક્ષાત્ સંઘટ્ટામાં તો કિલામણા લગભગ થાય જ. એટલે એ તો છોડવાનો છે જ. એટલું જ નહિ, થઇ જાય તો પ્રાયશ્ચિત્ત પણ લેવાનું છે.
  અમારે તો સંઘટ્ટો નથી જ કરવાનો, પણ અમારા નિમિત્તે કોઈ કરે - તે પણ ન ચાલે... ડાઈનિંગ ટેબલ પર પડેલ કાચાં શાકભાજીને ખસેડીને કોઈ વહોરાવે - તો અમે નથી વહોરતાં - કારણકે અમારા નિમિત્તે સંઘટ્ટો કર્યો.
- પરંપર સંઘટ્ટામાં, જેમાં જીવની વિરાધના-કિલામણા થાય - થવાની શક્યતા હોય - તો છોડવાનો છે. બીજા પણ અમારા નિમિત્તે તેવો સંઘટ્ટો કરે - તે નથી ચલાવવાનું.
  પણ જે પરંપર સંઘટ્ટામાં કિલામણા નથી, તેવો સંઘટ્ટો વર્જ્ય નથી.
  જેમ કે ડાઈનિંગ ટેબલ પર એક બાજુ શાકભાજી પડ્યા હોય, બીજી બાજુ રસોઈના તપેલા પડ્યા હોય. તે તપેલું લેવા જતાં ડાઈનિંગ ટેબલ હલી જાય તેવું હોય - કે જેનાથી શાકના જીવોને કિલામણા થઇ શકે - તો અમે તેમાંથી વહોરવાની ના પાડીએ. કદાચ નહિ હલે - તેવું માનીને હા પાડીએ, અને તમે તપેલું લો અને તેનાથી ટેબલ હલી જાય - તો અમે વહોરીએ નહિ.
  પણ, તમારા રસોડાના પ્લેટફોર્મ પર શાકભાજી પડ્યા હોય અને બીજી બાજુ પડેલી તપેલીમાંથી વહોરાવો - તો અમે ના પાડતા નથી. વહોરીએ છીએ... એટલું જ નહિ - તેવા પ્લેટફોર્મ પર પાતરા પણ મૂકીએ છીએ. કારણકે તેનાથી પ્લેટફોર્મ હલતું નથી - શાકના જીવોની કિલામણા થતી નથી.
- હવે પ્રશ્ન પર આવીએ, તો ઘડિયાળ કે મોબાઈલ વીજળીથી ચાલે છે. તેમાં તેઉકાયના જીવો છે. પણ તે એવા નથી કે ઘડિયાળને કે મોબાઈલને અડવાથી તેની કિલામણા થઇ જાય. (મોબાઈલ સ્ક્રીનને અડવાથી ચાલુ-બંધ થતો હોય તો સ્ક્રીનને અમારા નિમિતે અડે, તો પણ ન ચલાવીએ.) એટલે હાથ પર ઘડિયાળ કે ખિસ્સામાં મોબાઈલ હોય તેવી વ્યક્તિ અમને વહોરાવે, તો ના પાડવાનું કંઈ કારણ નથી.
- આગળ વધીને, દૂધ ગેસ પર ગરમ કરવા મૂક્યું હોય, ગેસ ચાલુ હોય ત્યારે મહારાજ સાહેબ આવે, તેમને દૂધનો ખપ હોય, અને તમે એવી કાળજીપૂર્વક ચમચાથી દૂધ વહોરાવો કે
  ૧) તપેલું હલે નહીં (કે જેથી અગ્નિની કિલામણા ન થાય).
  ૨) દૂધનું ટીપું અગ્નિમાં પડે નહિ.
  તો પણ મહારાજ સાહેબ વહોરી શકે છે. જો કે, તપેલું મોટું - વજનવાળું હોય તો જ એ સંભવિત બને. આ વાત કલ્પિત નથી, પિંડ નિર્યુક્તિ નામના આગમની ટીકામાં લખેલી છે.
  ક્યારેક બિમાર સાધુ માટે તેવા ગરમ દ્રવ્યની જરૂર હોય, અનુકૂળ હોય; બીજે સહજતાથી ન મળતું હોય; તમારા ઘરે ગેસ પર હોય - ત્યારે તમને આવી સમજણ હોય અને તમે મહાત્માને વિનંતી કરો કે ‘હું કાળજીપૂર્વક વહોરાવીશ.’ તો મહાત્મા વહોરે અને તમને લાભ મળે. ગ્લાનની ભક્તિ થાય.
  *સભા : મહાત્મા ના પાડે તો ?*
  તેમને ન વહોરવું હોય તો તેમની ઈચ્છા છે. તમે વિનંતી કરી શકો.

- *સભા : દૂધ કાચું હોય તો ?*

  તાજું કાચું દૂધ અભક્ષ્ય નથી. વહોરી શકાય. માત્ર તે કાચા દહીંની જેમ અલગ વાપરવું પડે - કઠોળ વગેરે સાથે વિદળ થાય. અને સરખું ગરમ થઇ ગયું હોય તો કાચું રહેતું નથી.
- મોટા રસોડાઓમાં ઈંટ-માટીની પાળી કરીને, વચ્ચે અંગારા મૂકીને બનેલી રસોઈના તપેલા તેના પર રખાય છે, જેથી રસોઈ ગરમ રહે. તેમાં અંગારાને તપેલા લગભગ અડેલા નથી હોતા. તેમાંથી ઢોળાય નહિ (અંગારા પર પડે નહિ) તેવી રીતે વહોરાવાય તો અમને ખપે છે.
- ફ્રીઝ નહોતા ત્યારે દહીંની તપેલી ઠંડા પાણીના માટલા પર મૂકતા હતા. તે તપેલી એવી રીતે લે કે માટલું, પાણી હલે નહિ - તો વહોરી શકાય છે.

  ફ્રીઝની ઉપર તપેલું પડ્યું હોય - તે એવી રીતે લે કે ફ્રીઝ હલે નહિ - તો તે તપેલામાંની વસ્તુ પણ વહોરી શકાય છે.
- આ બધી વાત નીચે સચિત્ત પડ્યું હોય તેની થઇ.

  ઉપર સચિત્ત પડ્યું હોય તેવું પણ સંભવે છે - દાળની તપેલી પર લીંબુ પડ્યું હોય... તેમાં ઢાંકણું લેવા જતા લીંબુ હલી જવાની પૂરી શક્યતા છે. એટલે સામાન્યથી તેવું વહોરીએ નહિ. પણ ક્યારેક વગર કિલામણાએ ઉપરની વસ્તુ ખસેડી શકાય તેવી શક્યતા હોય તો વહોરી શકાય છે.
- તમારે સામાયિકમાં ઘડિયાળ પહેરવાની નથી, મોબાઈલ રાખવાનો નથી. પરંપરાએ પણ સંઘટ્ટો કરવાનું કારણ નથી. પણ ક્યારેક તેવો સંઘટ્ટો થાય કે જેમાં કિલામણા ન હોય - તો કોઈ દોષ નથી. ક્યારેક માઈકના વાયરો ખસેડવા જતા સામાયિકવાળાને અડી જતા હોય છે. પણ તેનાથી અંદર રહેલા વીજળીના જીવને કિલામણા થતી નથી. તેથી દોષ નથી. (એટલે વાયરને અડવા જવાનું નથી - તે ધ્યાન રાખવું.)
- બેઈન્દ્રિય વગેરે જીવોમાં તો, ક્યારેક કિલામણા જાણવા છતાં સંઘટ્ટો કરવો પડે. કીડી હોય તો મરી ન જાય તે માટે મુહપત્તિ વગેરેથી લઈને બાજુમાં મૂકીએ તે તેની મોટી વિરાધનાથી બચવા માટે છે. પંચેન્દ્રિયમાં - વિજાતીયનો સંઘટ્ટો વર્જ્ય છે. બાકી તમારા માથા પર હાથ મૂકીએ - તેમાં તો તમને આનંદ થાય - એટલે તેવો સંઘટ્ટો વર્જ્ય નથી.

---

- *પ્રશ્ન : ઉજ્જેહી શેની ગણાય ?*

  દીવાની-અગ્નિની ઉજ્જેહી લાગે-તે નિઃશંક છે.

  જો કે સૂર્યપ્રકાશ હોય તો તેનાથી જ દીવામાંથી નીકળતા તેઉકાયના જીવો ચ્યવી જતા હોવાથી ઉજ્જેહી ગણાતી નથી. તેમ રાતના ચાંદની તેજસ્વી હોય, તેમાં થઈને દીવાનો પ્રકાશ આવતો હોય - તો પણ ઉજ્જેહી ગણાતી નથી. ચાંદનીથી જ તેના જીવો ચ્યવી જાય છે.
- વીજળીના પ્રકાશની વાત શાસ્ત્રોમાં તો સ્પષ્ટ મળતી નથી, કારણકે ત્યારે લાઈટો હતી નહિ. વર્તમાનમાં ગીતાર્થો જે કહે તે માનવાનું રહે... તે બાબતે ક્યાંક મતાંતર પણ છે. મુખ્ય માન્યતા એ ચાલે છે કે જેમાં તાર દેખાતો હોય તેની ઉજ્જેહી તો ગણાય જ. જેમાં તાર દેખાતો નથી તેવા - દૂધિયા બલ્બ, ટ્યૂબલાઈટ, CFL બલ્બ કે LED બલ્બમાંથી નીકળતો પ્રકાશ અચિત્ત હોવાની માન્યતા કેટલાકની છે. પણ તીવ્ર પ્રકાશ હોય તો નિષ્ઠુર પરિણામથી બચવા માટે તેની ઉજ્જેહી ગણીને સામાયિક વગેરેમાં ત્યાગવી જોઈએ. મંદ-ઝાંખો પ્રકાશ હોય તો ઉજ્જેહી ન ગણે - તે સંભવે છે.
- સામુદાયિક આરાધનામાં જેમની નિશ્રા હોય, તે કહે તેમ કરવું. વ્યક્તિગત આરાધનામાં તમે જેમને ગુરૂ માનતા હો, તેને સમર્પિત રહેવું.

- હાલના કાળે ચારે બાજુ લાઈટો હોય છે. ઉપાશ્રયમાં રાત્રે બધા જ બારી-બારણા બંધ કરીને સૂવું સરળ નથી. ત્યારે ક્યારેક આવી ઉજ્જેહી મહાત્મા ચાલવતા હોય છે, તેનું કારણ એ જ છે કે તે પ્રકાશ અચિત્ત હોવાની માન્યતા છે.

---

- *પ્રશ્ન – સામાયિક પારવું કહેવાય કે પાળવું ?*
  પાળવું એટલે પાલન કરવું.
  પારવું એટલે પૂરું કરવું. પ્રવચન સારોદ્ધાર ગ્રંથમાં શાસ્ત્રકારે વ્યાખ્યા કરી છે - **જેનાથી અંત (પૂર્ણ) કરાય, તે પારણું.**
  તમે સામાયિક પૂરી કરો, તેને પારવું જ કહેવાય; પાળવું નહિ. આદેશ પણ 'સામાયિક પારું ?' અને 'સામાયિક પાર્યું ?' એમ જ માંગવાના છે. પાળું ? અને પાળ્યું ? એમ નહિ.
  તમે 'પાળું' એમ પૂછો તો અમે હા પાડી જ શકીએ. પાલન કરવાની હા શા માટે ન પાડીએ ? પણ તમારા આદેશમાં અમે જવાબ એ જ આપીએ છીએ કે 'ફરી કરવા જેવું છે.' એટલે પ્રશ્ન પણ એ જ હોવો જોઈએ કે 'પૂરું કરું ?' તેની અમે હા નથી પાડતા, ફરી કરવાનો ઉપદેશ આપીએ છીએ.
  કેટલાક લોકો 'પાળવું' 'પાળું' 'પાળ્યું' એવો શબ્દપ્રયોગ કરતાં સંભળાય છે; તે કઈ રીતે શરુ થયું છે, તેની મને ખબર નથી. કોઈની પાસે પાઠ-તર્ક હોય તો જણાવશો.
  પચ્ચક્ખાણ માટે પણ 'પારું ?' 'પાર્યું ?' 'પારવું' પ્રયોગ જ યોગ્ય છે.

---

- *પ્રશ્ન : બીજી સામાયિક સળંગ લઈએ તો 'સજ્ઝાયમાં છું' બોલવાનું કે સજ્ઝાય કરું ?*
  એમ તો તમે સામાયિકમાં છો જ. તો તેનો આદેશ એમ કેમ નથી માંગતા કે 'સામાયિકમાં છું ?' જો સામાયિક પૂરી થઈ, તો સ્વાધ્યાય પણ પૂરો જ થયો.
  એટલે 'સજ્ઝાય કરું' એવો આદેશ જ યોગ્ય છે. અને ૩ નવકાર જ ગણવાના છે. અમે સદા સજ્ઝાયમાં હોઈએ છીએ, છતાં પ્રતિક્રમણ વગેરેમાં 'સજ્ઝાય કરું' આદેશ જ માંગીએ છીએ.
  વળી, 'સજ્ઝાયમાં છું' એ માત્ર નિવેદન છે, કોઈ આદેશ મંગાતો નથી. હકીકતમાં સામાયિક-સ્વાધ્યાય વગેરે ગુરૂની રજા લઈને કરવાના હોય છે.
  ઉપરાંત જો, 'સજ્ઝાયમાં છું' એવું નિવેદન જ કરવાનું હોય, તો 'સજ્ઝાય સંદિસાહું ?' એવા આદેશનો અર્થ જ ન રહે; કારણકે જે સજ્ઝાયમાં છે જ, તેને સંદિસાહું નો આદેશ પણ ન હોય.
  અમારા પૂ. ગચ્છાધિપતિથી પણ આમ જ જણાવતા હતા. ઘણાં લોકો 'સજ્ઝાયમાં છું' એમ બોલતા સંભળાય છે. તે ક્યારે ? શી રીતે ? શરૂ થયું ? કોણે કર્યું ? તે ખબર નથી.

---

## પ્રશ્નોત્તરી – ૬

- ***પ્રશ્ન :** દીવાળીની ઉજવણી શી રીતે થાય ?*
  પહેલી વાત તો એ કે પ્રભુના શાસનમાં પર્વોની આરાધના છે. ઉજવણી માત્ર નથી. આરાધના તપ-ત્યાગ વગેરેથી થાય. કલ્યાણકના દિવસે તપ-જપ કરીને આરાધના કરવાની છે. દીવાળીમાં છટ્ઠ કરવો તે આરાધના છે. કારણકે પ્રભુએ છેલ્લે છટ્ઠ કરેલો. પૌષધ કરવાનો...... દેવવંદન કરવાના. ભગવાનનો જાપ કરવાનો - આ બધી આરાધના.
- ઉજવણી રૂપે પ્રભુની ભક્તિ થાય તો સરસ...... ભગવાનની આંગી કરાય...... દેરાસરનો શણગાર થાય. પ્રભુભક્તિના ગીતો ગવાય... બીજા ક્ષેત્રોમાં સદ્દ્રવ્યનો વ્યય, ભક્તિ વગેરે

દ્વારા પણ ઉજવણી થઇ શકે.

પણ તમે ઉજવણીનો અર્થ ઉજાણી-ખાવું-પીવું કરી નાખ્યો છે. દીવાળી એટલે મીઠાઈ અને ચોળાફળી ખાવા... એવી ઉજવણી પ્રભુના શાસનને માન્ય ન હોઈ શકે. પ્રભુનું શાસન લોકોત્તર છે. તપ-ત્યાગની વાત કરે. રાગ-દ્વેષ ઘટાડવાની વાત કરે... ઇન્દ્રિયના રાગ પોષાય તે રીતે કલ્યાણક ઉજવવા, તે પ્રભુના શાસનને માન્ય ન હોઈ શકે.

---

- ***પ્રશ્ન :*** *પત્રિકા-પંચાંગ વગેરે કામના ન હોય, તો શું કરવું ?*

  દીવાળીમાં સાફસફાઈ કરો, ત્યારે જૂનાં પંચાંગ-પત્રિકા વગેરે દેરાસર-ઉપાશ્રયમાં મૂકી જતા હો છો, તે સર્વથા અનુચિત છે.

  તમે માનો છો કે બીજે ક્યાંય આપવામાં જ્ઞાનની આશાતના થાય. તો અહીંયાં મૂકવામાં શું થાય? કેટલાય દિવસો રખડે, તેની આશાતના થાય. અને છેવટે વ્યવસ્થાપકો એ જ કાર્ય કરે - જે તમે કરવાના હો. એટલે તે આશાતના તો થાય જ. ઉપરાંત ઘરની નકામી-વધારાની વસ્તુઓ દેરાસરમાં મૂકવી, તે તો દેરાસરની ઘોર આશાતના છે. એટલે અહીં મૂકવામાં તો વધુ આશાતના જ થવાની છે.

  *સભા : તો કરવું શું ?*

  જ્ઞાનના વિસર્જનનો ઉપાય એ છે કે ખાડો ખોદીને દાટી દેવું. જેથી આશાતના ન થાય. પાણીમાં વિસર્જન જ્ઞાનનું ન કરાય. તેમાં તો કાગળ તરતાં તરતાં પાછા આવે. ગંદકીમાં જાય - તે આશાતના જ છે.

  *સભા : ખાલી કૂવામાં થાય ?*

  તેમાં પણ નિગોદ, કરોળિયા, માળા વગેરે હોવાની સંભાવના હોવાથી વિચારણીય છે.

  *સભા : ખાડો ખોદીને દાટવાનું શક્ય ન હોય તો ?*

  અત્યારે એ સમસ્યા જ છે... એટલું બધું છપાય છે કે દાટવા માટે કાંકરિયા તળાવ ખોદવું પડે... ત્યારે બીજા કોઈ ઉપાય કરતાં રિસાઈકિલિંગમાં આપવામાં કદાચ ઓછી આશાતના-વિરાધના છે. તેમાં બંને છે તો ખરા જ, પણ કદાચ બીજા કરતા ઓછા છે.

- તમારી પાસે પડેલા ધાર્મિક પુસ્તકો પ્રાચીન-મૂલ્યવાન્ હોય કે અભ્યાસમાં ઉપયોગી-સારી કંડિશનમાં હોય તો જુદી વાત, બાકી તેને જ્ઞાનભંડારમાં પણ ન મૂકાય. જો વાંચનના બધા પુસ્તકો જ્ઞાનભંડારમાં રખાય તો એટલો ઢગલો થાય કે બે માળ જોઈએ - એટલી નકલો ભેગી થાય... એટલે તેનું વિસર્જન તમારે જ કરવું જોઈએ.

  જે મોકલનાર હોય - પ્રકાશક હોય, તેને પાછું પણ મોકલાય.

- *સભા : લોકો મૂકી જતાં હોય તો અમારે શું કરવું ?*

  બોર્ડ મૂકવું – 'અમારી પાસે જ્ઞાનના વિસર્જનની કોઈ વ્યવસ્થા નથી. છતાં કોઈ પુસ્તક વિગેરે મૂકી જશે તો અમારે ન છૂટકે પસ્તીમાં જ આપવા પડશે. અને તેમાં થનાર આશાતના વગેરેની જવાબદારી મૂકનારની રહેશે.' તે પછી પણ કોઈ મૂકી જાય તો જે ઉપાય થાય તે કરવો, તેની જવાબદારી તમારી નથી.

  કોઈ સામૂહિક વ્યવસ્થા કરતું હોય તો ઉત્તમ છે.

- ***પ્રશ્ન :*** *ધર્મસ્થાનમાં કંઈ અનુચિત થાય. તો તેના પાપના ભાગીદાર ટ્રસ્ટીઓ બને ?*

  આનો જવાબ હું આ રીતે આપીશ -

  મારો શિષ્ય પાપ કરે, તો મને પાપ લાગે ?

  જો હું તેને પાપ કરવાની આજ્ઞા કરું કે રજા આપું તો લાગે.

મારી તેને પાપ કરવામાં અનુમતિ હોય તો પણ લાગે. મારી ઈચ્છા એવી હોય કે, 'તે પાપ કરે' - ભલે હું તેવું બોલુ નહીં - તો પણ લાગે.
તે પાપ કરે છે તેવી મને ખબર હોય, હું તેને અટકાવી શકું તેમ હોઉં - છતાં ઉપેક્ષા કરું તો પણ લાગે.
પણ, મારી જાણ બહાર તે પાપ કરે - તો હું શું કરી શકું ? હું બેદરકાર હોઉં તો ઉપેક્ષા છે - પાપ લાગે જ. પણ રાતના હું સૂઈ જાઉં - પછી શિષ્ય કંઈ કરે તો મને ખબર જ ન પડે - તો હું શું કરી શકું ?
ઘણીવાર ખબર પડવા છતાં, કહેવા-સમજાવવા છતાં ન સુધરે - તો પણ હું શું કરું ?
ચોથા-પાંચમાં વ્રતની ખામી હોય તો કડક સજા કરાય... બીજામાં પ્રમાદ હોય તો સમજાવાય - ઠપકો અપાય... ન સુધરે તો ઉપેક્ષા પણ કરવી પડે... 'ભણશે, વૈરાગ્ય વધશે તો સુધરશે...' એમ રાહ જોવી પડે.. ક્યારેક ખબર પડવા છતાં, કહેવા જતા મોટું નુક્સાન થવાની સંભાવના દેખાય - શિષ્ય સામે પડશે - વધુ વિફરશે - તેવું લાગે તો પણ ઉપેક્ષા કરવી પડે. તે બધામાં ગુરૂને દોષ નથી.
તે જ રીતે, ટ્રસ્ટી પોતે જ ખોટું કામ કરે, કરાવે, કરવાની રજા આપે, અટકાવવાની શક્તિ હોવા છતાં ઉપેક્ષા કરે તો પાપ લાગે... પણ દરેક વખતે તેવું નથી હોતું. ટ્રસ્ટી ૨૪ કલાક ઉપાશ્રયમાં બેસી ન શકે. તેમને ઘર-સંસાર-વ્યવહાર છે. તેમની ગેરહાજરીમાં – તેમની જાણ બહાર થાય તો તેઓ શું કરી શકે ? ઘણીવાર ખબર પડવા છતાં - કહેવા છતાં કાર્યકરો ન માને - તો શું કરી શકે? પગારદાર નોકરો પણ ન માને તેવું બનતું હોય છે. અને તેમને નભાવવા પડતા હોય છે. જે કાર્યક્ષેત્ર બીજા ટ્રસ્ટીનું હોય, તેમાં માથું ન મરાય... જેમ કે આયંબિલખાતું બીજા ટ્રસ્ટી સંભાળતા હોય - તેમાં કંઈ ખોટું થતું હોય તો ધ્યાન દોરી શકે. પછી પણ ન સુધરે - તો તેઓ શું કરે ?
તે બધાનું પાપ તેમને લાગતું નથી.
એટલે તેવા ડરથી પદ છોડવું નહીં.
આપણે સમયનો ભોગ આપીએ, શક્ય સાવધાની રાખીએ, આપણું કાર્ય નિષ્ઠાથી કરીએ, ભૂલ થાય ત્યાં શક્ય હોય તો સુધારીએ - તો લાભ જ છે.
જે ન જ ચલાવી શકાય તેવા - સિદ્ધાંત વિરોધી કાર્ય થતા હોય તો તેમાં પોતાની અસંમતિ જાહેર કરવા પદ છોડી દેવું - તે જુદી વાત છે. જેમ કે દેવદ્રવ્યનો અનુચિત વ્યય થતો હોય, તો પદ છોડી દે...
અત્યારે નિષ્ઠાવાન્ કાર્યકરોનો દુકાળ છે. ત્યારે નાના ભયથી પદ છોડવું નહીં.

---

• '*પ્રશ્ન : નિગોદનું આયુષ્ય જ અલ્પ હોવાથી તે જીવો પોતાની મેળે જ મરે છે. તો તેના પર પગ મૂકવામાં શું વાંધો ?*
કર્મબંધ બાહ્ય પરિણામ નહીં, આંતરિક પરિણતિના આધારે થાય છે. નિગોદનો જીવ મરે કે નહીં - તે ગૌણ છે. તેને પીડા થાય છે, તેવું જાણવા છતાં તેના પર પગ મૂકવો - તે નિષ્ઠુરતા છે. તેના કારણે કર્મ બંધાય.
કોઈ ડોક્ટર દવા આપે - તેનું રિએક્શન આવે અને દર્દી મરી જાય, તો પણ ડોક્ટરને હત્યાનું પાપ નથી લાગતું, કારણકે તેના પરિણામ સારા હતા - સાજો કરવાના હતા.
કોઈ મારવા માટે ગોળી છોડે - નિશાન ચૂકી જાય - તો પણ તેને કર્મ બંધાય જ છે - કારણકે તેના પરિણામ અશુભ હતા.

---

- *પ્રશ્ન : પ્રતિજ્ઞા લઈએ તો અજાણતા-ભૂલી જવાથી ભાંગી જાય છે તો શું કરવું ?*
  પ્રતિજ્ઞા ન લો, એટલે અવિરતિનું પાપ તો ઊભું જ રહે. વળી નિયમ ન હોય, તો પ્રલોભન આવે ત્યારે લપસી જવાની શક્યતા ઘણી વધારે છે. પ્રતિજ્ઞા લેવાથી અવિરતિનું પાપ તો ટળે જ, દઢતા આવે. સામાન્ય પ્રલોભનમાં ફસાય નહીં. એટલે પ્રતિજ્ઞા લેવામાં લાભ જ છે.
  જેને 'પ્રતિજ્ઞા પાળવી જ છે.' એવી ઈચ્છા છે, તેવો પુરુષાર્થ છે, યાદ રાખવા માંગે છે, કાળજી કરે છે...... તેને અજાણતા ભંગ થાય કે ક્યારેક ભૂલી જવાથી ભંગ થાય - તે પાપ બહુ નાનું છે... તેના કરતાં પ્રતિજ્ઞાનો લાભ બહુ મોટો છે. એટલે તેવા ભયથી પ્રતિજ્ઞા ન લેવી - તે બરાબર નથી.
  *સભા : બાળક બાધા લે, તો તોડી નાખશે - તેવો ભય હોય છે તો શું કરવું ?*
  ઉપવાસ પહેલીવાર કરાવવો હોય તો નવકારશી-એકાસણાનું પચ્ચક્ખાણ આપીને કરાવાય. એકવાર બરાબર કરે, તો બીજીવાર ઉપવાસનું પચ્ચક્ખાણ અપાય. તેમ જે બાધા લેવી છે - તેની પૂરી સમજણ-દઢતા છે, તેવું લાગે તો ના ન પાડવી. વગર સમજણે લેતો હોય તો અમુક જયણા રાખીને, થોડા સમયની આપવી... જેમ કે શિબિર સાંભળીને આઈસ્ક્રીમની બાધા માંગે... તમને લાગે કે કોઈ પ્રસંગે આઈસ્ક્રીમ જોશે તો ખાઈ લેશે. તો મહિનામાં ૨૫-૨૭ દિવસની બાધા અપાવવી. સર્વથા ના ન પાડવી.

---

- *પ્રશ્ન : તપ કર્યો હોય, તેનું બહુમાન કોઈ કરે, તો લેવાય ?*
  ઉપબૃંહણા-બહુમાન એ પણ આચાર છે.
  અમને કોઈ વંદન કરે - તેવી અપેક્ષા ન રાખીએ, પણ વંદન કરે - તો ના પણ ન પાડીએ. તેમાં અહંકાર ન કરીએ.
  તેમ કોઈ બહુમાન કરે તેવી અપેક્ષા ન રાખવી. પણ કરે તો નિષેધ ન કરાય. હા, બહુમાનના ભાવથી બહુમાન કરતો હોય તેની આ વાત છે.
  તમે અત્યારે બધા વ્યવહાર બનાવી દીધા છે. તેવા વ્યવહારથી જે થાય, તે અમારો વિષય નથી.
- આર્ય સંસ્કૃતિના રિવાજોમાં રહસ્ય હતા. લગ્નમાં ચાંલ્લો હતો. કેમ ?
  *સભા : ખર્ચમાં સહાયક થવા.*
  તે વાત ગૌણ છે. 'ચાંલ્લો' શબ્દ જ બહુમાન સૂચવે છે. લગ્ન કરનાર પુરુષ-સ્ત્રી – આજથી એક સિવાયના જગતના બધા સ્ત્રી-પુરુષોને માતા-પિતા સમાન માનવાની જે પ્રતિજ્ઞા કરે છે - તેનું એ બહુમાન હતું..
  જો કે દેવ-ગુરુ સાક્ષીએ લેવાતી ન હોવાથી તેને વિરતિ ન કહેવાય... પણ હકીકતમાં શ્રાવકોનું ૪થું વ્રત એ જ છે - પરસ્ત્રીગમનનો ત્યાગ. પણ તમને આ રહસ્યોની ખબર નથી. એટલે ચાંલ્લાનો રિવાજ બંધ થયો. અને રિસેપ્શનમાં ગિફ્ટ-ભેટ ચાલુ થઈ

---

## પ્રશ્નોત્તરી – ૭

- *પ્રશ્ન : રામ, હનુમાન વગેરે તો મોક્ષે ગયા છે, તો તેમના મંદિરમાં દર્શન કરવા કેમ ન જવાય ?*
  નિશ્ચયનયથી જે વંદનીય હોય, તે બધા વ્યવહારથી વંદનીય નથી બનતા.
  ભરત ચક્રવર્તી ગૃહસ્થવેશમાં કેવળજ્ઞાન પામ્યા, એટલે તેરમા ગુણસ્થાનકે પહોંચી ગયા. નિશ્ચયનયથી તો વંદનીય છે જ. પણ જ્યાં સુધી સાધુવેશ ગ્રહણ નથી કર્યો, ત્યાં સુધી વ્યવહારથી વંદનીય નથી બન્યા. સાધુવેશ લીધા પછી જ ઈન્દ્રએ તેમને વંદન કર્યા છે.
  રામ-હનુમાન વગેરે મોક્ષે ગયા હોવાથી નિશ્ચયનયથી પૂજ્ય છે - વંદનીય છે, પણ વ્યવહારથી

તો સાધુ તરીકેની કે સિદ્ધ તરીકેની તેમની પ્રતિમા હોય, તે જ વંદનીય બની શકે. તેમના મંદિરોમાં જે મૂર્તિ હોય છે, તે તેવી હોતી નથી, એટલે વંદનીય નથી બનતી.

- એથી આગળ વધીને શાસ્ત્રકારો કહે છે - અરિહંતની પ્રતિમા પણ જો અન્યોના કબજામાં હોય - અન્યોના મંદિરમાં હોય; તો તે પણ વંદનીય નથી બનતી.

  સમ્યક્ત્વ ગ્રહણ કરાય છે, ત્યારે જે પ્રતિજ્ઞા અપાય છે, તેમાં સ્પષ્ટ વિધાન છે - આજ પછી અન્યધર્મી દ્વારા પરિગૃહીત એવી અરિહંતની પ્રતિમાને પણ વંદન નહિ કરું.

- તેને વંદન કરવાનો નિષેધ કરવાના બે કારણો છે.
  1. અન્યોના મંદિરમાં રહેલ અરિહંતની પ્રતિમાને જ હું વંદન કરવા જાઉં, તો પણ જોનારને તો એમ જ લાગે કે - 'અન્યોના મંદિરમાં જઈ શકાય...' પછી ત્યાં જઈને બીજાની પ્રતિમાના દર્શન-વંદન ન કરવા - એવી કંઈ બધાને ખબર પડતી નથી. આમ ખોટું આલંબન મળે - વ્યવહાર અશુદ્ધ થાય - તેથી અન્યના મંદિરમાં જવાનું નથી.
  2. અન્યોના મંદિરમાં અરિહંતની પ્રતિમાને વંદન કરવા જાવ, તો પણ તે લોકો પ્રચાર દ્વારા તમને આકર્ષવાના પ્રયત્ન કરવાના જ. તેના પ્રચારથી અંજાઈને 'તેમની વાત સાચી છે - સારી છે... આપણે ત્યાં ખોટું છે...' એવા વિચારો તમને આવે તેવી શક્યતા છે જ. તેનાથી તમારું સમ્યક્ત્વ મલિન થાય. ક્યારેક તમે સમ્યક્ત્વ ગુમાવી બેસો, અન્યધર્મી થઈ જાવ - એવી પણ શક્યતા છે જ. કારણકે તમે ભણેલા નથી. જિનશાસનની શ્રેષ્ઠતા જાણતા નથી. અન્યોની વાતો કેમ ખોટી છે ? તે ખબર નથી. તેથી તમારું સમ્યક્ત્વ તેવું દઢ-નિશ્ચલ હોતું નથી.

- વિચારવા જેવું એ છે કે, અન્યો પોતાના મંદિરમાં અરિહંતની પ્રતિમા રાખે શા માટે ? તમને આકર્ષીને પોતાનો પ્રચાર કરવા માટે સ્તો !

  આ બધા કારણોથી જ શાસ્ત્રકારોએ તેવા અન્યધર્મીઓ સાથે વધુ પડતો પરિચય-મિત્રતા કરવાનો પણ નિષેધ કર્યો છે. તેમનું સાહિત્ય પણ ન વંચાય. તેમના પ્રવચનો પણ ન સંભળાય.

- *સભા : જેમાં બીજાની સાથે ભગવાનની પણ પ્રતિમા હોય, તેના દૂરથી-ગાડીમાંથી વંદન કરાય?*

  ના. તે વ્યવહાર પણ અશુદ્ધ છે. તેમાં પછી 'અહીંથી નમસ્કાર થાય, તો અંદર કેમ ન જવાય ?' એવો કુતર્ક આવવાનો જ. 'જાવંતિ ચેઇઆઈ...' સૂત્રથી, ભાવથી તે બધી પ્રતિમાઓને નમસ્કાર કરી શકાય.

- અન્ય ધર્મોના સ્થાનોમાં કુતૂહલથી જોવાલાયક સ્થળ રૂપે પણ ફરવા-જોવા ન જવાય.

  કારણકે તેમાં ઉપર કહ્યા તે બધા ભયસ્થાનો છે. ફરવા જવાનું જ નથી. પણ મોજશોખના સ્થાને ફરવા જાવ, તો તેમાં અવિરતિ છે. અન્ય ધર્મોના સ્થાને ફરવા જાવ, તો તેમાં મિથ્યાત્વની શક્યતા પડી છે. અવિરતિ કરતા અપેક્ષાએ મિથ્યાત્વ વધુ ભયંકર છે.

- જે દેવ-દેવી સમકિતી છે, તેમની પણ આપણને માન્ય તેવા સ્વરૂપની, આપણા કબજામાં રહેલી પ્રતિમા હોય, તો જ તેમની ઉચિત (સાધર્મિક રૂપે) ભક્તિ, સ્મરણ વગેરે થઈ શકે. તે જ નામના દેવ-દેવી હોય, પણ જો બીજાના કબજામાં હોય કે અન્ય સ્વરૂપના હોય તો તેની તેવી ભક્તિ વગેરે ન થાય.

---

- *પ્રશ્ન : અનીતિનો પૈસો, ધર્મમાં વપરાય ?*

  શ્રાવકે અનીતિથી કમાવું જ ન જોઈએ. ન્યાયસંપન્ન વિભવ તો માર્ગાનુસારિતાનો ગુણ છે.

પણ કોઈ અનીતિથી પૈસા કમાયો જ છે. (અને કદાચ હજુ કમાવાનો પણ છે - બંધ નથી જ કરવાનો) તેને પૈસા ધર્મસ્થાનમાં વાપરવાની ના જ પાડીએ - તો વિલાસમાં વાપરે. તેમાં તો વધુ પાપ બંધાય. એટલે તેવી કોઈ વ્યક્તિ અમને પૂછવા આવે - તો અમે એમ ન કહીએ કે' તારે ધર્મમાં ન જ વાપરવા..' અનીતિના ત્યાગનો ઉપદેશ અવશ્ય આપીએ.

- પણ, અહીં એક વાત ખાસ ધ્યાનમાં લેવા જેવી છે.

  ષોડશક ગ્રંથમાં હરિભદ્રસૂરિ મ. એ દેરાસરના નિર્માણની વિધિ બતાવી છે. તેમાં લખ્યું છે કે દેરાસર બની ગયા પછી શ્રાવક જાહેર કરે કે 'આમાં અજાણતાં પણ બીજા કોઈની સંપત્તિ આવી ગઈ હોય, તો તેટલું પુણ્ય - તેને મળો.' અનીતિથી જ જે સંપત્તિ મેળવી હોય, તે ખરેખર તમારી કહેવાય જ નહિ. એટલે એવી વ્યક્તિ માર્ગદર્શન લેવા આવે, તો અમે એવી સલાહ આપીએ કે 'પૈસા વાપરવા. પણ તમારું નામ ન આપવું. ગુપ્ત રીતે વાપરવા. કારણકે હકીકતમાં તમારું નામ આપવાનો અધિકાર જ તમને નથી.'

- *સભા : તેવા ધનથી દાન કરે તો પુણ્ય બંધાય ?*

  હું બીજી રીતે જવાબ આપું.

  તમે કોઈને ત્યાં મહેમાન બનીને ગયા છો, ત્યાં મહાત્મા વહોરવા આવે. તમે તેમની વસ્તુ વહોરાવો - તો પુણ્ય બંધાય ?

  *સભા : હા.*

  ભલે વસ્તુ તમારી ન હોય, પણ મહાત્મા પ્રત્યેના ભક્તિભાવથી પુણ્ય તો બંધાય જ.

  તે રીતે, અનીતિનું ધન ધર્મમાર્ગે જે ક્ષેત્રમાં વાપરે, તે ક્ષેત્ર માટેની ભક્તિથી, ભાવનાથી પુણ્ય બંધાય જ. વળી તેટલું પરિગ્રહનું પાપ પણ ઘટે. એ બધા લાભ છે.

  એટલું ચોક્કસ છે કે નીતિનું ધન હોય તો વધારે પુણ્ય બંધાય. આ વાત વ્યવહારથી છે. નિશ્ચયથી તો અધ્યવસાયના આધારે પુણ્ય બંધાય.

- અહીંયા એ પણ વિચારવું પડે કે અનીતિ એટલે શું ?

  સરકારની કરચોરી વ્યાપક બની છે. તેને અનીતિ માનવી કે નહિ ? એવો ઘણાંને પ્રશ્ન છે. હું તો તેને ચોરી જ માનું છું.

  નીતિશાસ્ત્રોમાં રાજાને કર લેવાનો અધિકાર બતાવેલો છે. અને તે કરની ચોરી પણ અદત્તાદાનનો અતિચાર બતાવ્યો છે. એટલે ચોરી જ કહેવાય.

  વર્તમાનમાં રાજાના સ્થાને સરકાર છે.

  છતાં કોઈ કારણે ગીતાર્થો - તેને અનીતિ ન માનતા હોય તો જુદી વાત છે.

- શાસ્ત્રકારો તો કુળક્રમથી આવતા ધંધાની બદલે બીજો ધંધો કરવો - તેને પણ અન્યાય કહે છે. વાણિયાઓ જૂતાનો ધંધો કરે તો મૂળમાં જ તે અનીતિ છે. તે ધંધો મોચીઓ માટે 'રિઝર્વ્ડ' છે. તેવું બીજા બધામાં પણ સમજી લેવું.

  *સભા : વર્તમાનમાં તો બધી વ્યવસ્થાઓ બદલાઈ ગઈ છે.*

  તેના કારણે જ ગરીબોની રોજી-રોટી ખૂંચવાઈ ગઈ છે. એટલે જ શાસ્ત્રકારોએ તેને અનીતિ કહી હશે ને ?

- હવે, ધર્મસ્થાનના વહીવટકારોને એક વાત કરવાની.

  લોકમાં નિંદ્ય ગણાતા ધંધા કરનારાઓના પૈસા ધર્મક્ષેત્રમાં લેવાની ના પાડી શકાય, પાડવી જોઈએ. કારણકે તેવા પૈસા લેવામાં શાસનની હીલના થાય છે.. 'આવા ધંધા કરનારા પૈસાના જોરે લાભ લઈ જાય છે...' હા, વગર નામે આપે તો જુદી વાત.

*સભા : આવો નિષેધ થતો હોય, તેવું જાણ્યું નથી.*

જૈન સમાજમાં તેવા ધંધા કરનારા લગભગ નથી. કો' ક હોય તો ધર્મમાં ખરચતા નથી. ક્યાંક નિષેધ થયો હોય તો પણ આપણને ખબર શી રીતે પડે? તે બધું કંઈ જાહેર ન થાય. ખાનગીમાં બોલાવીને તેને ના પાડી દેવામાં આવી હોય, તેવું બની શકે ને ? આપણને જેની ખબર નથી, તેવું દુનિયામાં છે જ નહિ, તેવું માની ન શકાય. અને, ક્યારેક પરમાત્માની અંજનશલાકાના પ્રસંગે, અયોગ્ય વ્યક્તિ પરમાત્માના માતા-પિતા માત્ર પૈસાના જોરે ન બની જાય, તે માટે આચાર્ય ભગવંતો, ચડાવો બોલ્યા વગર જ નકરાથી – સુયોગ્ય સદાચારી-આરાધક - સંઘમાં સર્વમાન્ય વ્યક્તિઓને માતા-પિતા બનવાનો આદેશ આપવાની સૂચના કરતા હોય છે.

*સભા : તેમાં દેવદ્રવ્યને નુક્સાન ન થાય ?*

દરેક વખતે રૂપિયા-પૈસા ગણવાના ન હોય. સુયોગ્ય વ્યક્તિ પ્રભુના માતા-પિતા બને, તેમાં પરંપરાએ ઘણાં લાભ થાય. હા - તેમાં પોતાના ભગતને ઓછી રકમમાં આદેશ આપી દેવાની વૃત્તિ ન હોવી જોઈએ.

---

- ***પ્રશ્ન :** આપ આટલું ભણ્યા, પદ-પ્રતિષ્ઠા મળ્યા પછી દીક્ષા લેવાના ભાવ કેમ જાગ્યા ?*

મારે પૂછવું છે, ભણતર-ઋદ્ધિ-સમૃદ્ધિ-પદ-પ્રતિષ્ઠાને વૈરાગ્ય સાથે કોઈ સંબંધ ખરો ? નહિ જ. હા, વિશિષ્ટ પદ-પ્રતિષ્ઠા વગેરે હોવા પછી વૈરાગ્ય થયો - તે પરાક્રમ મોટું છે - તેની ના નહિ.

આનો જવાબ હકીકતમાં એ છે કે, મને ભણ્યા પછી વૈરાગ્ય થયો - તે આશ્ચર્ય નથી, ભણ્યો તે જ આશ્ચર્ય છે.

કુળમાં-પરિવારના માતા-પિતાના સંસ્કારો જ ધર્મના મળેલા. અમારા સંસારી દાદાએ - જીવનના છેલ્લા 30 વર્ષ - રોજની ૧૦ સામાયિક, ૫ પર્વતિથિ અને સુદ ૧૧-વદ ૧૦ પૌષધ સાથે ઉપવાસ વગેરે આરાધનાઓ કરી.

મારા ગુરુદેવ, મારા સંસારી પિતાશ્રીના પિતરાઈ ભાઈ છે. મારા સંસારી ફઈએ પણ દીક્ષા લીધી છે.

૮ વર્ષની ઉંમરે પાઠશાળામાં પગ મૂકતા પહેલા પાંચ પ્રતિક્રમણ સૂત્રો મારા સંસારી પિતાશ્રીએ ઘરે જ ભણાવેલા. સંવત્સરી પ્રતિક્રમણમાં અતિચાર હું બોલી ચૂકેલો હતો.

૨૭ વર્ષની ઉંમરે દીક્ષા થઇ. ત્યાં સુધી ઘરમાં ટી. વી. કે ફ્રીજ નહોતું.

૨૭ વર્ષમાં મુંબઈની કોઈ હોટલમાં પગ મૂક્યો નથી.

રાત્રિભોજન ત્યાગ આખા ઘરમાં હતો.

થિયેટરમાં જઈને પિક્ચર જોવાના પ્રસંગ ૧૦ થી વધુ વાર થયા નથી.

આ બધા સંસ્કારો જ મુખ્ય કારણ છે.

- છતાં, હું એક દૃષ્ટાંતથી વાત કરીશ.

તમે બહારથી આવ્યા હો, ભૂખ્યા હો, તમને ભાવતી ચીજ-રસગુલ્લા-તમારી માતા પીરસે - તો ખાતા કેટલી વાર લાગે ? બિલકુલ નહિ.

હવે આ જ ઘટનામાં સ્હેજ ફેરફાર કરીએ. તમે રસગુલ્લું ખાવા માટે હાથમાં લીધું - મોઢામાં મૂકવા જાવ ત્યારે જ માતા કહે - 'એમાં ગરોળીનું ઝેર પડ્યું છે...' તો ?

તમે ન જ ખાવ. કોઈ ગમે તેટલો આગ્રહ કરે, તો પણ નહિ. કોઈ પરાણે મોઢામાં નાખે તો પણ થૂંકી નાખો. કેમ ? કારણકે ઝેર છે, એની ખબર પડી ગઈ છે.

એ જ રીતે, સંસારની સામગ્રી-પદ-પ્રતિષ્ઠા વગેરે બધા જ રસગુલ્લા છે. અનાદિકાળની સંજ્ઞા

એ ભૂખ છે. પુણ્ય એ પીરસનાર માતા છે. એટલે તમે ભોગવી લો છો. અમને એમાં રહેલ-ભવાંતરમાં દુર્ગતિના દુઃખો રૂપી ઝેર દેખાઈ ગયું...... પછી અમે છોડ્યા નથી-છૂટી ગયા.
તમને એ ઝેર દેખાય - તેના માટે જ આ વ્યાખ્યાન, વાંચન, સ્વાધ્યાય, ચિંતન વગેરે આરાધનાઓ છે.
તેનાથી વૈરાગ્ય પામીને આગળ વધો - એ જ શુભેચ્છા !

## અરિહંત પદ

- **કોઈનો પણ પરિચય કર્યા વિના તેના પર બહુમાન પેદા ન થાય.** અરિહંત પર બહુમાન ઊભું કરવા, અરિહંતને ઓળખવા પડે.
- તમે અરિહંત એટલે કોણ ? તે જાણો છો ?
  જુઓ - ઋષભદેવ, મહાવીર સ્વામી વગેરે કોઈ એક ભગવાનની વાત - તે અરિહંતની વાત નહિ; પણ સર્વ અરિહંતોમાં સમાનપણે જે ગુણો રહેલા છે - તેની વાત અહીં સમજવાની છે. જે અરિહંતની જીવનભર પૂજા કરો છો, જેની પાછળ લાખો-કરોડો રૂપિયા ખર્ચી નાખો છો, તેને તમે ઓળખતા જ ન હો, તે કેટલી મોટી કરુણતા કહેવાય ?
- આ ચાતુર્માસમાં આપણે અરિહંતના વચનોનો - અરિહંત ભગવંતે કહેલા ધર્મનો પરિચય કર્યો છે. જો કે, તે પણ એક રીતે અરિહંતનો પરિચય જ કહેવાય. પણ આજે અરિહંત પદની ઉપાસનામાં અરિહંતના ગુણોની વાત કરવી છે.
- નમુત્થુણં સૂત્ર બોલો છો, તેમાં 'નમુત્થુણં અરિહંતાણં' એ શબ્દોનો અર્થ થાય - અરિહંતોને નમસ્કાર થાઓ. ત્યાર પછી જેટલા શબ્દો છે - તે અરિહંત પરમાત્માના વિશેષણો છે - તેમના ગુણો જણાવે છે - તેમનો પરિચય કરાવે છે. જેથી તેમના પ્રત્યે બહુમાન ઊભું થાય, વધે... તેનાથી જ ભાવનમસ્કાર થાય, નમસ્કારનું પ્રકૃષ્ટ ફળ મળે. પણ તમે એના અર્થ જાણો છો ? વિચારો છો? એ મોટા પ્રશ્નો છે.
- **અરિહંત અનંતા ગુણોથી સંપન્ન છે.** પણ શાસ્ત્રકારોએ ૧૨ ગુણ, ૩૪ અતિશય, વાણીના ૩૫ અતિશય વગેરે રૂપે તેને બતાવ્યા છે. અરિહંતના ૧૨ ગુણ ક્યા ? તે ખબર છે ?
  **આઠ પ્રાતિહાર્ય અને ચાર મૂળ અતિશય - એ બાર ગુણ છે.**
- ચાર મૂળ અતિશય યાદ રાખવા સહેલા છે.
  લોગસ્સ સૂત્રની પહેલી ગાથામાં જ તે બતાવ્યા છે.
- **જ્ઞાનાતિશય -** પરમાત્મા સર્વજ્ઞ છે. સર્વ ક્ષેત્રના-સર્વ કાળના સર્વ દ્રવ્યો અને ભાવોને સાક્ષાત્ જુએ છે-જાણે છે. 'લોગસ્સ ઉજ્જોઅગરે' – લોકમાં (જ્ઞાનનો) પ્રકાશ કરનારા આ શબ્દથી જ્ઞાનાતિશય જણાવ્યો છે.
- **વચનાતિશય -** પ્રભુ ઉપદેશ દ્વારા શાસનની સ્થાપના કરે છે. 'ધમ્મતિત્થયરે' – ધર્મ રૂપી તીર્થ (શાસન) ની સ્થાપના કરનારા - આ શબ્દ વડે વચનાતિશય જણાવ્યો છે.
- **અપાયાપગમાતિશય -** અપાય એટલે દોષ. અપગમ એટલે નાશ. પ્રભુના રાગ-દ્વેષ રૂપી દોષો નાશ પામ્યા છે. 'જિણે' – જિન - રાગદ્વેષને જીતનારા - આ શબ્દથી અપાયાપગમાતિશય જણાવ્યો છે.
- **પૂજાતિશય -** આઠ પ્રાતિહાર્ય, દેવેન્દ્રો, ચક્રવર્તીઓ - બધા જ ભગવાનની પૂજા કરે છે. 'અરિહંતે' – પૂજાને યોગ્ય - આ શબ્દથી પૂજાતિશય જણાવ્યો છે.
- અરિહંત પદની આરાધના તપ-જપ વગેરે દ્વારા આજે વિશેષરૂપે કરવાની છે; પણ શ્રદ્ધા-

બહુમાન વગેરે દ્વારા તો સદા કરવાની છે. તેના માટે પ્રભુના ગુણો જાણવાના છે. તે બધાનું વર્ણન ૧ કલાકમાં કરવું અસંભવ છે.

વીતરાગ સ્તોત્રમાં કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રસૂરીશ્વરજી મ.સા. એ કહ્યું છે- **'એક હજાર જીભથી ઈન્દ્ર પ્રભુના ગુણોનું વર્ણન કરે, તો ય આખી જિંદગીમાં પૂરા ન થાય !'**

વર્ધમાન શક્રસ્તવ, જિનસહસ્રનામસ્તોત્ર, વીતરાગ સ્તોત્ર વગેરે અનેક ગ્રંથો માત્ર પ્રભુના ગુણોનું વર્ણન કરવા જ રચાયેલા છે.

- આપણે એમાંના કેટલાક જોઈએ.
- ભગવાનનું સમવસરણ રચાય, ત્યારે તેમાં દેવો પુષ્પોની વૃષ્ટિ કરે છે. ઊભેલા માણસનો ઢીંચણ ડૂબી જાય - તેટલા ફૂલોનો થર રચાય. એ બધા ફૂલોના ડીંટીયા નીચે જ પડે, પાંખડી જ ઉપર રહે - જેથી કોઈને વાગે નહિ.

  શાસ્ત્રકારોએ પ્રશ્ન કર્યો છે - 'જો સમવસરણમાં આટલા ફૂલો હોય તો તેમાં સાધુ-સાધ્વીજી ભગવંતો જાય શી રીતે ?' કારણકે તેઓ તો ફૂલ પર ચાલે નહિ. ફૂલ બધા સાચાં જ હોય છે. પછી શાસ્ત્રકારોએ જે જવાબ આપ્યો છે - તે તાજ્જુબ કરી દે તેવો છે. સમવસરણમાં જે પુષ્પોની વૃષ્ટિ થઇ હોય, તેના પરથી કરોડો મનુષ્યો-હાથી વગેરે તિર્યંચો ચાલીને જાય, તો પણ એક પણ પુષ્પના જીવને પીડા ન થાય - ઊલ્ટું અમૃતનું સિંચન થયું હોય, તેવો આનંદ થાય - એવો પ્રભુનો અતિશય છે ! અને એટલે જ સાધુ ભગવંતો તેના પરથી ચાલીને જાય છે. (જેને અડવાથી પીડા થાય, તેને અમારે અડવાનું નથી; જ્યાં પીડા ન થતી હોય ત્યાં અડવાનો નિષેધ નથી. જેમ કે તમારા માથે હાથ મૂકીએ જ છીએ.)
- પ્રભુનું રૂપ કેવું ? તેનું વર્ણન કરતા શાસ્ત્રકાર લખે છે - સર્વ દેવો, પોતાનું તેજ ભેગું કરીને એક અંગૂઠા જેટલા શરીરમાં કેન્દ્રિત કરે (કે જેથી તે અત્યંત તેજસ્વી બને); એ અંગૂઠાને પ્રભુની સામે ધરવામાં આવે - તો કાળા કોલસા જેવો લાગે, એટલું પ્રચંડ તેજ પ્રભુના શરીરનું હોય છે.

  મહોપાધ્યાયજી મહારાજે કહ્યું છે - 'કોડિ દેવ મિલકે ન કર સકે, એક અંગુષ્ઠ રૂપ પ્રતિછંદા....ઐસો અદ્ભુત રૂપ તિહારો...'
- પ્રભુના શરીરનું બળ કેવું ? તો શાસ્ત્રકાર કહે છે - આપણે જેના પર રહીએ છીએ, તે રત્નપ્રભા પૃથ્વી અસંખ્ય યોજન પહોળી અને ૧,૮૦,૦૦૦ યોજન જાડી છે. તેની વચ્ચે ૧ લાખ યોજન ઊંચો મેરૂ પર્વત છે. પ્રભુના શરીરમાં એવું બળ હોય છે કે મેરૂ પર્વતને દાંડાની જેમ પકડીને આખી પૃથ્વીને છત્રીની જેમ ઊંધી કરી શકે...!
- પ્રભુ વિહાર કરે તે ક્ષેત્રમાં મારિ-મરકી ન થાય, દુકાળ ન થાય, અતિવૃષ્ટિ ન થાય, કોઈને રોગ ન થાય, થયેલા રોગ નાશ પામે.
- પ્રભુને પરસેવો ન થાય. શરીર સુગંધી હોય. ઉચ્છ્વાસ પણ સુગંધી હોય.
- કેટલું વર્ણન કરી શકાય ?

  ચોમાસીના દેવવંદનમાં જે પાંચ પરમાત્માના સ્તવનો બોલાય છે, તે પાંચેમાં પ્રભુના અતિશયોનું જ વર્ણન છે. ઋષભદેવ ભ. નું 'પ્રથમ જિનેશ્વર પ્રણમીએ...' અને નેમિનાથ ભ. નું 'નિરખ્યો નેમિ જિણંદને...' પ્રસિદ્ધ છે.

  અરિહંત વંદનાવલિની ૪૯ ગાથામાં પ્રભુના જીવનના અતિશયોનું વર્ણન જ છે. દરેક પ્રભુભક્તિરસિકે અરિહંત વંદનાવલિ તો ગોખવી જ જોઈએ. આજના દિવસે એટલું નક્કી કરો કે અરિહંત વંદનાવલિ ગોખવી. પ્રભુનો પરિચય કરવો.
- **તપ-જપ-ક્રિયા વગેરે દ્રવ્ય-આરાધના છે. પ્રભુના ગુણોનું બહુમાન, તે ગુણોને આપણા**

**જીવનમાં લાવવાનો પુરુષાર્થ એ ભાવ-આરાધના છે.**

- પ્રભુના ગુણો અનંત છે. પણ તેમાં **સર્વોત્કૃષ્ટ ગુણ કરૂણા છે - સર્વ જીવોને સુખી કરવાની પ્રકૃષ્ટ ભાવના છે.** તેનાથી જ તીર્થંકર નામકર્મ બંધાય છે, અને અરિહંતપણું આવે છે.
- કરૂણા પણ બે પ્રકારની છે.
  ૧) દ્રવ્ય કરૂણા - દુઃખો દૂર કરવા. સુખની સામગ્રી આપવી.
  ૨) ભાવ કરૂણા - દુઃખના કારણરૂપ પાપો-દોષો દૂર કરવા. ધર્મમાર્ગે જોડવા.
- દ્રવ્ય - કરૂણા જીવને ટૂંકા ગાળા માટે સુખી કરી શકે.
  ખાવાનું આપો તો એક દિવસનું દુઃખ ટળે.
  કપડાં વગેરે સામગ્રી આપો તો બે-પાંચ વર્ષનું દુઃખ દૂર થાય.
  ઘર આપો, ધંધો શીખવાડો, જીવન બચાવો - તો આ ભવનાં દુઃખ દૂર થાય.
- ભાવ-કરૂણાથી ભવોભવના દુઃખ દૂર થાય. દુર્ગતિથી બચે. સંસારનું પરિભ્રમણ ઘટાડે. શાશ્વત કાળ માટે સુખી બનાવે. એટલે મોટી કરૂણા તો ભાવ-કરૂણા જ છે.
  અમે તમારી ભાવ-કરૂણા જ કરીએ છીએ ને ? દ્રવ્ય-કરૂણા કરવાની અમારી પાસે સામગ્રી પણ નથી, અને એ અમારો આચાર પણ નથી.
- મારે તમને એ પ્રશ્ન કરવો છે. તમારામાં ભાવ-કરૂણા ખરી ? દેવ-ગુરૂ કૃપાથી તમે સાચો ધર્મ પામ્યા, સાચા સુખનો માર્ગ જાણ્યો - તો તે 'બીજા પણ પામે તો સારું' - એવી ઈચ્છા ખરી ? બીજાને પમાડવાનો પુરુષાર્થ ખરો ?
- કોઈને શિબિરમાં લઈ જવા દ્વારા - વ્યાખ્યાનમાં લઈ જવા દ્વારા - ગુરૂ ભગવંતનો પરિચય કરાવવા દ્વારા - પુસ્તકો વંચાવવા દ્વારા-આરાધનામાં જોડવા દ્વારા - શાસનસેવાના કાર્યોમાં જોડવા દ્વારા - ધર્મ પમાડવાની મહેનત કરો ખરા ?
- અજાણી વ્યક્તિઓની વાત ન કરીએ તો પણ, તમારા મિત્રો, સ્વજનો, પડોશી, પરિવાર, પત્ની-પુત્રને ધર્મ પમાડો ખરા ? તમને કદાચ સૌથી વહાલા હોય તો તમારા સંતાનો હશે, તેમને ભવાંતરમાં સુખી કરવાની ભાવ-કરૂણા ખરી ?
  તમારા દીકરા-દીકરીને આ ભવમાં સુખી કરવા ભરપૂર પુરુષાર્થ કરો છો. (જો કે તે સફળ થવાની કોઈ ગેરંટી નથી. સહુ પોતાના પુણ્યથી સુખી થાય છે.)
- લૌકિક શિક્ષણ કેટલા વર્ષ આપો ? ૩ વર્ષની ઉંમરથી માંડીને સાદો ગ્રેજ્યુએટ થાય તો ય ૨૦ વર્ષ સુધી તો ખરા જ...એન્જીનીયર ડોક્ટર - વગેરે થાય તો ૨૨-૨૩ વર્ષ સુધી. એટલે ૧૭ થી ૨૦ વર્ષ ભણાવો. તે કેટલું ? રોજના ૮-૧૦-૧૨ કલાક...સ્કૂલ-કોલેજ, ક્લાસ, ટ્યુશન, હોમવર્ક.... પરિસ્થિતિ એવી છે કે બાપ કરતાં દીકરા વધારે 'બીઝી' છે. તેમનું શિડ્યુલ વધારે 'ટાઈટ' હોય છે. ભણવા માટે દૂર-દૂરની સ્કૂલોમાં ૧૦-૧૨ કિલોમીટર જાય. ગ્રેજ્યુએશન માટે દૂરના શહેરોમાં જાય. ન ભણતો હોય તો મારી-ઠપકારીને ભણાવો. લાખો રૂપિયાની સંપત્તિ ખર્ચો.
  અમારા એક પરિચિતને ત્યાં પુત્રનો જન્મ થયો ત્યારે મને કહે - 'એના ભણતર પાછળ જેટલા રૂપિયા ખર્ચાશે, તેટલા અત્યારથી ફિક્સ્ડ ડિપોઝીટમાં મૂકી દઉં, તો કદાચ જિંદગીભર તેને કમાવું ન પડે !'
  આટલો સમય-સંપત્તિ ખર્ચ્યા પછી, કષ્ટ ઉઠાવ્યા પછી - જે ભણે, તે કેટલું કામ લાગે ? કેટલા વર્ષ કામ લાગે ? ઘણાંને તો કશું કામ લાગતું નથી. માત્ર 'ડીગ્રી' મળી તેટલું કહેવાય... કામ લાગે તો ય બે-ચાર વિષયો જ.... 'ટુંડ્ર પ્રદેશમાં રહેતા એસ્કિમો શું ખાય છે ?' તે જાણીને શું કામ ? (ઘરમાં ચા બનાવતાં આવડતું ન હોય !) અને ૨૦-૨૨ વર્ષે ભણીને નીકળ્યા પછી, ૫૦-૫૫

વર્ષ ની ઉંમર સુધી કદાચ કામ લાગે. વધુમાં વધુ ૩૦ વર્ષ !

જેના કામ લાગવાની ખાતરી નથી; બધું કામ નથી જ લાગવાનું તેની ખબર છે; વધુમાં વધુ ૩૦ વર્ષ કામ લાગવાનું તેની ય ખબર છે - તેવા લૌકિક શિક્ષણ પાછળ ૧૭-૨૦ વર્ષ, રોજના ૮-૧૦ કલાક, લાખો રૂપિયા ખર્ચો છો.

તેને આ ભવમાં સમાધિ આપનાર - ભવાંતરમાં સુખી બનાવનાર ધાર્મિક શિક્ષણ - સંસ્કરણ આપવા માટે કેટલો સમય-સંપત્તિ ખર્ચો છો ?

- તમારા દીકરાઓને સંસ્કાર આપવાની અમને ગરજ છે, તમને નથી.

  તેને પાઠશાળામાં આવતો કરવા અમારે ઈનામો વગેરે પ્રલોભન આપવા પડે.

  કોઈ બાપે દીકરાને કહ્યું ખરું - 'પાંચ પ્રતિક્રમણ પૂરા કરે, તો તારા નામે લાખ રૂપિયા મૂકી દઈશ? દીકરાને આપવા - એટલે જમણાં ખિસ્સામાંથી ડાબા ખિસ્સામાં જ મૂકવાના છે ને ? છેવટે જે તેને આપવાનું જ છે, તે વહેલું આપવાનું છે. તેના બહાને ધર્મમાં જોડાય, તો તેનાથી રૂડું શું ? પણ તમને ધર્મ પમાડવાની ઈચ્છા હોય તો આવું સૂઝે.
- કદાચ દીકરો પાઠશાળા જતો હોય, તો ય કેટલું ભણ્યો ? શું યાદ રાખ્યું ? વગેરે કોઈ કાળજી પણ તમે નથી કરતા. સામે સ્કૂલનું હોમવર્ક મારીને કરાવો. પરીક્ષામાં પરિણામ ઓછું આવે તો તતડાવી નાખો.
- એટલું યાદ રાખજો કે **ધર્મ નહિ સમજ્યો હોય, તે કદાચ સફળ થશે, સુખી નહિ. દુનિયાનું શિક્ષણ સફળતા મેળવવાના રસ્તા દેખાડે છે, નિષ્ફળતામાં સમાધિ રાખવાના નહિ.**
- હમણાં એક સરસ વાક્ય વાંચેલું - **'રોટલો કેમ રળવો ? તે નહિ; રોટલાના દરેક ટૂકડાને મીઠો કેમ બનાવવો ? તે શીખવાડે, તે સાચી કેળવણી છે.'** પણ આવી કેળવણી દુનિયાની કોઈ સ્કૂલ-કોલેજ આપતી નથી.
- હા, ૧૦% માતા-પિતાઓ આ વિષયમાં અત્યંત જાગ્રત છે. તેના કારણે જ નાની ઉંમરની ભરપૂર દીક્ષાઓ થાય છે. જૈન શાસન ચાલે છે. પણ ૮૦-૯૦% ની ઉપેક્ષા છે.

  ૫૦૦ ઘરનો સંઘ હોય, તો ઘરદીઠ ૧ બાળક ગણતાં પણ ૫૦૦ બાળકો હોય. તેમાંથી માંડ ૫૦ બાળકો પાઠશાળા આવતા હોય, તો નિશ્ચિત છે કે ૮૦-૯૦% મા-બાપ બેદરકાર છે.
- મને પૂછાય તો હું કહું **કે સંઘની પ્રવૃત્તિઓમાં નંબર-૧ વ્યાખ્યાનને અપાય, નંબર-૨ પાઠશાળાને અપાય. કારણકે તે જ્ઞાનદાનની પ્રવૃત્તિ છે. બીજાને ધર્મ પમાડે છે**. પણ પાઠશાળાઓ મરવાના વાંકે ચાલે છે. નથી સંપત્તિ, નથી વ્યવસ્થાપકો, નથી શિક્ષકો, નથી વિદ્યાર્થીઓ.
- ધર્મબિંદુમાં શાસ્ત્રકારે લખ્યું છે, **જ્ઞાનદાનથી મોટું જગતમાં કોઈ દાન નથી.**
- શ્રાવકની ભાવ-કરૂણા કેવી હોય ?

  પોતાના સંતાનો જ નહિ, નોકર-ચાકરને પણ ધર્મ પમાડે. અરિહંત પદ પામનાર દેવપાળ, શ્રાવકને ત્યાં નોકર હતો. શેઠ પાસેથી જ ધર્મ પામેલો.

  અરે, શ્રાવક પોતાના ઢોરોને ય ધર્મ પમાડે. કંબલ-સંબલ જિનદાસ શેઠ પાસે ધર્મ પામનારા બળદો હતા. અનશન કરીને દેવ થયા.
- સાંતાક્રુઝના અમારા ગુરૂદેવના ચાતુર્માસમાં એક યુવાન પોતાના કૂતરાને લઈને ઉપાશ્રયમાં આવ્યો. અને ગુરૂદેવને કહે - 'આને વાસક્ષેપ કરી આપશો ?' અમને બધાને આશ્ચર્ય થયું – 'કૂતરાને વાસક્ષેપ ?' પણ તેણે જે કહ્યું - તે તમારી આંખ ઉઘાડી દેશે. "નાનું ગલૂડિયું ક્યાંકથી મકાનમાં આવી ચડેલું. તેને બચાવવા ઉછેર્યું. પછી તો લાગણી બંધાઈ ગઈ. તેને ઉકાળેલું પાણી પીવડાવું છું. રાત્રે ખાવા આપતો નથી. દિવસે પણ અભક્ષ્ય આપતો નથી. રોજ બહારથી

દેરાસરે દર્શન કરાવું છું. કોઈ ગુરૂ ભગવંત પધારે તો વાસક્ષેપ કરાવું છું.આ બધું એટલા માટે જ કરાવું છું, કે તેની ભવાંતરમાં સદ્ગિતિ થાય. તિર્યંચમાંથી બહાર નીકળે."

- શ્રાવક પોતાના કૂતરાની ય સદ્ગતિની ચિંતા કરે. તમે સંતાનોની કરો છો ?
  અરિહંત પદની આરાધનામાં ભાવ-કરૂણાના સ્વામી બનીએ.

## સિદ્ધ પદ

- અરિહંત અને સિદ્ધ - બંને ભગવાન છે. છતાં બંનેમાં તફાવત છે. કોઇપણ આત્મા ઘાતી કર્મોનો ક્ષય કરે એટલે વીતરાગ બને, કેવળજ્ઞાન પામે. પછી આયુષ્ય પૂરું થાય એટલે નિર્વાણ પામે, મોક્ષે જાય. ત્યાં 'સિદ્ધ' કહેવાય.
  તેમાંના કેટલાક જ આત્માઓએ પૂર્વના ત્રીજા ભવે, 'સવિ જીવ કરું શાસનરસી'ની પ્રકૃષ્ટ કરૂણા ભાવનાથી તીર્થંકર નામકર્મ નિકાચિત કર્યું હોય છે. તેમને કેવળજ્ઞાન થયા પછી તે કર્મ ઉદયમાં આવે છે. તેનાથી તેઓ શાસનની (પુનઃ) સ્થાપના કરે છે. અષ્ટ મહાપ્રાતિહાર્ય વગેરેથી તેમની પૂજા થાય છે. તેઓ 'અરિહંત' કહેવાય છે. તે સિવાયના આત્માઓ કેવળજ્ઞાન પામે, તે પછી 'સામાન્ય કેવલી' કહેવાય છે.
  ઋષભદેવ ભ., મહાવીર સ્વામી ભ. વગેરે અરિહંત થઈને મોક્ષે ગયા. ગૌતમ સ્વામી વગેરે ગણધરો, જંબૂ સ્વામી વગેરે સામાન્ય કેવલી થઈને મોક્ષે ગયા.
- અરિહંતો પણ નિર્વાણ પામ્યા પછી સિદ્ધ જ બને છે. અને તે અવસ્થામાં બધા આત્માઓના ગુણો સરખા જ હોય છે. ચાહે પૂર્વે અરિહંત હોય કે સામાન્ય કેવલી હોય.
  મહાવીર સ્વામી ભ. પણ અત્યારે તો સિદ્ધ જ છે. અને તેમના અને ગૌતમ સ્વામીના અત્યારની અવસ્થાના ગુણો તો સરખાં જ છે.
  અત્યારે અરિહંત તો સીમંધર સ્વામી વગેરે વીશ છે.
- આપણને પ્રશ્ન થાય - મોટા કોણ ? અરિહંત કે સિદ્ધ ?
  અરિહંત પણ છેવટે તો સિદ્ધ જ બને છે.
  અરિહંત પણ દીક્ષા લેતી વખતે સિદ્ધ પરમાત્માને નમસ્કાર કરે છે.
  અરિહંત પરમાત્માને ચાર જ કર્મનો ક્ષય છે. સિદ્ધ પરમાત્માને આઠે કર્મોનો ક્ષય થયો હોય છે.
  અરિહંત પરમાત્મા અઘાતી કર્મોના ઉદયને આધીન છે. શરીર હોય, આહાર-નિહાર થાય, આશ્ચર્ય રૂપે અશાતાનો ઉદય થઇ શકે-જેમ મહાવીર સ્વામી ભ.ને ગોશાલાના ઉપસર્ગથી થયો.
  સિદ્ધ પરમાત્માને કર્મની પરાધીનતા નથી. અવ્યાબાધ સુખ છે.
  આ બધી અપેક્ષાએ સિદ્ધ પરમાત્મા મોટા છે.
  છતાં સર્વત્ર પ્રથમ સ્થાન અરિહંતનું છે.
- પરમેષ્ઠિમાં પહેલા અરિહંત. નવપદમાં પહેલા અરિહંત. વીશ સ્થાનકમાં પહેલા અરિહંત. નવકારમાં પહેલો નમસ્કાર અરિહંતને.
  આમ કેમ ?
  તેનું કારણ એ છે કે **અરિહંતો વધુ ઉપકારી છે.**
  તેમણે શાસનની સ્થાપના કરી. મોક્ષનો માર્ગ બતાવ્યો. ધર્મ શું છે ? તે સમજાવ્યું. સુખ ક્યાં મળે? તે બતાવ્યું. તેનાથી જ બીજા જીવો ધર્મ પામીને સિદ્ધ થાય છે. એટલે વધુ ઉપકાર તેમનો છે.
  લોકમાં પણ, કાકા વધારે ગુણવાન્ હોય તો પણ પહેલું સ્થાન પિતાનું જ ગણાય છે - કારણ

કે તેઓ વધુ ઉપકારી છે.

- અરિહંત પરમાત્મામાં વિશિષ્ટ ઉપકાર કરવાનું સામર્થ્ય તીર્થંકર નામકર્મરૂપી પુણ્યના ઉદયથી ઉત્પન્ન થાય છે. એ કર્મના ઉદયથી જ તેઓ શાસન-સ્થાપના કરે છે, દેશના આપે છે. બાકી તેમના અને સામાન્ય કેવલીના કેવળજ્ઞાનમાં કોઈ ફરક હોતો નથી. બંનેની વીતરાગતા પણ સમાન જ હોય છે.

  આનાથી નક્કી થાય કે **જે પુણ્ય, બીજાને ઉપકારી બનતું હોય, તેને જિનશાસનમાં વિશિષ્ટ સ્થાન અપાયું છે. તે પૂજ્યતાનું કારણ છે, ઉપાદેય છે.**

  કેટલાક લોકો પુણ્યને એકાંતે હેય માને છે - તે વાત આનાથી ખોટી સાબિત થાય છે. જે બીજાને મોક્ષમાર્ગમાં સહાયક બને, તેને હેય શી રીતે માની શકાય ?

- ગુરૂતત્ત્વમાં પણ આચાર્ય-ઉપાધ્યાય-સાધુ એ ક્રમ છે. આચાર્યનું સ્થાન ઊંચું છે. દીક્ષા પર્યાયમાં મોટા સાધુએ પણ આચાર્યની આજ્ઞા માનવાની હોય છે.

  પૂર્વકાળમાં તો તેમને વંદન પણ કરવાનો વિધિ હતો, આજે નથી.

  આચાર્યમાં પણ વિશેષ શું છે ? સંયમ-તપ-જ્ઞાન વગેરે ગુણો તો બીજા સાધુઓમાં પણ વધારે હોઈ શકે. શાસ્ત્રોમાં એવી પણ વાત આવે છે કે બાળમુનિને આચાર્યપદ અપાય, અને પછી તે બીજાની પાસે ભણે. એટલે જ્ઞાન તો બીજા પાસે પણ વધારે હોઈ શકે. આચાર્યપદ એને જ અપાય છે - જેનામાં નેતૃત્વનું પુણ્ય હોય, આદેય નામકર્મ પ્રચંડ હોય, સમસ્ત સંઘ જેની આજ્ઞા સ્વીકારે. અલબત્ત સાથે સંયમાદિ ગુણો તો હોય જ. પ્રભવ સ્વામીના શિષ્ય-પરિવારમાં સંયમી-જ્ઞાની સાધુઓ તો હશે જ. છતાં છેક બ્રાહ્મણપણામાં રહેલા શય્યંભવને શોધીને, દીક્ષા આપીને આચાર્ય કેમ બનાવ્યા હશે ? તેમનું વિશિષ્ટ પુણ્ય જોયું હશે.

  એટલે, પુણ્ય પણ ઉપાદેય છે, એ નક્કી થાય છે.

- દશ પૂર્વધરોને દેશનાલબ્ધિ રૂપી પુણ્યનો ઉપયોગ કરવાની આજ્ઞા છે, જિનકલ્પનો સ્વીકાર કરવાનો નિષેધ છે.
- મોક્ષની સામગ્રી-મનુષ્યભવ, કર્મભૂમિ, આર્યક્ષેત્ર, સદ્ગુરુનો સંયોગ, પ્રથમ સંઘયણ.. બધું પુણ્યથી જ મળે છે. તેને સર્વથા હેય કેમ મનાય ?
- આમ **પુણ્ય એકાંતે હેય નથી, એ નિશ્ચિત છે. પુણ્યાનુબંધી પુણ્ય, ઉપાદેય છે જ**.
- અલબત્ત, આપણું લક્ષ્ય ગુણપ્રાપ્તિનું જ હોવું જોઈએ. તો જ દોષનાશ થાય, વીતરાગ બનાય. અને તેવા લક્ષ્યથી સાધના કરનારને by-product રૂપે પુણ્ય બંધાઈ જ જાય છે. પણ, કદાચ પુણ્ય માટે પણ કોઈ સાધના કરે, તેમાં જો અનુબંધ પુણ્યના હોય - પાપના ન હોય; તો તેને હેય નથી માનવાનું.
- આજે સિદ્ધપદની આરાધના કરવાની છે.

  સિદ્ધોમાં પુણ્ય હોતું જ નથી, તેઓ સર્વ કર્મથી મુક્ત છે.

  પૂર્વની અવસ્થામાં પણ, તેઓ પુણ્યશાળી હોય, તેવું જરૂરી નથી.

  અનંતા આત્માઓ કેવળજ્ઞાન પામ્યા પછી, એક પણ દેશના આપ્યા વગર મોક્ષે ગયા છે. કોઈ તેમને સાંભળવા માટે આવ્યું જ નહિ !

  એટલે સિદ્ધપદની આરાધનામાં આપણે એ નક્કી કરવાનું છે કે **આપણે મુખ્યપણે ગુણવાન્ બનવા આરાધના કરવાની છે. માત્ર પુણ્યશાળી બનવા માટે નહિ.**

  શાસ્ત્રકારોએ તો અરિહંતપણાની ઋદ્ધિની ઈચ્છાને પણ નિયાણું કહીને તેનો નિષેધ કર્યો છે !

- પુણ્યનું આકર્ષણ તો સહુને છે, અનંતકાળથી છે; કારણકે પુણ્યથી સામગ્રી મળે છે..

પુણ્યશાળી બનવું ગમે છે. પુણ્યશાળીનો સંગ ગમે છે. પુણ્યની વાતો સાંભળવી પણ ગમે છે. ગુણનું આકર્ષણ કેળવવું - એ સિદ્ધપદની આરાધના છે.

- કોઈકમાં ગુણ અને પુણ્ય બંને હોય - તેવું બની શકે છે. પણ તેનું આકર્ષણ પણ માત્ર પુણ્યના કારણે જ હોય, તો આપણી કક્ષા હજી નીચલી છે.. અને જેનામાં ગુણ છે જ નહિ - માત્ર પુણ્ય છે - તેનું આકર્ષણ તો મારક પણ બની શકે છે.
- ગુણવાન્ હોવા છતાં પુણ્ય ન હોય - તેવું બની શકે. અનંતા મૂક કેવલી તેના દૃષ્ટાંત છે.
  તેમ પુણ્યશાળી હોવા છતાં ગુણ ન હોય, તેવું પણ બની શકે. તેવા જૈન શાસનમાં પણ હોય છે. અંગારમર્દક આચાર્ય તેનું દૃષ્ટાંત છે - ૫૦૦ શિષ્યો પુણ્ય વગર ન જ થાય. અને અભવ્ય હોવાથી ગુણ તો હતા જ નહિ.
  અને જૈનેતરમાં ય પુણ્ય હોઈ શકે. ગોશાળાના ૧૧ લાખ અનુયાયીઓ હતા !
  હાલમાં પણ દુનિયામાં જૈનેતરોનું પુણ્ય જોરમાં દેખાય જ છે !
  કેટલાક પંથોના સિદ્ધાંતો તો સાંભળીને હસવું આવે તેવા બોગસ હોય છે. છતાં તેમનું પુણ્ય હોવાથી ધૂમ પ્રચાર થતો દેખાય છે.
- **ધર્મક્ષેત્રમાં માત્ર પુણ્યથી ખેંચાઈ ગયા તો ખોટા માર્ગમાં-પંથમાં ફસાઈ જવાની શક્યતા પૂરેપૂરી છે. ગુણની પરીક્ષા કરવી અનિવાર્ય છે.**
- સંસારમાં પણ કોઈની સાથે કોઈપણ પ્રકારનો સંબંધ બાંધતા પૂર્વે તેના ગુણની પરીક્ષા કરવી જોઈએ. માત્ર સંપત્તિ, સત્તા વગેરેના પુણ્યથી આકર્ષાઈ જવામાં તો લૌકિક-પારલૌકિક બંને નુકસાનોની શક્યતા છે. એટલે જ શાસ્ત્રકારોએ, મિથ્યાત્વીનો પરિચય કરવો - તેને પણ સમ્યક્ત્વાનો અતિચાર કહ્યો છે.
- પુણ્યથી આકર્ષાઈને વિદેશ જનારા સમજી રાખે કે કદાચ તેને સંસ્કાર મળ્યા હોવાથી જીવનમાં થોડો ઘણો ધર્મ રહેશે. કદાચ તે પોતાના સંતાનોને આપશે, તેઓ ખાનદાનીથી ટકાવશે. પણ તેની ત્રીજી પેઢી કાં તો નાસ્તિક બનવાની છે, કાં તો ક્રિશ્ચિયન બનવાની છે; કારણકે ત્યાંનું વાતાવરણ જ એવું છે, મિત્રો એવા છે, પડોશીઓ એવા છે. અને તેઓ જે તર્ક કરે છે, તેના જવાબ આપવાની ક્ષમતા તમારામાં નથી.
- ગુણહીનનો સંગ - તે જ કુસંગ છે. તે બે પ્રકારનો છે.
  ૧) આચરણથી ભ્રષ્ટ કરે - પાપી, વ્યસની, દુરાચારીનો સંગ.
  ૨) શ્રદ્ધાથી ભ્રષ્ટ કરે - નાસ્તિક કે અન્યધર્મીનો સંગ.
  આમાં પહેલો કુસંગ તો ઓળખાઈ જાય, તેનાથી દૂર રહેવાનું મન થાય. પણ બીજો કુસંગ તે છૂપો દુશ્મન છે. તે ઓળખાતો જ નથી. છૂપી રીતે પ્રવેશ કરીને કબજો કરે છે.
- **નવું ઘર લેવું હોય તો પાડોશી ગુણવાન્ છે કે ગુણહીન ? તે જોવું જોઈએ.**
  કહેવાતી હાઈ સોસાયટી - લક્ઝરીયસ વિસ્તારોના લોકો લગભગ નાસ્તિક હોય છે. ક્યારેક દુરાચારી પણ હોય છે. ત્યાં રહેવામાં આપણા ગુણોનો નાશ થવાની મોટી શક્યતા છે.
  એક બગડેલી કેરી, બધી સારી કેરીને બગાડી શકે. બધી સારી કેરી ભેગી થઈને પણ એક બગડેલીને સુધારી ન શકે - તે યાદ રાખો.
- શ્રાદ્ધવિધિ ગ્રંથમાં શાસ્ત્રકાર લખે છે - શ્રાવક વ્યાજે પૈસા પણ શ્રાવકને જ આપે. ડૂબે તો ય ધર્મમાં જાય - સાધર્મિકને આપ્યા ગણાય!
- **તમારા દીકરા-દીકરીનો સંબંધ બાંધતા પૂર્વે પણ સામા પરિવારના ગુણ જુઓ ખરા ?** મોટે ભાગે રૂપ, બુદ્ધિ, ભણતર, સંપત્તિ... વગેરે જોઈને સંબંધ બંધાય છે. એ બધું જ પુણ્ય છે.

મારવાડમાં સંબંધ બાંધતા પૂર્વે પૂછે - 'સંઘ કાઢ્યો છે ? ઉપધાન કરાવ્યા છે ? પ્રતિષ્ઠા કરી છે ?'

જેની સાથે જીવનભર રહેવાનું છે, તેનામાં સહિષ્ણુતા, નમ્રતા, પરોપકારીપણું વગેરે પાયાના ગુણો છે કે નહિ ? તે પણ ન જુઓ, તો લગ્નજીવન હોળી બને કે બીજું કાંઈ ?

આજે તો હાલત એવી છે કે કોઈની ધર્મી-આરાધક-પાપભીરૂ તરીકેની છાપ પડે, તો ચોકઠું ગોઠવવું અઘરું થઇ જાય !

- ષોડશકમાં શાસ્ત્રકાર લખે છે **અધ્યાત્મ માર્ગે વિકાસ થવામાં જીવને બે જ વસ્તુ ઉપયોગી બને છે - સત્સંગ(ગુણવાન્ નો સંગ) અને સત્ શ્રવણ. એનું ઊંધું કરો, તો કુસંગ અને કુસાહિત્ય, જીવનું પતન કર્યા વિના ન રહે.**
- મયણાસુંદરી સુખી થઇ. સુરસુંદરી દુઃખી થઇ. કારણ શું ? મયણાસુંદરીને ભણાવનાર પંડિત ગુણવાન્-સમકિતી હતા. તેની માતા પણ સમકિતી હતી.

  સુરસુંદરીને ભણાવનાર પંડિત મિથ્યાત્વી હતા. ગુણહીન હતા.

  મયણાસુંદરીને ગુણનું આકર્ષણ હતું. ધર્મસામગ્રીનું હતું.

  સુરસુંદરીને પુણ્યનું આકર્ષણ હતું. સુખસામગ્રીનું હતું.
- દીકરા-દીકરી યુવાન હોય, તો તેમના મિત્રો કેવા છે ! તે પણ જુઓ. જ્યાં કુસંગ પૂરબહારમાં હોય ત્યાં ભણવા ન મૂકો. દૂરના શહેરમાં કે વિદેશ ન મોકલો કે - જ્યાં તેના મિત્રો કોણ ? તેની તમને ખબર જ ન પડે. વિપરીત વાતાવરણ વચ્ચે પણ પોતાનો ધર્મ ટકાવી શકે, તેવું સત્ત્વ કો'ક વિરલ જીવમાં જ હોય છે. મોટે ભાગે ત્યાં જનારા, કુસંગના ફળ લઈને જ આવે છે.
- સુરસુંદરીએ પુણ્યશાળી વરને પસંદ કર્યો, તો છેવટે દુઃખી થઇ.

  મયણાસુંદરીને પરીક્ષા કરવા મળી નથી. પણ રાજાએ જયારે કોઢિયા શ્રીપાળને વરાવી, ત્યારે 'કાગડાના કંઠમાં મોતીની માળા ન હોય.' એવા શ્રીપાળના વચનો જ તેના ગુણોની - ખાનદાન કુળની જાહેરાત કરનારા છે. ગુણહીન હોય તે તો ખુશ થઇ જાય !

---

- નોંધ : આચાર્ય પદના દિવસે પ્રવચન થયું નહોતું.

---

## ઉપાધ્યાય પદ

- ઉપાધ્યાય પદ બતાવતા શાસ્ત્રકારોએ જણાવ્યું છે કે આચાર્ય ભગવંત અર્થની વાચના આપે, ઉપાધ્યાય ભગવંત સૂત્રની વાચના આપે. જો કે શાસ્ત્રમાં જ કહ્યું છે કે - એવો નિયમ નથી. જરૂર પડે તો આચાર્ય ભગવંત પણ સૂત્રની વાચના આપે. અને ઉપાધ્યાય ભગવંત પણ અર્થની વાચના આપવા માટે સક્ષમ હોય જ...
- પંચ પરમેષ્ઠિમાં - નવપદમાં ગુરૂતત્ત્વના ૩ પદ છે. આચાર્ય-ઉપાધ્યાય-સાધુ...

  આમ તો સાધુપદમાં, સર્વ સાધુ ભગવંતોનો સમાવેશ થઇ જ જાય. કારણ કે આચાર્ય-ઉપાધ્યાય પણ સાધુ તો છે જ...છતાં આચાર્ય-ઉપાધ્યાય એ અલગ પદ બતાવ્યા, તેથી નક્કી થાય કે તેમનું વિશિષ્ટ સ્થાન હોવું જોઈએ.

  એવું પણ નથી કે સાધુઓમાં બે જ પદ છે. ગણાવચ્છેદક, સ્થવિર, પ્રવર્તક વગેરે પદો શાસ્ત્રમાં બતાવેલા છે. તેમના વિશિષ્ટ કાર્યો પણ છે. છતાં તેમનો સમાવેશ સાધુપદમાં જ કરી દીધો છે. અલગ સ્થાન માત્ર આચાર્ય-ઉપાધ્યાયનું છે.

  ગણાવચ્છેદકનું કાર્ય સહુ સાધુઓને જરૂરી ઉપધિ વગેરે મેળવવાનું છે. સાધુને પોતાને સહજ ન મળે, તો જે લબ્ધિધારી હોય, તેને ગણાવચ્છેદક મોકલે.

પ્રવર્તકનું કાર્ય સહુ સાધુઓને રૂચિ-શક્તિ મુજબના યોગોમાં-કાર્યોમાં જોડવાનું છે.
સ્થવિરનું કાર્ય - જે પોતાના કાર્યમાં પ્રમાદ વગેરે કરતાં હોય તેને પ્રેરણા વગેરે કરવા દ્વારા સ્થિર કરવાનું છે.

- આચાર્યનું અલગ સ્થાન તો સરળતાથી સમજી શકાય તેવું છે. તેઓ તીર્થંકરની ગેરહાજરીમાં સમસ્ત સંઘના નાયક છે. તેમને બધી સત્તા છે. તેમની આજ્ઞા, તીર્થંકરની આજ્ઞાની જેમ માનવાની હોય છે. સમસ્ત શાસનનું સંચાલન આચાર્ય ભગવંત કરે છે.
- ઉપાધ્યાય ભગવંતને અલગ સ્થાન કેમ અપાયું ? તેના બે કારણ વિચારી શકાય.
    1. તેઓ આચાર્યના ઉત્તરાધિકારી છે. યુવરાજ તુલ્ય છે. આચાર્યની ગેરહાજરીમાં આચાર્ય ભગવંતના બધા અધિકાર તેમને હોય છે. ગેરહાજરીનો અર્થ - આચાર્ય ભગવંત બીમાર હોવાથી કાર્ય કરવા અસમર્થ હોય, કોઈ કાર્ય માટે ગચ્છથી દૂર ગયા હોય-રહ્યા હોય તે સમજવાનો છે, સ્વર્ગવાસ નહીં; કારણકે આચાર્ય ભગવંતનો સ્વર્ગવાસ થાય ત્યારે તો ઉપાધ્યાયને આચાર્યપદ જ આપવામાં આવે છે.
    2. **ઉપાધ્યાય ભગવંતનું કાર્ય - જ્ઞાનદાન - એ વિશિષ્ટ કાર્ય છે. બીજા બધા ઉપકાર કરતાં જ્ઞાનદાન એ સૌથી મોટો ઉપકાર છે.**
- ઉપાધ્યાય પદનું સ્થાન અલગ બતાવ્યું, એટલે તેઓ બીજા સાધુઓ કરતાં ઊંચા સ્થાને ગણાય. બીજા સાધુ દીક્ષાપર્યાયમાં મોટા હોય તો પણ ઉપાધ્યાય જ મોટા ગણાય.
  આમ શાસ્ત્રકારે જ્ઞાનદાનનું મહત્ત્વ પ્રસ્થાપિત કર્યું છે.
- સામાન્યથી સાધુઓ બધા વડીલોની પડિલેહણ વગેરેથી ભક્તિ કરે. પણ ઘણાં સાધુઓ હોય, તો એ કદાચ શક્ય ન પણ બને. ત્યારે આચાર્ય, તપસ્વી, ગ્લાન, પોતાના ગુરૂ ઉપરાંત ભણાવનાર-વાચનાદાતાની ભક્તિ તો અવશ્ય કરે.
- પૂ. આ. ભ. કલાપૂર્ણસૂરિ મ.ના ચરિત્રમાં લખ્યું છે - તેઓ આચાર્ય થયા પછી પૂ. પં. ભદ્રંકર વિ. મ.સા. પાસે ભણવા ગયા. પહેલીવાર મળ્યા, ત્યારે પોતે આચાર્ય હોવા છતાં પંન્યાસજી મ. (તેઓ દીક્ષાપર્યાયમાં લગભગ ૨૦ વર્ષ મોટા હતા) ને વંદન કરવા લાગ્યા. પંન્યાસજી મ. એ ના પાડી. 'આપ આચાર્ય છો. આપે વંદન ન કરવાના હોય.' આચાર્ય ભગવંતે કહ્યું - 'હું ભણવા આવ્યો છું. મારે વંદન કરવા જ જોઈએ.' જ્યાં સુધી પંન્યાસજી મ. એ વંદન કરવા માટે મૌન રહીને સંમતિ ન આપી, ત્યાં સુધી આચાર્ય ભગવંતે પચ્ચક્ખાણ ન પાર્યું ! આટલો જ્ઞાનદાતાનો મહિમા છે !
- જેની સાથે અમારે વંદન-ગોચરી વગેરે વ્યવહાર ન હોય, તેમની પાસે પણ ભણવાનું થાય - તો વંદન કરવાના હોય છે, કરીએ છીએ.
- આચારમાં કદાચ શિથિલ હોય, તેવાની પાસે પણ (તેમની પાસે જે જ્ઞાન હોય, તે બીજા આચારસંપન્ન પાસે ન હોવાના કારણે) ભણવા જવાનું થાય, તો તેમને પણ વંદન કરવા પડે. તેઓ જ ના પાડે, તો જુદી વાત.
- ગૃહસ્થ પાસે સાધુ ભણે નહિ. પણ કોઈ કારણે ગૃહસ્થ પાસે ભણવાનું થાય, તો તેમનો પણ ઉચિત વિનય કરે. તેમના માટે બીજા શ્રાવકો પાસે આસન પથરાવી રાખે. પીવા માટે પાણી મૂકાવી રાખે.
- શાસ્ત્રકારો કહે છે- **'અડધા અક્ષર જેટલું જ્ઞાનનું દાન કરનારના ઉપકારનો બદલો વાળવો પણ મુશ્કેલ છે.'**
- **અભયદાન કરતાં પણ જ્ઞાનદાન મોટું છે.**
  શાસ્ત્રકાર ઉપદેશમાળામાં લખે છે - **'એક જીવને સમ્યક્ત્વનું દાન કરવું (સાચો ધર્મ**

**સમજાવવો) એટલે ૧૪ રાજલોકના સર્વ જીવોને અભયદાન આપવાનો લાભ મળે.'**

- શાસ્ત્રકાર લખે છે - **'શ્રુતના જેટલા અક્ષર ભણાવો, તેટલા હજાર વર્ષના દેવલોકના સુખો મળે-તેટલું પુણ્ય બંધાય.'**
- જ્ઞાનદાનનો સૌથી મોટો લાભ એ છે કે - ભવાંતરમાં આપણને જિનવચન મળે.
  મારી જિંદગીમાં કદાચ હું ૪-૫ હજાર વ્યાખ્યાન કરું; તેના ફળરૂપે મને ભવાંતરમાં ધર્મ આપનાર-સમજાવનાર કોઈ મળે; તો મારો બધો જ પરિશ્રમ સફળ છે.
- **જ્ઞાન બધી જ આરાધનાનું - બધા જ સત્કાર્યોનું મૂળ છે.**
  દશવૈકાલિકમાં શાસ્ત્રકાર કહે છે - જે હિતાહિત જાણતો જ નથી, તેવો અજ્ઞાની, હિત કરી કેમ શકશે ? અહિતથી અટકી કેમ શકશે ?
  ધર્મ શું કરવો ? કેમ કરવો ? તેની સમજણ જ નહિ હોય, તો દેરાસર-ઉપાશ્રય શું કામ લાગવાના છે ?
- ઉપાધ્યાય પદની આરાધનામાં, જ્ઞાનદાનનો લાભ સમજીને, જો તમે ભણ્યા હો, તો જ્ઞાનનું દાન કરવા ઉદ્યત બનો.
- પાઠશાળાઓમાં ઘણી સમસ્યા છે. બાળકો પાસે સમય નથી. માતા-પિતાને રસ નથી. ફંડ નથી. તેમ એક સમસ્યા એ પણ છે કે હવે સારા શિક્ષકો પણ મળતા નથી. પાઠશાળાના શિક્ષકો તૈયાર કરતી સંસ્થાઓ, ભણનારાને મફત રાખે છે, જમાડે છે, મફત ભણાવે છે, ઉપરથી સ્કોલરશીપ આપે છે; તો પણ તેમાં પૂરતી સંખ્યા નથી. જે છે, તે પણ સારી ક્ષમતાવાળા-હોંશિયાર નથી.
- તેના બે કારણ છે.
  1. પાઠશાળાના શિક્ષકોના પગારના ધોરણ એવા નથી, કે હોંશિયાર વિદ્યાર્થી શિક્ષક બનવા પ્રેરાય. એન્જીનીયર કે ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ થનાર જે કમાઈ શકે, તેનો ચોથો ભાગ પણ પંડિતને મળે કે કેમ ? તે પ્રશ્ન છે.
  2. વધારે મોટી સમસ્યા એ છે કે - કદાચ સારી કમાણી કરતો હોય, તો ય પંડિતનું સમાજમાં સ્થાન નથી. તેને છોકરી આપવા કોઈ તૈયાર ન થાય ! આવી પરિસ્થિતિમાં કયો ખાનદાન-હોંશિયાર છોકરો, પંડિત બનવાની ઈચ્છા કરે ?
- જ્ઞાનનું દાન નિઃસ્વાર્થપણે જ કરવું જોઈએ. પણ આજીવિકાનો બીજો કોઈ ઉપાય ન હોય, તે ભણાવવાનું છોડીને બીજો ધંધો કરે, તેના કરતાં ભણાવવાનો પગાર લે; તેમાં બંને પક્ષે લાભ છે.
  ૧) આ એકમાત્ર એવો આજીવિકાનો ઉપાય છે કે જેમાં કોઈ પાપ નથી, માત્ર પુણ્યબંધ છે.
  ૨) જિનશાસનને એક શિક્ષક મળી રહે છે.
- અનેક ઉપાયો કરવા છતાં, સારા શિક્ષકો મળવા વધુ ને વધુ દુર્લભ થતાં જાય છે, ત્યારે એક ઉપાય દેખાય છે. સુખી-સંપન્ન શ્રાવકો - ખાસ કરીને શ્રાવિકાઓ - જેઓ ભણેલા છે - તે જ જ્ઞાનનું દાન કરે - શિક્ષક બને.
  આજના કાળમાં બહેનો પાસે સમય તો છે જ. અનેક પ્રકારની પ્રવૃત્તિઓ કરે છે. તો આના કરતા સારી પ્રવૃત્તિ કઈ ? એમ કરવાથી જિનશાસનને સંનિષ્ઠ, નિઃસ્પૃહ, સદાચારી શિક્ષક મળશે.
  સંઘની પાઠશાળામાં - કોઈ પણ સંસ્થાની પાઠશાળામાં જ ભણાવવા માટે સમય આપી શકાય. અમે એવા સ્થાનો જોયા છે, જ્યાં પાઠશાળામાં ૧૦-૧૦ બહેનો ભણાવતા હોય. મોટે ભાગે સુખી ઘરની વહુ-દીકરીઓ જ હોય. જેને પગારની અપેક્ષા ન હોય... રસથી ભણાવતા હોય.
- બીજો એક ઉપાય એ છે કે - પોતાના ફ્લેટ-સોસાયટીમાં જ પાઠશાળા ચલાવવી.

અમદાવાદમાં પાલડી-વાસણા વિસ્તારમાં કોઈપણ સ્થાનની આજુબાજુ ૨૫-૫૦ ઘરો તો હોય જ. અને તેમાંના કોઈકને પોતાની જગ્યામાં એકાદ કલાક પાઠશાળા ચલાવવાની અનુકૂળતા લગભગ મળી જ જાય.

- આવી દરેક સોસાયટીમાં પાઠશાળા શરૂ થાય, તો કેટલા લાભ થાય ?
  1. સંઘની પાઠશાળા દૂર પડતી હોય, બાળકને જવાનો ટાઈમ ન હોય, માતા-પિતાને લેવા-મૂકવા જવાનો ટાઈમ ન હોય - તેના કારણે બાળકો પાઠશાળા ન જતા હોય - તે સરળતાથી આવી શકે.
  2. આજુબાજુ રહેનારા લગભગ પરિચિત હોવાથી પાઠશાળા આવવા માટે વ્યક્તિગત પ્રેરણા કરી શકાય. કોઈ છોકરો આવતો બંધ થઇ ગયો હોય, તો સમજાવીને લાવતો કરી શકાય.
  3. ઓછી સંખ્યા હોવાથી બધા પર વ્યક્તિગત ધ્યાન આપી શકાય.
- ઘણાં વર્ષોથી હું આ વાત કરું છું. જો કે મને તેનું ખાસ પરિણામ મળતું નથી. પણ મને લાગે છે કે ૧૦-૧૫ વાર કહ્યા પછી એક વ્યક્તિને પણ રસ જાગે - પાઠશાળા શરુ કરે, તો મારો પરિશ્રમ સફળ છે.
- કેટલાય શિક્ષકો - જેમના વિદ્યાર્થીઓ ખૂબ સુંદર તૈયાર થયા હોય - ઘણાંએ દીક્ષા લીધી હોય - તેવાના નામ જિનશાસનમાં અમર થઇ જતા હોય છે.
- ઉપાધ્યાય પદની આરાધનામાં બીજી વાત કરવી છે, સ્વયં જ્ઞાનનું દાન ન કરી શકો, તો ભણનારાને સહાય કરો.

  અમને ગોચરી વગેરેની વિનંતી કરનારા તો અનેક જણાં મળે છે. પણ 'આપને ભણવા માટે કોઈ સામગ્રીની આવશ્યકતા હોય, પંડિતની જરૂર હોય - તો લાભ આપજો..' એવું કહેનારા કોણ ?

  જો કે, સાધુએ સાધુ પાસે જ ભણવું જોઈએ - એ અમારો મુખ્ય આચાર છે. અને ઘણાં ગ્રુપોમાં બધા સાધુઓ પરસ્પર ભણતા હોય છે. પંડિતની જરૂર પડતી નથી.

  પણ તમે આ બાબતે જાગ્રત ખરા ?

  હું કહું - તો તમે ઉલ્લાસથી લાભ લો પણ ખરા. પણ તમારું ઔચિત્ય એમાં છે કે તમે સામેથી વિનંતી કરો.
- **તમારે ભણેલા સાધુ વ્યાખ્યાન કરવા જોઈએ છે. તો સાધુને ભણાવવા માટે તમે શું ભોગ આપો છો ?**

  પુણ્યશાળી સાધુને ઘણા ભક્તો હોય - કદાચ પંડિતની જરૂર પડે - તો પણ પૈસાનો પ્રશ્ન ન નડે. જો કે, સાધુપણામાં કોઈને પૈસાનું કહેવું પડે - તે ખાનદાન વ્યક્તિને ગમતું ન જ હોય. અને જે પુણ્યશાળી નથી - તેવા સાધુને - વિશેષથી સાધ્વીને - પંડિતના પગાર માટે કોને કહેવું ? તે મોટી સમસ્યા હોય છે.

  આ વાત હું તમને વ્યક્તિગત કરી રહ્યો છું. સંઘ કે ટ્રસ્ટીઓ - સંઘના સાધારણ ફંડમાંથી આપવા તૈયાર હોય પણ ખરા. પણ તે વાત નથી. મારે ગોચરી માટે ટ્રસ્ટીઓને રસોડું કરવાનું કહેવું પડે - તેનો સીધો અર્થ એ છે કે શ્રાવકોની ભક્તિ ઓછી છે. તે તમારા માટે કલંક ગણાય કે નહિ ? તો, મારે પંડિતના પગાર માટે સંઘમાં કહેવું પડે, તેનો અર્થ એ ન થાય કે તમે આ બાબતમાં બેદરકાર છો ?
- મહો. યશોવિજયજી કાશી જઈને ભણ્યા, ન્યાયવિશારદ બન્યા, સેંકડો ગ્રંથોનું સર્જન કર્યું - જેનાથી જિનશાસનના અનેક રહસ્યો મળે છે. તેનું મૂળ એ છે કે ધનજી સૂરા નામના શ્રાવકે તેમના ગુરૂદેવ શ્રી નયવિ. મ. ને કહેલું - 'આ જસવિજયજી ને કાશી મોકલીને ભણાવો. જે ખરચ

થાય, તેની જવાબદારી મારી...'

કેટલો લાભ ધનજી સૂરા પામ્યા ? તે તો મહો. યશોવિજયજી મ. ના ગ્રંથો વાંચે, તે જ સમજી શકે.

- જગદ્ગુરુ હીરસૂરિજી મ. ને શરૂઆતના દીક્ષાપર્યાયમાં તેમના ગુરૂદેવે ભણવા માટે દક્ષિણમાં દેવગિરિ (દોલતાબાદ) મોકલેલા. જેમ કાશી - સંસ્કૃતનું ધામ છે, તેમ દક્ષિણદેશ પણ સંસ્કૃતના અધ્યયન માટે જાણીતો છે. અનેક ક્ષેત્રોમાં કાશી કરતાં આગળ છે. દેવગિરિમાં જેની પાસે ભણવાનું હતું, તે પંડિતે રોજનો ૧ રૂપિયો માગ્યો. ૪૦૦ વર્ષ પૂર્વે રૂપિયાની કિંમત ઘણી હતી. વળી સાવ અજાણ્યો પ્રદેશ. કહેવું કોને ?

  વંદન કરવા આવેલ એક ડોશીમા, મહાત્માના મોઢા પરની ચિંતા કળી ગયા. કારણ પૂછ્યું. પરિસ્થિતિ જણાવી. ડોશીએ સંપૂર્ણ આર્થિક જવાબદારી લઇ લીધી. તો જિનશાસનને જગદ્ગુરુ મળ્યા !
- **કોઈ સાધુને ભણાવવો - તે ઈન્વેસ્ટમેન્ટ છે. કેટલા ગણું થઈને પરત મળે, તે તો વર્ષો પછી ખબર પડે !**
- ત્રીજી વાત કરવી છે - જ્ઞાનભંડારની સાચવણીની. **અમારે માટે ગ્રંથો એ પ્રાણવાયુ છે. તેના વિના અમે કરીએ શું ? અને જ્ઞાનભંડાર વિના ગ્રંથો મળે ક્યાં ? સચવાય ક્યાં ?**

  પણ સંઘોમાં જ્ઞાનભંડાર એટલે લગભગ ઉપેક્ષિત ખાતું. કોઈ જાળવનાર ન મળે.

  અમે બનાવીને, વ્યવસ્થિત કરીને જઈએ; પણ પાછળ કોઈ સંભાળનાર ન હોય એટલે બે વર્ષમાં બધું જેમનું તેમ થઇ જાય. લાખો રૂપિયા ખર્ચીને - ભગીરથ પુરુષાર્થ (સંપાદન-પ્રુફ રીડિંગ-વિતરણ) કરીને ગ્રંથો છપાય, જ્ઞાનભંડારોમાં મોકલાય; પણ એમ જ પડ્યા રહે. લિસ્ટ જ ન બને. એટલે કોઈને કામ ન લાગે !

  આવી પરિસ્થિતિ સેંકડો જ્ઞાનભંડારોની છે.
- જેમ બીજા અનેક કાર્યો માટે સંસ્થાઓ-મંડળો-ગ્રુપો છે; તેમ જ્ઞાનભંડારોની જાળવણી માટે પણ યુવાનોનું એક ગ્રુપ બને, તે વર્તમાનકાળની તાતી જરૂરિયાત છે. શ્રમણ સંમેલને એના માટે સમિતિ બનાવી છે. કોઈને આ કાર્યમાં રસ હોય, તો મારો સંપર્ક કરશો.

## સાધુ પદ

- **વર્તમાનકાળે આપણા ભરતક્ષેત્રમાં સૌથી ગુણવાન્ કોઈ હોય તો સાધુ ભગવંતો છે.** ભક્તિ-વૈયાવચ્ચ વગેરેથી તેમની આરાધના થઇ શકે.
- નવપદના પહેલા પાંચ પદમાં, સાધુપદ જ એવું છે કે જે માંગી શકાય અને માંગવાથી (યોગ્યતા હોય તો) મળી શકે.

  આચાર્ય-ઉપાધ્યાય પદ માંગવાના હોતા નથી. જેનામાં પાત્રતા હોય તેને સ્વયં મળે છે - ગુરૂ આપે છે.

  સિદ્ધપદ માંગી શકાય, માંગવાનું છે; પણ માત્ર માંગવાથી મળી જતું નથી. તેના માટે કઠોર સાધના કરવી પડે છે.

  અરિહંતપદ પણ માંગવાનો શાસ્ત્રકારે નિષેધ કર્યો છે. તેની ઈચ્છા પણ નિયાણારૂપ જણાવી છે, કારણકે અરિહંતપદની ઈચ્છા એ મોટે ભાગે અષ્ટ મહાપ્રાતિહાર્યાદિ રૂપ ઋદ્ધિની ઈચ્છા છે.

  *સભા : બધા જીવોને તારવા માટે અરિહંતપદ માંગીએ તો ?*

જીવોને તારવાની ભાવના સારી છે, નિયાણા રૂપ નથી; પણ તેના માટે અરિહંત પદ માંગવાની જરૂરી નથી. અભવ્ય પણ અનેકને તારી શકે છે !

- સાધુપદની આરાધના અનેક રીતે થઈ શકે, પણ તમારા(શ્રાવકો) માટે ઉત્કૃષ્ટ આરાધના એ છે કે - 'સાધુ બનવાની ઈચ્છા કરવી.' **શ્રાવકપણાંની બધી આરાધનાનું ફળ - સાધુપદની પ્રાપ્તિ જ છે.**
- તમે સહુ જાણો જ છો - **સાધુ બન્યા વિના કોઈનો મોક્ષ થતો નથી.**
  મરૂદેવી માતા કે ભરત મહારાજા વગેરે અપવાદરૂપ ગણવાના છે. અને તેમની પણ માન્યતા તો એ જ હોય કે દીક્ષા લીધા વિના મોક્ષ ન થાય. જે એવું માને કે 'દીક્ષા લીધા વિના મારો મોક્ષ થશે.' તેનો તો કદાપિ ન થાય.
- **પાંચે પરમેષ્ઠિનું ઉદ્‌ગમ સ્થાન સાધુ છે. પહેલાં સાધુ બને, પછી જ ઉપાધ્યાય-આચાર્ય-અરિહંત કે સિદ્ધ બને.**
- તમને સાધુ સારા લાગે છે. સાધુ થવા જેવું છે - તેવું લાગે છે. એટલે જ બીજા દીક્ષા લે ત્યારે આનંદ થાય છે, મહોત્સવ કરો છો, બહુમાન કરો છો. પણ **'મારે સાધુ થવું છે.' તેવી ઈચ્છા તમને થાય છે ખરા ?**
  સંસારમાં જે વસ્તુ ગમે, તે લેવાનું મન થાય છે. કોઈની ગાડી ગમી જાય તો 'મારી પાસે પણ આવી ગાડી હોય તો સારું.' એવું મન થાય છે. તો ધર્મના ક્ષેત્રોમાં સાધુ ગમ્યા. સાધુ બનવાનું કેમ મન નથી થતું ?
  *સભા : શક્તિ નથી.*
  શક્તિ ન હોય તો ભાવના પણ ન થાય - તેવું નથી. ફ્લેટ લેવાની શક્તિ ન હોવા છતાં બંગલો લેવાના સપના જોનારા ઘણાં છે.
  *સભા : પાળવું અઘરું લાગે છે.*
  તે વાત સાચી છે. તમે સંયમના કષ્ટોથી ડરો છો. એટલે તમને દીક્ષા લેવાનું મન થતું નથી.
- એક સ્થાને મેં વ્યાખ્યાનમાં પ્રશ્ન કર્યો, તો જવાબ મળ્યો - 'એવું વિચારીએ છીએ કે આવતા ભવે લઈશું.'
  મેં કહ્યું - 'ગયા ભવમાં પણ તમે કદાચ એવું જ વિચારતાં હતા; અને આવતા ભવમાં પણ કદાચ એવું જ વિચારશો.'
  **જેમ 'આવતી કાલ' કદી આવતી નથી (રોજ 'આજ' જ હોય છે); તેમ 'આવતો ભવ' પણ કદી આવશે નહીં !**
  જો તમે પણ એવું જ વિચારતાં હો, તો મારે તમને કહેવું છે - આવતા ભવમાં માનવનો ભવ, કર્મભૂમિ, આર્યક્ષેત્ર, સંસ્કારી કુળ, સદ્‌ગુરુનો સંયોગ, જિનવાણી... આ બધું મળશે જ, તેની ખાતરી છે ? આ બધું મળે તો પણ દીક્ષા લેવાની ભાવના થશે - શક્તિ હશે - સંયોગો અનુકૂળ હશે..તેની કોઈ ખાતરી છે ?
  આ બધું જ મેળવવા ઉત્તરોત્તર અનંતગણું પુણ્ય જોઈએ છે. વર્તમાનકાળે પણ જુઓ - કેટલાય જૈનો એવા છે, જેને જૈન કુળ મળવા છતાં સદ્‌ગુરુનો સંયોગ થતો નથી. જિનવાણી શ્રવણ મળતું નથી. અમે જયપુર ચોમાસું કર્યું, તે સંઘમાં ૧૫ વર્ષે પહેલીવાર સાધુ ભગવંતનું ચોમાસું થયેલું.
  સંયોગ મળ્યા પછી કેટલાને સાંભળવાની ઈચ્છા થાય છે ? ૫૦૦૦ માણસના સંઘમાં ૫૦૦ને પણ માંડ થાય છે. તો આવતા ભવ પર રાખવું - તે જાત સાથે છેતરપિંડી નહિ બને ?. આ ભવમાં દીક્ષા શક્ય જ નથી, એવું માની લેવાની ભૂલ કરશો નહિ.

- **જેની ભાવના તીવ્ર બને, તેના બધા જ સંયોગો પલટાઈ શકે છે.** અમારા મુ. શ્રી મૃદુસુંદર વિ.એ દીક્ષા લીધી, ત્યારે તેમના પિતાશ્રીની ઉંમર ૬૦ વર્ષની હતી. પોતે ખૂબ જ આરાધક, ભવભીરૂ, પાપભીરૂ, સરળ હતા. પોતાને દીક્ષા લેવાની તીવ્ર ભાવના હતી. એટલે જ દીકરાને તૈયાર કર્યો - 'તું દીક્ષા લે, તો કાલે મને મળી શકે.'
  દીકરાની દીક્ષા પછી ૨-૩ વર્ષે તેમને હાર્ટની તકલીફ થઇ. ચાલવાથી છાતીમાં દુઃખે. પણ કોઈને કહ્યું નહિ. કારણ ? 'કદાચ બાયપાસ આવે કે એન્જીયોપ્લાસ્ટી આવે (સ્ટેન્ટ મૂકાય) તો પછી મને દીક્ષા નહિ મળે !' થોડા વખતમાં દુઃખાવો બંધ થઇ ગયો ! પછી તેમની દીક્ષા થઇ. દીક્ષાના ત્રણ વર્ષ પછી દુઃખાવો ફરી થયો. ત્યારે પછી એન્જીયોગ્રાફી કરાવી. તો ડોકટરે કહ્યું - 'તેમને પહેલાં હાર્ટનો દુઃખાવો થયેલો હતો. જમણી બાજુની નળી ૧૦૦% બ્લોક છે. પણ તેની બાજુમાં કુદરતી નવી નળી બની છે. નેચરલ બાયપાસ થયેલું છે !'
  દીક્ષા લેવાની તીવ્ર ભાવનાએ હૃદયમાં નવી નળી બનાવી દીધી !
- અમારા સમુદાયમાં એક મહાત્મા છે. તેમના ત્રણે સંતાનોએ દીક્ષા લીધી. પછી કોઈ જ્યોતિષીએ તેમની કુંડળી જોઈને કહ્યું - 'તમે પણ દીક્ષા લેશો.' તો કુંડળી ફેંકીને કહ્યું - 'તમને કશું આવડતું નથી. હું કદી દીક્ષા લેવાનો નથી.' પણ આજે તેઓ સાધુ જ છે.
- મારા દાદા ગુરૂદેવ પૂ. મુ. શ્રી દેવસુંદર વિ. મ.સા.એ ૫૭ વર્ષની ઉંમરે દીક્ષા લીધેલી. મોટી ઉંમરે દીક્ષાની ભાવના થઇ. પણ મોટી ઉંમરવાળાને કોણ દીક્ષા આપે ? એટલે દીકરાને શિબિરમાં મોકલ્યો. બંનેની દીક્ષા થઈ. જે દીકરો એટલે પ્રખર શાસનપ્રભાવક મારા ગુરૂદેવ – પૂ. આ. ભ. શ્રી વિજય રત્નસુંદરસૂરીશ્વરજી મ.સા.
- તમે તમારા મિત્ર સાથે શત્રુંજયની યાત્રા કરવા ગયા હો. રામપોળ સુધી પહોંચ્યા પછી તમારો મિત્ર કહે - 'હું સખત થાકી ગયો છું. હવે એક ડગલું પણ ચલાય તેમ નથી. હું તો અહીંથી નીચે ઉતરી જાઉં છું. કાલે ફરી ચડીશ.' તો તમે શું કહો ? 'અરે ભાઈ, ૩૩૦૦ માંથી ૩૦૦૦ પગથિયાં તો ચડી ગયા છીએ. ૯૦ % થઇ ગયું, ૧૦% જ બાકી છે. થોડી હિંમત કર, તો હમણાં પહોંચી જઈશું. કાલે તો બધા ૩૩૦૦ ફરી ચડવા પડશે. અને કાલે પણ આજની જેમ અડધે-પોણે રસ્તે થાકી નહીં જાય - તેની શું ખાતરી ?' તમે સમજાવવાનો ભરપૂર પ્રયાસ કરો. પછી પણ ન માને, તો તમને મૂર્ખ જ લાગે ને ?
  એમ તમે આ ભવમાં મનુષ્ય ભવ, આર્ય દેશ - કુળ, પંચેન્દ્રિય પટુતા, સદ્ગુરુનો સંયોગ, જિનવાણીનું શ્રવણ, શ્રદ્ધા, 'ચારિત્ર લેવા જેવું છે' તેવી ભાવના - બધું જ પામ્યા છો. હવે માત્ર એક છેલ્લો કૂદકો બાકી છે. એટલા માટે અટકી જશો, તો આવતા ભવે એકડે એકથી શરુ કરવું પડશે !
- *સભા : પ્રભુ પાસે પ્રાર્થના કરીએ છીએ તો મળે નહીં ?*
  પ્રાર્થના જેની ખરેખર ભાવપૂર્વકની હોય, તે શક્ય પુરુષાર્થ કર્યા વિના રહે ખરો ?
  ગોચરી વહોરવા જવાની બધી જ અનુકૂળતા હોવા છતાં, આજે જવાની ના પાડે અને 'આવતી કાલે મને લાભ આપજો.' એમ કહે - તે પ્રાર્થના કેવી કહેવાય ?
- સાચા ભાવની પ્રાર્થના કેવી હોય ?
- પૂ. વીરવિજયજી મ.ને પરણ્યા પછી દીક્ષાની ભાવના થઇ. ઘરમાં રજા માંગી તો શ્રાવિકાએ કહ્યું - 'મારું ભવિષ્ય શું ? દીકરો થાય પછી લેજો.' એકવાર દુકાને ઘી લેવા ગયેલા, ત્યાં ઘરેથી નોકરાણી કહેવા આવી - 'દીકરાનો જન્મ થયો છે.' ત્યાં ને ત્યાં ઘીની બરણી નોકરાણીને આપીને દીક્ષા લેવા માટે ચાલી નીકળ્યા !
- પૂ. આ. શ્રી પ્રેમસૂરિજી મ., એક રાતમાં ૩૬ માઈલ (૫૦ કિ. મી. - અમદાવાદથી નડિયાદ

જેટલું) ચાલેલા - દીક્ષા લેવા માટે.

- સાધુપદની આરાધનામાં 'નમો લોએ સવ્વસાહૂણં' નો જાપ તો કરો જ, પણ 'મારે સાધુ બનવું છે' એની પણ માળા ગણો !

  કદાચ, આ ભવમાં સંયોગો ન પલટાય, તો પણ તીવ્ર ભાવનાનું ફળ આવતા ભવમાં જોવા મળે છે.
- વજ્રસ્વામી પૂર્વ ભવમાં દેવ હતા. ત્યાં દીક્ષા શક્ય જ નથી. પણ તીવ્ર ભાવના હતી, તો પછીના ભવે છ મહિનાની ઉંમરમાં દીક્ષા મળી ! શિવકુમારે છટ્ઠના પારણે છટ્ઠ કરવા છતાં માતા-પિતાએ રજા ન આપી, તો પછીના જંબૂકુમારના ભવમાં ૧૬ વર્ષની ઉંમરે ૮ કન્યા - ૯૯ ક્રોડ સોનામહોર છોડીને દીક્ષા લેવાની ભાવના-સામર્થ્ય-સંયોગ બધું જ મળ્યું !
- **ભાવના તો એવી જ હોવી જોઈએ કે - 'આ ભવમાં દીક્ષા લીધા વિના નથી જ મરવું. વહેલામાં વહેલી તકે લેવી છે.'**
- બીજી વાત એ કરવી છે. **તમારા સંતાનોને ગળથૂથીમાં સંસ્કાર આપો-'સંસારમાં પડવા જેવું નથી. દીક્ષા જ લેવા જેવી છે.'**

  જેમ ભણવાની અનેક લાઈનો - સાયન્સ, કોમર્સ વગેરે બતાવો છો; ધંધાની અનેક લાઈનો બતાવો છો; તેમ આ પણ એક લાઈન છે - તે બતાવો ખરા ?

  *સભા : પણ અમે ન લીધી તો સંતાનોને કેવી રીતે બતાવીએ ?*

  એમ કહેવાનું કે 'અમે તો ફસાયા છીએ. દુઃખી જ થયા છીએ. એટલે જ તને કહીએ છીએ - સુખી થવું હોય તો સંસાર ન માંડતો.'
- વંદન, ગોચરી વગેરેથી ભક્તિ તો સાધુપદની આરાધના છે જ, પણ સ્વયં સાધુ બનવાની ઝંખના એ સાધુપદની સાચી આરાધના છે.
- દીક્ષાઓ ખૂબ થાય છે - આનંદની વાત છે. તમે પણ તે બધામાં ઉલ્લાસથી જોડાવ છો - અનુમોદના કરો છો. એટલે એ તો નક્કી જ છે કે તમને દીક્ષા ગમે છે. પણ એ ભૂમિકાથી થોડા આગળ વધવાનું છે. 'મારે લેવી છે' એ ભાવના સુધી પહોંચવાનું છે.
- **શ્રાવકના (પાંચમાં ગુણસ્થાનકના) ઉત્કૃષ્ટ અધ્યવસાય કરતાં સાધુનો (છટ્ઠા ગુણસ્થાનકનો) જઘન્ય અધ્યવસાય પણ ઘણો જ ઊંચો હોય છે.**
- સાધુની તુલનામાં શ્રાવક આવી જ ન શકે. એટલે આ ભવમાં સાધુ બનવાનો સંકલ્પ કરીને જ રહો.

## સમ્યગ્દર્શન પદ

- **સમ્યગ્દર્શન એ ધર્મનું મૂળ છે.**

  શાસ્ત્રકારોએ ઘણી ઉપમાથી સમ્યગ્દર્શનનું મહત્ત્વ બતાવ્યું છે.

  જો ધર્મ એ વૃક્ષ છે, તો સમ્યગ્દર્શન એ મૂળ છે.

  જો ધર્મ એ મહેલ છે, તો સમ્યગ્દર્શન એ પાયો છે.

  જો ધર્મ એ રત્ન છે, તો સમ્યગ્દર્શન તેને રાખવાની પેટી છે.

  જો ધર્મ એ પાણી છે, તો સમ્યગ્દર્શન તેને રાખવાનું વાસણ છે. વાસણ વિના પાણી રહે જ નહીં; તેમ સમ્યગ્દર્શન વિના ધર્મ ન રહે.

  સમ્યગ્દર્શન એ પૃથ્વી છે. જેમ પૃથ્વી દુનિયાની બધી વસ્તુનો આધાર છે, તેમ સમ્યગ્દર્શન સર્વ ધર્મોનો આધાર છે.

- **સમ્યગ્દર્શન ન હોય તો બાકીના બધા ધર્મો ભેગા થઈને પણ મોક્ષ આપી શકતા નથી.**
- તામલી તાપસે છટ્ઠના પારણે છટ્ઠ કર્યા, પણ તેની કોઈ લાંબી કિંમત ન થઈ, કારણકે સમ્યગ્દર્શન નહોતું.

  **સમ્યગ્દર્શન હોય તેની નવકારશી પણ ચડી જાય. સમ્યગ્દર્શન ન હોય તેના માસક્ષમણને પણ બાલતપ કહેવાય.**

  માત્ર આલોકમાં યશકીર્તિ માટે થાય, તે જ બાલતપ કહેવાય તેવું નથી. પરલોકમાં દેવતાની ઋદ્ધિ મેળવવા માટે થાય - તે પણ બાલતપ હોઈ શકે. અને મંદ મિથ્યાત્વની વૈરાગ્યદશામાં મોક્ષના લક્ષ્યથી પણ બાલતપ થઇ શકે. મંદમિથ્યાત્વીને પણ સકામ નિર્જરા બતાવી છે.
- **જેને રાગ-દ્વેષ શત્રુરૂપે સમજાયા જ ન હોય, તે ગાઢ મિથ્યાત્વી છે.**

  મંદ મિથ્યાત્વની દશામાં રાગ-દ્વેષ શત્રુરૂપે સમજાય છે. એવા જીવને શાસ્ત્રમાં ચરમાવર્તી-આદિધાર્મિક-આસન્નસિદ્ધિક- હળુકર્મી શબ્દોથી જણાવ્યા છે.

  યોગદૃષ્ટિ સમુચ્ચયમાં તેમના વૈરાગ્યનું વર્ણન કરતાં હરિભદ્રસૂ. મ. કહે છે - 'ધર્મ માટે પ્રાણ તજી દે; પણ પ્રાણ બચાવવા ધર્મ ન છોડે.' આવી ભૂમિકા ચોથી દૃષ્ટિમાં હોય છે. પણ તેમને સમ્યક્ત્વ નથી હોતું. કારણ એ છે કે સ્યાદ્વાદનો બોધ-પરિણતિ નથી હોતા. કામરાગ મંદ થવા છતાં દૃષ્ટિરાગ હજુ પ્રબળ હોય છે.
- જેમ પંચ પરમેષ્ઠીનો પાયો સાધુ છે; તેમ છેલ્લા ચાર પદ (દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપ) નો પાયો સમ્યગ્દર્શન છે.

  હકીકતમાં છેલ્લા ત્રણ પદ જ્ઞાન, ચારિત્ર, તપ નથી; પણ સમ્યગ્જ્ઞાન, સમ્યક્ ચારિત્ર, સમ્યક્ તપ છે.
- જ્ઞાન અને સમ્યગ્ જ્ઞાનમાં તફાવત શું ?
- વિશેષણ બે પ્રકારના હોય છે.
  1. બાદબાકી કરનારા - દા. ત. 'વ્યાખ્યાનકાર સાધુને મોકલો.' આમ કહો, ત્યારે જે સાધુ વ્યાખ્યાન નથી કરતા, તેમની બાદબાકી થાય.
  2. સ્વરૂપ જણાવનારા - 'કાળા કાગડા જેવો છે.' એમ કહો ત્યારે બધા જ કાગડા આવી જાય કારણકે બધા કાગડા કાળા જ હોય છે.
- જ્ઞાન, ચારિત્ર, તપમાં જે સમ્યગ્ વિશેષણ મૂક્યું છે, તે બાદબાકી કરનાર છે.

  જેનામાં સમ્યગ્દર્શન હોય, તેનું જ્ઞાન જ સમ્યગ્જ્ઞાન કહેવાય છે. બીજા બધાનું (મિથ્યાત્વીનું) ગમે તેવું પણ જ્ઞાન મિથ્યાજ્ઞાન જ કહેવાય છે.

  મિથ્યાત્વી, નવ પૂર્વ સુધી ભણે તો પણ મિથ્યાજ્ઞાન કહેવાય. સમકિતી, અન્ય ધર્મોના શાસ્ત્રો ભણે તો પણ સમ્યગ્જ્ઞાન જ કહેવાય. કારણકે તેમાંથી પણ જે સત્ય છે, આત્માને હિતકર છે - તે તારવી લે. તે રીતે જ ભણે.
- સાધુને, જૈન ધર્મના શાસ્ત્રોનો પર્યાપ્ત અભ્યાસ થયા પછી પાત્રતા-શક્તિ હોય, તો અન્ય ધર્મોના શાસ્ત્રોનો અભ્યાસ કરવો ફરજીયાત છે. કારણકે તો જ, જૈન ધર્મ શા માટે શ્રેષ્ઠ છે ? શા માટે તે જ સાચો છે ? બીજા ખોટા છે ? તેની ખબર પડે છે, તેનાથી સમ્યગ્દર્શન નિર્મળ થાય છે.

  સન્મતિ તર્કમાં સિદ્ધસેન દિવાકરસૂરિ તો કહે છે, જે અન્ય ધર્મના શાસ્ત્રો ભણે નહીં, તેનામાં સમ્યક્ત્વ આવે જ નહીં.(આ વાત શક્તિસંપન્ન સાધુ માટે છે. તેવી શક્તિ ન હોય, તેણે આવા શક્તિસંપન્ન ગુરૂની નિશ્રામાં રહેવું.)

- **વ્યવહારથી જૈન ધર્મના ગ્રંથોને, સમ્યગ્જ્ઞાન કહેવાય છે, બીજા બધા ગ્રંથો વગેરે મિથ્યાજ્ઞાન કહેવાય છે.**
- ચારિત્રમાં પણ તેવો જ અર્થ છે. સમકિતી પાળે, તે જ સમ્યક્ ચારિત્ર.
  મિથ્યાત્વી જીવ નિરતિચાર જેવું ચારિત્ર કરોડ પૂર્વ સુધી પાળે, તો પણ સમ્યક્ ચારિત્ર નથી કહેવાતું. કાયકષ્ટ કહેવાય છે.
- સમકિતી જીવ નવકારશી કરે, તો પણ (અપેક્ષાએ) સમ્યક્ તપ કહેવાય.
  મિથ્યાત્વી જીવ ગમે તેટલો ઉગ્ર તપ કરે, તો પણ બાલતપ કહેવાય.
- આમ, જ્ઞાન-ચારિત્ર-તપને સમ્યક્ બનાવનાર, સમ્યગ્દર્શન જ છે.
  એટલે સમ્યગ્દર્શન બધાનો આધાર છે.
- સમ્યક્ત્વ કેવું મહિમાવંત છે ? - તે જુઓ.
  1. એક ક્ષણ માટે પણ સમ્યગ્દર્શનની સ્પર્શના જેને થાય, તેનો અર્ધ પુદ્ગલ પરાવર્ત કાળમાં મોક્ષ થઈ જ જાય, તેથી વધુ કાળ સંસારમાં ન જ રખડે, તેવો નિયમ છે. બાકી ગમે તેટલું ભણો, તપ કરો, ચારિત્ર પાળો - મોક્ષ થવાનો કોઈ નિયમ નથી. જો કે અર્ધ પુદ્ગતલ પરાવર્ત પણ ઘણો મોટો કાળ છે. તેમાં અનંત ઉત્સર્પિણી-અવસર્પિણી થાય છે.
  2. સમ્યગ્દર્શનની હાજરી હોય તો દેવ કે મનુષ્ય સિવાયનું આયુષ્ય ન જ બંધાય. નરક કે તિર્યંચ રૂપ દુર્ગતિમાં ન જ જાય. શ્રેણિક મહારાજા નરકમાં ગયા, તે સમ્યક્ત્વ પામ્યા પૂર્વે બાંધેલા આયુષ્યના કારણે ગયા છે.
  3. સમ્યક્ત્વ પામ્યા પછી ચાલ્યું જાય - તેવું પણ બને. (બનતું જ હોય છે.) પણ જો સમ્યક્ત્વને પકડી રાખવામાં આવે, તો વધુમાં વધુ સાધિક ૬૬ સાગરોપમ કાળમાં મોક્ષ થઈ જ જાય.
  4. સમ્યગ્દર્શનની હાજરીમાં જીવ પાપ કરે - તેનાથી પાપ બંધાય, તો પણ અનુબંધ તો પાપના ન જ પડે.એટલે પાપના ઉદયે કદાચ દુઃખ આવે, તો પણ દુર્બુદ્ધિ ન આવે. સદ્બુદ્ધિ મળે. સમાધિ મળે. પાપની-દુઃખની પરંપરા ન ચાલે.
  5. મિથ્યાત્વી જીવ જે કર્મ બાંધે, તે ૭૦ કોડાકોડી સાગરોપમ સુધી આત્મા પર રહી શકે. સમકિતી જીવ જે કર્મ બાંધે, તે ૧ કોડાકોડી સાગરોપમ પણ ન રહે. તેનાથી ઓછી સ્થિતિનું જ હોય.
  6. સમ્યગ્દર્શનની હાજરી હોય તો આત્મા પર પડેલા કર્મોની સ્થિતિ કદાપિ વધે નહિ - ઘટતી જ જાય. સ્થિતિ જેટલી વધુ - તેટલો વધુ સમય કર્મ આત્મા પર રહે - સંસારમાં રખડાવે.
- આટલું માહાત્મ્ય સાંભળ્યા પછી - 'આ ભવમાં સમ્યક્ત્વ તો પામીને જ જવું છે.' તેવી ભાવના થાય છે ?
- સમ્યક્ત્વ એ આત્મપરિણામ રૂપ છે, પણ તેના આચારો પણ બતાવ્યા છે, તે વ્યવહાર છે. શાસ્ત્રોમાં તેના ૬૭ બાહ્ય આચારો બતાવ્યા છે.એ આચારો રૂપ વ્યવહારનું પાલન - સમ્યક્ત્વ ન હોય તો લાવે, હોય તો ટકાવે, દઢ કરે, નિર્મળ કરે.અને સમ્યક્ત્વ હોય તો અપવાદિક સંયોગો સિવાય તે આચારનું પાલન પણ હોય જ. બીજી બધી આરાધના અવશ્ય કરીએ, પણ સમ્યક્ત્વની પ્રાપ્તિ માટે વિશેષ પ્રયાસ કરવો જરૂરી છે. તેના આચારોનું પાલન ખાસ કરીએ - તે અનિવાર્ય છે.
- સમ્યક્ત્વના બધા આચારોમાં મુખ્ય છે - પ્રભુના વચન પર શ્રદ્ધા - **'જે જિનભાખ્યું, તે નવિ અન્યથા..' ભગવાનનું વચન કદી ખોટું ન જ હોય.**ભગવાનની આજ્ઞા મુજબ વર્તીએ કે નહીં, તે વાત પછી; પણ તેને માનીએ ખરા ? સ્વીકારીએ ખરા ? તેમાં બુદ્ધિ વચ્ચે ન જ આવે ?

*સભા : એવું માનીએ તો છીએ.*

શ્રદ્ધા હોય તો ખૂબ સારી વાત છે, પણ ભ્રમમાં ન રહેતા.

ભૂતકાળમાં આપણે કેવલિ ભગવંતના - ખુદ પ્રભુના મુખે જિનવાણી સાંભળી છે, છતાં શ્રદ્ધા નથી થઈ, તે નક્કી છે. કારણકે જો શ્રદ્ધા થઈ હોત, તો સમ્યગ્દર્શન પામી ગયા હોત, તો સંસારમાં રખડતા જ ન હોત.

- સમ્યક્ત્વના ૬૭ બોલ - એ સમ્યક્ત્વ છે કે નહીં ? તેને જાણવાના બેરોમીટર છે.
  એક બોલ છે - મનશુદ્ધિ - 'જિનભક્તે જે નવિ થયું - તે બીજાથી નવિ થાય' - આવી દઢ માન્યતા.. 'પ્રભુની ભક્તિથી જે ન મળી શકે, તે બીજા કોઈથી ન જ મળી શકે.'
- સમ્યક્ત્વ પામવા માટે દૃષ્ટિરાગ તોડવો પડે. સ્વછંદમતિ તોડવી પડે. સમર્પિત થવું પડે.
- સમ્યક્ત્વ એ માત્ર દેવ-ગુરૂ સાથેનો સંબંધ નથી. જિનશાસનના બધા અંગો - સાધર્મિક, સંઘ, તીર્થ વગેરે - સાથેનો સંબંધ છે. સમકિતીને બધા અંગો પોતાના લાગે, તેના માટે લાગણી-આદર-બહુમાન હોય, બધા પ્રત્યે ઉચિત ભક્તિ વગેરે કરે.
- સમ્યગ્દર્શન પદની આરાધનામાં સમ્યક્ત્વને પામવાનું લક્ષ્ય કેળવીએ, તેના આચારો જાણીએ, પાળવા પુરુષાર્થ કરીએ !

---

## સમ્યગ્જ્ઞાન પદ

- આવશ્યક નિર્યુક્તિ ગ્રંથમાં શ્રુતકેવલિ ભદ્રબાહુ સ્વામીએ મોક્ષનો માર્ગ બતાવ્યો છે.
  પહેલા દોષોનો નાશ થાય, પછી કર્મોનો નાશ થાય અને તેનાથી દુઃખનો નાશ થાય.
- બધા ધર્મો મોક્ષને માનતા નથી.
  કેટલાક કહેવાતા ધર્મો આત્મા (જીવ) કે પરલોકને જ માનતા નથી !
  હકીકતમાં ધર્મનો પાયો જ આત્મા અને પરલોકનો સ્વીકાર છે. આત્માને ન માને, તેને ધર્મ જ શી રીતે કહેવાય ? પણ આ કલિકાળમાં એવા પણ ધર્મો કહેવાય છે !
  કેટલાકે આત્મા માન્યો છે, પણ તેનો મોક્ષ થાય - તેવું નથી માન્યું. બસ - સંસારમાં રખડ્યા જ કરે. એક માન્યતા એવી છે - દર ૫૦૦૦ વર્ષે બધું રિપીટ થયા જ કરે !
  કેટલાકે આત્મા માન્યો, મોક્ષ માન્યો - પણ તેનું સ્વરૂપ વિચિત્ર માન્યું છે. એક ધર્મની માન્યતા એવી છે - જેમ દીવો બુઝાઈ જાય, તેમ આત્મા સંપૂર્ણ નાશ પામે - તે મોક્ષ ! બોલો, આવો મોક્ષ મેળવવાની મહેનત કોઈ શા માટે કરે ?
  કેટલાકે આત્મા માન્યો, મોક્ષ માન્યો, તેનું સ્વરૂપ પણ સાચું માન્યું, પણ મોક્ષનો માર્ગ સમજવામાં થાપ ખાઈ ગયા !
  કેટલાક એકાંત નિશ્ચયવાદીઓ માત્ર જ્ઞાન-ભાવનાથી મોક્ષ માને છે, ક્રિયાને નકામી માને છે !
  કેટલાકે જ્ઞાન-ક્રિયા બંનેને માન્યા, પણ ક્રિયામાં ગરબડો કરી નાખી. દોષો ઘટાડવાને બદલે વધારનારી ક્રિયાઓને ધર્મરૂપે સ્વીકારી !
  **માત્ર શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન પરંપરામાં મોક્ષનો શુદ્ધ માર્ગ બચ્યો છે !**
- આવશ્યક નિર્યુક્તિમાં શાસ્ત્રકાર કહે છે **- રથ બે પૈડાથી જ ચાલે, એક પૈડાથી કદી ન ચાલે. તેમ જ્ઞાન અને ક્રિયા - બંનેથી જ મોક્ષ મળે; બેમાંથી એક પણ ન હોય તો ન જ મળે.**
  વિશુદ્ધ સંયમ પાળનારને પણ જ્ઞાન વિના ક્ષપકશ્રેણિ આવતી નથી. અને કેવળજ્ઞાન થયા પછી પણ સર્વસંવર રૂપ ક્રિયા વિના મોક્ષ થતો નથી. બંને અનિવાર્ય છે.
- શાસ્ત્રમાં આ વાત સરસ રીતે સમજાવી છે.

એક ઘરમાં એક આંધળો હતો, એક પાંગળો હતો. ઘરમાં આગ લાગી. રસ્તો દેખાતો હોવા છતાં ચાલી ન શકવાને કારણે પાંગળો બળીને મરી ગયો. આંધળો ચાલી શકતો હતો, પણ રસ્તો ન દેખાવાના કારણે ખોટી દિશામાં દોડ્યો અને બળીને મરી ગયો. જો આંધળો પોતાના ખભે પાંગળાને બેસાડી દે, અને પાંગળો રસ્તો બતાવે - તે પ્રમાણે આંધળો ચાલે, તો બંને બચી જાય.

**જ્ઞાન પાંગળા જેવું છે, ક્રિયા આંધળા જેવી છે. બંને એકબીજા સાથે જોડાય તો જ જીવ સંસાર તરી શકે.**

- આવશ્યક નિર્યુક્તિમાં જે મોક્ષમાર્ગ બતાવ્યો છે, તેને એક ઉપમાથી સમજાવ્યો છે.

ઘણાં વખતથી કોઈ ઘર બંધ પડ્યું હોય, તેમાં રહેવા જવું હોય તો પહેલાં સાફ કરવું પડે, કારણકે વર્ષોના કચરા-ધૂળ ભેગા થયા હોય. એને સાફ કરવા માટે અજવાળું-પ્રકાશ જોઈએ. અંધારું હોય તો સાફ ન થાય, સાફ કરવા જતાં કચરો વધી જાય - તેવું બને.

મોક્ષ એ આત્માનું ઘર છે. તેમાં રહેવું હોય તો અનાદિ કાળથી લાગેલા દોષોના-કર્મોના કચરાને સાફ કરવા પડે. તેના માટે પહેલા જ્ઞાન રૂપી પ્રકાશ જોઈએ. દોષો કયા છે ? કઈ રીતે નીકળે ? તે જાણ્યા વિના તેનો નાશ શી રીતે થાય ?

- દશવૈકાલિકમાં શાસ્ત્રકાર લખે છે **પહેલું જ્ઞાન, પછી દયા. જેને જીવ શેમાં છે તે ખબર જ નથી, તે અહિંસા પાળી જ શી રીતે શકે ?**

ચમરેન્દ્ર બનેલો જીવ પૂર્વના તાપસના ભવમાં સેવાળ ખાતો હતો - જેમાં અનંતા જીવો હોય ! અજ્ઞાનના કારણે જ કેટલાક લોકો દિવસે છોડીને રાત્રે ખાવું - તેને તપ માને છે. કેટલાક લોકો રોટલી છોડીને પેંડા ખાવા - તેને તપ માને છે ! જે હકીકતમાં રસનેન્દ્રિયની આસક્તિ વધારનાર છે, આહારસંજ્ઞાને પુષ્ટ કરનાર છે, જેમાં અપાર હિંસા છે.

- જ્ઞાન વિનાની એકલી કોરી ક્રિયાની બહુ કિંમત નથી. થોડું પણ જ્ઞાન હોય તો ક્રિયાની કિંમત ઘણી થઇ જાય. અલબત્ત, જ્ઞાન-ક્રિયા બંને એકબીજાનો હાથ પકડીને ચાલનારા છે. જ્ઞાન આવે તો ક્રિયા શુદ્ધ થાય-વધે. અને ક્રિયાથી ક્ષયોપશમ થવાથી જ્ઞાન વધે, નિર્મળ થાય.
- આજે જ્ઞાનપદનું મહત્ત્વ બતાવશું; પણ તેનો અર્થ કદાપિ એમ ન થાય કે ક્રિયા સાવ નિરર્થક છે.

ગુજરાતીમાં કહેવાય છે - જેના લગન હોય, તેના ગીત ગવાય. શાસ્ત્રોમાં વૈયાવચ્ચનો વિષય ચાલતો હોય, તો તેનો અપાર મહિમા બતાવ્યો હોય. સ્વાધ્યાયનો વિષય ચાલતો હોય, તો તેનો મહિમા બતાવ્યો હોય. તેનો અર્થ એવો તો ન જ થાય કે બીજું નકામું છે

- સાધુનો મહિમા બતાવવો હોય તો એમ કહેવાય કે સાધુ વિના શાસન ન ચાલે.

હકીકત તો એ છે કે જેમ સાધુ વિના શાસન નથી ચાલતું, તેમ શ્રાવક વિના પણ નથી જ ચાલતું. શાસનની સ્થાપના વખતે પણ શ્રાવક હોય છે, શાસનના વિચ્છેદ સુધી શ્રાવકો હોય છે. શ્રાવક વિના શાસનના અંગોની સુરક્ષા-વ્યવસ્થા-વહીવટ કોણ કરે ?

સુવિધિનાથ થી શીતલનાથ ભગવાન વચ્ચે તીર્થનો વિચ્છેદ થયો. (આવું ૭ તીર્થંકરોના શાસનમાં થયું.) ત્યારે સાધુ ન જ હોય તેવું નથી. પ્રત્યેકબુદ્ધ સાધુઓ ત્યારે થઇ પણ શકે છે - એમ શાસ્ત્રકારો જણાવે છે. તેઓને નિમિત્ત મળવાથી જાતિસ્મરણ જ્ઞાન થાય છે. સ્વયં સાધુ બને છે. ગુરૂ વગેરે હોતા નથી. પણ ત્યારે શાસન તો નથી જ હોતું - કારણકે શ્રાવકો નથી હોતા!

- એકવાર પૂ. ગચ્છાધિપતિશ્રી સાથે વાત કરી રહ્યો હતો. સંઘના કાર્યો-જવાબદારીઓના કારણે ક્યારેક શિષ્યો-સાધુઓના અભ્યાસમાં વિક્ષેપ પડે છે - તેવું મેં જણાવ્યું. અને વિનંતી કરી - સંઘના કાર્યોમાંથી મને નિવૃત્ત કરો. મારે સાધુઓને ભણાવવા છે.

પૂજ્યશ્રીએ કહ્યું - સાધુ અને શ્રાવક - એ શાસનના બે પૈડા છે. એકલા શ્રાવકોથી શાસન ન ચાલે, તેમ એકલા સાધુથી પણ ન ચાલે. એટલું જ નહીં - બે પૈડાં સરખા માપના જોઈએ. એક ટ્રકનું હોય અને બીજું સાઈકલનું હોય તો શું થાય ? ન ચાલે. જેમ સાધુને તૈયાર કરવા એ આપણી ફરજ છે, તેમ શ્રાવકોને તૈયાર કરવા એ પણ આપણી ફરજ છે. રોજ સાધુઓના અભ્યાસમાં વિક્ષેપ થાય, એ ન ચાલે. પણ ક્યારેક થાય, તો ચલાવવું પડે.

- વાત એ હતી કે જ્ઞાનની મહત્તા બતાવીએ, તેનો અર્થ એ ન કરવો કે ક્રિયા નિરર્થક છે. હકીકતમાં વ્યવહારમાં ક્રિયાની પ્રધાનતા છે, કારણકે જ્ઞાન તો અતીન્દ્રિય – નહિ દેખાતી વસ્તુ છે.
- જ્ઞાનનું માહાત્મ્ય શાસ્ત્રકારોએ જે રીતે બતાવ્યું છે - તે આ છે.
- સાધુનું વિશેષણ છે - 'નિત્યં સ્વાધ્યાયસંયમરતાનામ્' સાધુ સદા સ્વાધ્યાયમાં જ રત હોય. જ્યારે પણ પ્રતિક્રમણ-પડિલેહણાદિ આવશ્યક ક્રિયા કે વૈયાવચ્ચનું કાર્ય ન હોય તો સાધુ સ્વાધ્યાય જ કરતો હોય.
- સાધુ ગુરૂની નિશ્રામાં જ રહે. પણ ગુરૂ જેટલું ભણેલા હોય, તેના કરતા શિષ્યની વધારે ભણવાની ક્ષમતા હોય અને પાત્રતા હોય તો જે વધુ ભણેલા હોય તેમની પાસે ગુરૂએ શિષ્યને મોકલવા - તેવું શાસ્ત્રકાર કહે છે. શિષ્યએ પણ ભણવા માટે જવું, તે કર્તવ્ય છે. કારણકે **શાસન જ્ઞાનથી ચાલે છે**.
- ભણવા માટે વિહાર કરવો પડે, વિહારમાં ઓછાવત્તા દોષો લાગે તો પણ ભણવા જવાનું છે. કારણકે જ્ઞાનથી પોતાના સમ્યગ્દર્શનની વિશુદ્ધિ, ચારિત્રની નિર્મળતા, શાસનની પ્રભાવના વગેરે અનેક લાભો છે.
- કદાચ પોતાની ક્ષમતા મુજબ ભણાવનાર કોઈ સાચા સાધુ ન હોય, તો શિથિલાચારી પાસે કે ગૃહસ્થ પાસે ભણવાનું પણ શાસ્ત્રકારે કહ્યું છે. (સામાન્યથી સાધુએ ગુરૂ પાસે - સાધુ પાસે જ ભણવાનું હોય છે.)
- પાંચ-સાત સાધુનું ગ્રુપ હોય, તેમાં વ્યવહારથી તો જે વધુ પર્યાયવાળા હોય, તે વડીલ ગણાય; તેમની નિશ્રા કહેવાય. પણ શાસ્ત્રકારો કહે છે **- જે જ્ઞાની હોય - તેની જ નિશ્રા ગણાય; ભલે તે પર્યાયમાં નાના હોય. બીજા બધાએ તેમની જ આજ્ઞામાં રહેવાનું હોય છે, તેમને જ પૂછીને કોઈપણ કાર્ય કરવાનું હોય છે,** કોઈપણ વિષયમાં તેમનો નિર્ણય જ ફાઈનલ ગણાય છે.
- હવે તમને પ્રશ્ન કરવો છે, તમારા જીવનમાં જ્ઞાન માટે પુરુષાર્થ કેટલો ?

  છેલ્લા કેટલાક વર્ષોમાં શ્રાવકોમાં આરાધના ક્ષેત્રે પ્રચંડ વૃદ્ધિ થઇ છે કરોડોના દાન થાય છે. હજારોની સંખ્યામાં સિદ્ધિતપ... સેંકડોની સંખ્યામાં માસક્ષમણ વગેરે તપ થાય છે.

  પણ જ્ઞાનના ક્ષેત્રે ? પ્રગતિ તો નથી, કદાચ અધોગતિ છે ! અમદાવાદ - જે જૈનોનું પાટનગર કહેવાય, તેમાં સંસ્કૃત વાંચી-સમજી શકે તેવા શ્રાવકો કેટલા ? (પંડિતો કે દીક્ષાર્થીને છોડી દેવાના.)

  અરે, પાંચ પ્રતિક્રમણ સૂત્રો શુદ્ધ-કડકડાટ બોલી શકે, તેવા શ્રાવકો કેટલા ? એ પણ પ્રશ્ન છે !
- **શાસ્ત્રોમાં શ્રાવકોના વિશેષણો કહ્યા છે - 'લદ્ધટ્ઠા, ગહિયટ્ઠા..'**

  શ્રાવકો શાસ્ત્રાર્થ જાણતા હોય. અમને પ્રશ્ન કરી શકે, અમારી ભૂલ થાય તો પકડી શકે. અત્યારે આવા શ્રાવકો મળે ખરા ? અમારે વ્યાખ્યાન કરવું હોય તો કોઈ તૈયારીની જરૂર નથી. કોઈ ભૂલ કાઢશે - તેવો ભય હોતો નથી. જો કે વર્તમાનમાં તો પદાર્થના વ્યાખ્યાનો પણ ઓછા થઈ ગયા છે. મોટે ભાગે ઉપદેશાત્મક વ્યાખ્યાનો જ હોય છે. (એ પણ જરૂરી છે, સારા છે જ.)

  દિગંબર કે સ્થાનકવાસીઓમાં શ્રાવકો ભણે છે. અમને 'ચેલેન્જ' કરી શકે, એટલું ભણેલા હોય છે. તમારામાં એવું કોઈ પ્રાયઃ હોતું નથી.

- **એક વાત યાદ રાખજો - આરાધનાથી પુણ્ય બંધાશે, સામગ્રી મળશે; પણ દોષનાશ-ગુણવૃદ્ધિ રૂપ આત્મિક વિકાસ જ્ઞાન વિના મુશ્કેલ છે - લગભગ અસંભવ છે.**
- પાઠશાળામાં કોણ ભણે ? બાળકો ? કે જે ન ભણ્યા હોય તેવા નાના-મોટા બધા ?
  મારા ગુરૂદેવ - ૭૦+ ઉંમર, ૩૬ શિષ્ય-પ્રશિષ્યોનો પરિવાર, ૫૦ વર્ષનો પર્યાય, પ્રચંડ પ્રભાવકતા હોવા છતાં રોજની ૩-૪ ગાથા નવી ગોખતાં હોય છે. તમને ભણવાનું મન થાય ખરું?
- પુસ્તક છપાવવું હોય તો લાભ લેનારાની લાઈન લાગે છે. પુસ્તક વાંચનારા કેટલા ? તે પ્રશ્ન છે.
- જ્ઞાનપદની આરાધનામાં-જ્ઞાનપ્રાપ્તિનો પુરુષાર્થ કરો-એ જ મુખ્ય વાત કરી છે.

## સમ્યક્ ચારિત્ર પદ

- જ્ઞાન એ અજવાળું-પ્રકાશ છે.
  પ્રકાશ થયા પછી જૂનો કચરો સાફ કરતાં પૂર્વે, નવા કચરાને આવવાના રસ્તા બંધ કરવા પડે. નહિ તો જૂના કચરાને સાફ કરવાનો કોઈ અર્થ ન રહે.
  **શાસ્ત્રકાર કહે છે - ચારિત્ર એ નવા કર્મને આવતા અટકાવનાર છે.**
- ચારિત્રના બે પ્રકાર છે.
  ૧) સર્વસંવર - જ્યાં બિલકુલ કર્મબંધ ન થાય. આ માત્ર ચૌદમા ગુણસ્થાને હોય.
  ૨) દેશસંવર - જેમાં કર્મબંધ ઓછો થાય. તેના પાછા બે પ્રકાર છે.
    a. સર્વવિરતિ – જેમાં સર્વ પાપોનો ત્યાગ હોય.
    b. દેશવિરતિ – જેમાં આંશિક પાપોનો ત્યાગ હોય.
- **સમ્યગ્દર્શન કરતાં સમ્યક્ ચારિત્રની તાકાત ઘણી જ વધારે છે.**
  સમ્યગ્દર્શન તો એક જીવ અસંખ્ય ભવોમાં પામી શકે અને ચાલ્યું જાય, તેવું બને.
  **સમ્યક્ ચારિત્ર તો એક જીવ વધુમાં વધુ ૮ ભવમાં જ પામી શકે. આઠમી વાર સમ્યક્ ચારિત્ર પામે એટલે તે ભવમાં મોક્ષ થઇ જ જાય !**
  અલબત્ત, સમ્યક્ ચારિત્રમાં સમ્યગ્દર્શન હોયજ છે. સમ્યગ્દર્શન વિનાનું ચારિત્ર તો કાયકષ્ટ જ છે, એ આપણે કહ્યું છે. જે એમ કહેવાય છે કે અનંતીવાર ચારિત્ર લીધું, છતાં મોક્ષ ન થયો - તે સમ્યગ્દર્શન વિનાનું દ્રવ્ય-ચારિત્ર સમજવાનું છે.
- શાસ્ત્રકાર લખે છે કે જીવનના અંતમાં અંતર્મુહૂર્ત માટે પણ ચારિત્ર મળ્યું હોય, તો વૈમાનિક દેવલોક સિવાયની ગતિ ન થાય.
- ઉપદેશ પ્રાસાદમાં હરિવાહન રાજાનું દૃષ્ટાંત આવે છે. તેમને જ્ઞાની ભગવંતે કહ્યું, 'તમારું આયુષ્ય હવે ૯ પ્રહર (૨૭ કલાક) જ બાકી છે.'
  તમને કદાચ ખબર પડે કે - હવે એક જ દિવસનું આયુષ્ય છે, તો દીક્ષા લઇ લો ને ?
  *સભા : ચોમાસામાં ન લેવાય ને ?*
  તેમાં અપવાદમાર્ગ છે. આવી પરિસ્થિતિ હોય તો ચોક્કસ આપી શકાય. એટલે બહાનું નહિ કાઢો.
  અમારા ગુરૂદેવે એકવાર વ્યાખ્યાનમાં આ પ્રશ્ન કરેલો, ત્યારે સભામાંથી એક ભાઈ કહે - 'લઈ તો લઈએ, પણ પછી સંયમના પ્રભાવે જીવી જઈએ - તો મુશ્કેલી થાય !'
  હરિવાહન રાજાને મંત્રીએ ઉપદેશ આપ્યો. તેનાથી પામીને દીક્ષા લીધી. ૯ પ્રહરનું ચારિત્ર

પાળીને સર્વાર્થસિદ્ધ વિમાન (સર્વોત્કૃષ્ટ દેવગતિ) માં ગયા. ત્યાંથી પછીના ભવે અવશ્ય મનુષ્ય થઈને મોક્ષે જાય - એવો નિયમ છે.

- દીક્ષા લેવા માટે રજોહરણ લઈને નૃત્ય કરતાં રાજકુમાર મૃત્યુ પામીને દેવલોકે ગયા. એ વાત તો જાણીતી છે જ ને. !
- સર્વવિરતિની વાત તમને સાધુપદમાં કરી છે. આજે દેશવિરતિની વાત કરવી છે. તેમાં ય સૌ પ્રથમ સામાયિકની વાત કરવી છે. સામાયિક પણ ૪૮ મિનિટનું ચારિત્ર જ છે.
- **શ્રાવકની સર્વોત્કૃષ્ટ આરાધના - સામાયિક છે.**
  ગમે તેવા દાનવીર, તપસ્વી, કાર્યકર.... માટે એમ નથી કહેવાતું કે તે 'સાધુ જેવો' છે. પણ ૧ સામાયિક કરનાર શ્રાવકને શાસ્ત્રકારે (જ્યાં સુધી સામાયિકમાં હોય ત્યાં સુધી) 'સાધુ જેવો' કહી દીધો છે. કારણકે બીજા બધા ધર્મકાર્યોમાં પણ ઓછાવત્તા અંશમાં પાપ ચાલુ હોઈ શકે છે. સામાયિકમાં બે ઘડી માટે સર્વ પાપોને કરવા-કરાવવાનો ત્યાગ થાય છે.
- તમે સામાયિક કરો છો ? સામાયિક કરવી ગમે ?
  ઘણાં શ્રાવકોને ભક્તિ-તપ વગેરે બીજી બધી આરાધનાઓનો રસ હોય છે, પણ કોને ખબર કેમ? સામાયિકની આળસ હોય છે. પ્રવચનમાં પહેલેથી આવે, છેક સુધી બેસે. એક કલાક પૂરો થાય. પણ સામાયિક ન કરે. અમને મળવા આવ્યા હોય - એક - બે કલાક બેસવાના હોય. અમે કહીએ - 'જુઓ અહીં ધોતી-ખેસ-કટાસણું-ચરવળો છે - સામચિક લઇ લો..' તો પણ કંટાળો આવે !
  સભા : કપડા બદલવાની કડાકૂટ કરવી પડે.
  દુનિયાનું કોઈ કાર્ય કડાકૂટ વિના થતું નથી.
  એક ભેળ બનાવવી હોય તો પણ મમરા, સેવ, પુરી જોઈએ, ચટણી બનાવવી પડે. કેટલી કડાકૂટ છે ? સંસારમાં ઠેર ઠેર કડાકૂટ છે જ. શાસ્ત્રકારે સામાયિકનું જઘન્ય ફળ બતાવ્યું છે - ૯૨,૫૯,૨૫,૯૨૫ પલ્યોપમ સુધી દેવલોકના સુખો મળે - તેવું પુણ્ય બંધાય. આટલા પુણ્ય માટે કપડા બદલવાની મહેનતને કડાકૂટ કહેવાય ? અને આ તો જઘન્ય ફળ છે. ઉત્કૃષ્ટ ફળની તો કોઈ સીમા જ નથી.
- ૧ વ્યક્તિ પ્રવચનમાં સામાયિક લઈને બેઠી હોય, બીજી વ્યક્તિ વગર સામચિકે બેઠી હોય. બંને પ્રવચન સાંભળે. બંને ખાતા નથી - પીતા નથી - લાઈટ-પંખા કરતા નથી. છતાં ફળમાં કેટલો ફરક પડે ? જેણે સામાયિક લીધી, તેનું દુનિયાના બધા પાપો સાથેનું કનેક્શન તૂટી જાય, પાપ લાગતા બંધ થાય, કર્મ ન બંધાય. જેણે સામાયિક નથી લીધી, તેને તો દુનિયાભરના પાપો (જેની વિરતિ ન હોય તે બધા) લાગ્યા જ કરે, કર્મબંધ થયા જ કરે !
  જેણે સામાયિક લીધી - તે તો મોબાઈલ બંધ કરીને - થેલીમાં મૂકીને જ બેઠો હશે. મોબાઈલ તરફ જોવાનો પણ નથી. જેણે સામાયિક નથી લીધી, તેનો મોબાઈલ ખિસ્સામાં જ હશે. વાઈબ્રેટ થશે, તો વ્યાખ્યાનમાંથી ધ્યાન મોબાઈલ પર જશે. કાઢીને જોશે - 'કોનો ફોન છે ?' જરૂરી લાગે તો બહાર જઈને વાત કરશે. આવું બધું સંભવિત છે. જેણે સામાયિક લીધી છે, તે કશું કરવાનો નથી જ.
- **તમે સહુ એટલું તો માનો જ છો કે ચારિત્ર વિના મોક્ષ નથી જ થવાનો. તો આવતા ભવમાં ચારિત્ર જોઈએ છે ખરું ? અને જો હા - તો મારો પ્રશ્ન છે - જેને આ ભવમાં ૪૮ મિનિટનું સામાયિક કરવું ગમતું નથી, તેને આવતા ભવમાં જીવનભરનું સામાયિક ગમવાનું છે ? મળવાનું છે ? તમને તે સંભવિત લાગે છે ?**
- આ જગતના બધા ધર્મોમાં શ્રેષ્ઠ સંન્યાસ (સાધુજીવન) તો જૈન ધર્મમાં જ છે. પણ ઘણાં

ધર્મોમાં પોતાની રીતનો સંન્યાસ બતાવેલો તો છે. જયારે સામાયિક - ૪૮ મિનિટનો સંન્યાસ - એ માત્ર જિનશાસનમાં છે. દુનિયાના કોઈ ધર્મમાં આવી આરાધના બતાવી નથી !

- ઉપદેશ પ્રાસાદ ગ્રંથમાં કથા છે.

એક ચોર - બધા પાપે શૂરો હતો. તેના પડોશમાં શ્રાવક શેઠ રહેતા હતા. તે રોજ સામાયિક કરે. એક વાર ચોરને થયું - 'આ શેઠ જે ધર્મ કરે છે - તે હું પણ કરું.' તેમની સાથે સામાયિક કરી. હકીકતમાં સામાયિક તેને આવડતી નહોતી, પણ શેઠે જે કર્યું - તે બધું કર્યું. તે મરીને પાછો ચોર થયો. પકડાયો. ફાંસીની સજા થઈ. સવારે તેને ફાંસી આપવા રાજસેવકો લઈ જતા હતા. આ બાજુ રાતના જ રાજાનું મૃત્યુ થવાથી અને કોઈ વારસદાર ન હોવાથી મંત્રીઓએ રાજાની હાથણીની સૂંઢમાં કળશ મૂકીને ફેરવી. (એવું માને કે નગરના અધિષ્ઠાયક દેવતા, જે માણસ યોગ્ય હોય - તેના માથે અભિષેક કરીને રાજા બનાવે.) ચોરે પૂર્વભવમાં ૧ સામાયિક કરેલી, તેનું પુણ્ય ઉદયમાં આવ્યું. હાથણીએ તેના માથે કળશ ઢોળ્યો. અને શૂળીની જગ્યાએ રાજસિંહાસન પર બેસાડાયો !

- હું એક પ્રશ્ન કરું - અહીં જાહેરાત થાય - 'આવતી કાલે વ્યાખ્યાનમાં સામાયિક કરે, તેને ચાંદીની ૧૦ ગ્રામની ગીનીની પ્રભાવના છે.' તો તમે સામાયિક કરો કે નહિ ?

*સભા : એકે વ્યક્તિ બાકી ન રહે.*

300-૪00 રૂપિયાની ગીની મળતી હોય તો કપડા બદલવાની આળસ ન આવે - કડાકૂટ ન લાગે. તો શાસ્ત્રકાર જે ફળ બતાવે છે તે તો ઘણું ઊંચું છે - તેના પર શ્રદ્ધા નથી ?

વર્ષોથી પૂજા કરતા હશો. તેના માટે પણ વસ્ત્રો બદલવા જ પડે છે. (નહાવું પણ પડે) તેની આળસ કેમ નથી આવતી ?

*સભા : ટેવ પડી ગઈ છે.*

તો સામાયિકની ટેવ પાડી દો - આળસ દૂર થઈ જશે. એ ટેવ પાડવાનો લાભ કેટલો થશે ?

- માની લઈએ કે હજી ૨૫ વર્ષ તમે જીવવાના છો. દર વર્ષે ૨00 પ્રવચન સાંભળવાના થાય - તો ૫000 સામાયિક થઈ જશે ! આળસ કરશો તો ૫000 સામાયિકનો લાભ ગુમાવશો !

દર વર્ષે ચાતુર્માસમાં આ વાત હું શરૂઆતમાં જ કરું છું. આ વર્ષે રહી ગઈ - એટલે છેલ્લે કરી. આ વાત સાંભળીને ઘણાં શ્રાવકો સામાયિક કરતાં થાય છે. પછી કહે છે - 'હવે ટેવ પડી ગઈ છે. કોઈના પણ વ્યાખ્યાનમાં જઈએ - એટલે સામાયિક થઈ જાય છે.'

મુંબઈમાં તો એવું પરિણામ મળ્યું - મલાડ હીરસૂરિ સંઘમાં પર્યુષણ પછી પ્રવચનમાં ભાઈઓમાં જાજમ પથરાતી જ નહોતી ! બધા જ ભાઈઓ શ્વેત વસ્ત્રોમાં-સામાયિકમાં ! દાદર-આરાધના ભવનમાં તો પર્યુષણ પહેલાંથી જ જાજમ નીકળી ગઈ.

ગોરેગામ-જવાહરનગરમાં ૭0% ભાઈઓ સામાયિકમાં આવતા હતા.

આ દશ્ય પણ કેવું આહ્લાદક લાગે ?

અને તેના બીજા બે ફાયદા થાય.

૧) જે શ્રાવક સામાયિક ન કરતો હોય, તે પણ બધાની સાથે કરતો થઈ જાય.

૨) આવું દશ્ય જોઈને મહાત્માનો પ્રવચનનો ઉલ્લાસ વધે, પ્રવચન કરવાનું, સ્થિરતા કરવાનું, ફરી આવવાનું મન થાય.

- એક વાત યાદ રાખજો, **સંઘની ગુડવિલ આરાધકોથી થાય છે. જે સંઘમાં આરાધકોની સંખ્યા સારી હોય, ત્યાં મહાત્માને જવાનું-રહેવાનું મન થાય !**

મેં સાંભળેલું - પૂ. ભદ્રંકરસૂરિજી મ. તો ચાતુર્માસની જય બોલાવતા પહેલા સામાયિકની ટીપ

કરતા – 'કેટલી સામાયિક આપશો ?'

- વ્યાખ્યાનમાં સામાયિક કરવાનું નક્કી કરવાનો બીજો ફાયદો એ થાય કે મોડા આવવાનું લગભગ બંધ થઈ જાય. આખું વ્યાખ્યાન સાંભળવા મળે. તેનાથી પદાર્થ સ્પષ્ટ સમજાય. જીવન-પરિવર્તન થાય.
- દેશવિરતિમાં બીજી વાત કરવી છે - વ્રત-નિયમ-પચ્ચક્ખાણની. હકીકતમાં વિરતિનો અર્થ જ છે - પ્રતિજ્ઞાપૂર્વકનો ત્યાગ.
- ઘણાં પાપો એવા છે - જે તમે કરતા નથી, કરવાના પણ નથી. તો શા માટે તેની પ્રતિજ્ઞા (પચ્ચક્ખાણ) લઈ લેતા નથી ?

  **જો પ્રતિજ્ઞા ન લો, તો પાપ ન કરવા છતાં અવિરતિના કારણે કર્મબંધ થયા જ કરે છે** - એ વાત પૂર્વે ઘણાં વિસ્તારથી સમજાવી છે.

  એ બધા પાપોથી બચવા માટે શાસ્ત્રકારોએ બે રસ્તા બતાવ્યા છે - a. ૧૨ વ્રત b. ૧૪ નિયમ.
- બાર વ્રત મોટા ગાળા માટે - આજીવન-બે-પાંચ વર્ષ માટે લઈ શકાય. ચૌદ નિયમ રોજ લેવાના હોય છે.

  તેનાથી અબજો પાપોથી મુક્તિ મળી જાય છે.
- નાનકડો નિયમ પણ કેવો લાભકારી બને છે !

  વંકચૂલે ૪ નિયમ લીધા. પણ તેના પ્રભાવે ચોરમાંથી શ્રાવક બની ગયો, દેવલોકે ગયો, મોક્ષે જશે.

  એ ચાર નિયમ તમે બધા પાળતા જ હશો-તેવા છે.

  શાસ્ત્રમાં કથા છે - એક ગુરૂના કહેવાથી નાસ્તિક છોકરાએ (મજાકમાં જ) નિયમ લીધો – 'પડોશમાં રહેતા કુંભારની ટાલ જોઈને પછી જ પાણી વાપરવું.' એક દિવસ ઊઠ્યો તો કુંભાર જંગલમાં ચાલ્યો ગયેલો. ટાલ જોવા માટે - તેની પાછળ ગયો. ટાલ દેખાતાં જ બૂમ પાડી - 'જોઈ લીધું.' આ બાજુ કુંભારને જંગલમાં સોનામહોરો મળેલી. તેને થયું - આણે જોઈ લીધી લાગે છે - એટલે અડધી તેને આપી દીધું. (નહિ તો રાજાને કહી દે - તો રાજા બધું લઈ લે !) આવા મજાકિયા નિયમથી આટલો લાભ થયો.
- પંદરેક વર્ષ પૂર્વે મુંબઈનો એક યુવાન મળેલો. કહે - 'આપના ગુરૂદેવના પ્રવચનમાં ટી.વી. ન જોવાનો નિયમ લીધેલો. હીરાની દલાલી કરું છું. અમારા બજારમાં બધા સોદા હોટલમાં થાય - કારણકે બધાને પોતાની ઓફિસ નથી હોતી. એક વાર કોઈ સોદા માટે હોટલમાં ગયો. ત્યાં બધા જ ટેબલ ભરેલા હતા. એક ટેબલ ખાલી હતું - ત્યાં બેઠાં - ત્યાં સામે ટી.વી. ચાલુ હતું. ક્રિકેટ મેચ ચાલતી હતી. એટલે હું ઊભો થઈ ગયો. ઘરાકને કહ્યું-અડધો કલાક પછી મળીએ. અડધા કલાક પછી ગયો - તો હોટલના દરવાજે પોલીસ ઊભેલી. તે હોટલમાં બુકીઓ સટ્ટો કરતા હતા - તેના પર રેડ પડેલી. બધાને જ પૂરી દીધેલા. ટી.વી. ત્યાગના નિયમના પ્રભાવે હું બચી ગયો.'
- **ચારિત્રપદની આરાધનામાં - શક્તિ મુજબ બાર વ્રત-ચૌદ નિયમ રૂપી દેશવિરતિ સ્વીકારો**

## સમ્યક્ તપ પદ

- જૂના બંધ પડેલા ઘરમાં રહેવા જતાં પૂર્વે કચરો સાફ કરવો પડે.

  મોક્ષમાં જવા માટે આત્મામાં રહેલ કર્મનો કચરો સાફ કરવો પડે.

  **તપ - એ કર્મને સાફ કરનાર છે.**

  નિર્જરામાં બાર પ્રકારનો તપ જ બતાવેલ છે.

ખુદ પરમાત્મા મહાવીરદેવે સાડા બાર વર્ષના સાધનાકાળમાં ઘોર તપ કર્યો - સાડા અગિયાર વર્ષ ઉપવાસ કર્યા. પચીસમા ભવમાં ૧૧,૮૦,૬૪૫ માસક્ષમણ કર્યા - તે સાધનામાં તપની અનિવાર્યતા બતાવે છે.

- **તપને નિરર્થક-બિનજરૂરી માનનારા એકાંત નિશ્ચયવાદીઓને પ્રભુ વીરનું જીવનચરિત્ર જ સણસણતો જવાબ છે.**

  ઋષભદેવ અને મહાવીર સ્વામી ભગવાન સિવાયના બાવીસ તીર્થંકર ભગવંતોએ તો કેવળજ્ઞાન થયા પછી નિર્વાણ સમયે પણ ૧ મહિનાનું અનશન કર્યું છે.
- પ્રભુશાસનની દરેક આરાધનામાં તપ - લગભગ અનિવાર્યપણે જોડાયેલો છે.

  એક નવકાર ગણવાનો અધિકાર મેળવવા પણ ઉપધાન કરવા પડે. તેમાં મુખ્ય તો તપ જ છે. વડીદીક્ષા કરતાં પૂર્વે જોગ કરવા પડે, તેમાં મુખ્ય તપ છે. કલ્પસૂત્ર વગેરે આગમો વાંચવાનો અધિકાર મેળવવા માટે પણ જોગ કરવા પડે, જેમાં મુખ્ય તપ છે.
- અનેક શાસ્ત્રોમાં સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રને મોક્ષમાર્ગ કહ્યો છે. તપની વાત નથી. ત્યાં શાસ્ત્રકારોએ જણાવ્યું છે કે - તપ ન કહ્યો હોવા છતાં સમજી જ લેવાનો છે, કારણકે તપ વિના ચારિત્રનું પાલન શક્ય જ નથી !

  **જે રસનેન્દ્રિયને નિયંત્રિત ન કરી શકે, તે બીજી ઇન્દ્રિયને નિયંત્રિત ન જ રાખી શકે. એટલે તપ વિના સંયમ પાળવું મુશ્કેલ છે.**

  પચ્ચક્ખાણ ભાષ્યમાં શાસ્ત્રકાર લખે છે - વિગઈનો સ્વભાવ જ છે કે વિકાર ઉત્પન્ન કરે અને દુર્ગતિમાં લઈ જાય.
- જો કે તપ બાર પ્રકારનો છે - તેમાં છ બાહ્યતપ છે, છ આભ્યંતર તપ છે; પણ હાલ જે વાત ચાલે છે, તે બાહ્ય તપની છે. તેને 'બાહ્ય' એટલા માટે કહેવાય છે કે
  - જૈનેતરો પણ તેને (ઉપવાસ વગેરેને) તપ માને છે.(સ્વાધ્યાયાદિને જૈનેતરો તપ માનતા નથી.)
  - તે (ઉપવાસાદિ) તપ ચાલતો હોય તો શરીર પરથી જ જણાઈ આવે. (આભ્યંતર તપ જણાતો નથી.)
- પ્રભુ વીરના શાસનમાં બાહ્ય તપનો મહિમા વિશેષ વધ્યો છે, કારણકે ખુદ પ્રભુ વીરે જીવનમાં ઘોર તપ કર્યો.

  અને આપણને સહુને બાહ્ય તપ કરનારા ઉપર બહુમાન સહજ રીતે પેદા થાય છે - કારણકે શરીરને કષ્ટ આપ્યા વિના બાહ્ય તપ થતો નથી. જે આપણને અઘરો લાગે છે.
- મારે આજે - તપ પદની આરાધનાના દિવસે એ પૂછવું છે - આભ્યંતર તપનો મહિમા સમજાયો છે? તેના માટે પુરુષાર્થ છે ખરો ?
- જ્ઞાનસારમાં મહોપાધ્યાય યશોવિજયજી મ. લખે છે.

  **હકીકતમાં તો આભ્યંતર તપ જ તપ છે. બાહ્યતપ આભ્યંતર તપનો પોષક હોવાથી જ (અને તેવો પોષક બને તો જ) તપ કહેવાયો છે.** બાહ્ય તપ કરવાથી શરીર સ્ફૂર્તિવાળું રહે, સમય બચે - જેથી આભ્યંતર તપ વધે.

  પૂ. ભુવનભાનુસૂરિજી મ. એ વિદ્યાર્થી અવસ્થામાં કાશીથી ભણાવવા આવેલા પંડિત પાસે ન્યાય ભણવા માટે છટ્ઠના પારણે છટ્ઠ કર્યા ! જેથી ગોચરી વાપરવાનો - ઠલ્લે જવાનો સમય બચે !
- કદાચ તપ શરૂ કરીએ તો (શરીરના દોષો બળવાથી) શરૂમાં તકલીફ પડે - સ્વાધ્યાય વગેરે

ઘટે. પણ અભ્યાસ થયા પછી તો બાહ્યતપથી આભ્યંતર તપ વધે જ. અને તેવો જ બાહ્યતપ હકીકતમાં ઉપાદેય છે - જે પરિણામે આભ્યંતર તપ વધારે.

- જેઓ પણ આભ્યંતર તપમાં આગળ વધ્યા છે, તેમના જીવનમાં બાહ્યતપ પ્રાયઃ હોય છે જ. કદાચ ઉપવાસાદિ ન હોય તો પણ, ત્યાગ વગેરે રૂપ બાહ્ય તપ હોય છે.
- આભ્યંતર તપમાં મુખ્ય સ્વાધ્યાય છે. વૈયાવચ્ચ વગેરે તો તેવા અવસરે જ હોય, સ્વાધ્યાય સદા માટે હોય. સ્વાધ્યાયમાં જે મગ્ન હોય, તેને ખાવું પણ પળોજણ રૂપ લાગે !
- તમારી મુશ્કેલી એ છે કે તમે બાહ્યતપ પકડ્યો, પણ આભ્યંતર તપ તો ભૂલી જ ગયા ! ઉપર જવા સીડી પર ચડ્યા; પણ પછી સીડી ચડીને ઉપર તો ગયા જ નહિ - ત્યાં જ ઊભા રહી ગયા! (આભ્યંતર તપ વિનાનો) એકલો બાહ્ય તપ - કર્મનો નાશ કરે, પણ દોષનો નાશ ન કરે - દોષનાશ માટે આભ્યંતર તપ અનિવાર્ય છે.
- પૂ. ગચ્છાધિપતિશ્રીની નિશ્રામાં ઘણાં સિદ્ધિતપ થતા. એકવાર પત્રમાં મેં તેની અનુમોદના કરી, તો પૂજ્યશ્રીએ લખેલું - 'સિદ્ધિતપ તો માધ્યમ છે. તેના દ્વારા જીવ પ્રભુશાસન સાથે જોડાય, જિનવાણી સાંભળતો થાય, કાયમી આરાધના કરતો થાય - તે સાચું ફળ છે !' અને તમે તો તપ કરીને જ જાતને કૃતકૃત્ય માની લો છો.
- ધંધો કરનાર - વકરો ઘણો કરે અને નફો કંઈ ન થાય - તેના જેવું કામ તમારું છે - બાહ્ય તપ કરો પણ આભ્યંતર તપ શૂન્ય !
- હાલના કાળે સ્વાધ્યાય માટે સામગ્રી કેટલી ઉપલબ્ધ થઇ છે ? હજારો પુસ્તકો છે. આધુનિક માધ્યમોથી - જે જોઈએ તે વાંચી શકાય - સાંભળી શકાય તેવી સગવડ છે ! ઘરબેઠાં ભણવાની પણ સગવડ છે.પણ તે કોને ગમે છે ? કોનું લક્ષ્ય છે ?
- બાહ્યતપના પણ છ પ્રકાર બતાવ્યા છે.
  તેમાંથી પણ માત્ર ઉપવાસ-આયંબિલ પકડાયા છે - બીજા બધા છૂટી ગયા છે.
- ઉણોદરી પણ તપ છે. ઉણોદરીનો અર્થ છે - જમવા બેઠા પછી ભૂખ્યા રહેવું. પેટ ભરાયાનો અનુભવ થયા પહેલા જ (તૃપ્તિ થયા પૂર્વે જ) જમવાનું અટકાવી દેવું. એક અપેક્ષાએ ઉપવાસ-આયંબિલ કરતાં પણ ઉણોદરી વધુ અઘરી છે. રસનેન્દ્રિય પર નિયંત્રણ (ભૂખ હોય, પેટમાં જગ્યા હોય, સ્વાદિષ્ટ વસ્તુ હોય, પચ્ચક્ખાણ ન હોય - તો પણ ન ખાવું) અને આહારસંજ્ઞા પર કાબૂ વિના ઉણોદરી થઇ ન શકે !

  **ઉણોદરી તપ તો છે જ, અનેક રોગોની અકસીર દવા છે, નિરોગીપણાનો અમોઘ ઉપાય છે.**

  ૧૦૦ માંથી ૯૯ રોગ - ખોરાક ન પચવાથી થતા હશે. કાયમ ઉણોદરી કરનારનો અગ્નિ પ્રદીપ્ત જ રહે - અને તેના કારણે ખોરાક પચી જ જાય - કોઈ રોગ ન આવે. શરીર સ્ફૂર્તિલું રહે. ઊંઘ પરિમિત આવે. આવા અનેક લાભ છે.

  જો કે તપ, આત્માના દોષોને બાળવા કરવાનો છે, પણ સાધના માટે શરીરની સ્વસ્થતા ઉપયોગી છે, કેટલાક અંશે જરૂરી પણ છે. એટલે ઉણોદરીના બાહ્ય લાભ બતાવી રહ્યો છું.
- **એક જ સ્થાને સ્થિર બેસી રહેવું. હલનચલન ન કરવું - તે સંલીનતા નામનો બાહ્યતપ છે.**
  પ્રવચનમાં ૧ કલાક પગને હલાવ્યા વિના બેસો ખરા ?
  કીડી ચડે - ચટકા ભરે તો દૂર ન કરવી, મચ્છર કરડે તો ઉડાડવું નહિ, પરસેવો થાય તો લૂછવો નહિ - આ બધા કાયક્લેશ નામના તપ છે.
  આવો તપ કરવાનું મન થાય ?
- **હકીકત એ છે કે ઉપવાસ-આયંબિલ કરનારા 'તપસ્વી' કહેવાય છે - એટલે તે તપ કરવાનું**

**મન થાય.**

**કાયકલેશ-સંલીનતા વગેરે કરનારા 'તપસ્વી' કહેવાતા નથી. એટલે એ તપનું મન થતું નથી !**

- ઉપવાસ-આયંબીલ પછી નીવિ પણ તપ છે.
  નીવિનો અર્થ - ઉપધાનમાં થતી નીવિ નથી. પણ લુક્ખી નીવિ રૂપે જાણીતી નીવિ છે.
  ઉપધાનની નીવિમાં કાચી વિગઈ ન ખપતી હોવા છતાં નીવિયાતા ખપે છે.
  લુક્ખી નીવિમાં વિગઈ જરા પણ ન ખપે.
  મોટા ભાગનાને તો લુક્ખી નીવિ એટલે શું ? એ પણ ખબર નહિ હોય.
  બહુ સરળ રીતે કહેવું હોય તો - આયંબિલની રસોઈમાં મરચું-હળદર-ધાણાજીરૂ જેવા મસાલા વધે - એટલે લુખ્ખી નીવિ થાય.
  કેટલાય લોકોએ જિંદગીમાં લુક્ખી નીવિ કરી જ નહીં હોય ! આયંબિલ અઘરું પડતું હોય તેવા લોકો પણ લુખ્ખી નીવિ કરી શકે - એ શક્ય છે.આયંબિલ પણ આયંબિલ ખાતાને લીધે ચલણમાં રહ્યા છે. બાકી ઘરે કોણ આયંબિલ કરે છે ?
- ઉપવાસ કરનારા હશે; ચોથભક્ત ભૂલાઈ ગયું છે. આગળ પાછળ એકાસણું - વચ્ચે ઉપવાસ કરે તો ચોથભક્ત થાય.
  બે ઉપવાસને છટ્ઠ એટલા માટે કહેવાય છે કે બે દિવસ ઉપવાસના ચાર, આગળ-પાછળ એકાસણું કરવાથી ૧-૧ એમ કુલ છ ટંકનો ત્યાગ થાય છે.
  આ વાતની કેટલાને ખબર છે ?
  જો કે હાલમાં તો આગળ-પાછળ એકાસણું ન હોય, તો પણ છટ્ઠનું પચ્ચક્ખાણ કરાય છે.
- **તપપદની આરાધનામાં આભ્યંતર તપ વધારીએ, બાહ્યતપમાં ઉણોદરી-સંલીનતા વગેરે લાવીએ !**

## અહો ! જિનશાસનમ્ !

- ઓવારી જવાનું મન થાય – તેવું છે જિનશાસન !.......

**પરમાત્માએ જે માર્ગ બતાવ્યો છે, તેમાં કાળને અનુસારે ગીતાર્થ ગુરુ ભગવંતોને ફેરફાર કરવાની છૂટ આપી છે ! અને ગીતાર્થ ગુરુ ભગવંતે ફેરફાર કર્યા પછી તે જ માર્ગ બને છે !**

1. શાસ્ત્રમાં સાંજનું પ્રતિક્રમણ, નમોસ્તુ...... (બહેનોને સંસારદાવાનલ.....) ની ત્રણ ગાથા સુધીનું જ છે... ત્યારપછીનો સર્વ વિધિ, પાછળના ગીતાર્થોએ ઉમેરેલો છે.
   અત્યારે સંપૂર્ણ તપાગચ્છ એ વિધિને અનુસારે જ પ્રતિક્રમણ કરે છે; એટલું જ નહીં – કોઈ (કહેવાતો શાસ્ત્રને વફાદાર !) એમ કહે કે – 'શાસ્ત્રમાં તો ત્રણ ગાથા સુધીનુ પ્રતિક્રમણ છે, તેટલું જ હું કરીશ.' તો તેનું પ્રતિક્રમણ અપૂર્ણ માનવામાં આવે.....તેને સંઘથી બહિષ્કૃત પણ કરવામાં આવે !
   તેનો સ્પષ્ટ અર્થ એ છે કે પાછળના ગીતાર્થોએ ઉમેરેલ વિધિ સાથેનું પ્રતિક્રમણ એ જ માર્ગ બની ગયો છે !
2. એ પ્રસિદ્ધ વાત છે કે પ્રભુ વીરના નિર્વાણ પછી ૯00 થી વધુ વર્ષ પછી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણની નિશ્રામાં ૫00 આચાર્યા ભગવંતોએ ૧૩ વર્ષ સુધી રહીને ૧ કરોડ શ્લોક (૧ શ્લોક = ૩૨ અક્ષર) જેટલું શ્રુતજ્ઞાન લખ્યું...
   પ્રશ્ન એ થાય કે, પૂર્વે ૯00 વર્ષ સુધી કેમ જરા પણ ન લખાયું ?
   તેનું કારણ એ છે કે પ્રભુના શાસનમાં, જ્ઞાન લખવાનો નિષેધ હતો – તેનું પ્રાયશ્ચિત્ત હતું. (સાધુને પુસ્તક રાખવાનો પણ નિષેધ હતો !)
   અત્યારે ? જ્ઞાન લખવું – તે શ્રુતજ્ઞાનની ભક્તિ ગણાય છે – તેની પ્રેરણા – ઉપદેશ કરાય છે..
   આમ દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ પૂર્વે શ્રુત ન લખવું તે માર્ગ હતો. હવે લખવું તે માર્ગ છે.... માર્ગ બદલાઈ ગયો...
3. સાધુના આચારોમાં પણ ઘણા જ ફેરફાર થઈ ગયા છે. ગોચરી માટે જવાનો વિધિ શાસ્ત્રમાં સાવ જુદો છે.. અમે પાતરાને કપડાંની ગાંઠ લગાડેલી ઝોળીમાં લઈને જઈએ છીએ – પહેલા ગાંઠ લગાડવાની નહોતી; ૪ છેડા હાથમાં પકડીને લઇ જવાના હતા !
   ઝોળીમાં ૩-૪ પાતરા રાખવા – લઈ જવા એ હાલ સામાન્ય વાત છે.
   પહેલા એક જ પાત્ર હતું. (એકમાં ગોચરી, બીજામાં પાણી – એ રીતે બે હતા.) તરપણી, ઘડો વગેરે ઉપકરણો પણ સાર્વત્રિક છે.
   વાસ્તવમાં જેનું મોઢું સાંકડું – પેટ પહોળું હોય – તેવા પાત્ર (તરપણી, ઘડો...) રાખવાનો નિષેધ છે..
   એટલે પૂર્વના કાળે જે ઉન્માર્ગરૂપ હતું, તેવું ઘણું આજે માર્ગરૂપ બની ગયું છે !
   દાખલા તો ઘણા આપી શકાય.
   સારભૂત વાત એ છે કે, પ્રભુએ પોતે સ્થાપેલા માર્ગને બદલવાની પણ ગીતાર્થોને છૂટ આપી છે.. !
   દુનિયાના કોઈ ધર્મમાં આવી flexibility – આવી ઉદારતા જોવા નહીં મળે...
   અહો ! જિનશાસનમ્ !....

- આ સંદર્ભમાં આટલી વાતો ધ્યાનમાં રાખવી જરૂરી છે.

1. ફેરફાર કરવાનો અધિકાર માત્ર ને માત્ર ગીતાર્થ (જ્ઞાની) ગુરુ ભગવંતોને છે – જેઓ દીર્ઘકાલીન લાભ – નુકશાન વિચારીને નિર્ણય કરે છે.
2. આવા ફેરફારોની આવશ્યકતા શું ? તો જવાબ એ છે કે કાળ પ્રમાણે વ્યવસ્થામાં ફેરફાર ન કરનાર સંસ્થા, લાબું ટકી શકતી નથી...
   {પાઠશાળાઓની વ્યવસ્થામાં જ્યાં ફેરફાર નથી થયા, ત્યાં પાઠશાળાઓ લગભગ મરી પરવારી છે...

નવી વ્યવસ્થા સાથેની પાઠશાળાઓ સફળ પણ બને છે.}

3. પરમાત્મા પહેલેથી આવા ફેરફાર કહીને ન જાય ?
   શાસ્ત્રકારો જ્ઞાની હતા, તો બધું કહીને ન જાય ?
   આ પ્રશ્નનો જવાબ એ છે કે →
   ૨૧000 વર્ષમાં આવા ફેરફારો અગણિત થશે. તે બધાને કહી–લખી જવા શક્ય નથી. આયુષ્યની મર્યાદા હોય છે, શાસ્ત્રના શબ્દોની મર્યાદા હોય છે...
   ઘણું બધું લખાયેલું લુપ્ત પણ થયું છે.
   અને ભવિષ્યમાં થનારા ફેરફારને વર્તમાનમાં લખી દેવામાં નુકસાન પણ હોય છે. સંઘયણ ક્ષીણ થયા પછી જે અનિવાર્ય બનાવથી માર્ગરૂપ હોય, તે દઢ સંઘયણ વાળા માટે ઉન્માર્ગરૂપ પણ હોય, તેથી ત્યારે ન પણ બતાવાય...
   ધ્યાનમાં રાખવું કે કાળને અનુસારે આવશ્યક ફેરફારોને માન્ય કરનાર ગીતાર્થોને 'જમાનાવાદી' કહીને ઉતારી પાડવા – તે સ્યાદ્વાદને ન સમજ્યા – ન પચાવ્યાની નિશાની છે.
   દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણને પણ કદાચ 'જમાનાવાદી' કહેનારા, ક્રાંતિકારી કહેનારા, લેખનના નિષેધના શાસ્ત્રપાઠને બતાવીને વિરોધ કરનારા નીકળ્યા તો હશે જ !
   તેમના વિરોધને અવગણીને જો આ ભગીરથ કાર્ય તેમણે ના કર્યું હોત તો ? કલ્પના પણ ધ્રુજાવી દે તેવી છે...
   તેવું જ, સાધુ ભગવંતોના આચાર માટે સમજવાનું છે. જો સાધ્વાચારને શાસ્ત્રોમાં છે – તેવો જ – યથાવત્ રાખવામાં આવ્યો હોત, તો વર્તમાનમાં ૧0,000 સાધુ–સાધ્વી જોવા મળે છે; તેમાંથી ૧00 પણ જોવા મળત કે કેમ ? તે પ્રશ્ન છે. કારણકે તે આચાર પાળવો વર્તમાનકાળમાં દુષ્કર જ નહીં – પ્રાયઃ અસંભવ છે..! ભલું થજો એ પૂર્વાચાર્ય ભગવંતોનું કે જેમને કાળોચિત ફેરફારો દ્વારા જિનશાસનને જીવંત રાખ્યું ! સાથે એ પણ સમજી રાખવાનું છે કે ગીતાર્થો સિવાય કોઈને ફેરફાર કરવાનો અધિકાર નથી. એટલું જ નહીં; તે વિશે ચર્ચા કરવાનો પણ અધિકાર નથી.
   હા, શ્રાવકો એ આચાર્ય ભગવંતોના આંખ-કાન છે. સમાજમાં શું ચાલે છે, તે ગીતાર્થોને શ્રાવકો દ્વારા જ ખબર પડે છે. એટલે શ્રાવકોને તેવા કોઈ ફેરફારની આવશ્યકતા જણાય, તો ગીતાર્થોને સૂચન કરી શકે. પણ તે અંગત હોય, જાહેર ચર્ચા કે લેખોથી નહીં...
   {ફેરફાર કેવા પ્રકારના થઈ શકે ? કેવા નહીં ? તેનું શાસ્ત્રોમાં માર્ગદર્શન છે જ. તેને અનુસારે જ ગીતાર્થો નિર્ણય કરે છે. એટલે ફેરફારની છૂટ આપવાથી જિનશાસન અનિયંત્રિત થઈ જાય – તેવો ભય રાખવાની પણ જરૂર નથી. ૨૫00 વર્ષમાં થયું પણ નથી.}

---

## અહો ! જિનશાસનમ્ !

- અતિશય અદ્ભુત છે - પ્રભુનું શાસન !....
  વ્યક્તિના કક્ષા/સ્થાન/પદ ના આધારે પણ ધર્મ-અધર્મની વ્યાખ્યા પ્રભુના શાસનમાં બદલાય છે.

1. ગોચરી વહોરવા જવું – એ પ્રભુના શાસનમાં – સાધુ માટે ધર્મરૂપ છે.
   પણ, શ્રાવક, આજીવિકાની ઉપેક્ષા કરીને, ગોચરી વહોરવા નીકળે તો તે મહા-અધર્મરૂપ બની જાય.
   દ્વાત્રિંશદ દ્વાત્રિશિકામાં મહોપાધ્યાય યશોવિજયજી મ.સા. લખે છે કે – તેવો શ્રાવક અરિહંતના શાસનની ઘોર અવહેલનામાં નિમિત્ત બને !
2. જ્ઞાની ગીતાર્થ સાધુ માટે, {જેને પોતાના ગુરુ ભગવંતે અધિકાર આપ્યો હોય તેના માટે} વ્યાખ્યાન કરવું, એ ધર્મ બને.

જે જ્ઞાની-ગીતાર્થ નથી, તે વ્યાખ્યાન આપે તો પણ તે અધર્મરૂપ બને ! શાસ્ત્રકારો કહે છે – અગીતાર્થને બોલવાનો પણ અધિકાર નથી... દેશના આપવાનો તો પ્રશ્ન જ ક્યાં છે ?

3. સાધુ માટે ગોચરી વહોરવા જવું એ ધર્મ છે. પણ, તેવા કોઈ વિશિષ્ટ કારણ વિના – આચાર્ય ભગવંતને ગોચરી વહોરવા જવાનો શાસ્ત્રકારે નિષેધ કરેલો છે... કારણકે – આચાર્ય ભગવંતનું કાર્ય સાધુઓને ભણાવવાનું, તેમની સારણા – વારણા કરવાનું, શ્રાવકોને ઉપદેશ આપવાનું, શાસનની રક્ષાના ઉપાયો વિચારવાનું છે.

- ધર્મ, વ્યક્તિ અનુસારે બદલાતો હોવાથી જ, દેશના આપનારે વ્યક્તિની કક્ષાને જાણી-સમજી, તેને અનુસારે ઉપદેશ કરવાનો છે.

  વ્યક્તિની કક્ષાથી વિપરીત ઉપદેશ કરે (વાત સાચી હોય તો પણ) ; તો તે વ્યક્તિનું તો અહિત થાય; પણ દેશના આપનારનું સુતરામ્ અહિત થાય... યાવત્ અનંત સંસાર વધી શકે.
  જૈનો સામે ઉપદેશ કરતા હોઈએ, ત્યારે ભારપૂર્વક કહીએ કે – 'અરિહંત એક જ દેવ છે, તેના સિવાય કોઈને નમસ્કાર કરાય નહીં.' તેની પ્રતિજ્ઞા પણ આપીએ.
  જૈનેતરો સમક્ષ પ્રવચન કરવાનું થાય, તો તેવી વાત ન કરાય... કરીએ તો શાસનની અપભ્રાજના થાય... ત્યાં તો એમ જ કહેવાય કે - 'બધા – કોઈપણ દેવ ન નમસ્કાર કરો .. પણ વિષય-કષાયને જીતશો – તો સંસારને તરી જશો..'
- શાસ્ત્રોમાં એક કથા છે →
  એક આચાર્ય ભગવંતે કોઈ ગામમાં ભદ્રિક જૈનેતરો સમક્ષ તેવા પ્રકારની જ દેશના કરી કે - 'રાગ-દ્વેષ ઘટાડો.. કોઈ પણ દેવની ભક્તિ કરો ...' વગેરે... તેનાથી ભદ્રિક જૈનેતરો આકર્ષાયા... સાધુઓ પ્રત્યે સદભાવ વાળા થયા...
  તેમના પછી બીજા એક આચાર્ય ભગવંત આવ્યા. તેમણે તેવો ઉપદેશ કર્યો કે - 'અરિહંત સિવાય બીજા કોઈને નમસ્કાર કરાય જ નહીં – તેમાં પાપ લાગે.. ઈત્યાદિ..' લોકોએ કહ્યું – 'અમને પેલા આચાર્ય ભગવંત તો જુદું કહેતા હતા.' નવા આચાર્ય ભગવંતે કહ્યું – 'તેઓ તમને ભરમાવી ગયા છે.'
  શાસ્ત્રકાર લખે છે – બધા લોકો તો ધર્મથી વિમુખ થયા જ, પણ નવા આચાર્ય ભગવંત (સાચી પણ !) તેવી દેશનાના કારણે દુર્ગતિગામી થયા !

- વ્યક્તિને અનુસારે ધર્મ બદલાતો હોવાથી જ, અજ્ઞાનીઓએ શાસ્ત્રને નહીં, ગુરુને પરતંત્ર રહેવાનું છે. શાસ્ત્ર તો સામાન્ય ઉપદેશ કરે છે. વ્યક્તિની કક્ષા અનુસારનો ઉપદેશ તો ગુરુ ભગવંત જ કરે..
  એટલે જ, ષોડશકમાં હરિભદ્રસુરિજી મ. એ બાળ અને મધ્યમ કક્ષાના જીવોને ગુરૂપારતંત્ર્યનો જ ઉપદેશ કરવા જણાવ્યું છે.
  શાસ્ત્રપારતંત્ર્યનો ઉપદેશ પંડિત કક્ષાના જીવોને જ કરી શકાય..
  {શાસ્ત્રના ઐદંપર્યને સમજે-જાણે, તે પંડિત કહેવાય.}
  પંડિત સિવાયના જીવોને શાસ્ત્રપારતંત્ર્યનો ઉપદેશ કરવો – તે પણ પરસ્થાન (કક્ષાથી વિપરીત) દેશના છે. અને શ્રોતા-વક્તા બંનેનું અહિત કરનારી છે.
- કોઈ પણ વ્યક્તિ ધર્મબુદ્ધિથી જેની સાથે જોડાયેલી હોય, {તે વાસ્તવમાં ધર્મરૂપ ન હોય તો પણ} તેનાથી તેને છોડાવનારી {વિક્ષેપિણી} કથા ખૂબ જ કાળજીપૂર્વક કરવાની હોય છે.. તેમાં થાપ ખાઈ જવાય, તો શાસનની ઘોર અવહેલના થાય. બંનેનું અહિત થાય !
- દુનિયાનો કોઈ ધર્મ – આ રીતે વ્યક્તિ મુજબ ધર્મની વ્યાખ્યા બદલવાની સૂક્ષ્મતા ધરાવતો નથી !
  અહો ! જિનશાસનમ્ !...